# પ્રસ્તાવના

સ્વ. સર એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસ, જેમના ચિરસ્મરણીય સ્મારક રૂપે મુંબાઇમાં શ્રીફાર્બસ ગુજરાતી સભા સને ૧૮૬૫માં સ્થપાઈ છે, તેઓ સને ૧૮૪૬ના નવેમ્બર માસમાં અમદાવાદમાં આસિસ્ટન્ટ જડજ થયા તે સમયથી ગુજરાતના ઇતિહાસનાં તેમ જ પ્રાચીન ગુજરાતી સાહિત્યનાં હસ્તલિખિત તથા કંઠસ્થ સાધનો અને સામગ્રીઓના સુરક્ષિત સંગ્રહો અને સંશોધન સહિત પ્રકાશનનોયે નવાવતાર થયો, એમ નિઃસંશય કહી શકાશે. સ્વ. ફાર્બસ સાહેબે આરંભમાં સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇની સહાય અને સહાનુભૂતિથી એક પાસથી ગુજરાતના ઇતિહાસ અને પ્રાચીન ગુજરાતી સાહિત્યના હસ્તલિખિત ગ્રંથોના સંશોધ અને સંગ્રહ કરવા માંડ્યા; તેમ બીજી પાસથી એ સંબંધી અપ્રાપ્ય ગ્રંથોની નકલો કરાવી-ઉતરાવવા માંડી. ઉપરાંત કંઠસ્થ ગદ્યપદ્ય સાહિત્ય પણ જાળવવાના ઉદ્દેશથી ગુજરાત–કચ્છ–કાઠિયાવાડમાં ખૂણેખાચરે ભરાયલા તેમ રાજ્યાશ્રય સેવતા ભાટચારણાદિ કવિઓ, વહીવંચાઓ, વાર્તાકારો અને ગઢવીઓને નોતરી નોતરી તેમનાં કંઠસ્થ સાહિત્યો–વાર્તા, રાસા, રાસડા, પવાડા, છંદો, કવિત્તો દૂહા આદિને વિપુલ પ્રમાણમાં લખાવી-ઉતરાવી લેવાના પ્રબંધો પણ કર્યા. આ મહત્વના અને ઉપયોગી કાર્યમાં તેઓશ્રીએ તન, મન, અને ધનનો કાંઈ ઓછો ભોગ નથી આપ્યો. તેઓ બનતું ત્યાં સુધી તો પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો ખરીદી લેતા, પણ જ્યાં તેમ બને તેમ નહોતું ત્યાં શુદ્ધ લેખનશીલ લહીઆઓને રોકીનેયે ગ્રંથોની નકલ ઉતરાવી લેતા. ગુજરાતમાં પાટણ જેવાં સ્થળોના પ્રાચીન પુસ્તકોના ભંડારો અને સંગ્રહાલયો પોતે જાતે જોઈ આવતા, તેમ દેશી રાજ્યોમાં પ્રવાસ ખેડીને તેમ તે માટે જાતે માણસો રોકીને પણ સંશોધ ચલાવતા, એટલું જ નહીં પણ બુંદી, કોટા, જેસલમીર જેવાં ઉત્તર હિન્દનાં દૂરદૂરનાં સ્થળોએથી પણ અમલદારી લાગવગથી એવાં સાધનો મેળવાવી, પોતાને ખર્ચે તેની નકલો ઉતરાવી મંગાવતા હતા.

આમ તેઓએ પોતાની હયાતી દરમ્યાન ખરીદી તેમ ઉતરાવીને એકત્રિત કરેલા ગ્રંથો, શિલાલેખોનાં રબીંગો તેમ અક્ષરાંતરો, શિલ્પકાઓ, ટિપ્પણીઓ અને કાગળપત્રો

મુખ્યત્વે ગુજરાતના પ્રાચીન ઇતિહાસનાં સાધનો અને ગૌણ અંશે પ્રાચીન ગુજરાતી સાહિત્યના ગ્રંથોનો તેમ જ તે કાળના ગુજરાતી સાહિત્યના સર્જનમાં પ્રાથમિક પ્રેરણા આપતા, અને અભ્યાસમાં સહાયભૂત થતા સંસ્કૃત, હિન્દી, મરાઠી સાહિત્યના ગ્રંથો આદિનો સંગ્રહ જે ૫૦ પુસ્તકો જેટલો થયો હતો તેની એક સવિસ્તર નામાવલિ સાંપ્રત સમયના પર્યેષકો, વિવેચકો અને અભ્યાસકોને માર્ગદર્શક તેમ જ ઉપયોગી થઈ શકે તેવા સ્વરૂપમાં શ્રી ફાર્બસ ગુજરાતી સભાની રાહબરી હેઠળ તેના જ ખર્ચે તૈયાર કરવાનું અને છપાવવાનું કામ મને સને ૧૯૧૭ ના ઓકટોબરથી સોંપાયું અને તેના પરિણામ મેં તા૦ ૨૦–૩–૨૩ ને રોજ 'હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ ભાગ ૧ લો' છપાવી પ્રકટ કર્યો છે. એ ગ્રંથની પ્રસ્તાવનામાં શા હેતુથી કેવા ધોરણે વિદ્વાનોની સૂચના અનુસાર મેં એ પહેલો ભાગ તૈયાર કર્યો હતો, તે સ્પષ્ટ જણાવેલું છે.

સ્વ. ફાર્બસ સાહેબના અવસાન પછી કેટલાક કાળ પર્યંત હસ્તલિખિત ગ્રંથોના સંશોધ અને સંગ્રહનું કામ અટકી પડયું હતું. પછી સને ૧૯૦૨ થી સ્વ. સાક્ષર શ્રી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ એ કામ પુનઃ શરૂ કર્યું અને સ્વ. રા. બ. સાક્ષર શ્રી કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, સ્વ સાક્ષર શ્રી સર. રમણભાઇ મહીપતરામ નીલકંઠ અને સાક્ષર શ્રી દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવની વખતોવખત સલાહ લેતાં રહીને પ્રાચીન ગુજરાતી સાહિત્યના જૂના હસ્તલિખિત ગ્રંથો સભાને માટે ખરીદવા માંડ્યા. તેઓએ સ્વ. પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજી જેવાના સંગ્રહો મેળવ્યા હતા. તે પછી સ્વ. સાક્ષર શ્રી તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ પણ એ કાર્ય એ જ ધાટીએ ચાલુ રાખ્યું.

પરંતુ જૂના ગ્રંથોની ઘેર બેઠે ખરીદી કરવા કરતાં ચોક્કસ પ્રાચીન સાહિત્યરસિક સંશોધકને રીતસર રોકી તેની દ્વારા ગુજરાતના જૂદાજૂદા ભાગોમાંથી પ્રવાસ અને અંગત તપાસથી વધુ વ્યવસ્થિત રીતે ખરીદી કરવી, એ વિશેષ ઉપયુક્ત અને અર્થસાધક થશે, એમ સમજાતાં સ્વ. સાક્ષર શ્રી તનસુખરામ મ. ત્રિપાઠીની સૂચનાથી સુરત સાહિત્યપરિષદથી પ્રાચીન સાહિત્યના સંશોધક અને જ્ઞાતા તરીકે જાણીતા થયલા અનુભવી રા. રા. મોહનલાલ બકોરભાઈ વ્યાસને માસિક વેતન, ભથ્થું અને પ્રવાસ-ખર્ચ આપી ગુજરાતમાં ઠામઠામ ફરી સભા તરફથી પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો ખરીદવાને રોકવામાં આવ્યા. બે વર્ષ પર્યંત સભાએ તેમની દ્વારા એ પ્રવૃત્તિ ચાલુ ચલાવી. દરમ્યાન ડેક્કન કોલેજ પુનામાં પ્રાચીન ગુજરાતી સાહિત્યનો જે સંગ્રહ હતો તેની સવિસ્તર યાદિ કરાવવાની સૂચના થતાં રા. મોહનલાલને પુને સભાને ખર્ચે રાખી એક યાદિ ઉતરાવી લીધી. પણ કમભાગ્યે તેઓ દમના વ્યાધિથી પીડાતા હોવાથી સભાને તેમની સેવાનો લાભ મળતો અટક્યો અને એ પ્રવૃત્તિ બંધ કરવી પડી. વળી પાછી આ જ ગ્રંથસંશોધનની પ્રવૃત્તિ કાઠિયાવાડમાં કરવાની સૂચના થતાં સને ૧૯૧૯ ના સપ્ટેમ્બરથી ભાવનગરવાળા સુપ્રસિદ્ધ પ્રાચીન સાહિત્યરસિક મહેતાજી રા. રા. દેવશંકર વૈકુંઠજી ભટ્ટને માસિક વેતન, ભથ્થું અને પ્રવાસ ખર્ચ આપી એક વર્ષ માટે રોકયા. પરંતુ વૃદ્ધાવસ્થાને અંગે તેમનો પ્રયાસ મંદફલવાળો નીવડ્યો, અને એ પ્રવૃત્તિ બંધ કરવી પડી. તે પછીથી જો કે છૂટીછવાઇ પૃચ્છા આવતાં પ્રાચીન ગ્રંથો ખરીદવામાં આવે છે ખરા, પણ એ સંતોષકારક લેખી ન શકાય. અસ્તુ.

આ સહુના પરિણામે પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોની સંખ્યા અત્યાર સુધીમાં મૂળના ૫૦ થી વધી ૨૬૫ ની થઇ છે.

ઉપર જણાવ્યું છે તેમ પહેલાં મુખ્યત્વે ગુજરાતના ઇતિહાસના ૫૦ ગ્રંથોનો 'હસ્તલિખિત પુસ્તક નામાવલિ ભાગ ૧ લો' સને ૧૯૨૩ માં પ્રકટ થયો. અને એ પ્રવૃત્તિ ગુજરાતના વિદ્વાન વર્ગનો આવકાર પામનારી નીવડી છે, એમ સમજાયું; એટલે શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી બાકીનાં પુસ્તકોની પણ સાથે સાથે નામાવલિ એ જ ધોરણે તૈયાર કરી પ્રકટ કરવાનું કાર્ય મને સોંપવામાં આવ્યું અને મેં સને ૧૯૨૪ ના એપ્રીલથી તે છપાવવાનું શરૂ કર્યું; અને આ બીજો ભાગ એ તેનું જ પરિણામ છે.

આ કામ મને સોંપાયું ત્યારે સભા હસ્તક ગ્રંથસંગ્રહ ૨૦૦-૨૨૫ હતો અને તેનો બીજા એક જ ભાગમાં સમાવેશ કરવો, એવી સૂચના મને થઈ હતી. પણ જેમ જેમ એ કાર્ય હકેલાતું ગયું તેમ તેમ લાગતું ગયું કે બીજા એકને બદલે બે ભાગ, એટલે કુલ ત્રણ ભાગમાં આ કામ મૂળના ધોરણે થઈ શકશે. આથી ૫૧ થી ૧૫૦ સુધીના પુસ્તકોનો એક બીજો ભાગ પહેલા ભાગના પૂર જેટલો લગભગ થતાં સમયસર પ્રકટ કરવાનું ઉચિત ધારવામાં આવ્યું છે.

જેમ પહેલો ભાગ મુખ્યત્વે ગુજરાતના ઇતિહાસનાં સાધનોનો છે તેમ આ બીજો ભાગ મુખ્યત્વે પ્રાચીન ગુજરાતી સાહિત્ય ગ્રંથોનો છે. ગુજરાતી સાહિત્ય બહુધા પદ્યમય મળતું હોવાથી, આ બીજા ભાગમાં આખ્યાનો, વાર્તાઓ, પદો, ભજનો, કીર્તનો વગેરેના ગ્રંથો ખાસ ધ્યાન ખેંચે એવા વિશેષ પ્રમાણમાં છે. અને આમાં નરસિંહ મહેતાથી માંડી કવિ શ્રી દયારામ પર્યંતના કવિઓની કૃતિઓનો, કેટલાક અત્યાર સુધીમાં પ્રકાશમાં નહીં આવેલા કવિઓની સારી કૃતિઓનો પણ સમાવેશ થયલો છે. આમાં બ્રાહ્મણી સાહિત્ય સાથે જૈન સાહિત્ય, તેમ ઇતર લોકસાહિત્ય પણ ક્વચિત્ ક્વચિત્ સ્થાન પામેલું છે, એ એક સંતોષ લેવા જેમ બાબત છે.

આ ભાગ તૈયાર કરવામાં પહેલા ભાગનું જ નિયત થયલું ધોરણ કાયમ રાખેલું છે; એટલે તે જ હું અહીં ટાંકું છું:-

"પ્રસ્તુત નામાવલિ રચવામાં ગ્રહણ કરેલા ધોરણ વિષે વિવેચન કરવું એ અત્ર અનુચિત છે. માત્ર એટલો ખુલાસો કરવો જરૂરી છે કે જે મહત્વનાં લાગેલાં અવતરણો મૂળ ગ્રન્થમાંથી ઉતાર્યાં છે તે કેવળ પ્રતિબિંબ હોઇને તેમાં શુદ્ધિ આદિની દૃષ્ટિથી કશો ફેરફાર કર્યો નથી. તેમ બીજું એ જણાવવાનું કે કેટલાંક અવતરણો અને સંક્ષેપો માત્ર વાનગી રૂપે આપેલાં છે અને વિસ્તારભયથી ટુંકવેલાં છે. એટલે સવિસ્તર માહિતી મેળવવાની ઉત્સુકતા ધરાવનારે તે તે મૂળ ગ્રન્થો જાતે જોઈ લેવા, એ વિશેષ યોગ્ય થઈ પડશે, તેમ રુચિભેદને અંગે પણ કદાચ, નહીં તારવાયેલી વિશેષ માહિતી કે વાનગી પણ સ્વયં અવલોકનથી મળી જાય. ત્રીજું એ કે કેટલાક વિષય કે ગ્રન્થ સંબંધી જે કોઇ જાણવાજોગ માહિતી બીજાં સાધનો દ્વારા આ લેખકના લક્ષ્યમાં આવી છે તે પ્રસ્તુત નામાવલિમાં ટાંકી છે. પણ કદાચિત તેમાં કાંઈ સ્ખલન થયું હોય કે વિશેષ જાણવાજોગ બાબતો મર્યાદિત સાધનો અને શક્તિને અંગે આપવી રહી ગઈ હોય તે પણ સંભવિત છે. ટુંકમાં આપેલી હકીકત પરિપૂર્ણ છે એમ કહેવાનો દાવો કરવાનો નથી."

આ નામાવલિ તૈયાર થઈ ત્યારે સાક્ષર શ્રી તનસુખરામ મ. ત્રિપાઠી વિદેહ થયા હતા, એટલે તેમના વિશાળ જ્ઞાન, ગ્રંથપરિચય, સંશોધનશક્તિ આદિનો લાભ મળી શક્યો નથી, એ ઘણું જ દિલગીર થવા જોગ છે. હજી ત્રીજો ભાગ બાકી હોવાથી, અને તે બીજા ભાગની પેઠે પ્રાચીન સાહિત્યનો મુખ્યત્વે હોવાથી, વિવિધ, સર્વગ્રાહી, ઉપયોગી અનુક્રમણિકાઓ બન્ને ભાગની ભેગી આપવાના હેતુથી હાલ એ કામ મુલતવી રાખવું પડ્યું છે. છતાં ખપજોગી જ મહત્ત્વની માહિતીઓ સાથે એક ગ્રંથાનુક્રમણિકા તૈયાર કરી પ્રકટ કરેલી છે. સંશોધનનું કાર્ય ગહન હોઇને કેટલીક વખત પૂરતી ચિવટ રાખ્યા છતાં દોષ રહી જાય છે. આવા રહી ગયલા દોષો તેમ કેટલીક પાછળથી મળેલી વિશેષ માહિતીઓનું એક પત્રક તૈયાર કરી આ સાથે સામેલ કરવું યોગ્ય લાગ્યું છે. આશા છે કે પહેલાં એ પત્રક અનુસાર યોગ્ય સુધારાવધારા કરી લીધા પછી જ આ પુસ્તકનો ઉપયોગ કરવામાં આવશે.

છતાંયે કેટલાંક સ્થાનો, કે અપૂરતીઓ રહી ગઈ હશે, અને છે, તે સુજ્ઞો સહન કરી લેશે અને આશા છે કે તે જો મને સવેળા જણાવવાની તસ્દી લેશે તો હવે પછીની આવૃત્તિ તેનો આભાર ઉપયોગ કરવામાં આવશે. सुज्ञेषु किंबहुना

**અંબાલાલ બુલાખીરામ જાની**

તા૦ ૧૩-૫-૨૯ — સહાયક મંત્રી શ્રી ફાર્બસ ગુજરાતી સભા

મુંબઈ

# श्रीफार्बस–गुजराती–सभानां

# हस्तलिखित पुस्तकोनी सविस्तर नामावलि

## भाग २ जो

### अं. ५१ क. ઓખાહરણ–ગુ. કા.–પ્રેમાનંદ–(ર. સં.),
### (લિ. સં. ૧૮૯૭)પૃ. ૧–૬૬

આરંભ—શ્રી ગણેસાયનમઃ ।। શ્રી સારદાયનમઃ ।। શ્રીરામજી ।। અથ ઓપારણુ પ્રેમાનંદકૃત લખુ છે ।।

રાગ રામગ્રી. સંભુસુતને આદે આરાધુજી ।। મંન કંમ વચને સેવા સાધુજી ।।
ચતુર હસ લોક જેહેને માંનેજી ।। તેહેના ગુણ સુ લપીએ પાંનેજી ।।

અન્ત—વલણુ—પુરણુ આર્પાન ઓપા તણુઃ ।। કવુ છે કર જોડ રે ।।
વદે વીપ્ર પ્રેમાનંદ ।। એક વાર બોલો શ્રીરણછોડ રે ।। ૧૨ ।।

ઇતિ શ્રી ઓપારંણુ સંમપૂરણુ સમાપ્તે ।। શ્રી રસ્તુ ।। ભટ મોહલાલ હરીરાંમ સંહર અમદાવાદમાં મંડવીની પોલ મધે કલજગની પડકીમં રેહે છ રાંમજીમં સંવત ૧૮૯૭ ના કાતક સુદી ૧૩ વાર સનેઉ સંપૂર્ણ મમ દોસ નહી જે હોય તે લખું છ શ્રીરામજી સત્ય

વિષયાદિ–આ આખ્યાનમાં બાણાસુરની દત્તક પુત્રી ઉપા અને કૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધના સંયોગનો અને તે નિમિત્તે બાણાસુર, શિવ અને કૃષ્ણ વચ્ચે ચાલેલા ઘોર રણસંગ્રામનો, અને પછી ઉપા તથા અનિરૂદ્ધના લગ્નનો પ્રસંગ વર્ણવેલો છે.

હરિવંશના વિષ્ણુ પર્વના અન્ત ભાગમાં આ આખ્યાન વર્ણવેલું છે. તેમ જ વિષ્ણુપુરાણમાં પણ આ આખ્યાન વર્ણવેલું છે.

કડવાં, અને રાગથી આ ગ્રન્થનો પદબંધ રચાયો છે. કડવાં ૪૧ છે. લિપિ બાલબોધ છે.

વિશેષ–આ આખ્યાન બૃ. કા. ભાગ ૧ માં છપાયું છે. આ ગ્રન્થની વિવિધ પ્રતિઓ જોવામાં આવે છે; અને તેમાં કડવાંની સંખ્યાનું કોઈ પ્રમાણ નિશ્ચિત નથી. સંખ્યા વધતાં વધતાં ઠેઠ ૧૦૮ સુધી પહોંચેલી છે, અને જૂદા જૂદા કવિઓ તેમ જ લેખકોનો હાથ તેમાં હોવાનાં અનુમાન અને પ્રમાણ પ્રચલિત છે. એક ઓગણત્રીસ કડવાંનું ઓખાહરણ સંવત ૧૭૨૩ માં પ્રેમાનંદે વડોદરામાં રચેલું મુંબઈના ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસને પ્રાપ્ત થયેલું છે. સામાન્ય રીતે ગુજરાતમાં ઘેરઘેર ભીનાર્કમાં આ આખ્યાન ગવાય છે.

## અં. ૫૧-ખ. મદાલસા આખ્યાન-પ્રેમાનંદ-(૨. સં. ૧૭૨૮), (લિ. સં. ૧૮૯૭) પૃ. ૬૬-૧૧૨.

આરંભ—અથ મંદાલસ્યાનું આખ્યાંન લિખ્યંતે ॥

॥ રાગ અસાવરીઃ ॥ પ્રથમે પ્રણમું ગણપતિ જેમ ટલે માહારી દુર્મતિ ॥
જે સ્થકિ સરે મનોરથ અતિ ઘણો રે ॥ ૧ ॥

અંત— ॥ રાગ ધંન્યાશ્રી ॥

કથા એ છે અટપટી જે મુઈ જીવિ પ્રેમદા ॥
કથા સાંભલે સ્નેહશું તે સુખી હોયે સર્વદા ॥ ૫ ॥
ગાંધ્રવ કન્યા, ક્ષત્રી સ્વાંમીઃ રત્નઊ રૂષિનું ચરીત્ર ॥
નારદધર્મનો સંવાદ સાંભલતાંઃ પાપી થાયે પવિત્ર ॥ ૬ ॥
પદ ખટ શત એહનાં અનોપમઃ અને એક ઉપરાંત ॥
રાગ પોડશ, દેશિ ઓગણિશઃ પાંત્રીસ કડવાં સિદ્ધાંત ॥ ૭ ॥
જે ગાયે, શીખે સાંભલે નેઃ ભાવ રુદયાશું ધરે ॥
મહિમા સુંણતાં મદા(લ)સ્યાનોઃ ભવસાગર સેહેજે તરે ॥ ૮ ॥
સંવત સત્તર અઠાવિસોઃ ચૈત્ર વદિ પંચમી રવૌ ॥
સંતની કૃપાયે કરી ॥ આખ્યાંન એ પુરણ હવું. ॥ ૯ ॥
સંવાદ ધર્મનારદ તણો સાંભલે શ્રોતા સુખ લહે ॥
અભ્યાસ અકલ નેં જ્ઞાનેં કરવો વીપ્ર પ્રેમાનંદ કેહે ॥ ૧૦ ॥

(ઉથલો) વિપ્ર પ્રેમાનંદ કેહે કવિતા છે વૈખરી ॥
આખ્યાંન એ પુરણ હવું શ્રોતાજન બોલો શ્રીહરી ॥ ૧૧ ॥

ઇતિશ્રી પદ્મપુરાણે મંદા(લ)સ્યાની કથા સંપુર્ણ ॥ શ્રી રસ્તુ ॥

વિષયાદિ—આ આખ્યાનમાં ગાંધર્વ કન્યાની પ્રાપ્તિ ક્ષત્રિય રાજા ઋતુધ્વજને થયાનો, અને મરણ પામેલી મદાલસા જીવતી થયાનો પ્રસંગ વર્ણવેલો છે. પદ્મપુરાણ તેમ જ માર્કંડેય પુરાણમાં આ આખ્યાન વર્ણવેલું છે. કવિ જો કે પદ્મપુરાણનો આધાર બતાવે છે, પણ મુખ્યત્વે માર્કંડેયપુરાણનો આધાર તેણે લીધો જણાય છે.

કડવાં અને રાગથી આ ગ્રંથનો પદબંધ રચાયો છે. લિપિ બાલબોધ છે.

વિશેષ—આ આખ્યાન બૃ. કા. દો. ભાગ ૨ જામાં છપાયું છે. પ્રા કા. માં પ્રકટ થયલા માર્કંડેય પુરાણમાં આ આખ્યાન વિસ્તારીને કવિએ તેની ફરીથી રચના સં. ૧૭૬૫ માં કીધેલી હોવાનો ઉલ્લેખ છે.

---

## અં. ૫૩-ક. નરસિંહ મહેતાની હુંડી-પ્રેમાનંદ-(૨. સં. ૧૭૩૩), (લિ. સં. ૧૮૨૨) પૃ. ૧-૧૦.

આરંભ-શ્રી ગંણેશ શાહ નમાહાઃ॥ અથ શ્રી નરશહી મેહેતાની હુડી લખી છે.

શ્રીગુરૂ ગોવિંદજીને ચરણે લાગુજી ॥ ગણપતી શારદા વાણી માગુજી॥
અંતર ગતમાં ઇચ્છા છે ઘણી ॥ ભાવે ભાખુ હુડી મેહેતા તણી ॥

અન્ત—હુડી ભણતાં હરી મલે કેહે ભટ પ્રેમાનંદ ॥૧૫॥

સંવત ૧૭૩૩ ના વરખે ઉજલ મારી વઈશાખ

વદી પ્રતીપદાએ પદબંધ કીધી અંતરનો અભિલાખ ॥૧૬॥ કડવાં છા

ઇતી શ્રી નરશઈ મેહેતાની હુડી॥ સંપૂરણ લખી છે ॥ સંવત ૧૮૧૨ના વરખે શુભ માસ પૌશ વદ ૯ વા. રવેઉએ લખવા માંડુ સંપુરણ પૌશ વદ ૧૪ વા. શુકરે સંપુરણ લખા પરમાણે લખું છે. લખનારને દોશ નહિ. લા. ગુલાબચંદ ખુશાલચંદની ચોપડી છે. જો કોઈ અલવે તેને મથે ચીલાર ભાગાનું પાપ ॥ ...દ્રો જં વીધીએ લખું હતું ત પરમણ લખું છે.

વિષયાદિ-નરસિંહ મેહેતાની હુંડી દ્વારકામાં શ્રીકૃષ્ણે સ્વીકાર્યાનો પ્રસંગ આ આખ્યાનમાં વર્ણવેલો છે. કડવાં, રાગ, ઢાલથી આ ગ્રન્થનો પદબંધ રચાયો છે. કડવાં ૭ છે. લિપિ ગુજરાતી છે.

વિશેષ—આ આખ્યાન બૃ. કા. દો. ભાગ ૨ જામાં તથા પ્રા. કા. ત્રિ. અંકમાં છપાયું છે.

---

## અં. ૫૩-ખ. સુરેખાહરણ–વીરજી-(ર. સં. ૧૭૨૦) (લિ. સં ૧૮૧૨) પૃ. ૧૧-૬૧.

આરંભ—શ્રીગંણેશ શાહ નમાહા ॥ શ્રીઆથ આખાન સુરેખા હરણનુ લખુ છે ॥

રાગ કેદારો॥ પરપંચ શમરૂં શંભુસુતને ભાવ ધરીને મન ॥

જેહે તણી કૃપાએ કરીને ઉપજે સુખ પાવંન ॥ ૧ ॥

તેહે તણા પદપંકજ વંદી ॥ ગાઉં ગુણ ગોવિંદ ॥

શાર કરો શુધબુધના શવામી ઉપજે મન આનંદ ॥ ૨ ॥

... ... ... ... ... ... ... ...

શ્રી ગરુચરણ કમલપદપંકજ વંદી નામું શીશ ॥

... ... ... ... ... ... ... ...

વીપર વીરજી ચરણે રાખો, થાજો કરુણાવંત ॥

નમશકાર નરશઈ મહેતાના ॥ પરથમ નામું શીશ શ્રીવંત ॥૧૫॥

દાશ કબીરને નમું ભાવે ॥ મનમુ ચઢશો રીશ ॥

વછનાગર શાગર પરણામુ ॥ ભાવે ધરી ચરણે

ચડાવુ શીર સ્થાપુ ॥ ૧૬ ॥

સુરદાસ, પાવન પ્રેમાનંદ ચંત ન કરશો ભીન ॥

મીરાંબાઈ, નામદેવનાં નીત વંદી ચરણ થઈ મીન ॥ ૧૭ ॥

અન્ત—

(રાગ ધનાશરી) શોતા જંન શરવ શાભાલો પાચે મ(ન)ની આશ

અવલાનું સવલું કરે જેહને કીશન શરખા સાહે ॥ ૨૯ ॥

ફરી નહી આવે ધરભવાશે ॥

કવીજને પુરૂ શકટ ભાગુ કશન તે એ મહીમાએ ॥
એમ શરવની આશ પુરે તે તીભોવનના રાએ ॥ ૩૦ ॥
સંવત ૧૭ વીસ માંહે ગ્રંથ એ પુરણ થાએ
અવલાનું સવલું કરે જેહને કીશન શરખા સાહે ॥ ૩૧ ॥
માહારો ભેદ તાંહાં સઘલો ગયા ॥
વેશાખ સુદ પંચમી પરણ્યા વાર ગરૂ કેહેવાએ ॥ અવલાનું ॥ ૩૨ ॥
તે દીવસ સંપુરણ થઉ, પરી પુરણ આખાંન ॥
શુદ્ધ અશુદ્ધ જાણુ નહી ॥ ગુણ ગાઆ શ્રીભગવાંન ॥ ૩૩ ॥
ગ્રથને શંખા વીશી ॥ પદ બાહારશહુ ને તેર ॥
પચીશ કડવાં બાંધીઆં ॥ જુજવો જુજવો રાગ કરી ॥ ૩૪ ॥
બરાણપોહોર મધે ભટ વીરજી નામ
તેહ તણી કરુણા થકી કવી કીધા શ્રીભગવાન ॥ ૩૫ ॥
(વલણ) કીરપા શ્રીભગવાનની મેહે કથા પુરણ વીશતારી ॥
આધારજન કેહે શ્રોતાજંન શહુ ॥ જે જે કીશન
કાંહાં શ્રીહરી ॥ ૩૬ ॥ કડવાં ૨૫ ॥

શપુરણ શુરેખા હરણ લખુ છે જે વીધીએ લખુ હતું તે વીધીએ લખુ છે લખનારને દોશ નહી શવત ૧૮૧૨ ના વરખે માહા સુદ ૧૪ વા શનેઉ લા શા ગુલાબચદ ખુશાલચદનો ચપડ છે જે કો વાચવા લઈ જાએ જે આલવે તેહને માથે ચોલાડ ભાજનું પાપ લખુ છે

વિષયાદિ-બલરામની પુત્રી સુરેખાનુ હરણ અર્જુનના પુત્ર અભિમન્યુએ પાડવો બાર વર્ષ વનમા રહ્યા તે પ્રસગે કરેલું તેનું વર્ણન છે. આ કથા શ્રીમદ્‌ભાગવતાદિમાં નથી, પરતુ તેમા વર્ણવેલા હરણના પ્રસગોના જેવો જ એક આવો પ્રસગ કલ્પવામાં આવેલો છે. દ્રૌપદીહરણની પ્રસ્તાવનામાં રા. બા હરગોવિંદદાસ તેમ જ રા સા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ આદિ આ કાવ્ય વીરજીની કલ્પનાથી રચાયલુ હોવાનુ અને તેમા ઉર્દૂ સાહિત્યની છાંટ હોવાનું કહે છે તે સાવ ખોટું અને આધાર રહિત છે. વીરજીની અગાઉ ખભાતના કવિ કુવેરે સ ૧૭૧૧ મા સુરેખાહરણ લખેલું છે તેમ એની દતકથા પ્રેમાનદના પૂર્વેથી ઉતરી આવેલી છે, અને તેને અનુસરીને જ વીરજીએ અદ્ભુત રસભર્યું આ આખ્યાન બાધેલુ છે કડવા ૨૫ છે.

વિશેષ–બૃ કા દો ભાગ ૨ જામા તેમ જ પ્રા કા ત્રિ અકમાં આ આખ્યાન છપાયું છે. આમા વીરજીએ પોતાના ગુરુ પ્રેમાનદ વિષે આરભમા સ્પષ્ટ અને અતમા ‘કવીજને પુર શકટ ભાગુ’ એ લીટી દ્વારા મભ્ભમ રીતે ઉલ્લેખ કીધો છે વળી આધાર ભટ નામના એક ગાયકનો પણ અતે ઉલ્લેખ છે આ આધાર ભટને નામે ઘણા કવિઓના આખ્યાનો ચઢેલા છે ખરી રીતે તે આખ્યાનોનો રચયિતા ન હતો પણ ગાયક હતો, એમ સમજાય છે.

આ ચોપડામા પાનાંનો એક ક્રમ કોઈ આગલના ચોપડાથી ચાલતો આવેલો હોવાનું જણાય છે. તે અનુસાર પાનાની સખ્યા ૫૬ થી ૧૦૬ છે લિપિ ગુજરાતી છે.

## અં. ૫૨-ગ. શ્રી થુલીભદ્રનો નવરસ-જૈનકવિ-(ર. સં. ),
## (લિ. સં. ) (પૃ. મૂળનાં ૧૦૭-૧૦૮)

આરંભ—શ્રી ગંણશ શાઅ નમાહા ॥ શ્રીગુરુભોઅ નમ ॥ શ્રીથુલીભદરનો
નવ-રશ લખો ॥
તે ખરો શુખ સંપદા એક શદા ॥ ૧ ॥
અંક કરજો શંધ ॥ શાશન અંક શીવ ગતી
વંદુ શી વીર જનંદ ॥ જંબુદીપના ભર પતી
પડલી પોરની પરમ ॥ સુખ દીલ મેહેતા તે શપીઆ ॥
લખુ લહે સુખ કથા ॥ નાત નાગરી શીરોમણી ॥
નવ તેહેને શંતાન શીતાદાઓ સુત હવા વંશ વધારણા ॥

વિશેષ-રાસ અપૂર્ણ છે. તે સાસુવહુના સંવાદ રૂપે શરૂ થાય છે. થુલીભદ્ર પરદેશ જતાં તેની વહુની વિરહાવસ્થા વર્ણવવાનો ઉપક્રમ કરેલો છે. બાર માસની વિરહવેદના વર્ણવવાનો આશય હશે, પરંતુ માત્ર આષાઢ માસ સંબંધમાં ત્રણ પંકિતઓ લખેલી છે. લિપિ ગુજરાતી છે.

---

## અં. ૫૨-ઘ. ચંદ્રહાસાખ્યાન-વિષ્ણુદાસ (ર. સં. ),
## (લિ સં. ૧૮૧૩) પૃ. ૧-૩૨

આરંભ—શ્રી ગણેશાએ નમઃ ॥ શ્રી શારદાએ નમઃ ॥ શ્રી આંખાંન ચંદ્રહાશનુ લખુ છે.
રાગ રંમગરી ॥ પ્રથમે પ્રણમુ ગવરીનું બાલજી ॥ શંભુજીના શુતશું ઢાલજી ॥
એક જ દંતો દુદ વીલાસજી ॥ મઆ કરો મુઝને દેવ દયાલજી ॥
માહારા શ્રી ગરુને ચરણે નામું હરીભટને લાગુ પાએ ॥
તે તણી કીપા થકી પદબંધ પુરણ થાએ, અશ્વમેધ તણી કથા સાંભલે અઘ મુકાએ ॥
કરજોડી વીષ્ણુદાસ કેહે હરીભગતનો મેહેમાએ ॥

અન્ત—ગાતાં શુણતાં શ્રી હરી પૂરે મંનની આશ ॥
બેહુ કરજોડી વીનવે વિષ્ણુ ભગત વીષ્ણુદાસ ॥ કડવાં ૩૦ ॥
શ્રી ચંદ્રાહાશનુ આખાનુ શંપુરંણુ લખુ છે ॥ જેહેવી પ્રત હુતી તેહેવી લખી છે શ્રી લા. ॥ વા. ॥ જેચંદ હેમાચંદ લખી છ લખનાર દોશ. નહી કલાણ મશતુ સંવત ૧૮૧૩ ના વરખ પાશ શુદ ૧૩ વા. ભોમે પૂરી કરી છ.

વિષયાદિ-જૈમુનીકૃત મહાભારતના અશ્વમેધ પર્વમાં તેમ જ માર્કંડેય પુરાણમાં આ પ્રસંગ વર્ણવેલો છે. અનાથ રાજકુમાર ચંદ્રહાસ વિષ્ણુકૃપાથી ઉગરી રાજ્યપાટ પામે છે તે સંબંધી વર્ણન આમાં છે.

કડવાં ૩૦ છે. ઉપરાંત આખ્યાનના રાગની અનુક્રમણિકા પદબંધ આપેલી છે.

વિશેષ–આ આખ્યાન પ્રા. કા. ત્રિ. અંકમાં છપાયું છે. આ આખ્યાનનાં પાનાંની સંખ્યાનો મૂળ ક્રમ જળવાયો નથી. અને નવો જ ક્રમ લહીઆએ નાંખેલો છે. તેની આગળનાં તેમ પાછળનાં બબ્બે પાનાં કોરાં રાખેલાં છે.

---

## અં. ૫૨–ક. હરિશ્ચંદ્રપુરી-વિષ્ણુદાસ-(ર. સં. ૧૬૫૭) (લિ. સં. ૧૮૧૩) પૃ. ૧–૩૩.

આરંભ—શ્રી ગણશએનમઃ શ્રી શારદાએનમઃ ।। શ્રી ગરૂભ્યો નમઃ ।। શ્રી નારાએન શત છે ।। અથ શ્રી હરીચંદ્રપૂરી લખી છે શહી ।।

શ્રી રાગ આશાવરી ।। ગીરજાપતી ગીરજાનંદન ।। ગુણ પ્રથેમે સીવુ
શીર નામી રે ।।
સ્વામી રે શેવકને કીપા કરો રે ।। ૧ ।।
હંશ વાહાની સ્વરરતી ।। શુભ મતી વાંણી વરદાતા ।।
માહારે અધમતી જડ હતી રે આઇ કરો કીપાએ ।।
તમે શેવતાં કલી દેખ શહુ ।। ખાઅણુ માંહાં
દુર પલાયે ।। ૨ ।।
હરીચંદર રાઝા તણી કથા કહુ ।। ધરમનો ઓહોલાશ ।।
તુ કલાંણી કરે કીપા ।। કરજોડી કેહે વીષ્ણુદાશ ।।

અન્ત—(રાગ પરભાતી)
ઉતમ રાગ કડવાં શતાવીશ ।। પદ બારે શહ છનાઊ શહીવ ।।
શંવત શોલ ને શતાવંન ઉજલ પથ્ય માગશેર માશનો ।।
મગશેર નખેત્ર હુતુ શાર ।। તથી નવમી ને રવીવાર ।। ૨૩ ।।
શ્રી ગરૂકીપાથી શરવયા ।। બુધમાંનનો બોલી એ કથા ।।
આગેના કવી તો માહામાત્ર ।। તે આગલ હું કહી માત્ર ।। ૨૫ ।।
કાંહાં શશી તારા, શાએર કુપ ।। કાંહાં રાંક ને કાંહાં ભુપ
કાંહાં પણી ગુંજા, બાજા ને ચીર ।। કાંહાં કંચન ને કાંહાં કરીર ।। ૨૬ ।।
કાંહાં ચપક ને આવલ, બગને હંસ ।। કાંહાં મુરખ ને કાંહાં વીદાવાંન ।।
તેહ તણો મેહે લઇ આધાર ।। શંખપ માત્ર કોહો વીસ્તાર ।। ૨૭ ।।
વાશ સ્થંભ ખેત્ર સ્વરથાંન ।। શ્રી રતનાગર શમીપ નીધાંન ।।
સનાને સાગર પવીત્ર નાંહે ।। કવીની ગ્નાત મકર કુલ માંહે ।। ૨૯ ।।
વીસનગ જંનનો હું કહાવું દાશ ।। માહારો છે ખાંનપુર માંહે વાસ ।।
બેહુ કરજોડી કેહે વીસણુદાશ ।। એક વાર શહુ કહેઓ જેજે રામ ।।૩૧।।
।। કડવાં ૨૭ ।।

શ્રી કથા હરીચંદ પૂરી શંમ પૂરંણુ શમપત્ય કીધી છે જેહેવી પ્રત હતી તેહેવું જોઇ ઊતારૂ છે ॥ લખનારાને દોશ નહી લગાર ॥ જે વાંચો તે ગાલ મો દેશો ॥ શ્રી હરી કથા છે, શ્રી રામનુ નામ લખુ છે એના લખનાર વા. જેચંદ હેમચંદ લખુ છે સંવત ૧૮૧૩ ના વરખ પોશ વદ ૧૩ વા. ભોમ આખના શપૂરાંણુ લખાઅ છે શ્રી કાલાણમીસ્તુ શભવતુ

વિષયાદિ–રામાયણના અરણ્યકાંડમાં વર્ણવેલો પ્રસંગ આ આખ્યાનમાં ઉતારેલો છે. માર્કંડેયપુરાણમાં પણ આ કથા છે. પ્રેમાનંદે માર્કંડેયપુરાણમાં આ પ્રસંગ વર્ણવેલો છે.

કડવાં ૨૭ છે; રાગ ઢાલમાં બાંધેલો છે.

વિશેષ–પ્રા. કા. ત્રિ. અંકમાં છપાયું છે.

---

## અં. ૫૨–ચ. ભગવદ્ગીતા–રામભગત–(ર. સં. ૧૬૬૦), (લિ. સં ૧૮૧૩)–પૃ. ૧–૨૬

આરંભ–શ્રી ગણેશાએ નમઃ ॥ શ્રીભંગવાંત ગીતા લખી છે॥ શ્રી શારદાએ નમઃ ॥ શ્રી લખ્યમી નાથની ક્રીપા છે ॥રાગ॥

આદિ શ્રી ગરૂન નમુ રે ॥ અખ્વપૂરશનુ ધ્વાંન॥
ભગવાંત ગીતા બોલશુ રે ॥ કેવલ બ્રંહમ્રાંન ॥૧॥
અરજૂંન કેરે કારણે રે ॥ જગતહિત ઊપજે દાશ ॥
કમ માંહે નીર્કમ કહુ રે ॥ તેહેનો હારદવ લેશ ॥ ૨ ॥
ઊપનીષદનો અરથ છે રે ॥ જોગ શાહાસ્રનુ ગનાન॥

............ ...... ........

રામભગતે ભાવે કરી રે ॥ ચોપાઈબંધ વીસ્તારે ॥ ૫ ॥

અન્તઃ—રહીત કામના મે સ્તુતી કરી ॥ માહારી બુધે વાંણી વસ્તારી ॥ ૨૯
વેદવાંત મંત્ર ગીત(ા)નુ ગ્નાન ॥ તે ઊપર કીધુ અખ્યાન ॥
શ્રી ગુરૂ ચરંણ ક્રીપાએ કરી ॥ અમ્રીત હરી રસ મુકયો ભરી ॥૩૦॥
ગ્નાંન પાત્ર કરી પીશે જેહ ॥ ભગત રૂપ નર ભણીએ તેહ ॥
શંવત ૧૭૬૬ શોલ શાઢોતરે॥ આશો માશ પખ્યે ઊઝલે ॥૩૧॥
દીન દવાદશી ને રવીવાર ॥ શ્રી કથા હવી શંપૂરણ વીસ્તાર ॥
જોગ શાહાસ્ર બ્રંહ્મ વીદવાએ શન્વાશ જોગ અસ્ટાદશમોઅધ્યાયે ॥૩૨॥

શ્રીભગવંતગીતા શંપૂરંણ લખી છે ॥ જેહવી પ્રત પ્રમંણે ઊતરી છે ગાતા વાતાં હરી કીરતંનામાંહાં શંભારજો ॥ લા. બા. જેચંદ હેમચંદ ચોપડી લખી છે સંવત ૧૮૧૩ ના ફ(ા)ગણુ વદ ૧૧ વા. બુધ લખી રહો છે.

વિષયાદિ–શ્રીમદ્ભગવદ્ગીતાના અઢારે અધ્યાય ચોપાઈબંધ લગભગ ભાષાંતર રૂપે જ વર્ણવેલા છે. આ કવિએ તત્ત્વજ્ઞાનના અન્ય ગ્રન્થો લખ્યાનું પ્રસિદ્ધ છે.

વિશેષઃ—આ ગ્રંથ છપાયો નથી.

## અં. ૫૨-છ. ઓખાહરણ-પ્રેમાનંદ-(ર. સં.), (લિ. સં.) (અપૂર્ણ) પૃ. ૧-૫૪

આરંભ—શ્રી ગણશાએ નમાહા ॥ શ્રી શારદાએ નમઃ ॥ શ્રીગર ભએ નમઃ શ્રી ગોવરધન નાથજી શત છે ॥ આથ શ્રી ઓખાહરણ પ્રમાનદ કરત લખું છે ॥

॥ રાગ ॥ શ્રી શુરૂ ગોવંદ ચરણે લાગુજી ॥ ગણપતી શારદા વાણી માગુજી ॥
અંતરગતમાં ઇચ્છા છે ઘણી એજી ॥ ભાવે ભાખું કથા હરી તણીજી ॥

અન્ત—કાબરા કાલા ને દલંગા ॥ પંખાલા ઊડે છે અભંગી ॥ ૮ ॥
કુમંદ લીલા ને પચવરણા ॥ પાલા આરબી ગોરા હરણા
પાખરા પવંન વેગી ઘોડા ॥ અસ્વાર બહુ જાધે જોડા ॥ ૯ ॥
...જલ વાદલ જેવા હાથી ॥ ઉપર બેઠા છે કાલ ભાથી
રથ પાલા અસ્વાર અનંત ॥ ........શે મુખ દંત ॥ ૧૦ ॥
પ્રચંડ પીઠ મોટા પહાડ ॥ શલકે છીભ ડલકે હાડ ॥
પૂર પો......

વિષયાદિ-ઉખા અને અનિરૂદ્ધનો સમાગમ અને કૃષ્ણ તથા બાણાસુરનું યુદ્ધ વર્ણવેલુ છે કડવા ૪૧ છે, રાગ વલણથી ગ્રંથ બાંધેલો છે

વિશેષ-ગૂ. કા દો ભાગ ૧ માં છપાયુ છે ગ્રંથ અપૂર્ણ છે તેના પાછલાં પાનાં જર્જરિત થયલાં છે ગ્રંથ અધૂરો હોવાથી લિપિ સવત આદિ વિગત આપેલી નથી.

---

## અં. ૫૩-જ. हिंदोलाना पद ( नं ४ )-कल्याण. पद १ प्रेमानंद-( हिन्दी)

એક પદ ગુજરાતી ભાષાનું મહાદેવનું છે

---

## અં. ૫૩-ક. રૂકિમણી હરણ-કાશીસુત-(ર. સં. ૧૬૪૭), (લિ. સં. ૧૭૧૬) પૃ. ૧-૧૩

આરંભ—શ્રી ગણેશાય નમઃ ॥ રુકમણી હર્ણની કથા ॥

॥ રાગ ધન્યાશી ॥ ગજગ્રીવા જ્યોરે ધર તુજને નમી ॥
પ્રતીબંધ પ્રારથુ રે અધમતી ગ્રોધ વમી ॥
મન મધ્યે રહી રે કરયો જ્ઞાનપ્રકાશ ॥
હું બાલક લહેતો નથીરે મુજને તાહારી રે આસ ॥ ૨ ॥
॥ ઢાલ ॥ આસ મુજને તાહારી તૂં કરે માહારી સાર ॥
અજ્ઞાનથી માંહે પડ્યો તૂ સ્યકી પામૂં પાર ॥

હું વર્ણવના કરૂં તાહારી, મહે આપ્ય સત્ય ઉદ્યોત ॥
તું આદ્ય અંત્યનિ મધ્ય અવીગત્ય અધીસ આત્મક યોત ॥
× × × ×
**શ્રી ભાગવત, હરીવંશમાં,** એ કથા વીષ્ણુપુરાંણ ॥
કંહીએક છિ વીસ્તાર, કંહી સંક્ષેપ સુધુ જાંણ ॥ ૧૩ ॥
**દશમ સ્કંધ** કયા કોમલ સાંભલી ચીત્ત લીધ ॥
કાંઈ એક લીધી હરીવંશની પ્રતિબંધ પૂરણ કીધ ॥
શુભાશુભ ને અધીક ઓછૂં ન લહુ અક્ષરગત્ય ॥
હું મંદધી તુજને સ્તવૂં, મત્ય આપ્ય શ્રીગુણપત્ય ॥ ૧૬ ॥
ઉથલો ॥ ॥ મત્ય આપ્ય શ્રી ગુણપત્ય સ્વાંમી હુ બાલક તાહારો સહુ (હી)।
કાશીસુત કહે શંભુસુતની કીપા મુજ ઉપરિ થઈ ॥ ૧૭ ॥
॥ કડવું ૧ ॥

અન્ત–(રાગ ધંન્યાશી)

રુકમણીહર્ણ પરીપૂરણ કીધું। ઉત્તમં પદ શ્રીનાથે દીધું ॥ ૧૧ ॥ રુ૦
સંવત **સોલશત્તાલા** જાંણ્ય। **માગશર સુદ પંચમી** પરમાણ ॥૧૨॥ રુ૦
**નક્ષત્ર ઉત્તરા ને રવીવાર**। રુકમણીહર્ણ કર્યો વીસ્તાર ॥ ૧૩ ॥
શ્રી **સ્તંભપુર** સાયર છે યાંહિ । કવીતાકુલ બંધારા માંહિ ॥૧૪॥ રુ૦
**કાશીસુત** કહે કાંઈ ન જાંણૂં (કૃ)ક્રષ્ણ કીપાલ તે રદયામાં આણૂં ॥૧૫॥
॥ કડવાં ૧૨ ॥

ઇતિશ્રી રુકમણીહર્ણ સંપૂર્ણ ॥ સંવત ૧૭૧૬ વર્ષે ચૈત્ર સદ ૯ શને।
શંકરપૂરવાસ્તવ્યં લખીતં ભટ પ્રીતમસુત રઘૂરાંમેણ દીવતે ॥
॥ શ્રી ॥ ॥ છ ॥ ॥ શ્રી ॥ ॥ છ ॥ ॥ શ્રી ॥ ॥ છ ॥ ॥ શ્રી ॥
વિજાપોર મધ્ય ભણશાલી કામરાજને આપી, સુભ ભવતુ.
છ ॥ શ્રી ॥ ॥ છ ॥ શ્રી ॥ છ ॥ ॥ છ ॥ ॥

આ પોથી ભા। કામરાજ રૂપાની છે, ભા। શ્રીપત વમલસી પાસે ઘરણે છે અભા ૧૦૨૫ અંકે અબાસી એક હજાર પંચવીસ માટે ધણીએ પોતે મુકી છે ॥ ॥ ॥

**વિષયાદિ**–રુક્મિણીનું શ્રીકૃષ્ણે હરણ કરેલું તે પ્રસગ આ ગ્રંથમાં વર્ણવેલો છે, અને તેમ કરતાં હરિવંશ, ભાગવત અને વિષ્ણુપુરાણનો આધાર કવિએ લીધેલો છે.

કડવાં ૧૨ છે. રાગ અને ઉથલાથી પદબંધ કીધેલો છે

**વિશેષ**–આ આખ્યાન છપાયું નથી. અન્તમાં "વિજાપોર ..ભવતુ" એ અક્ષરો મૂળ પ્રતિના અક્ષરથી જૂદા પડે છે તેમ "આ પોથી......મુકી છે" એ લીટીઓ ગુજરાતી લિપિમાં લખેલી છે. ગ્રંથ બાળબોધ લિપિમાં લખાયો છે પ્રતિ જીર્ણ છે અને કાંઇક સ્થળે અક્ષરો ચોંટેલા છે.

૨ આ કવિ ખંભાતનો હતો. તેણે હનુમાનચરિત, વિરાટ પર્વ, કર્ણ પર્વ, આ-રણ્ય પર્વ આદિ લખેલાં છે. 'કાશીસુત 'શેધજી' એમ કેટલાક ગ્રંથોમાં જણાયલું હોવાથી તેનું નામ શેધજી હોવું જોઇએ, એમ સમજાય છે.

---

## અં. ૫-ખ. સુદામાખ્યાન-ગંગાદાસ-(ર. સં. )-
## પૃ. ૧૦ (અપૂર્ણ)

આરંભ-શ્રી ગણેશાએન્મે ॥ અથ શ્રી સદામાનું અખ્યાન લખૂ છે ॥
શ્રી રાગ કેદારો ॥ શ્રી સંભુના સુતને સ્તવું। ગણપતિ ગુણ કેતા કહૂ।
વીનવુ ગાવા હરે ગુણ ખંતિ છે રે ॥ ૧ ॥
મન માહે અતિ છે ખંત। ભજવાને કમલાપતિ।
ગણપત આપો મત, કરૂણા કરી રે ॥

... ... ... ...

ત્રુટક ॥ મન અપરાધ ન ધરીએ સ્વામી। પાએ લાગી પરિ પરિ કહૂં
હવે સરણ સેવકને રાખો। સંભુના સુતને સ્તવૂં.
વિસ્વ તણો જે ઠાકોર કહીએ। સુક સનકાદિક ધ્યાએ રે ॥
ગંગાદાસ સ્વામીને સામા। મલીએ કવણ ઉપાએરે ॥
કાંએ કાએર થાએ રે દારા કાંએ કાએર થાએ ॥
(કડવું ૧૦ કડી ૧૩)

અન્ત-(શ્રી રાગ ગોડી)
વિપ્ર પધારો મંદરિ ભણી। મન માંહે અતિ ચંતા ઘણી ॥ ૩૦ ॥
આવો અવંતી પુરી મઝારી। વેધે સાંમી આવી નારિ ॥ ૩૧ ॥
કંથ તણે મનિ દેખી કોપ। અબલા ઉતમ કરે નિરોપ ॥ ૩૨ ॥
સ્વામી જઇ આવા દ્વારકા। પાતિક સરવે ગઆ પંડિ થકા ॥ ૩૩ ॥
કોહો સ્વામી નાહા ગોમતી। કહો કમ મલીઆ કમલાપતી ॥ ૩૪ ॥
લખમીવરલીલા કહો નાથ। માહારૂ મન સાંભલવા ખ્યાત ॥ ૩૫ ॥
કેહે સદામો સાંભલ નારિ। તે કમ કેહેવાએ વિસ્તારિ ॥ ૩૬ ॥
ભુ-વઇકૂંઠ એ છે દ્વારિકા। ચ્યાર રત્ન લહીએ તિહાં સ્થકાં ॥ ૩૭ ॥
ચતુરાનન પંચાનન અંકૂર। તેહેને દરસન દૂર્લભ ગોવંદ ॥ ૩૮ ॥
જીહાં વસે છે કમલાપતી। દ્વારિકા વઇકૂંઠ અંતર નથી ॥ ૩૯ ॥
હરિ આપે જો દી દુહો એ। રતિ વિના નવિ પામે કોએ ॥ ૪૦ ॥
તે કહૂં તો જઈ આવીઓ। લાજ વિતિ રહી તજ થીઓ ॥ ૪૧ ॥
માન મેલાવુ જાદૂ જોએ। અરજા વિના નિવ પામે કોએ ॥ ૪૨ ॥
જે દીહાડે સુખ સરજૂ, હસે। ધરિ બેઠા તે ....... ॥

વિષયાદિ-આ આખ્યાનમાં સુદામાએ કૃષ્ણ પાસે યાચના કીધાનો પ્રસગ વર્ણવેલો છે. દશમસ્કંધ ભાગવતમાં આ પ્રસગ છે. રાગ ત્રુટક અને વલણથી પદબંધ બધાયલો છે.

વિશેષ-૧ આ આખ્યાન પ્રસિદ્ધ થયુ નથી. અપૂર્ણ હોવાથી તેનો રીતસરનો અંત, રચનસંવત તેમ લિપિસવત પણ નથી આપેલાં લિપિ ગુજરાતી છે.

૨ કવિએ આખ્યાનનો અત કવિતા તલાગ વૈભવદર્શનમાં આણ્યો નથી પણ કર્મમાર્ગ અને ભક્તિમાર્ગની ઉપયુક્તતામાં આણે છે, એમ છેવટના ભાગથી સમજાય છે. પ્રકટ સુદામાચરિતથી આ બાબતમાં પ્રસ્તુત સુદામાખ્યાન કંઇક વેગળું પડે છે.

---

## અં. ૫૩-ગ. ચંદ્રહાસાખ્યાન-વિષ્ણુદાસ-(ર. સં. ૧૬૩૪), (લિ. સં. ૧૭૧૬ ?), પૃ. ૮-૨૮

આરંભ—(પહેલાં આઠ પાનાં નહી હોવાથી રીતસરનો આરંભ નથી.)

... ... ... ... ... રળીઆત્ય થાય ।
બ્રાહ્મણ તે કીધા બહુ પસાય । પીલ્યા પીજરા તે વીપ્ર જાય ॥ ૧૦ ॥
યમ યમ મોટા થાએ તંન । ત્યમ ત્યમ અન્યનીએ પાચિ અંન ।
વસુંધરા બહુ આપિ ધન । વીષ્ણુભક્ત વીષિ તેહનૂં મંન ॥ ૧૧ ॥
પુત્ર તણું આક્રમ વીશાલ । મન માંહિ રીઝ્યો તે ભૂપાલ ॥
સાત વરસોનો થયો તે બાલ । ગોર કનિ મેહેલ્યો નેસાલ ॥ ૧૨ ॥
... ... ... ... ... ॥ કડવાં ૯ ॥

અન્ત—

રાગ પ્રભાતિ-રામગ્રી રાગે સર્વયા (થા)। એ...રા એહ અનોપમ કથા ।
રંગે કવા છે રાગ ત્રિવીસ । સંક્ષા ધ્રુપદ કડવાં બત્રીસ ॥ ૨૪ ॥
ભુખ્યમાંને બોલ્યો નીર્વાણ્ય । પદ પાંચસેં શણૂં પરમાંણુ ॥ ૨૫ ॥
સંવત સોલ ચોત્રીસો સાર । ચૈત્ર માસ ઉત્તમ ગુરુવાર ।૨૬।
કૃષ્ણપક્ષ ને તીથી ત્રાયોદસિ । સુણી કથા માહારે મન્ય વશી ॥૨૭॥
અણુજાંણે કીધો અભ્યાસ । બેહુ કરજોડી કેહે વીષ્ણુદાસ ॥ ૨૮ ॥
... ... ... ... ... ॥ કડવાં ૩૨ ॥
ઇતિ ચંદ્રહાસની કથા સંપૂર્ણ ॥ ॥ શ્રી ॥ ॥ ૭ ॥

વિષયાદિ-અનાથ ચદ્રહાસ વિષ્ણુભક્તિથી અનેક સંકટોમાંથી ઉગરી રાજ્ય કેવી રીતે પામે છે, તે પ્રસંગ આમા વર્ણવ્યો છે. મહાભારતના અશ્વમેધ પર્વમાં આ આખ્યાન વર્ણવેલું છે

કડવાં અને રાગથી આ આખ્યાન બાંધેલું છે. એમાં ઢાલ, ઉથલો કે વલણ જણાતું નથી. કડવાં બત્રીસ છે.

વિશેષ-૧ આ આખ્યાન છપાયું નથી. પ્રતિ જીર્ણ છે અને કોઈક સ્થળે અક્ષરો ચોંટેલા હોવાથી ઉકલવા મુશ્કેલ થઈ પડે છે. આ પોથીમાં રૂક્મિણીહરણ તેમજ બાલચરિત્ર જે કલમે લખાયું છે, તે જ કલમે આ આખ્યાન લખેલું જણાય છે, તેથી તેનો લિપિ સંવત ૧૭૧૬ હોવાનું સમજાય છે. પહેલાં આઠ પાનાં નથી, તેમ પહેલાં નવ કડવાં પણ નથી. લિપિ બાલબોધ છે.

૨ કવિ નર્મદાશંકર વિષ્ણુદાસ સં. ૧૭૧૬ ની આસપાસ થઈ ગયાનું જણાવે છે, પણ તે એમની ભૂલ છે. કવિના ઘણાખરા ગ્રંથો સને ૧૬૩૪ અને ૧૬૫૭ સુધીના મળી આવે છે, એમાં કશો શક નથી. એટલે કવિ સ ૧૬૧૦ થી ૧૬૭૫ ની આસપાસ થઈ ગયલો હોવો જોઇએ, એ નિર્વિવાદ છે.

---

## અં. ૫૩-ઘ. બાલચરિત્રની કથા-શિવદાસ-(ર. સં. ૧૬૬૭); (લિ. સં. ૧૭૧૬); પૃ. ૧-૨૪

આરંભ–શ્રીગણેશાએ નમઃ ॥ ॥ બાલચરીત્રની કથા ॥

॥ રાગ ધંન્યાશી ॥ પ્રથમે ગજમૂંખ વીનવૂં રે સરસ્વતી થાયો રે સાહાય ॥
હરિજનનિ હર્ષે નમૂં રે ગાવા ગોવર્દ્ધનરાય ॥ ૧ ॥
॥ ઢાલ ॥ રાય પરીક્ષત શૂક પ્રત્યે એમ કહે નાંમી શીશ ॥
સ્વાંમી નોમા સ્કંધ લગે । પ્રીછવ્યો મુજને રૂક્ષધીશ ॥ ૨ ॥
સોમ આદીત્ય વંશ બેહુનો પ્રીછવ્યો વીસ્તાર
સંક્ષેપ માત્રે કહી કથા માંહી શ્રી કૃષ્ણની નીરધાર ॥ ૩ ॥
દેવકીના ગર્ભ કલા તદા બલદેવ તેહ માંહે હોય ।
રોહિણીસુત તે ક્યમ થયો કહો કથા મુજને સોય ॥ ૪ ॥
યદુવંશમાં કહો કવણ અર્થે પ્રગટ્યા ગોવ્યંદ ।
એહ કથા મુજનિ કહો, પ્રભૂ યમ ઉપજે આનંદ ॥ ૫ ॥
... ... ... ... (કડવૂં ૧)

॥ રાગ ગોડી ॥ શ્રી શૂક બોલ્યા વાણી ખરી । કહું કારણ અવતરીઆ હરી ॥ ૧ ॥
કથા કહું ધુરથી એ સાર । દશમસ્કંધ વીધિ વીસ્તાર ॥ ૨ ॥

અન્ત—

ધંન્ય ધંન્ય યે કો સાંભલે કાન્ય । જન સીવદાસ વદે મૂક્ષ વાંણ્ય ।૪૬।
માહારો શ્રી ગૂરુ વ્યાસ ભુધર શ્રુતિજ્ઞાત । નીગમ ચ્યાર ધરિ યે હાથ્ય ।૪૭।
તે મુક્ષથી કથા...........ન । સાંભલ્યા ગુણ શ્રી ભગવાંન ।૪૮।
હું તેહના ચર્ણકમલની રેણ્ય । સકલ કીધા મૂને કીધી તેણ્ય ।૪૯।
એ કથા ભાગવત દશમસ્કંધ । બાલચરીત્ર કીધો પદબંધ ।૫૦।
સંવત સોલ સડસઠા ધંન્ય । માઘ માસ પૂર્ણમાનો દીન ।૫૧।

તે દાઢે કથા ગુરુમુખથી લીધી। ની દીન ત્રણ્યમાં પૂરણ કીધી ।૫૨।
૫૬ પાંચસહે ઉપરિ બાવંન। કડવાં ત્રેવીસ કીધાં પાવન ।૫૩।
કવીકૂલ શુભ જ્ઞાતિ નાગરની। વાસ ત્રંબાવટી ત્રટ સાગરની ।૫૪।
કહે શીવદાસ હું તાહરો બાલ। સદા ભક્ત્ય આપો ગોપાલ ।૫૫।

॥ કડવાં ૨૩ ॥

ઈતિ શ્રી બાલચરીત્ર સંપૂર્ણ॥ ॥ સંવત ૧૭૧૬ વર્ષે ચૈત્ર સદ ૪ મેમે ॥

**વિષયાદિ**–શ્રી કૃષ્ણના વિવિધ બાલચરિતો આ આખ્યાનમાં વર્ણવેલાં છે. શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધનો સાર સંક્ષેપમા આ આખ્યાનમા કવિએ આપેલો છે.

કડવાં ૨૩ છે. કડવાં, રાગ અને ઉથરો એથી પદબંધ બાંધેલો છે વચ્ચે વચ્ચે ઉથલો જણાતો નથી

**વિશેષ**–આ આખ્યાન છપાયું નથી પ્રતિ ઘણીજ જીર્ણ છે વચ્ચે પાનાં ખવાઈ ગયાં છે અને ૨૦ થી ત્રેવીસ પાના ચોંટી ગયા છે, તેમ કેટલાક પાનાના અક્ષરો કાગળ ચોટવાથી ઉકેલવા મુશ્કેલ છે. લિપિ બાલબોધ છે.

---

## અં. ૫૩–ડ ધ્રુવચરિત્ર–હરિદાસ–(ર. સં. ૧૬૩૭); (લિ. સં. નથી); પૃ. ૨–૨૪

**આરંભ**—(પાનું પહેલું નહીં હોવાથી રીતસરનો આરંભ નથી.)

... ... ... ...શીમાં કહી રૂક્ષજીને સત્ય ॥
સ્વામી વધ્યાચલનિ કરો નીવારણ રાખો અહ્મારાં સત્ય ॥૧૯॥
અગસ્ત્ય રૂક્ષ માહા મોહોટો તાપસ જાંણે અમરૂ લહલતા
આસંન આપી દેવ બેસાર્યા બોલ્યા મુક્ષથી વહતા ।૨૦।
જાઓ દેવ હું કરીશ નીવારણ એતાં સાચી વાત ।
પણ કાશી મેહેલ વીશી વીધ્ય કરશું આવ્યાં અશ્રુપાત ।૨૧।
× × × ×

॥ ઉથલો ॥ શ્રી શીલ ઉપરિ રૂક્ષજી બેઠા કહે આ તીરથ મોટું સહી ।
કર જોડી હરીલસ કહે પછિ રૂક્ષપત્ની બોલ્યા રહી ॥ ૩ ॥
॥ કડવું ૧ ॥

**અન્ત**— ॥ રાગ પંચમ ॥

એહ ચરીત્ર ધ્રુવનૂં સાભલ્યતાં લઈ વૈકુંઠવાસ ।
નીર્મલ યશ અહ લોક પરલોકે પુનરપી નહી ગર્ભવાસ ।૧૫૬।
કર્યો આરંભ કેદારે રે કિહેવા ધ્રુવ આક્ષાંન રે
એકાદશી, વૈધૃત, વ્યતીપાતે પૂર્ણમાસી, અમાસ । ક૦
એ યોગે ધ્રુવચરીત્ર કહેતા, પૂરિ શ્રી હરી આસ ।૧૭। ક૦

સંવત સોલસાઠત્રીસા વર્ષે માસ ચૈત્ર તે સાર।
ધ્રુવજીનૂં આક્ષાંન કરયૂં એકાદશી શનવાર।૧૮। ક૦
શ્રી ભાગવત કથારસ નીર્મલ શ્રવણે કીધૂં પાંન।
કાંઈ એક કથા માંહી કાશીખંડની સમરયા શ્રીભગવાંન।૧૯। ક૦
સ્તંભતીરથ પુર વૈકુઠ તોલે કવીતાનો ત્યાંહાં વાસ।
સાંભલતાં સુખ વૈકુંઠ પામીએ કહે લહુઆસુત હરીદાસ।૨૦। ક૦
વાલંદ વર્ણ કુલિ તે ઉતપંન તેહનો શો અધીકાર।
કહે હરીદાસ હરી વર્ણન જોઈ રદે વાસો યુગદાધાર।૨૧। ક૦
॥ કડવાં ૨૨ ॥

ઇતિ શ્રી ધ્રુવચરીત્ર સમાપ્ત.

**વિષયાદિ**–૧. ધ્રુવે હરિભક્તિથી રાજ્યપાટ મેળવી, અંતે સદેહે મુક્તિ પ્રાપ્ત કીધાનો પ્રસંગ વર્ણવેલો છે. શ્રીમદ્ ભાગવત, અને કાશી ખંડનો આધાર આ આખ્યાનમાં કવિએ લીધો છે.

૨. કડવાં ૨૨ છે. કડવાં, રાગ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે. વચ્ચે વચ્ચે ઉથલો જણાતો નથી.

**વિશેષ**–આ કાવ્ય છપાયું નથી. કવિ વાલંદ જ્ઞાતિનો છે. આ કવિ જાણીતો નથી. પ્રતિ ઘણી જીર્ણ છે અને પહેલા કડવાની ૧૮ કડીઓવાળું પહેલું પાનું નથી. કેટલેક સ્થળે પ્રતિના અક્ષરો ચોંટથી ઉકલતા નથી.

૨. બૃહતકાવ્યદોહન ભાગ ૮ માં હરિદાસ અને વિષ્ણુદાસ એક હોવાનો ઉલ્લેખ રા. રા. નટવરલાલ ઈચ્છારામ દેશાઇએ વિષ્ણુદાસના ચરિતમા કીધો છે. પણ ધ્રુવચરિત્ર અને રૂકમાંગદપુરીવાળો હરિદાસ તે વિષ્ણુદાસ નથી, એ નિર્વિવાદ છે વિષ્ણુદાસ નાગર બ્રાહ્મણ હતો ત્યારે આ હરિદાસ વાળંદ હતો. ભિન્ન ભિન્ન સ્થળેથી મળતી પ્રતિઓથી જણાય છે તેમ બન્ને કવિઓ એક સ્થાનના એક સમયના ખરા પણ બન્ને એક જ નહીં.

૩ સમાલોચક પુસ્તક રા. ૬ અંક ૨૧માં (નવેમ્બર) (પાનું ૭૬૭–૭૦) રા. છગનગરાય કેશવલાલ ઓઝાએ સં. ૧૭૭૨ ની પ્રતિથી આ મુદ્દો સિદ્ધ કર્યો છે, તે પણ ઉપલા મતને ટેકો આપે છે.

---

## અં. ૫૪–ક. સુરેખાહરણ–વીરજી–(ર. સં. ૧૭૨૦), (લિ. સં. ૧૭૬૦), પૃ. ૧–૪૭.

**આરંભ**—શ્રીગણેશાએ નમઃ। અથ સુરેખાહરણનું આખ્યાન લખું છેઃ॥
રાગ રામગ્રી :॥

શ્રી ગુરુ ગોવીંદને ચરણે લાગુજીઃ શારદા પાશે વાંણી માગુજીઃ
શ્રી રણછોડરાઅની કીરપા ગણીઃ ભાવે કહુ કથા સુરેખા તણીઃ
ઢાલ:॥ ભાવ કભાવે સાંભલે તેની પુરે આશઃ
ગજાનંદ ગુણ આગલોઃ વીઘંન હર તે પાશઃ ॥ ૧ ॥
॥ કડવું ૧ લું ॥

... ... ... ...એક । આવી નેત્રે જલની ધાર ॥
તાતનું સુપ સાંભરી કુંવર । રૂદંન કરે અપાર ॥ ૭ ॥
ત્યારે કુંઅર કંઠ ગ્રહી રહ્યો । તે બાલ કોમલ સરીર ॥
પીતા મુંને સાંભરે । નેત્ર તે આવ્યાં નીર ॥ ૮ ॥
॥ કડવું ૭ મું ॥

અન્ત—નરનાર પ્રેમે શાંભલે । એ સૂરેખાનૂ હરણુ ॥
અવલાનું શવલૂં કરે । જેને પ્રભુ અશરણુશરણુ ॥
શોતા જંન શહુ શાંભલે। । તમ તણી પોચે આશ ॥
અવલાનું શવલૂં કરે । તેને આપે વૈકુંઠવાશ ॥
કવીજન કેરૂં કષ્ટ ભાગૂં । હરી તણો મહીમાએ ॥
અવલાનું શવલૂં કરે । જેને શ્રી કૃષ્ણુ શરખા શાહે ॥
સંવત ૧૭૨૦ મધે ગ્રંથ પૂરણુ થાએ ॥ અવલા ॥
વૈશાખ સુદ પંચમી । દીન વાર ગુરુ કહેવાએ ॥
અવલાનુ શવલૂં કરે । જેને કૃષ્ણુ શરખા શાહે ॥
પે કથા બોલ્યો શહી અભીમનનું યાક્ષાંન ॥
હું સુધ અસૂધ જાંણુ નહી । ગુણુ કહ્યા શ્રી ભગવાંન ॥
એ ગ્રંથની શંક્ષા વીષે । પદ બારસે ને તેર ॥
પચીશ કડવાં બાંધયાં । જીજુયે રાગે ફેર ॥
બરાનપૂરમાં બેરંપરા મધિ । વીરજી ભટ નામ ॥
કથા પુરણુ થઇ ક્રીપા શ્રી ભગવાંન ॥

(ઉથલો) હવે ક્રીપા શ્રી ભગવાન રે માટે કથા પુરણુ વીસ્તરી ॥
યાધાર ભટ શ્રોતા સહુ સાથ કોહો શ્રી હરી હરી ॥

ઈતી શ્રી સુરેખાહરણુ શંપૂર્ણું શંમાપ્ત લક્ષુ છે ॥ શંવત ૧૭૬૦ ના શાવંણુ શુદી ૧૧ સોમે ॥ લપીતંગ શા. લપમીદાશ હીરાસૂત તાપીદાશે લપી છિ ॥ વ્રાતે વંચાયતા વધ. શાઝનિ ચોપડી પોતાની છિ ॥

વિષયાદિ-બલરામની પુત્રી સુરેખાનું હરણ અર્જુનના પુત્ર અભિમન્યુએ પાંડવો બાર વર્ષ વનમાં રહ્યા તે સમયે કરેલું, તેનુ વર્ણુન છે. આ કથા શ્રીમદ્ ભાગવતાદિમાં નથી, પરતુ તેમા વર્ણુવેલા પ્રસગોના જેવો જ એક આવો પ્રસગ દંતકથાઓ તથા આખ્યાનોમાં કલ્પાયલો છે, તેનુ વીરજીએ અદ્દભુત રસભર્યું આ આખ્યાન બાંધેલું છે.

કડવાં ૨૫ છે.

વિશેષ-૧. બૃ. કા દો. ભાગ ૨ માં, તેમ જ પ્રા. કા. ત્રિ. અંકમાં છપાયુ છે. કડવાં, રાગ અને ઉથલાથી પદબધ બાંધેલો છે.

૨. આ પ્રતિનાં પહેલાં આઠ પાનાં મૂળ પ્રતિના લેખકથી ભિન્ન કોઇ બીજા લેખકે લખી આખ્યાનની ત્રુટી પૂરી કરી છે. તેમ આ ત્રુટીનાં પદ છપાયલી તેમ જ બીજી પ્રતિનાં પદ સાથે મળતાં નથી. મૂળ પ્રતિમાં આખ્યાનનાં ચાલુ પાનાં ૧૨૯ થી ૧૬૭ અને મથાળેનાં પાનાં ૯ થી ૪૭ છે. અને તેનાં પદબંધ છપાયલી તેમ જ બીજી પ્રતનાં પદ સાથે મળે છે.

૩. આધાર ભટ નામના એક શ્રોતાનો અતિ ઉલ્લેખ છે. આ આધાર ભટને નામે ઘણા કવિઓનાં આખ્યાનો ચડેલાં હોવાનું જણાયું છે. ખરી રીતે તે આખ્યાનોનો ગાયક હતો, પણ રચનાર નહતો. મૂળ પ્રતિ કવિએ આખ્યાન બાંધ્યા પછી ચાલીશ વર્ષે લખાયલી છે. લિપિ ગુજરાતી છે.

૨. પ્રા. કા.ના પ્રકાશકોએ એવો ટાલ્લો ગબડાવ્યો છે કે (પા. કા. ૧. દ્રૌપદીહરણ) વીરજીએ શામળ ભટ્ટની સ્પર્ધામાં ફારસીનું પોતાનું સર્વ જ્ઞાન દાખવવાને આ આખ્યાનની વસ્તુ કલ્પેલી છે. પણ તે ખરી વાત નથી. વીરજીના સમય પૂર્વેથી જ આ આખ્યાનની વસ્તુ દંતકથામાં તેમ જ સં. ૧૭૧૦ માં કવિ ખભાતના કવિ કુબેરના આખ્યાનમાં જળવાયલી મોજુદ છે તેમ વીરજી અને સામળનો કવનકાળ ઘણો ભિન્ન છે.

---

## અં. ૫૪-ખ. ચંદ્રહાસાખ્યાન-વિષ્ણુદાસ-(ર. સં. ૧૬૩૪); (લિ. સં. ૧૭૬૦) પૃ. ૪૭ થી ૭૨

આરંભ—શ્રી ગણેશાય નમાઃ શ્રી શારદાયે નમાઃ શ્રી ॥ અથ શ્રી અક્ષાન ચંદ્રહાસનું લખીતંઃ ॥

રાગ રામગ્રી ॥ પ્રથમિ પ્રણવૂં ગવરીનું બાલજી ॥ શંભૂજીનો સુત છે લાલજી ॥
એકદંતો ને દુંદ વીશાલજી ॥ મયા કરો મૂંનિ દેવ દયાલજી ॥
ચાલ ॥ મયા મૂજનિ કીજીએ ॥ જશ દીજીએ તાં પ્રૌઢ ॥
હું મંદમતી તુઝનિ સ્તવૂં ॥ મતી માહારી છે મોઢ ॥ ૨ ॥
મુષકવાહનિ ચઢયો ચાલે ॥ ગ્રહી ફરસી પાંણુ ॥
સૂધ બુધ બેહુ અંગના ॥ શહુકો સ્તવે નીરવાંણુ ॥ ૩ ॥

... ... ... ... ...

માહારા શ્રીગુરૂને ચરણે નમૂં। હરીભટને લાગૂં પાયે ॥
જેહેની કીપાએ કરી। પદબંધ પૂરણ થાએ ॥ ૭ ॥
અશ્વમેધ તણી કથા ॥ શાંભલે અધમૂંકાએ ॥
કરજોડી વીષ્ણુદાશ કેહે ॥ હરી ભગતનો મહીમાએ ॥ ૮ ॥
(ઉથલો) હરીભગતનો મેહેમા કહું। મુંનિ દયા કરો દયાલજી
પ્રથમિ પ્રણવું ગવરીનું બાલજી ॥ ૯ ॥ ॥ કડવું ૧ ॥

અન્ત—પ્રભાતી રાગે શરવથા ॥ પોહોતી એ અન્યોપંમ કથા ॥
રંગે વર્ણી રાગ તેત્રીશ ॥ શંખા ઉપર કડવાં એકત્રીશ ॥

ભુધમાંને બોલ્યો નીરવાંણુ ॥ પદ પાંચશે ને ચાલીશ પ્રમાંણુ ॥
શંવત ૧૬૩૪ શા શાર ॥ ચઇત્ર માશ ઉતમ ગુરુવાર ॥
કૃષ્ણુ પક્ષ ને તીથી ત્રયોદશી ॥ ગુણ કથા માહારે મંન વશી ।
ગુંણુકથા માહારે મંન વશી ॥ અજાંણે કીધો અભ્યાશ ॥
બેહુ કર જોડી કેહે વીષ્ણુદાશ ॥ કડવાં ૩૧ ॥

ઇતિશ્રી આક્ષાંન ચંદ્રહાશનુ સંપુર્ણુ ॥ સમાપ્ત ॥ શંવત ૧૭૬૦ ના શ્રાવંણુ વદ ૯ શંનઉ વારે લક્ષુ છે ॥ શ્રીં લષીતંગ શા. લષમીદાશ હીરાસુત તાપીદાસે લક્ષુ છે ॥ જેહેવી પ્રત હુતી તેહેવું જોઇનિ લક્ષુ છે લષનારને દોશ નહી ॥ શ્રી ક્રષ્ણુજી નાંમ સત છે.

**વિષયાદિ**–જૈમિની ઋષિએ રચેલા મહાભારતના અશ્વમેધ પર્વમાં આ પ્રસંગ સવિસ્તર વર્ણવેલો છે. અનાથ ચંદ્રહાસ વિષ્ણુભક્તિથી અનેક સંકટોમાંથી ઉગરી, રાજ્ય ક્રમ પામે છે તે પ્રસગ આ આખ્યાનમાં છે.

કડવાં, રાગ, ચાલ અને ઊથલાથી આ આખ્યાન બાંધેલું છે.

કડવાં એકત્રીસ છે.

**વિશેષ**–આ આખ્યાન છપાયું નથી. પાનાનો મૂળ ક્રમ ૧૬૭ થી ૧૯૫ છે અને મથાળાની સંખ્યા ૪૭ થી ૭૨ છે. લિપિ ગુજરાતી છે.

૩. જુઓ ઉપર અંક ૫૩–ગ, પાનાં ૧૧–૧૨. બન્ને આખ્યાન મળતાં છે. માત્ર ૫૩–ગમાં ૫૫૬ પદ હોવાનું જણાવેલું છે, ત્યારે અહીં ૫૪૦ હોવાનો ઉલ્લેખ છે.

વળી અંક ૫૩–ગ–નો વિશેષ અંક ૨ વધુ માહિતી માટે જુઓ.

---

## અં. ૫૪–ગ. શૃગાંલપુરી–સુરદાસ–(ર. સં. નથી.), (લિ. સં. ૧૭૬૦), પૃ. ૭૨–૭૯

**આરંભ**–શ્રીગણેશાય નમાંઃ શ્રી શારદાય નમાંઃ શ્રી રાંમજી સત છેઃ ॥ શગાલપુરી લષી છે ॥

રાગ ગોડી ॥ શંમરૂં વણાએક પૂરે આશ ॥ ગવરીવંદન ગુણ લીલવીલાશ ॥ ૧ ॥
ગજવંદન ગરવો ગુંણુપત ॥ સુધ બુધ દે રે તેહને શત ॥ ૨ ॥
મુષકવાહંન તાત નરેશ ॥ મહેશ ઉતમ મત આપો ઉપદેશ ॥ ૩ ॥
ચતુરમુષનો તું છે બ્રંહ્મ ॥ બ્રોહોદાં છે તેહેનાં આક્રંમ ॥ ૪ ॥
તેહેની તનયા તું શરશ્વતી ॥ તાત તુ મારો પ્રજાપતિ ॥ ૫ ॥
હું લઘૂ બાલ છો રે મત ॥ કાંઈ ન જાંણૂ અક્ષર શત ॥ ૬ ॥
ધંનજી ભટને લાગું પાએ ॥ ગાંઉં જુગજીવંન જાદવરાએ ॥ ૭ ॥
હરીભટનો તું રે તંન ॥ નીરમલ લેષ કાંઈ તાહારૂં અંન ॥ ૮ ॥
હરીઆદ માંહે તાહારો વાહ્રાના તાહારી પાશે કવે સૂરદાશ ॥ ૯ ॥

અન્ત—

ધંન્યાશ્રી ॥ દીનાનાથ દયા કરી ॥ શાહેલડી ॥ ભવ દુષ ભાંજે જેહ ॥
શેઠ શગાલ શગાવતી ॥ શાહેલડીરે ॥ ભવ દુખ ભાંજે જેહ ॥
પુત્ર ચેલૈઓ તેહ ॥ શાહેલડી રે ॥
કાંતી કેરા લોક તે આવ્યા અમારે શાથ ॥ શાહેલડી રે ॥
ચોરાસી ચહુટાં ભલાં ॥ શાહેલડી રે ॥
જે છે કાંતી શુઝાર ॥ તે કૈલાશે વાશો વશીઆં ॥ શાહેલડી રે ॥
દીનાનાથ દયા કરીએ રે કથા જે શાંભલે ॥
તેહેને દીપા હોએ મોરાર જંનંમ જંનમનાં અઘ ટલે ॥
દોયે કર જોડી કેહે સુરદાશ ॥ અંત્રીશ આવ્યા શ્રીવૈકુંઠનાથ ॥

ઇતિ શ્રી શગાલપૂર શંપૂરણ શમાપત ॥ શંવત ૧૭૬૦ ના ભાદરવા શુદ ૪ બુધે લખું છે.

વિષયાદિ-સગાલશા શેઠ અને તેની પત્ની ચગાવતીએ પોતાના પુત્ર ચેલૈયાને ક્ષુધાર્થી અતિથિરૂપે આવેલા વિષ્ણુની યાચનાથી ખાણીયામાં ખાંડયો અને તેમની એકાંત ભક્તિથી પ્રસન્ન થઈ વિષ્ણુએ ચેલૈયાને સજીવન કીધો, એ પ્રસગ આ આખ્યાનમાં વર્ણવેલો છે.

કડવાં ૧૨ છે.

વિશેષ-૧. આ આખ્યાન છપાયું નથી. કડવાં અને રાગથી પદબંધ બાંધેલો છે. ઇતિ શ્રી મૂળ પ્રતિના અક્ષરથી ભિન્ન અક્ષરે લાલ શાહીએ લખેલી છે.

પ્રતિનાં ચાલુ પાનાંનો ક્રમ ૧૯૫ થી ૨૦૨ છે.

૨. કવિ ભાલણે પણ આ જ વિષયનું આખ્યાન લખ્યું છે. વસ્તુ પ્રચલિત છે. આખ્યાન રસમય છે અને કવિએ તે જાળવ્યો અને બઢાવ્યો પણ છે.

---

## અં. ૫૪-ઘ. નરસિંહ મેહેતાની હુંડી-કવિનું નામ નથી-(ર. સં. નથી.); (લિ. સં. નથી.) પૃ. ૨૦૩ થી ૨૦૪.

આરંભ-શ્રી ગણેશાયે નમાં: શ્રી શારદાએ નમાં: શ્રી ગુરુભ્યો નમાં: શ્રી નરશેઈ મેતાની હુડી લખી છે.

રાગ રાંમગ્રી ॥

શ્રી ગુરૂ ગંણુપત ચરણે લાગુંજી ॥ દેવી શારદા વાંણી માગુંજી ॥
અંતરગત્ય માંહાં પ્રગટ્યા છે ધંણીજી ॥ કેહેવા હુંડી શ્રીમેહેતા તણીજી ॥ ૨ ॥

અન્ત-એહા થૈ એને આપંણ ચૌરે જેએ સૂં રહીએ વીશવાશ આંણી રે
તીરથ વાશીના મન માંહાંની લારે મેહેતે વારતા જાંણી રે ॥ ૫ ॥
આજે કુતારથ અંમને કીધા તીરથવાશી મલીઆ રે.
કડવૂં ૨ જું.

**વિશેષ**-૧. આખ્યાન અપૂર્ણ છે. માત્ર એક જ કડવું અને બીજા કડવાની પાંચ જ કડી છે. પાનાં બે છે. અક્ષર આ જ પ્રતિના સ. ૧૭૬૦ માં લખાયલા અન્ય આખ્યાનોના જેવા મરોડના છે. તેમ છપાયલી હુંડી સાથે સરખાવતાં તેનો રચનાર પ્રેમાનંદ જણાય છે.

૨. આ આખ્યાન બૃ. કા. દો. ભાગ ૨ જામાં છપાયલું છે, તેના કરતાં ઉપલી પ્રતિમાં કેટલોક પાઠફેર છે.

---

## અં. ૫૫-ઙ કૃષ્ણજન્મ-કવિનું નામ નથી-(અપૂર્ણ)-પૃષ્ઠ ૨૦૫-૬

**આરંભ**-શ્રી નાથજી ॥ શ્રીવલભ રાજકુમાર જેઉતી ॥

રાગ કેદારો ॥ વંદૂં શ્રી વીઠલ વર સુંદરઃ નવ ધન શાંમ તમાલ ॥
જગતી તલ ઓધાર કરેવા પ્રગટયા પર્મ દઆલ ॥ ૧ ॥
શ્રી પૂરૂશોતંમ સ્વતંત્ર ક્રીડાઃ લીલા દ્રીજતનુ ધારી ॥
શાત દીવસ્ય ગીરીવર કર ધાર્યોઃ જેણે વાસવવીષ્ટ નીવારી ॥ ૨ ॥
તે પ્રગટયાનું કારંણુ કહીએઃ જે શ્રોતા મંન આંણો ॥
કરો ક્રીપા કરૂં વીનતી પોતાનો કરી જાણો ॥ ૩ ॥

**અન્ત**—

ઋિણી પેરે નીત નવલી લીલા, ઘોષ નાદ ઝંકાર ॥
અંગ સ્વેદ મકરંદે મોલા મધૂપ તે કરે ગુંજાર ॥ ૧૪ ॥
તે પ્રભુને મંન ઇછિયા ઉપની ॥ જશ થાઓ વીસ્તાર ॥
અધીકારી પાષે તે વાણીઃ નહી કેહેજે ઉચાર ॥ ૧૫ ॥

**વિષયાદિ**-શ્રીકૃષ્ણના જન્મની કથા વર્ણવેલી છે.

**વિશેષ**-પહેલા કડવાની માત્ર પંદર કડી આપેલી છે. કવિનું નામ રચન કે લિપિ-સંવત આપેલો નથી.

---

## અંક ૫૫-ચ સુદામાચરિત્ર-પ્રેમાનંદ-(ર. સં. ૧૭૦૫),-(લિ. સં. ૧૭૫૯) પૃ. ૧-૪ અને ૨૭ થી ૪૦

**આરંભઃ**-શ્રી ગણેશાએ નમાઃ ॥ શ્રી ગરૂભ્યો નમાંઃ ॥ અથ સુદામાનુ ચરીત્ર લખુ છેઃ ॥

રાગ રાંમગ્રીઃ શ્રી ગરૂદેવ ને શ્રી ગણપતીઃ શમરૂ અંબા ને સરસ્વતીઃ
પ્રીબલ મતી, વીમલ વાંણી પાંમીએ રે ॥

ઢાલઃ ॥ શુખ શાંમી કેહે શાંભલ રાજાઃ પરીક્ષત પુને પવીત્રઃ
દસમ સ્કંધે અધા હેશક્ષિઃ કહુ શુદામા ચરીત્રઃ ૧ ॥

શંદીપન રૂસી શદગુર સરખાઃ વીદ્યા કાહાવે આંણુંતઃ
તેહેને મઠ ભણવાને જાતાઃ હરખલ શ્રી ભગવંતઃ ॥ ૨ ॥

મધ્ય—

..........કીધો આહાર ॥ ગે ॥
આ ઊદર પાપે ભર્યા ॥ સુ ॥ છુટા પશુપંખીના અવતાર ॥ ગે ॥
શંતોષે અંમ્રીત ચાખીએ ॥ સુ ॥ હરીચરિણ શોપો મંન ॥ ગે ॥
ભગ્તીએ નવનીધ આપશે॥સુ॥ એવું જાણી બોલી ઓજંન ॥ ગે ॥
જલે આંખ ભરી અબલા કેહે રૂખીરાએજી ॥ માહારૂં જડ
થયું છે મંન લાગું પાએજી ॥ (કડવું ૪)

અન્ત—

જે સુદામાં ચરીત્રને શાંભલે । તેનાં દલીદ્ર શેહેલાં જાએ ॥
જંન્મ સુખ પાંમે મુખ ગતી મલે માધવરાએ ॥
છે વીરક્ષેત્ર વડાદરૂં ગુજરાત મધિ ગાંમ ॥
ચતુરવંશી ન્યાત બ્રાંહ્મણ । કવી પ્રેમાનંદ નાંમ ॥
શંવત સતર પાંચ વરષિ શ્રાવણ સુદી નીધ્યાંન ॥
તીથી ત્રીતીઆએ ભ્રગુવારે પદ બંધન કીધું આક્ષાંન ॥
ઊદર નીમીત કરી શેવું । ગાંમ નંદરબાર ॥
નંદીપરામાં કથા કીધી । જથા બુધ અનુસાર ॥
વલણ ॥ બુધીમાંને કથા કીધી કરનારે લીલા કરી ॥
ભટ પરંમાનંદ નાંમ મીથ્યા । શ્રોતાજંન બોલો જે હરી ॥

ઈતીશ્રી સુદાંમા ચરીત્ર સંપૂરંણ સુભં ભવતુ ॥ કલ્યાંણ મસ્તુ ॥ જેહવી પ્રત હુતી તેહેવું જોઇને લખું છે ॥ એહેમાં કાંઇ લખનારને દોશ નહી ॥ સંવત ૧૭૫૯ વરષે શ્રાવણ વદી ૧૦ વાર ભૌમ શંપૂરંણ લખુ છિઃ સુદામા ચરીત્ર સંપુર્ણ લક્ષુ છિઃ

**વિષયાદિ**–સહાધ્યાયી સુદામાએ કૃષ્ણ પાસે યાચના કીધાનો પ્રસંગ આમાં વર્ણવેલો છે. શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધના એંશીથી બ્યાસીમા અધ્યાયમાં આ કથા છે. કડવાં, રાગ અને વલણથી પદબંધ બાંધેલો છે. કડવાં ૧૪ છે.

**વિશેષ**–૧ આખ્યાન બૃ. કા. ભાગ ૧ માં છપાયું છે. સુદામાચરિત્રનો રચનસંવત સામાન્ય રીતે ૧૭૩૮ લેખાય છે, અહીં સંવત ૧૭૦૫ આપેલો છે. કવિ દલપતરામે પણ કાવ્યદોહનમાં ૧૭૦૫નો સંવત જણાવેલો છે, પરંતુ મહીનો, તિથિ અને વાર એનાં એ જણાવેલાં છે. એથી સંવત ખરા ખોટાની તારવણી સંવત ગણનાવિધિ જાણનાર કરી શકે એમ છે.

૨ આ આખ્યાન નંદરબારમાં નંદીપુરામાં રચાયું છે. લખ્યા સંવત ૧૭૫૯ હોવાથી પ્રેમાનંદના જીવનકાળમાં ૫૪ વર્ષ પછી આ આખ્યાન લખાયલું છે.

૩ પ્રતિનાં પહેલાં ચાર પાનાં, મૂળ પ્રતિના કરતાં જૂદાં છે અને બીજા હાથે લખાયલાં છે. મૂળ પ્રતિમાં આખ્યાન કડવા ચોથું અડધેથી લખાયલું છે.

૪ લિપિ ગુજરાતી છે. નોંધવા જોગ બાબત એ છે કે 'ક', 'જ', 'ફ', 'અ' આદિ અક્ષરોનો મરોડ બાળબોધ લિપિના એ અક્ષરોના જેવો છે. તેમ 'મોટૂં' આદિ કેટલાક શબ્દોમાં ઊકાર લખેલો છે.

---

## અં. ૫૫-છ. ભગવદ્ગીતા-રામભક્ત-(ર. સં. ૧૬૬૦)-(લિ. સં. ૧૭૫૯)-પૃ. ૪૧ થી ૬૦

**આરંભ**-શ્રી ગણેશાય નમાંઃ શ્રી કૃષ્ણાય નમાંઃ શ્રી વાસુદેવાય નમાંઃ શ્રી ભગવંતગીતા લખીતે ॥

દુહા ॥ આદે શ્રી ગુરૂ ને નંમૂં ॥ ને આદસ રશનું ધ્યાંન ॥
શ્રી ભગવંતગીતા બોલસું ॥ કેવલ બ્રંહ્મગ્નાંન ॥ ૧ ॥
અરજુન કેરે કારંણે ॥ જગતહેત ઊપદેશ ॥
કરમ માંહે નીકંમ કહ્યાં ॥ તેહનો હીરદે લેશ ॥ ૨ ॥
સુપનીષદના અર્થ છે ॥ તે ઊપર દ્રીષ્ટાંત ॥
હંશ તજિ જેમ નીરને ॥ ગ્રેહનો આણૂં અંત ॥ ૩ ॥
શ્રી નાહાના મીશે કરી ॥ અષેર આણ્યા શાર ॥
શ્રી રામભગ્ત ભાવે કરી ॥ ચોપૈબંધ વીસ્તાર ॥ ૪ ॥
નીવત મારેગ ગ્રંથ છિ ॥ તે માંહે સંષેપ ॥
જુધ ભાગ થોડો કરી ॥ કહીશ કથા શમેત ॥ ૫ ॥
॥ ચોપૈ ॥ હસ્તીનાપૂર આવ્યા વેદવ્યાશ ॥ અએ ધૃતરાષ્ટ્ર કેરે અવાશ ॥
રાયે પૂજા કીધી ઘણી ॥ પૂછી વાત શંગ્રામ જ તણી ॥

**અન્ત—**

નીકામ માટે ફલ સું લહું ॥ હુ એકલ જીહીવ્યાએ કહી નવ શકું ॥
મુગતી મોક્ષ પદારથનું યે ગ્નાંન ॥ અરજુન પ્રતે વદે ભગવાંન ॥
રામ ભગત કેહે સાંભલો શ્રીહરી ॥ રહીત કાંમના મે સ્તુત કરી ॥
વેદાંત મત ગીતાનું ગ્નાંન ॥ તે ઉપર મેં કહ્યું આક્ષાંન ॥
શ્રી ગુરુચરણ કીપાએ કરી ॥ અમ્રીત રશ મુંકયો છે ભરી ॥
ગ્નાંન પાત્ર કરી પીશે જેહ ॥ મુક્ત રૂપ નર ભણી જે તેહ ॥
સંવત શોલ શાહોતરે ॥ અશો માસ પષ ગુજલે ॥

દીન દ્વાદશી ને રવીવાર ॥ કથા હવી પૂરણ વીસ્તાર ॥
શંન્યાશ જોગ અઢારમો ॥ ભગત કેરો વિસ્તાર ॥

× × × × ×

જ્ઞાન ધીપ શંમઝાવીયું ॥ તરવાને સંસાર ॥
અર્જુન મોહ છંડાવીયો ॥ ગાંડીવ ધનુષ લેવાડયું હાથ ॥
પાપીએ પ્રાણુજ મુકીયા જે જોગણી પામી આહાર ॥
જીતી જયજય જદુપતી ॥ અરજુન જશ વીસ્તાર ॥
દેવતા પુસ્પ વશ્ર કરિ ॥ ભોમનો સુતારો ભાર ॥
નીવ્રત માટે નાંનો કહ્યો ॥ નંહીતર કરૂં વીસ્તાર ॥
રાંમભગ્ત એમ વીનવે ॥ પ્રભુ માગ્યાનો દાતાર ॥
મોખપદારથ આપીયે ॥ જીરે તરવાને સંસાર ॥ ૨ ॥

ઈતીશ્રી ભગવંત ગીતા સંપુર્ણઃ ॥ શમાપતઃ ॥ સુભં ભવતુઃ ॥ કલ્યાણ મસ્તુઃ ॥ લખીતં શા લખમીદાશ હીરાસુત તાપીદાશ ચોપડી પોતાની છે.

શ્રીરાંમજી શત છિ ॥ શવત ૧૭૫૯ ના શ્રાવણ દુતીસુ વદ ૧૪ રવીવારઃ ॥

વિષયાદિ—આમાં શ્રીમદ્ભગવદ્ગીતાના અઢાર અધ્યાયનો સંક્ષેપમાં સાર વર્ણવેલો છે. દુહા, ચોપાઇમાં પદબંધ બાંધેલો છે. અધ્યાય અઢાર ઉપર એક વધુ અધ્યાય ઉપસંહારનો છે.

વિશેષ-૧. આ ગીતા છપાઈ નથી. લિપિસંવતનો હસ્લેખ માથાંબાંધેલા બાલબોધ અક્ષરે લખેલો છે, જ્યારે આખો ગ્રંથ ગુજરાતી પરંતુ વચ્ચે વચ્ચે બાલબોધ અક્ષરના મરોડવાળી લિપિમાં લખાયલો છે.

૨. આ કવિ રામભગતના વશિષ્ટગીતા આદિ તત્ત્વજ્ઞાનના ગ્રંથો પ્રચલિત અને લોકપ્રિય થયલા છે.

---

## અં. ૫૫-જ. અર્જુનગીતા-ધનદાસ-(ર. સં.)-
## (લિ. સં. ૧૭૫૯)-(પૃ. ૬૧-૬૩)

આરંભઃ—શ્રી ગણેશાય નમાંઃ ॥ શ્રી શારદાય નમાંઃ ॥ શ્રી કૃષ્ણજી શ્રી અરજુંનગીતા લખીતં ॥

રાગ કેદારો ॥ શ્રી ગુરૂપ્રશાદે ગાઇયે ને કીધા શાધુજંન ॥
પરીબ્રહ્મ માહારો આતમા ને મંન તે અરજુંન ॥
અરજુંન સુંણો ગીતા શાર ॥ ૧ ॥
પછે અરજુને એમ કાહાવયું । શાંભલો વૈકુંઠરાયે ॥
એ શારગીતા કહો રે સ્વામી । ભગતનો મહીમા એ ॥
અરજુંન૦ ॥ ૨ ॥
... ... ... ...

અન્ત—

એહેવો ભકત મહીમા શાંભલી । અરજુંન પજ્યો મુડછાં વલી ।
મુડછાં તે વલી પ્રથ્વી પજ્યો । નઇણે તે વેહે જલધાર ॥ અરજુંન૦ ॥૪૬॥
યે ગીતા ને જે અંનુભવે । ગાઐ નર ને નાર ॥
તેહેની ભ્રાંત ભાગી જાંણજે । તે પામે પદ નીરધાર ॥ અરજુંન૦ ॥૪૬॥
એ ભકતમહીમા માહારો । કોણે લહ્યો નહી જાઐ ॥
જેહેનું ભાયેગ હોય તે । ઘંનદાશ ગીતા ગાઐ ॥
અરજુંન સુણો ગીતા શાર ॥ ૪૭ ॥

ઈતીશ્રી અર્જુન ગીતા શંપુરણઃ શંમાપ્ત શંવત ૧૭૫૯ ના ભાદરવા સુદ ૨ બુધિ ॥ ॥શ્રી॥

**વિષયાદિ**-૧ આ આખ્યાનમાં કૃષ્ણે કીયા કીયા ભક્તોનાં સંકટો કેવી રીતે કાપ્યાં, તેનું વર્ણન કરવા સાથે ભક્તોનો મહીમા અર્જુન આગળ ગાએલો છે. કડી ૪૭ છે.

**વિશેષ**-આ ગીતા લોકપ્રિય છે; ગુજરાતમાં હજ્ય બ્રાહ્મણ જ્ઞાતિની સ્ત્રીઓને કંઠાગ્રે રહેલી છે, પણ છપાયલી જણાતી નથી.

---

## અં. ૫૫-ઝ.-શિવભીલડી સંવાદ-ભાલણ (ર. સં. નથી)-(લિ. સં. ૧૭૫૯)-પૃ. ૬૩-૬૬

**આરંભ**-શ્રી ગંણેશાય નમાંઃ શ્રી શારદાયેન્માંઃ । શ્રી ગુરૂભ્યો નમાંઃ ॥ શ્રી ભીલડી શંવાદ લષતં ॥

પ્રથમિ ગંણપત પ્રણવું જેહનો જશ પ્રોઢ ॥
સુરરાયે શેવે શદા તેત્રીશ કોડ ॥
વામાંગે રૂરસી ધરી કરે મોદીક આહાર ॥
લક્ષ લાભ સુત જેહનિ, સુધ બુધ ઘેર નાર ॥ ૨ ॥
શ્રીશ શેવંતાં શોભીઐ ત્રીલોક વીખ્યાત ॥
*માત ભવાંની મયા કરો સીવ શંભૂ તાત ॥ ૩ ॥*

**અન્ત**-શંકર એહેવું શાંભલી મુકા તતખેવ ॥

પુસ્પવીષ્ટી સુરપતી કરે અંત્રીક્ષથી દેવ ॥ ૭૬ ॥
ગીરી કૈલાશે આવીયા ચુંમયા ને ઇશ ॥
ગીરીજા કેહે સ્વામી રખે મંન ધરતા રીશ ॥ ૭૭ ॥
સીવ ને સકતી એક છે જુઓ મંન વીચારી॥
એહેવું શાંભલી સીવ હસ્યા વરત્યો જેજે કાર ॥ ૭૮ ॥

હુરશંવાદ પૂરો થયો જે સીખે જે ગાએ ॥
સુપ પાંમે સંશાર માંહાં અંતે વૈકુંઠ જાએ ॥ ७९ ॥
યેક મને જે શાંભલે તેહેની પોહોચે આશ ॥
ભાલણનિ પ્રભુ રાખજો નીત્યે ચરણની પાશ ॥ ८०

શંપુર્ણ શમાપત સુભ ભવતુ ॥ કલ્યાંણ મસ્તુ ॥ શ્રી ॥ સ્વત ૧७૫૯ વરષિ ભાદરવા સુદ ८ મંગળવારાં ॥ શ્લોક એશી છિ ॥ શ્રી રાંમ ॥

વિષયાદિ—વનમાં તપ આદરતા શંકરને પાર્વતીએ ભીલડીનું રૂપ ધરી મોહગ્રસ્ત કીધા, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે. કડી ८० છે.

વિશેષ:-૧ 'અપ્રસિદ્ધ ગુજરાત કાવ્ય' એ શ્રેણીમાં આ સંવાદ પ્રસિદ્ધ થયો છે. ગુજરાતમાં ઘણી સ્ત્રીઓને કંઠાગ્રે પણ છે, એટલો એ વિશેષ લોકપ્રિય છે.

૨. આનું અપર નામ 'હરસંવાદ' છે; 'સંવાદ'થી અનુલક્ષાતું કાવ્ય પ્રેમાનંદસુત વલ્લભનાં કાવ્યોનાં નામની નવીનતાનો આક્ષેપ કરનારાઓએ વિચારણીય છે.

૩. "શંપુર્ણ......રાંમ" આ ભાગ બાલબોધ લિપિમાં કંઇક ગુજરાતી મરોડમાં લખાયલો છે.

---

## અં. ૫૫-હનૂમંત ચરિત્ર-(કાશીસુત) શેધજી-(ર.સં.૧૬૪७)-(લિ. સં. ૧७૫૯)-પૃ. ६७-८२

આરંભ:-શ્રી ગણેશાય નમાં: શ્રી શારદાય નમાં: શ્રી ગુરુભ્યો નંમાં: શ્રી રાંમપ્રશાદ હનૂંમત ચરીત્ર લષીર્ત ॥

રાગ કેદારો ॥ પ્રથમિ શ્રી ગૂરુનિ ચરણે નમું । સીસ ઇછ્યા શરણ ॥
દહન કરે સ્વાંમી દેહનૂં રે ॥
સુરનર નાએક તૂં વીર ॥ રાષે મંન મહારૂં ધીર ॥
રઘુવીર કેહેવા જશ મત્ય આપજે રે ॥
બ્રંહ્મસુતા શમરી સુખ્ય જશ પદ કરવા સુખ્ય ।
માહાનીધ યોલંગ્યો કેમ હનમંતે રે ॥

ઢાલ ॥ કેહી પેરે સીધૂં અકલ ઓલંગ્યો ગયો જનકસૂતાની શાહે ॥
વીધી પૂરવ વીસ્તારી કહુ જે તુ જ આપે માએ ॥
જોજન શત વીસ્તાર ઊલંગ્યો એક કપેશ્વરે બાલી ॥
રાક્ષશ કોટાકોટ તંણી તેણે શાક્ષ જડથી ટાલી ॥
તેહતણું પ્રાક્રંમ કેહેવાને તૂં મત્ય દે બ્રંહ્માણી ॥
ભ્રષ્ટ મતી હું કાલો બાલક કીપા કરો કલ્યાંણી ॥

અન્ત—(રાગ પ્રભાતી) એ આક્ષાંન સુણો જે જંન ॥ રક્ષા કરે તેહને શ્રી ગોવ્યંદ ॥
ધંનસુપ પાંમે શ્રી અવીનાશ ॥ જનમ કોટીનાં છોડે પાશ ॥

શંવત શોલ શડતાલા શોય ॥ માગશર દ્રીતીયા વદ હોચે ॥
નક્ષેત્ર હસ્ત હતો રવીવાર ॥ તે માંહિ કીધો વીસ્તાર ॥
પલવટ કુલ બંધારા શાર ॥ રામચંદ્રે દીધો આધાર ॥
તે મે ગ્રંથ કીધો પ્રદબંધ ॥ કાસીસૂત શેધજી મતી મંદ ॥
॥ કડવાં ૧૮ ॥

શ્રી ॥ ઇતીશ્રી હંનુમંત ચરીત્ર: ॥ શંપુર્ણં શંમાપ્ત સુભં ભવતું ॥ કલ્યાંણુ મસ્તુ: ॥ શંવત ૧૭૫૯ ના ભાદરવા વદ ૬ સોમે દીને શંપુર્ણં લક્ષુ છિ: ॥ લષીતં શા: લષમીદાશ હીરાસુત તાપીદાશ ચોપડી પોતાની છિ ગ્નાતે પડાયતા શાઝનિ.

**વિષયાદિ**-૧. રાવણે હરણ કરી લંકામાં સીતાને આણ્યા પછી રામચંદ્રની પ્રેરણાથી હનુમાન તેની શોધે નીકળી, સમુદ્ર ઉલંઘી સીતાની ભાળ કાઢી, રાવણનું બળ પરાક્રમ દાખવી રામચંદ્ર પાસે પાછો આવે છે, એ પ્રસંગ અહીં વર્ણવેલો છે.

કડવાં ૧૮ છે. કડવાં રાગ અને ઢાળથી પદબંધ બાંધેલાં છે: આમાં વલણ કે ઉથલો નથી.

**વિશેષ**-૧ આ ચરિત્ર છપાયું નથી. કવિ બંધારા જ્ઞાતિનો પલવટ કુલનો છે. લિપિ જો કે ગુજરાતી છે, પરંતુ ઘણા મરોડ બાલબોધ લિપિના છે.

૨. આ વિષય ઘણા પ્રાચીન કવિઓએ આલેખેલો છે. માંડણ કવિનું હનુમાન-ચરિત પ્રચલિત છે, અને તે પણ બંધારા જ્ઞાતિનો હતો, અને તેનો કવનકાલ પણ લગભગ આની સમીપ જ છે.

૩ આ જ કવિએ રચેલું રૂકમીણીહરણ અપ્રકટ છે. તેમાં કવિએ પોતાની ઓળખ આદિ આપ્યાં છે, તે માટે જુઓ ૫૩-ક. પાનું ૯ અને વિશેષ ૨. પાનું ૧૦ મું.

---

## અં. ૫૪-ટ-અભિમન્યુ આખ્યાન-જન તાપી-( ૨. સં. નથી ); ( લિ. સં. ૧૭૫૯ ); પૃ. ૮૨-૧૧૨

**આરંભ**:-શ્રી ગણેશાય નમાંઃ ॥ શ્રી શારદાય નમાંઃ ॥ શ્રી ગુરુભ્યો નમાંઃ ॥ શ્રી આક્ષાંન અભીમંનનું લક્ષુ છિ ॥

રાગ ગોડી ॥ વીઘંન હરણ વીઘ્યા દાતાર ॥ તે પૂજીનિ કરૂં નેમસ્કાર ॥ ૧ ॥
સ્વાંમી તૂં છે ગૂરૂઓ દેવ ॥ હું મંનવાછીત માગૂં સેવ ॥ ૨ ॥
આગે કવી હવા છે બહુ ॥ તુઝ આધારે બોલ્યા શહુ ॥ ૩ ॥
તે માટે વીઘંન હરજો નાથ ॥ બોલું હરી જરા દેજો હાથ ॥ ૪ ॥
આદ શક્ત માતા ઇસ્વરી ॥ આઈ આપો બુધ કરૂંણા કરી ॥ ૫ ॥
માહારા મંનમાં હોશ બલી હાંમ ॥ કેહેવા અભીમંનના ગુણગ્રાંમ ॥ ૬ ॥
માહાભારથ બોલું વીસ્તાર ॥ મુઝ મંદથી કેમ લાભે પાર ॥ ૭ ॥

દ્રોણ પ્રબ માંહે છિ એ કથા ॥ શંક્ષેપ માત્રે કહેસ્યું જથા ॥ ૮ ॥
તે માટે માયે કયો પશાએ ॥ જિમ એ ગ્રંથ શંપૂરણ થાએ ॥ ૯ ॥
... ... ... ... ...
માદ્દા દુંવંણી સુત છૂટે ઘંણી ॥ કહું કથા માહારા ક્રેમ જ તંણી ॥ ૫૨ ॥
જન્ તાપી કહે અબલા અછિ ॥ પૂરવની વાત શંભારી પછિ ॥ ૫૨

અન્ત— કડવું ૧.

(રાગ પ્રભાતી) અરે વીર રેહેજે ક્ષંણુ વાર ॥ આડો પડયો છે એક વીચાર ॥ ૧૬ ॥
એહનો પીતા તાપશ છે જ્યાંહે ॥ લેઈ મસ્તગ મોકલવૂં તાંહે ॥ ૧૭ ॥
નંહીતર શ્રાપ હશે તૂઝ તંણિ ॥ અગ્ની રહીતપણુ મરશો યેણી ॥ ૧૮ ॥
એહેવું કહીનિ શાંમ શરીર ॥ મેહેલ્યૂં પુંન અજલી ભરી નીર ॥ ૧૯ ॥
જો બ્રંહ્મચારી હુઁ જાંણુ ॥ તો સીસ છેદાજો એ બાંણુ ॥ ૨૦ ॥
એહેવું કહી મન આંણી રીશ ॥ મેહેલ્યૂં બાણુ જઈ છેદ્યૂં સીશ ॥ ૨૧ ॥
ક્રીષ્ણિ રમત રચી એક તાંહે ॥ ચાલ્યૂં બાંણુ ગંગા ત્રઠ જયાંહિ ॥ ૨૨ ॥
જેદ્રથનો પીતા જાણુ ॥ કરતો... ... ... ... ...

વિષયાદિ-૧. મહાભારતના દ્રોણ પર્વનો પ્રસંગ અહીં વર્ણવેલો છે. અર્જુન સંસપ્તોકોના નાશ અર્થે રણાંગણના બીજા ભાગમાં જતાં દ્રોણ, દુર્યોધનાદિએ કોઠાયુદ્ધનો વ્યૂહ રચી, અભિમન્યુને માર્યાનો પ્રસંગ આખ્યાનમાં છે.

૨. કડવાં ૨૧ આખાં અને બાવીસમાની ૨૨ કડી છે. એક બીજી પ્રતિ સં. ૧૮૪૮ ની છે 'તે' સાથે સરખાવતાં પ્રસ્તુત પ્રતિમાં તેના કરતાં ઓછી કડીઓ કોઇક કોઇક કડવામાં છે,

વિશેષ-૧. આ આખ્યાન છપાયું નથી. કવિ 'જન તાપી' લખે છે. આ કવિ જાણીતો નથી. આ પ્રતિ અપૂર્ણ છે. તેથી એનો અન્તભાગ અહીં વિધિસર નથી. લેખનમરોડ આ પ્રતિનાં બીજા આખ્યાનોના જેવો જ હોવાથી લિપિસંવત ૧૭૫૯ હશે એમ સમજાય છે. પ્રતિ જીર્ણ હોવાથી વચ્ચે વચ્ચે લખાયલાં પાનાં ઉપર નાની નાની કાપલીઓ ચોઢી જુદા જુદા મરોડમાં તરતા અક્ષરો લખાયલા છે.

૨. આખીએ પ્રતિ અં. ૫૪ સંવત ૧૭૫૯-૬૦ માં લખાયલી હોઇને તેના અક્ષરનો મરોડ નોંધવા જેવો જણાય છે. જો કે લિપિ ગુજરાતી છે ખરી, પરંતુ 'ક,' 'જ,' 'ર,' 'ત,' 'ઙ' આદિ ઘણા અક્ષરો બાલબોધ લિપિના છે. તેને માત્ર માથાં બાંધેલાં છે એટલો જ ફરક છે. એમાં પ્રેમાનંદનું એક આખ્યાન સુદામાચરિત રચાયા પછી તેના જ જીવનકાલમાં એટલે સંવત ૧૭૬૦ માં લખાયલું. તેમ વીરજીનું સુરેખાહરણ પણ રચાયા પછી ચાલીશ વર્ષે પ્રતિબિંબિત થયું છે.

૩. રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની પાસે સંવત ૧૮૪૮ માં પેટલાદનાં નાગર બ્રાહ્મણ રા. ઉદેનાથ વૈકુંઠનાથે મુંબાઇમાં એક જૂની પ્રતિ ઉપરથી ઉતારેલી

પ્રસ્તુત આખ્યાનની એક પ્રતિ છે. તેમાં આ આખ્યાનની પ્રશસ્તિ, રચનસંવત, કવિની ઓળખ આદિ નીચે પ્રમાણે આપેલાં છેઃ—

એ કથા સંપુરણ કીધી, બુધ સારૂ સંખેપે લીધી. ૩૭
બાવીસ કડવાં છે નીરધાર, તેહેનાં પદ છસેં ચાર. ૩૮
સંવત સતર આઠ વરખે, સાવણ માસ ઉતમ પખે. ૩૯
તીથી બીજ હતી, ગરૂવાર, સ્વાતી નખેત્ર હીમસતે સાર ૪૦
વૈશાખ પંનર ચૌઉદે રત લીધા, અસ્વન માસમાં પુરણ કીધા. ૪૧
એ ગ્રંથ મુજથી શું થાએ? કરતા હરતા શ્રી જદુરાએ. ૪૨
મુજ મંદમતીથી કમ લાભે પાર? કીધું પંડીતને આધાર. ૪૩
નહીંકર એહે બુધ મજને કાંહાં થકી, સંક્ષેપ માત્ર પાંમો તાંહાં થકી ૪૪
તે માટે કીધો હાતીબંધ, અભીમંન ચરિત્ર કથાસમધ. ૪૫
કવિતા કુળ બંધારા માંહે, હરીયાદ મધે બોલો તાંહે ૪૬
છે ગુજરાત ખંડમાં વાસ, ભરુકચ્છ નરબદાને પાસ, ૪૭
એ આખાંન સાંભલે ગાએ, પાતીક તેહનાં દુર પલાએ. ૪૮
ગાતાં સુખ આપે અવીનાસ, જનમ કોટીનાં છુટે ગાપ. ૪૯
જન તાપી કહે બોલો જેહે, હરી શરમરણાપણ કીધું તેહે. ૫૦
કડવાં ૨૨

---

## અંક ૫૪-ક-પ્રકીર્ણ પદો

### પદ ભીમ-(ર. સં. નથી.)-(લિ. સં. નથી.)-પૃ. ૨૦૫

આરંભ-આજ કુતારથ હમને કીધા તીરથવાસી મલીઆ રે.
અન્તઃ-ભીમ સેણે બીજુ કંઈ એ ન આવે । પરમનોણુ રે નાંહી તોસે !
કાંહનડભોળા ભોળપણું નવ કીજે ॥

---

### પદ-નરસિંહ મેહેતો-(ર. સં. નથી)-(લિ. સં. નથી,)-પૃ. ૨૦૫

આરંભઃ-રજની વીતી અમ ગેર આવા શુ કીધુ શામલીઆ રે
અન્તઃ-નરશાઈઆચો શામી ભલે મલીયો પેલા માતુનીએ મન મોહોઆ રે

---

### પદ દાણલીલા-નરસિંહ મેહેતો-પૃ. ૨૦૭-૮

આરંભઃ-તુ શોનુ રે માગે દાણ ગોવંદ ગદી રંગ પતલીઆ પાલ ।
અન્તઃ-હશત રમતામાં શામજી પધારા ને બીજા સુખ તંબોલ રે
નરશઈઓ કેહે જુગ જુવો દધી માખણનો ચોર ॥
ગોવંદ ગદ રંગ દીપત-

પદ-સુરદાસ-(હિંદી) પૃ. ૨૧૦

અંક ૫૫-ક. ધ્રુવાખ્યાન તુલસીસુત વૈકુંઠ-(ર. સં. ૧૬૯૪); (લિ. સં ); પૃ. ૧-૩૫

આરંભ:-શ્રી ગણેશાય નમઃ ॥ અથ શ્રી ધ્રુવજીની કથા લખિ છે ॥

ગંવરિનંદન તુજને વરણુવુ કિરતન એક કરું અભિનવું
હરીગુણ ગાવા ઇછિ મંન ગાતાં નિરમલ થાએ તંન ॥ ૧ ॥
એકદંત લંબોદર રાએ સુદ બુધ દાતા સેવક શાયે
સોભીત સુંઢ સિંદોરે શાર વાહન મુષક મોદકકો આહાર ॥ ૧ ॥
નિરવિઘ્ન નાયક અપાર, આકુલ ફરશિ, ભુજા ચાર
સુર તેત્રીસે આગલ સંચરે, સીધ કારજ શેવકનાં કરે ॥ ૩ ॥
સુધબુધનો વર શેવિએ ગણપતિ ગણભંડાર
તુ ત્રુઠે સર્વ પામિએ અક્ષર કંથા અપાર ॥ ૪ ॥

ચોપાઈ ॥ અબુજ શુત સુતા વરણુવું સીતલ સુંદર રૂપ અભિનિવુ
ભવશાગરની તારણહાર તેહ તણો ઉત્તમ સણગાર ॥ ૫ ॥

... ... ... ... ...

કવિતા કેતા કઈ ગીઆ કેતા કરમે ભેદ
સુભ અક્ષર એવા આપજો વાચા અવીચલ વેદ ॥ ૧૧ ॥
અક્ષરસગાઈ નવી લહુ, નવી બહુ વિવીધ વિચાર
તુ ત્રુઠે શર્વ પામિએ અક્ષરકથા અપાર ॥ ૧૨ ॥

અન્ત:-ચોપાઈ

ગવરીનંદન કૃપાએ કરી । વૈકુંઠ મુષ કથા વસતરી ।
વિપ્ર સાચેરત કુંતલપુર ગામ સુત તુલશીનો વૈકુંઠ નામ ॥૨૩॥
કાલાવાલા કીધા જેહ । સરસ્વતીએ ઉપદેશઓ તેહ ॥
ષોટ મ દેશો કવિજના કોયે । લઘુ બુધે હુ બોલ્યો સોએ ॥ ૨૪॥
ચારસો ને ઓગણસાઠ । પચાશ પુરવ છાયાનો ઠાઠ ॥
કડવુ એક જે શોલ સમંધ । એહે તણો છે કંથા પ્રબંધ ॥ ૨૫ ॥
બાણ નેત્ર ને બાણ છે જેહ । કથા તણો શરવાલો તેહ ॥
ચતુર-હોએ તે જો જો કથી, છે સત્ય કાંએ જુઠ નથી ।
સવંત નારીનો શણગાર આક યંત વેદ ચાર ॥ ૨૬॥
નીરમલ માશ કહિ ... ...

વિષયાદિ:-૧. રાજકુમાર, ધ્રુવ અપર માતાની અવગણનાથી તપ આદરવા વન સંચરે છે અને પ્રભુ પાસેથી વરદાન મેળવી રાજ્યપાટ પ્રાપ્ત કરી અંતે સદેહે વૈકુંઠવાસ

સેવે છે, એ પ્રસંગ વર્ણવેલો છે. શ્રીમદ્‌ભાગવતના ૪ થા સ્કંધના ૮ થી ૧૨ એ અધ્યાયમાં આ કથા આપેલી છે.

૨. ચોપાઈ અને પૂર્વછાયાથી પદબંધ બાંધેલો છે. સોળ કડીનું એક કડવું પણ છે. કુલ પદબંધ **૫૨૫** છે (બાણ=૫+નેત્ર=૨+બાણ=૫+જુઓ અન્તિમ કડી ૨૬). કવિતા સને ૧૬૯૪માં રચાઇ છે (નારીનો શણગાર=૧૬+આંક=૯+વેદ=૪. એટલે ૧૬૯૪)

**વિશેષ**-૧. આ આખ્યાન બૃ કા. ભાગ ૨ માં છપાયું છે. તેમાં પદબંધ સંખ્યા આપેલી નથી. તેમ જ રચનસંવત પણ ભૂલભર્યો છે (જુઓ સરવ નાર તણો શણગાર આદિ અંત ને વેદ વિચાર) કવિના ઓળખ પદમાં પણ ફેર છે. પ્રસ્તુત પ્રતિમાં સુત તુલસીનો વૈકુંઠ એ નામ કવિનું છે, ત્યારે બૃ કા. દો. ની પ્રતિમાં, 'માધવસુત તુલસી તેહનું નામ' એમ છે. વળી કવિના ગામનું નામ પ્રસ્તુત પ્રતિમાં કુંતલપુર છે ત્યારે બૃ. કા. દો. ની પ્રતિમાં કુંદનપુર છે.

૨. પ્રતિ જો કે તુટક છે, પણ માત્ર છેવટની પાંચ કડીઓ જેટલો ભાગ ૧ થી આ ખ્યાન બાલબોધ લિપિમાં લખાયલું છે. પાનું પહેલું *જર્જરિત* છે.

---

## અંક ૫૫-ખ-થાળ મીઠો-(ર. સં. નથી)-(લિ. સં. નથી.)-પૃ. ૩૭-૩૮

**આરંભ:**- (પ્રતિ તૂટક હોવાથી આરંભ રીતસરનો આપેલો નથી.)

... ... ... ... ... ॥ સુદ ॥
ધારિ ઘેવર ઘિ તણા તણા રે । તમે લેયોને ત્રભોવન ભૂપ ॥૮॥
શિરો શાખુણિ ને શુખડિ રે । માએ કરમોયા કંશાર ।
તલ્યા પાકના સુરમા રે । માએ ઘિ ધોખિયા ધાર ॥ ૯ ॥
જાડિ જલેબિ ને વાજલા રે । માયે પાડ(જ ?)લડી ને ખિર ।
પુરિ પાપડ ને પોલિઉ રે । તમે જ(મ)ઓ જદુવિર ॥ ૧૦ ॥

**અન્ત:**-કુંકુમ ભરિ છે કુંકાવટિ રે । મેતો કિધિ કેશર આડ ।
ચોખા ચાપિને ચોડેઆ રે । કાએ લાલજીને લાડ ॥ ૨૫ ॥
કુંડલ જમણુ કપોલના રે । કાએ મોયા મારા મંન ।
ઓરા લિધા છે ઉરમા રે । મારુ ટાઢુ થઇઉ તંન ॥ ૨૬ ॥
રમ(ા)ડયા જમાડયા રસ રિતડી રે । પુરિ મંનડા કેરી આશ ।
સા તે પ્રશાદિ થાલિની રે । તે પામ્યા મિઠો દાસ ॥ ૨૭ ॥

ઇતિ મિઠાનો થાલ સંપુર્ણ ॥ લખિતંગ્યા દેવ ... રામ ગોધરા મધ્યે લખિતં

**વિષયાદિ**-આ થાળમાં ભગવાનને વિવિધ ભોજનસામગ્રીઓ ભક્તે અર્પ્યાનો પ્રસંગ વર્ણવેલો છે.

વિશેષ:-આ થાળમાં આપેલી ભોજનની વિવિધ સામગ્રીઓ નોંધવા જોગ છે. ખૃ. કા. બા. ૫ માં પાને ૭૮૫ ૭ માં આ થાળ છપાઇ છે. પરંતુ તેમાં અને આમાં પાઠફેર ઘણો છે. પહેલી સાત અને આઠમી કડીની પહેલી પંક્તિ, એટલો ભાગ આ પ્રતિમાં નથી. રચનસંવત તેમ લિપિસંવત પણ · ૧પેલા નથી.

૨ કવિ લીંબડીનો ઢાઢી છે, તે જોતાં ઉચ્ચ વર્ગમાં પણ તેની કવિતા લોકપ્રિય થઈ છે, એ નોંધવા જોગ છે. તે ૧૮૯૫ માં હયાત હતો.

## અંક ૫૫-ગ-૧ કીર્તનો પ્રીતમદાસ-(ર. સં. નથી)-(લિ. સં. નથી)-પૃ. ૩૯ ને ૬૮

આરંભ:-મન મોહનલાલ મારગડો મેલો તો મથુરા જાઐ ।
પાંચ કડી છે. આ કીર્તન પ્રચલિત છેઃ છપાયું છે.

આરંભ:-સુણ ગોપ વધુ નીત ઉઠી ઉલીભા સુ લઈ માવી ।
૭ કડી છે. છપાયું છે.

આરંભ:-સુણ વાંસલડી વેરણ થઈ લાગી તું વ્રજની નારને ।
પાંચ કડી છે, આ કીર્તન છપાયું છે.

આરંભ:-મારા સમ છે કુબજાને કેજો ઓધવ એટલુ ।
પાંચ કડી છે. આ કીર્તન છપાયું છે.

આરંભ:-સુણ સાહેલી નીંદ તણે ઘર નવરંગ નોબત વાજે ।
ચાર કડી છે.

આરંભ:-સુણ જસોદાજી આવડો લાડકવાયો લાડ ન કીજીએ ।
૭ કડી છે. આ કીર્તન છપાયું છે.

આરંભ:-સુત વારૂ છુ છલ વીદ્ય છાદી ને મંદર રે ને ।
ચાર કડી છે.

વિશેષ:-આ કીર્તનો મૂળ પ્રતિની કલમથી ભિન્ન કલમે લખાયલાં છે. છેલ્લાં ત્રણ કીર્તનોનાં પાનાનો ક્રમ ૪૮ અને ૪૯ જોઇએ. પરંતુ ૪૬ પછી એકદમ ૬૭ નો આંક લહીઆએ નાંખેલો છે. વચ્ચે પાનાં તુટતાં નથી, એટલે આ તેની ભૂલચૂક હશે.

## અંક ૫૫-ગ-૨ પદ નરસિંહ મેહેતો પૃ. ૪૦

આરંભ:-રાગ પંચમ-સોકલડી ધુતારી રે સઇએર હુ તો સુ કરુ રે ।
ચાર કડી છે.

આરંભ:-રજની રમીને વાલો ઘરે આવીઆ રે । બલીઆ માસ બારણુ મ ડેલ ।

...

નરસીઆન(ા) સામી દ(ધ)ર પધારીઆ રે । સનડો ઘણો ને થોડી રહી રાત ॥
રજની રમીને વાલો ઘરેજ આવીઆ રે ॥ ૮॥

## અંક ૫૫-ગ-૩-પદ-બાઈ કલુ-પૃ. ૪૧

આરંભ:-રાગ પ્રરભાતી ॥
સીદ ગયા તા સ્વામી મારા નીદ્રાલુ નેણા ॥
વાટડી જોતા વાલાના વાધા છે વેણા ॥ ૧ ॥
ચારે પોર રજની વીતી દ્રાયા વલોણા ॥
પાડાની પાડોસણ જાગસે થાસે વગોણા ॥ નીદ્રાલુ ॥ ૨ ॥
તેલે ને તંબોલે ભીનો ગલાલ રે રાતા ॥
મધ્ય રાતે આવે વાલો વાસલી વાતા ॥ નીદ્રાલુ ॥ ૩ ॥
સોકલડી સુસ(પ) ને ધણેરો અમસુ અલેણા ॥
બાઈ કલુ કેહેજો માથે માવાના મેણા ॥
નીદ્રાલુ નેણા હરીને નીદ્રાલુ નેણા ॥ ૪ ॥

આ પદ છપાયું નથી; તેમ આ બાઇનું નામ જાણીતું નથી.

---

## અંક ૫૫-ઘ-હારમાળા નરસિંહ-મેહેતો-પૃ. ૪૧-૪૮

નવ પદ છે. હાર મળતાં વિલંબ લાગવાથી અને લગભગ નિર્ણિત પ્રભાતસમય થવા આવ્યાથી નરસિંહ મેહેતો પુત્રીને સાસરે જવા કહે છે, એ પદથી આમાં શરૂઆત છે અને પ્રભુને કેદારો ઘરાણે મૂકેલા કેદારો છોડાવવા નરસિંહ મલ્હાર રાગથી વિનતિ કરે છે. તે પદ સુધીનો ભાગ આ પોથીમાં આપેલો છે.

લહીઆએ ૪૭ મા પાનાનો ક્રમ ભૂલથી ૯૭ નાંખેલો છે, એ સ્પષ્ટ જણાય છે.

---

## અંક ૫૬-ક-નળાખ્યાન-પ્રેમાનંદ-(ર. સં. ૧૭૭૪)-(લિ. સં. ૧૮૩૯)-પૃ. ૫-૧૧૩

આરંભ:-(પેહેલાં ચાર પાનાં ફાટયાં હોવાથી રીતસરનો આરંભ નથી.)
... ... ણ ॥ તેહેનું હું કરૂં પાંણીગ્રહણ ॥
એમ કરતા વહી ગયા બહુ દીન ॥ એહેવે આવ્યા તાંહાં નારદમુન ॥ ૧૯ ॥
॥ વલણ ॥
નારદ મુની પધારીઆ ॥ શુણ ઝુધીસ્ટર ભુપાલ રે
પછે વેણાપાંણીએ નળ તણો ॥ કેમ કીધો વેવીશાલ રે ॥ કડવાં ॥ ૨ ॥

અન્ત:- ॥ રાગ ધવલ ધંન્યાશી ॥
વૈશંપાએન કેહે ઝંનમેંઝે થયું પૂરંણ નળ અક્ષાંનઝી ॥
શાંભળે ભણાવે લખાવે પુસ્તક ॥ શરવ તીરથનું ફલ થાએઝી ॥

છે, તેનો ભાવાર્થ આ પ્રતિમાં આપેલો નથી. તેમ જ ઉક્ત શ્લોક પણ ગુજરાતી લિપિએ લખેલો છે. જુઓ પાનું ૬૨ મું બૃ. કા ભાગ ૧ લામાં તેમ જ કવિ દલપતરામના તાવ્યદોહનમાં આ શ્લોકનો જે ભાવાર્થ વસતતિલકા છંદમાં આપેલો છે તે, આ તેમ જ બીજી જૂની પ્રતિઓમાં જણાતો નથી. એટલે એ પાછળનો, અને સમજાયુ છે તેમ કવિ દલપતરામનો પોતાનો બનાવેલો છે.

---

## અંક ૫૬–ખ–મોટૂં અભિમન્યુ આખ્યાન–પ્રેમાનંદ– (ર. સં. ૧૭૨૭)–(લિ. સં. ૧૮૩૯)–પૃ. ૧૧૫–૧૭૬

આરંભ:–શ્રી ગણેશાએ નમહાં ॥ શ્રી શારદાએ નમહાં ॥ શ્રી ગુરૂભ્યો નમહાં ॥ શ્રી શરસ્વતૈ નમહાં ॥ ॥ આક્ષાંન શ્રી મોટૂ અભીમેનનું લખ્યું છે ॥

રાગકેદારો ॥ શંકરસૂતનેં રુદે ધરી ॥ વાંણીદાતા તું વૈખરી ॥
વાઘેશ્વરી વીદ્યા તંમથી જડે રે ॥

ચાલ
જડે વીવીદ્યા સુખે નીરમલી॥ જો શરસ્વતી હોએ તુસ્ટમાંન ॥
પદબંધ કરવા ઈછુ છૌં ॥ અભિમંનુ આક્ષાંન ॥
વૈશંપાએન કહે કથા ॥ શાંભલ જંનમેજે રાએ ॥
દ્રોણ પર્વ માંહાં પાવંન કથા છે ॥ શાંભળતાં અઘ જાએ ॥

અન્ત:–
વૈશપાએન બોલીઆ શુણુ જંનમે રાજન ॥
અંહી થકી પુરંણુ થયું ॥ અભીમંનનું આક્ષાંન ॥

(ધંન્યાશી)
જુગંમ છંદ, અડતાલીસ કડવાં ॥ પદ એક કડકો ત્રણ શવાયા ॥
પાંચ શાખી ને એક કકડો ॥ પંચ દુહા સમાઆ ॥
રાગ શતર ને ચાલ છે ચોતરીશ ॥
બંધ ચોપાઈ તણી શંક્ષા ॥ એક સહુસ નેં પાંતરીશ ॥
વડોદ્રાવાશી ચાતુર વંશી વીપ્ર પ્રેમાનંદ ॥
શંવત ૧૭૨૭ માં ॥ પુરંણુ કર્યો પદબંધ ॥
શ્રીકરતા કરણજી ॥ નીમીત માત્ર તે હુંઅ ॥
આશરો શ્રી અવીનાશીનોં ॥ કવીજન જોડે શુંઅ ॥
મહીમા મોટો શ્રીક્રસ્ણજીનોં ॥ અભીમંનનું ચરીત્ર ॥
શાંભળતાં મહાપાપ જાએ ॥ ને કાયા થાએ પવિત્ર ॥
જે કો ગાએ ને શાંભલે ॥ તેહેનાં બલે કુકંમ ॥
માહાભારથ દ્રોણ પરબે ॥ અભીમંનનું પ્રાક્રંમ ॥

વલણ ॥ આકેમ કથા અભીમંનની ॥ કવી છે પ્રેમે કરી ॥
જન પ્રેમાનંદ ઓચરે ॥ શ્રોતાજંન બોલો હરી ॥
॥ કડવાં ॥ ૫૧ ॥

ઈતીશ્રી મોટું અભીમંન શંપુરંણ પ્રત પ્રમાણે ઉતાર્યું છે અદકો ઓછો અક્ષેર તથા કાંનો માત્રા શંભાલીને વાચજો લખનારનેં દોશ નહી એ ચોપડો મુંબઈવાશી શા દુલભદાશ નંદાલાલ દાશનો છે જે કોઈ વાંચવા લઈ જાએ ને ઓલવે તથા ચોરે તેનેં માતા ઈશ્વરી દોશે પારડીવાશી પાઠેક ગોપાળજી મકનજીએ લખો છે શંવત ૧૮૩૯ નાં વરખે ફાગણ શુદ ૯ બુધે શ્રી રસ્તુ ॥

**વિષયાદિ**-મહાભારતના યુદ્ધપ્રસંગે અર્જુન સંસપ્તક ગણો સાથે યુદ્ધ કરવા રણાંગણના દૂર ભાગમાં જતાં દ્રોણાદિના આહ્વાનને માન આપી, કોડાયુદ્ધ લડવા અભિમન્યુ જાય છે અને સાતમે કોઠે એકલવાયો પડતાં મરે છે, એ પ્રસંગ વર્ણવેલો છે. મહાભારતના દ્રોણ પર્વમાં આ કથા આપેલી છે. કડવાં ૪૮ છે; રાગ અને વલણથી પદબંધ બાંધેલો છે.

**વિશેષ**-૧. બૃ. કા. દો. ભાગ ૨ જામાં આ આખ્યાન છપાયું છે; પરંતુ તેમાં જે હિંદી ભાગ છે તે આ પ્રતિમાં નથી. તેમ છપાયલી પ્રતિ કરતાં આ પ્રતિમાં ઘણી તુકો ઓછી છે, જો કે તેથી આખ્યાનની શ્રેણી તૂટતી નથી. ઝુલણા અને સવૈયા છંદ શુદ્ધ માપવાળા જણાય છે.

૨. બૃ. કા. દો. ભાગ ૨ જામાં આ આખ્યાનને અંતે "અગીઆરસેં ચોપાઈ એની જાણજો નિરધાર' એમ છે, ત્યારે અહીં "બધ ચોપાઈ તણી સંક્ષા એક સહસ્ર ને પાંતરીશ' એમ છે. તેમ તેમાં 'યુગ્મ છંદ એકાવન કડવાં' એમ છે ત્યારે અહીં "જુગમ છંદ અડતાળીસ કડવાં" છે.

૩. કવિ દ્રોણપર્વમાંથી પ્રસ્તુત પ્રસંગ લીધાનું જણાવે છે. પણ અભિમન્યુના પૂર્વજન્મની તેમ જ કૃષ્ણ સાથેના પરંપરાગત વૈરની કથા મહાભારતમાંથી સાંપડતી નથી. તેથી તે આડકથા દંતકથાને આધારે કવિએ લીધી છે; એ તેની કલ્પનાનું પરિણામ નથી, પણ તેની પૂર્વે ચાલતી આવેલી દંતકથા તેણે નિરૂપેલી છે.

૪. આને 'મોટું અભિમન્યુ આખ્યાન' એ નામ આપેલું છે, તેથી 'નાનું અભિમન્યુ આખ્યાન' હોવાનું સંભવે છે.

૫. પાઠાંતર ઘણાં છે; સમન્વય છે તેમ બૃ. કા. દો. ના સંશોધકે કેટલાક અકારણ અક્ષરફેર અને શબ્દફેર પણ કીધા છે.

૬. જો કે લિપિ ગુજરાતી છે ખરી પરંતુ 'ક', 'દ', 'જ' એ અક્ષરોનો મરોડ બાલબોધ લિપિનો છે, અને વચ્ચે વચ્ચે 'જ' તો 'ઝ' જેવો વંચાય છે.

---

## અં. ૫૬-ગ-કક્કો-કવિનું નામ નથી-(ર. સં. નથી); (લિ. સં. નથી)-પૃ. ૩

આરંભઃ-શ્રીકકે પૂરણ કીરપા કરી॰ તે માંહે તું જોજે હરી॰
હરી ભજે તો રેહેશે રંગ॰॰ શાધુ જનોનો કરે જે
શાગા (શંગ)॰

શાગા (શંગ) કરતો (તાં) ભાંગે ભરંમ ॥
કોહો જેએ માંના ટલશે કરમ,
ચતુરે લેજે ચેતમાં ધરી ॥ કેકે પૂરણું કરીપા કરી.

અન્તઃ- બેખેઉનાં નાંહાના બોલો. ઓ ઘરમાં હાં લીધા આંવ તારાં.
તાંહેતું કંઈ ઓજાંણાપણું નથી, શરવેઉ રાંમે રહોઓ છે વશી.
હરખે ભેજે શી ગોપાલ. કો શુધી તાહારી બાલ.
બેએનું તો બોલો જાંણો.

વિષયાદિ-આંમાં કક્કાદિ દ્વારા તત્વજ્ઞાનનો મર્મ સમજાવેલો છે. સામાન્ય રીતે 'કક્કા'ના પદબંધને મળતા માપમાંજ આ કક્કો લખાયલો છે.

વિશેષઃ-૧. કવિનું નામ, રચનસંવત, લિપિસંવત આદિ આ પ્રતિમાં આપેલા નથી. આ કક્કો છપાયો નથી. લિપિ ગુજરાતી છે, પરંતુ અનુસ્વાર, માત્રા કાનાનું ઠેકાણું નથી અને આખી પ્રતિના અક્ષરના મરોડથી પણ મરોડ જૂદો પડે છે.

૨. ગુજરાતી સાહિત્ય આવા કક્કા અનેક કવિઓએ તત્વજ્ઞાનના નિદર્શન અર્થે ઉપદેશ રૂપે રચેલા છે અને તે સહુનો સંગ્રહ અવશ્ય કર્તવ્ય છે.

---

## અં. ૫૭-ક-વિક્રમચરિત્ર-શામલદાસ-(ર. સં. નથી); (લિ. સં. ૧૮૮૫); પૃ. ૨૨-૬૨

આરંભઃ—(પ્રતિ તૂટક હોવાથી રીતસરનો આરંભ એમાં આપેલો નથી.)

........ ........ ત્ર છે ॥૧॥

(છપ્પો) કેઆ કચક શો શાત ॥ એક ચીંતામાં બાલા ॥
પાંડવ પાંચે ભ્રાત ॥ વૈઈરાટ ભોમીમાં ભાલા ॥
એક રેણુકારંભ ॥ અનેક નક્ષત્રી કીધી ॥
સીતા સાધવી સત્ય ॥ શીખ રાવણુને દીધી ॥
ભમાવા ભાંમનીએ ભુપતી ॥ કાં રાણા કાં રાંકડા ॥
શામલ કેહે શ્રી આગલે ॥ ફોગટ ફુલ કરો છો ફાંકડા ॥ ૨ ॥

ચોપાઈ ॥ રાંભા કેરૂં દીઠું રૂપ ભોલવાણો તે ભારે ભુપ ॥
તંન મંન ધંન સુપુ સર્વ ॥ વારા વૃતીક મેહેલો મંન ગર્વ ॥
પઅ પાતાંમાં કોપ જ કરો ॥ નરપતને નીદ્રાવશે ભરો ॥૯

અન્તઃ—પુતળી કેહે સુણો પુરપતી ॥ લક્ષણુ જેનાં લાખ ॥
કાવ્ય કીધી કે કોટીધા ॥ નહી મીન નહી મેખ ॥
સીહીજ ગાંમ સીરોમણી ॥ માતર પરગણા માંહે ॥
વડો દેવ વીરેસ્વરો ॥ જે બીરાજે તાંહ ॥

પ્રગટ છે જેનું પારખું ॥ મણી મોટું પદ મેર ॥
ચોખાનો લાડુ ચઢે ॥ સવા બે મણ ને શેર ॥
શ્રી ગોડ માલવી વીપ્ર સુભ ॥ ગુણનીધી ગુજરાતમાં ગાંમ ॥
પુરાંણ કરાં પરમારથી ॥ જેનું નવ ખંડે નાંમ ॥
સીંહાસંન બતરીશનો ॥ કરો ગ્રંથ ગુણ ગેહ ॥
પુન્યવંત પુરૂરશને પ્રીએ ઘણો ॥ નીરમલ જંનને નેહ ॥
ભાટ ચારંણું કે બ્રાહ્મણ ॥ ખોડ માં દેશો કોએ ॥
સદબુધી દીધી સારદા ॥ હરી ઇચ્છાએ હોએ ॥
વૃધી, ખોટ, ઓછુ, અધીક ॥ સાચુ જુઠુ કે જાંણુ ॥
જે જાંણે અંબા ઈશ્વરી ॥ કે જાંણે પુરાંણુ ॥
સંસ્કૃતમાંથી સોધીયું ॥ પ્રાક્રત વાંણી કીધ ॥
કવીતાનો કોણ આશરો ॥ બુધ શારદાએ દીધ ॥

... ... ... ... ... ...

કવી શામલે કોડે કહું ॥ એ રૂડું આક્ષાંન ॥
અંબા આશા પુરશે ॥ સુણસે જે વખાંણ ॥
ગરીબ તણો હું ગરીબ છું ॥ રાંક થકી છું રાંક ॥
ગુણ અવગુણ હોએ ગ્રંથમાં ॥ ક્ષમા કરજો મુજે વાંક ॥
ભોજ......પુતલી ॥ આપે ગઈ આકાશ ॥
અહે કથા પુરંણ થઈ ॥ કે........ દાશ ॥

ઇતી શ્રીવીક્રમ ચરીત્રે ॥ કવી શાંમલ...ર્આ...ચરીત્ર કથા સમાપ્તં ॥ શ્રીરસ્તુ ॥ શ્રીરસ્તુ કલાંણ મસ્તુ.......ઇદં પુસ્તકં સંવત ૧૮૮૫ ના આશો સુદી ૧૩ રવેઉ સમાપ્ત.

વિષયાદિ—એક વણીકકુંવરી વિક્રમચરિત્ર કરતાં સ્ત્રીચરિત્ર મોટું હોવાની હોડ બકી, વિક્રમના પુત્ર વેરે વરી અનેક ગુપ્ત આચરણો આચરવા છતાં પતિવ્રતાપણું પાળી સ્ત્રીચરિત્રની ગહનતા દાખવે છે, એ પ્રસંગ આ વાર્તામાં વર્ણવેલો છે.

દોહરા, ચોપાઈ અને છપ્પાથી આ વાર્તાનો પદબંધ બંધાયો છે.

વિશેષ—સિંહાસનબત્રીસીમાં આ કથા છે, તે 'સ્ત્રીચરિત્ર'ને નામે પ્રસિદ્ધ છે: એનો ક્રમ ર૯ મો છે, અને પુતળી શીલવતીએ કહેલી છે. આ વાર્તા પ્રકટ થયલી છે. પ્રતિ જીર્ણ છે. વચ્ચે વચ્ચે પાનાં ચોંટેલાં છે અને અક્ષરો પણ તેથી ઉકેલવા મુશ્કેલ થઈ પડે છે. બાલબોધ લિપિમાં પ્રતિ લખાયલી છે. પહેલાં એકવીસ પાનાં તૂટે છે, અને બાવીસમું પણ ફાટી પડી ગયેલું છે.

## અં. ૫૭–ખ–મદનમોહના–શામલદાસ–(ર. સં. નથી); (લિ. સં. ૧૮૮૬ થી)–પૃ. ૧–૧૦૪

આરંભ:–શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી શારદાય નમઃ ॥ શ્રી ગુરુભ્યો નમઃ ॥ અથ મદનમોહનાંની વાર્તા લખી છે ॥

છપા ॥ પારવતીનો પુત્ર ॥ ધરસૂત્ર ચંતામણી ગાજે ॥
રત્નાવલીની ખાંથ ॥ છત્ર જોહાં શીરપર સ(રા)જે ॥
સીંદુર સેવંત્રાં સાર ॥ આહાર મોદીક મણી માજા ॥
પરમેસ્વર પેહેલો પુજાએ ॥ રાજરાજેસ્વર રાજા ॥
ગુણનાએક લાએક લપણ ॥ દાએક બુધિ સાએક શંણું ॥
ગજવદન ગુણ આગલો ॥ શામલ ધ્યાંન ધરે તેહનું ॥

દુહો ॥ કહું કથા મદંનમોહના ॥ જે સત્યવાદી સાર ॥
બુધી પ્રાક્રમ ચાતુરી ॥ અ...અકલ અપાર ॥
પુન્ય વાધે, પાતીક મટે ॥ ગુરુપદ ઉપજે (જ્ઞાન)
કથા કહું સંક્ષેપથી ॥ મહીપત મોટમ માન ॥ ૫॥

અન્ત:–મદંન મોહનાંની કથા ॥ કડી કડી રસાલ ॥
પંડીત હસે તે પ્રીછશે હશે જેહમાં માલ ॥ (૧૪) ૯૧
સાધ્ય સંમસ્યા ને શાંણપંણ ॥ વાત વીવેકી વાહ ॥
જાંણ હશે તે જાંણસે ॥ અતી પમિ ઉત્સાહ ॥ ૯૨ ॥
... ... ... હશે ॥ સમસાની જે સાખ્ય ॥
સંસ્કૃત માંહેથી સો ॥ ... ગુજર ભાષ્ય ॥ ૯૩ ॥
સાદી ભાખ્યા ને સાદી કડી ॥ સાદી વાત વીવેક ॥
સતવાદી પણ ને શાંણપણ ॥ નર પાતીક રંમિક ॥ ૯૪ ॥
(નર પરાક્રમી એક ?)
નરની ચાતુરી ॥ નરનારીનાં ચરીત્ર ॥
સુરપણું ને શાંણપદ ॥ પ્રાક્રમ પુન્ય પવીત્ર ॥ ૯૫ ॥
સતવાદી નર નારીનો ॥ સુણે શીખે મહીમાએ ॥
વીજોગ ભાગે તેહના ॥ આશા પુરંણ થાએ ॥ ૧૪૯૬ ॥
મેલો નર નારી તણો ॥ ભાવે શંગલા ભોગ ॥
આશા પુરે અંબીકા ॥ ટલી ગઓ વીજોગ ॥ ૧૪૯૭ ॥
શ્રી ગોડ માલવી વીપ્ર સુભ ॥ બેગંન પુરમાં વાસ ॥
સુત શ્રી વીરેસ્વર તણો, શ્રીસુખ સાંમલ દાસ ॥ ૧૪૯૮ ॥

લઘુ બંધવ લાધા તણો ॥ આનંદ બાઇનો તંન ॥
પીતા પરશોતંમ તણો ॥ મહાદેવ ઉપર મંન ॥ ૧૪૯૯ ॥
મુડામાં એક મુઠડી ॥ સાગરમાં સુક ચાંચ ॥
એ રીત ... ... ॥ . માંણુ કરે જે પંચ ॥ ૧૫૦૦ ॥
મદંન મોહનાની કથા ॥ કહુ મન મેહેલી મોડ ॥
શામલ ભટ કવી કેહે ॥ સહુ બોલો શ્રી રંણછોડ ॥ ૧૫૦૧
શ્રોતા ... ... ભલો ॥ નાંહાંના ભટનો શીશ કરજોડ ॥
શામલ ભટ કેહે બોલજો ॥ જેજે શ્રી રંણછોડ ॥ ૧૫૦૨ ॥

ઇતિશ્રી મદંન મોહનાની કથા ॥ સામલ ભટ વીરંચીતાઆ શંપુરણ પ્રત પરમાંણે લખી છે ॥ લખનારને કસો દોસ દેસો નહી ॥ સંવત ૧૮૮૬ ના કારતીક સુદી ૪ શનેઉ સમપ્તં શ્રી રસ્તુ ॥

વિષયાદિ–ચોપઇ, છપ્પા અને દોહરાથી પદબંધ બાંધેલો છે. આ વાર્તા કલ્પિત છે; જો કે કવિ તેને સંસ્કૃતનો આધાર હોવાનું કહે છે; તેથી શામળની પૂર્વે જૈન કવિએ પણ રચેલી હોવાનું જણાતું છે.

વિશેષ–૧. પ્રતિ જીર્ણ છે. વચ્ચે વચ્ચે પાનાં ચોંટેલાં હોવાથી અક્ષર ઉકેલતાં વિષમ થઈ પડે છે. બૃ. કા. દો. ભાગ ૫ માંમાં તેમ જ પ્રા. કા. ત્રિ. અંકમાં છપાઈ છે.

૨. બૃહત્કાવ્યદોહન ભાગ ૫ મામાં ફલશ્રુતિમાં (ઉપરના અંત ભાગની ૯૩ મી કડી પછી) નીચેની કડીઓ આપેલી છેઃ—

ભણ્યો નથી પુરાણ હું, ભણ્યો નથી કોઈ વેદ,
રસાલંકાર ન આવડે, મન ન પામે ભેદ.
ઘર ઘર રાગ તાણું નહીં, પુત્ર ન મુજ ગુણ ગાય,
રાજદરબારે રઝળતું, મેળવી નથી પસાય.
ભાટ બ્રાહ્મણને ભાંડવા, લાંબી મૂકે પોક,
રીઝી ભલા ભલા કહે, તેથી થાયે શોક.
રીઝવે ગાન ને તાનથી, હાથે લેઈ કરતાલ,
શિષ્યો ગુરુનો ગાંદરો વા વા ત્યાં શોભાય.
જેમ તેમ શબ્દો ગોઠવી રચે ઘાટ કુંભાર;
ક્લિષ્ટ કાવ્યથી રાચશે ક્વીન્દ્ર ને કુંભાર.

• આ કડીઓ પ્રા. કા. ત્રિ.વાળી, રા. રા. હીરાલાલ વ્રજભૂખણદાસ શરાફવાળી તેમ જ અન્ય પ્રસિદ્ધ પ્રતિઓમાં સાંપડતી નહીં હોવાથી શામળરચિત હોવા માટે રા. સા. કેશવલાલ હ. ધ્રુવે શંકા ઉઠાવેલી છે. એમાં પ્રેમાનંદ ઉપર આક્ષેપ ધ્વનિત છે. હજી વિશેષ જૂની પ્રતિઓ ઝીણવટથી જોયા પછી આનો નિર્ણય થઈ શકે એમ છે.

## અં. ૫૮–સુડાબોહોતેરી–શામલદાસ–(ર: સં. નથી); (લિ. સં. નથી); પૃ. ૧૫૯–૩૪૩

આરંભઃ–(પ્રતિ તૂટક હોવાથી રીતસરનો આરંભ આપેલો નથી.) પાનાં **વાર્તા ૧૪ મી** ચતુર ચુહાણની સ્ત્રી સરૂપા અને મલુકાની વાત. (૧૫૯થી ૧૬૪)

(ચોપાઇ) કામનીની વાત તે કોણુ જ કહે : આવ્યી પોપટ પાંજ્યર તજે ॥
જોરો કરું તો જીવ જ જાય : ॥ મેનાંની પેંઠે મુજને થાયે : ॥
સાંમ દામ ને કરૂ બહુ ભેદ : ॥ જાવા તો નહી દેયુ બ્યેદ : ॥
શાબાશ શાબાશ રે શેઠાણી સાર: ॥ ધ્યંન ધ્યંન એ તારો અવતાર: ॥
કાલ્ય આપરણે શેઠ આવશે: ॥ રીખ્ય સીખ્ય રૂડી લાવશે: ॥
વાર પછી નહી થાયે જાર: ॥ ભરથારનો રાખવો પડશે ભાર: ॥

અન્તઃ–

(દોહરા) બુધ્યન્યીધાંન સુક બોહોતરી : સુકશારકા સવાદ: ॥
સાંમલ ભટ સંક્ષેપમાં આંણી મંન ઉલાદ: ॥ ૨૨॥
લાભ એહમાં રેષ નથી. પરી લાક્ષીણી પોટ: ॥
ભાર દશ હજાર મણ: માથ્યે લ્યેવી મોટ: ॥ ૨૨॥
રજ માત્ર એહેમાં સહુ નથી: લ્યેશ જડે નહી લાભ: ॥
દેહ ધરવ્યી દાવાદલે: ઉડલ ઘાલવો આભ: ॥ ૨૩ ॥
રામકીષ્ણુ ગોવિંદ કોહો: ઠીગ પોહોચાડે ઠેઠ: ॥
ઝાકલ કેરાં ઝાંઝુયાં : તેણે ન ભરીયે પેટ: ॥ ૨૪ ॥
ગુજ્જર દેશ ન્પરૂયો ધણો : અમદાવાદ અધ્યીપત: ॥
કીકર સહુ કવીતા તણો : છયે શાહાસ્ત્રમાં છત: ॥ ૨૫ ॥
મહીમા માતર પ્રગણે : સીહુજ માંહે સુજાણુ . ॥
કવ્યીની કીરત સાંભલી : વીવીધ પ્રકારે વર્ણાંણુ : ॥ ૨૬ ॥
વાસણ વંશે અંશપત : રક્ષીયલ કેરો તંન : ॥
ગ્રંથ કરાવ્યો ગુણન્યીધી : મહીપત જેહેવું મંન : ॥ ૨૭ ॥
કવ્યી તેડો કોડે કરી : દશઞ્યીખ્ય દીધાં દાંન : ॥
પ્રથવ્યી કરી પસાયતે : ધરમ વાતે ધ્યંન ધાંન : ॥ ૨૮ ॥
સહીયાસન બત્રીસની : કરી વાત વવેક : ॥
વૈતાલ પચ્ચીશી વરણવ્યી : જ્યેહમાં ન્યાવટ શાહાવટ ન્યેક:॥૨૯॥
રેવા ખંડ રૂદે ધરાં : કીધાં રામચ્યરીત્ર : ॥
સીવપુરાણ શોભાવ્યીયાં : પરમારથ પુન્ય પવીત્ર : ॥ ૩૦ ॥

ઝવેર જશવંતા આગલે: કેહે શાંમલ ભટ કબ્યી રાજ:
કુલદીપક તુ કાહાવીએ: લક્ષ કોટીધા લાજ: ॥ ૩૧ ॥
સીધોડ માલવ્યી બ્યીપ્ર સુભ: વેગનપુરમાં વાસ:
પીતા પુરૂષોત્તમ તણો: કેહે કવી સાંમલદાસ: ॥ ૩૨ ॥
ગાયે સીખે ને સાંભળે: પોહોચે મંનમાં કોડ: ॥
સાંમલ ભટ કેહે બોલો સહુ: જ્યે જૈ સી રણછોડ: ॥ ૩૩ .

ઇંતી સી સુ સુક બોહોતરી મધ્યે: સ્ત્રીચરીત્ર સંવાદે: સ્ત્રી શ્રી (?) કુપમાં ઉતરી તે વાત સંપુરણ: ॥ સીરસ્તુ: ॥ કલાણુ મસ્તુ: ॥ ૧૪ ॥ માહા ગણુપતે ૧॥॥ (વાર્તા ૧૪ મી ૧૫૯-૧૬૪)

વિશેષ-ઉપર આપેલી ત્રણ કડી ૨૮, ૨૯ અને ૩૦ બીજી કેટલીક પ્રતિઓમાં સાંપડતી નથી.

વાર્તા ૧૫ મી-સભા(સોભાગ)ચંદ શાહની સ્ત્રી શોભાસ સુંદરી અને સોદાગરની વાત (પાનાં ૧૬૫ થી ૧૭૭)

આરંભ:-શ્રી ગણેશાય નમ: ॥

ચોપા: ॥ સી ગુણપતને નાંમુ સીશ: ॥ આરાધુ ઉમયાપત ઈશ ॥
શેવુ સીમુક્ષે શારદા: ॥ નીરમલ જેહવ્યી નરમદા: ॥
એ સી શારદા કેરા ગાંયુ: ॥ પલક એકમાં પાવન થાયું: ॥
શારદા માતા શંકટ હરે: ॥ પંડીત સહુ પ્રમાંણુ જ કરે: ॥
પુન્ય પરમારથે પંથ્ય: ॥ સુક બોહોતરી ગુણુ ગ્રંથ: ॥
ઘણીએક સીક્ષા ઘણુંએક પુન્ય: ॥ ન્યીમ્યેષ માત્રે નથી રાક્ષી નુન્ય: ॥

(ઝ્પો) ભણો જ્યેણે એ ગ્રંથ: ॥ પરનાર તેણે નવ્ય રક્ષી: ॥
સાંભલ્યો જ્યેણે ગ્રંથ: ॥ નીચ બુધી નવ રક્ષી: ॥
ભણો ભણાવ્યો ગ્રંથ: ॥ અધરમ તેણે નવ્ય દાક્ષો: ॥
શણો સાંભલો ગ્રંથ: ॥ ચ્યતુર અમરત રસ ચાખો: ॥
સાંભલો ગ્રંથ: સતવાદીએ: કાં નર કાં નીરમલ નારીયો: ॥
સાંમલ કેહે સ્વપ્ના વીષે: જુઠ કરી નહી જારીએ: ॥ ૧ ॥

અન્ત:—

(ચોપાઈ) સુણ રક્ષીયલ સુત રાજવ્યી; સીહુજપતી સરદાર:
ઝવેર જ્યસવંતા આગલે: સાંમલ ભટ કેહે સાર: ॥ ૩૦ ॥

... ... ... ...

રક્ષીયલ રાજરાજ્યેસ્વરા: શાંમલ્યી બ્યીર સુજાંણ: ॥
વાસણ વંશે અંશપતે: મંન રાજ તણા મેહેરાંણ: ॥ ૩૨ ॥

સીરદાર ભાટ સલક્ષણોઃ ગમાંન'તણો ગુણ નીધ્યઃ ॥
દસોદી ડાહો ઘણુંઃ વીર્યાણ વડેરાં વીધ્યઃ ॥ ૩૩ ॥
ગુજર દેશ સુભ ગુણન્યીધીઃ બ્યેગનપુરમાં વાસઃ
પીતા પુરૂશોતમ તણોઃ કેહે કવી સાંમલદાસઃ ॥ ૩૪ ॥
શીધોડ માલવી બ્યીપ્ર સુભઃ બ્યીરેસ્વરનો તંન
ઇષ્ટ જ્યેહેની અંનપુરણ્યાઃ માહારુદ્ર ઉપરે મંન ॥ ૩૫ ॥

........

ઈંતી સી સુક બોહોતરી સંવાદેઃ સ્ત્રીચ્યરીત્ર મધ્યે કવી સી સાંમલદાસ વીરંચીતાયાંઃ વાત સંપુરણ

(વાર્તા ૧૫ મી; ૧૬૫–૧૭૭)

**વાર્તા ૧૬ મી**–(પાનાં ૧૭૭ થી ૧૮૭) અરીણી બાલા બાહારડની સ્ત્રી કાહાંનાજી અને ગાંધર્વ ગોવિંદની વાત.

(આરંભ અને અન્તમાં કાંઇ ખાસ નવીન ઉતારવા જેવું નથી.)

**વાર્તા ૧૭ મી**–(આરંભમાં કાંઈ ખાસ નવીન નથી.) (પાનાં ૧૮૭–૨૦૦) ખત્રી ક્ષેતા કારીગરની સ્ત્રી રંગાં અને બ્રાહ્મણની વાત.

**અન્તઃ**—વાસણ વંશી અંશપતઃ મંનજી સુત મેહેરાંણઃ ॥
રક્ષીપલ રુડો રાજબ્યીઃ સકલ કલા સુજાંણ; ॥ ૧૪ ॥
તેણે તેડ મોકલ્યુંઃ તેડાબ્યો કબ્યી તાંહેઃ ॥
કરજોડી તેહને કહુઃ ઈસ્વર પધારો અહિઃ ॥ ૧૫ ॥
અમદાવાદથી આવીયાઃ જ્યેહેનો બ્યેગનપુરમાં વાસઃ ॥
પીતા પુરૂશોતમ તણોઃ કબ્યી શી શાંમલ દાસઃ ॥ ૧૬ ॥
બેઠાતા તાંહાં બોહો જણાઃ એક એક પે સારઃ ॥
ગમાન તણો સુત ગુણનીધ્યીઃ સપુત નામ સીરદારઃ ॥ ૧૭ ॥
સંવાદ કોહો સુક બોહોતરીઃ ગુણનીધ્ય ગ્યરૂયો ગ્રંથઃ ॥
તરણ તારણ શ્રીશીકર્માં પુન્ય. પરમારથ. પંથઃ ॥ ૧૮ ॥
એ ગ્રંથમાં છે ગુણ ઘણોઃ નાહો એ નરમદા ગંગઃ
એ ગ્રંથ જ્યેકો સાંભલેઃ તે તજે પરનારી સંગઃ ॥ ૧૯ ॥
માહા પુરૂષ તો મંથણ અહેઃ છતહીણા અહે છાશઃ ॥
નીશ્ચ ભુષ્ય નરકે પડેઃ વડા વૈકુંઠવાસઃ ॥૨૦॥

... ... ...

ઇતીશ્રી સુક બોહોતરી સંવાદેઃ સ્ત્રીચ્યરીત્ર મધ્યે વારતા પેતાપોત ઈન્યીઃ ॥ પુલ જયી ભટનો સંવાદ સંપુરણઃ શ્રી રસ્તઃ કલ્યાંણમસ્તુઃ ॥

વાર્તા ૧૮ મી-(પાનાં ૨૦૦ થી ૨૦૮) ભદ્રસેન રાજાની સ્ત્રી કંદ્રપ-રૂપા અને વ્યાસની વાત.

વાર્તા ૧૯ મી-(પાનાં ૨૦૮ થી ૨૧૫) રહીયા મકુયાણાની સ્ત્રીની વાત.

વાર્તા ૨૦ મી-(પાનાં ૨૧૫ થી ૨૨૮) મલુકચંદ શાની સ્ત્રી ઝવેર વહુ અને નંદાની વાત. આ વાર્તાના અંતમાં કવિએ પોતાની ઓળખ તેમ જ કાવ્યોનાં નામ ટાંકયાં છે. પણ ઉપર ઉતારેલી હકીગતથી કોઈ વિશેષ નવી હકીગત નથી.

વાર્તા ૨૧ મી-(જોરા ક્ષત્રીની સ્ત્રી ધિગાંજી અને ગાંગા પટેલની વાત. (પાનાં ૨૨૮ થી ૨૩૫) આ વાર્તાને અન્તે પણ ૧૯ મીના અંત ભાગના જેવી જ હકીકત છે.

વાર્તા ૨૨ મી-(પાનાં ૨૩૫ થી ૨૫૧) ભીમા ભોઇની ભામિની જુમનાની વાત.

વાર્તા ૨૩ મી-(૨૫૧ થી ૨૬૩) નરભા શાહની સ્ત્રી વજીની વાત.

અન્તઃ- શીય નગર સોહામણું: અધ્યીપત અમદાવાદઃ ા

સાબર ત્રઠ શીરોમણી : અતી આનંદ ઉલાદઃ ા ૫૦ા

સીધોડ માલવી બ્રાંપ્ર સુભ : વ્યેગનપુરમાં વાસઃ ા

પીતા પુરૂશોતમ તણો : કહે કવ્યી સામલદાસઃ ા ૫૧ ા

સુત શી વ્યીરેસ્વર તણો : નાનાં ભટનો શીશઃ ા

રાજી રખ્યણુ રક્ષીયલ તણો : પરસંન ઉમયા ઇશ ા

વાર્તા ૨૪ મી-(પાનાં ૨૬૩ થી ૨૭૬) મકનદાસ હરીયડ અને શ્રાવકની સગુણની વાત.

વાર્તા ૨૫ મી-(પાનાં ૨૭૬ થી ૨૮૬) બ્રહ્મદત્તની સ્ત્રી જુમનાની વાત.

વાર્તા ૨૬ મી-(પાનાં ૨૮૬ થી ૨૯૮) દામોદર દરજીની સ્ત્રી નાથીની વાત.

વાર્તા ૨૭ મી-(પાનાં ૨૯૮ થી ૩૦૯) વેલચંદ વેહેવારીયાની સ્ત્રી ધેળીની વાત,

અન્તઃ-પાટીદાર પરાક્રમી : બેઠા બુધ્યન્યીધાંન ા

એક એકપે આગલા : સપુતપણે સાવધાંન ા ૧૬ા

લઘુ બંધવ લાધા તણો : વીરેસ્વરનો તંનઃ ા

પીતા પુરષોતમ તણોઃ માહારુદ્રચરણુ ચીત પર મંન ા૨૧ા

... ... ... ... ...

વાર્તા ૨૮ મી-(પાનાં ૩૦૯થી ૩૨૬) હાથી પટલની સ્ત્રી હાંસાની વાર્ત.

વાર્તા ૨૯ મી-(પાનાં ૩૨૬થી ૩૩૬) રૂડા રાય કાનાની સ્ત્રી રુડાંની વાત.

વાર્તા ૩૦ મી–(પાનાં ૩૩૬ થી ૩૪૩) લખપતિ લાડકાની સ્ત્રી લાડકીની વાર્તા

અન્ત:–

દોહો–લક્ષ્મી સાંચ્ચી જ્યે લોભ્યીયાઃ વસુ સાંચ્યા વવેક

જ્યં મારતા જર મુકી ગયાઃ કોડી નં ગઇ સાથ્યે એકઃ ૧॥

પાંચ શત પુરા પ્રતાઃ ના પાસે રોકઃ

એથી...વ્ય ઉગસૂં ફ્જ્યેત શીદ થાવું ફોકઃ ૨॥

પ્રાંણુ તજું પરભાતીમાંઃ વપુ...સારી વાત;

લાડ લાડકી સાથે કરૂં: રમુ આજુણી રાતઃ ॥૩॥

મંદીર આવીયો મલપતોઃ સોનારણુનો સાથઃ ॥

(આ વાર્તા, અહીંથી અધુરી છે.)

વિષયાદિ:–રખીદાસના પુત્ર ઝવેર આગળ સ્ત્રીચરિત્રની કહેલી ૭૨ વાતો, જે શુકબોહેતેરીને નામે સંસ્કૃત અને પ્રાકૃત–ગુજરાતી, મરાઠી–સાહિત્યમાં વિખ્યાત છે, તેમ જ ફારસી સાહિત્યમાં 'તોતી નામા'થી જાણીતી છે, તેમાંની વધારા અને ઘટાડા, ફેરફાર તથા રૂપાંતર સાથે ૧૪ થી ૩૦ વાતો આ પ્રતિમાં છે. પરદેશ સીધારેલા એક શેઠીયાની સ્ત્રીને શુક દરરોજ રાત્રે જારી ખેલવા જતાં જારી ઉઘાડી પડતી અટકાવવાને અનેક યુક્તિ-પ્રયુક્તિઓ દર્શાવનારી વાર્તા કહી બોહોતેર દિવસ પર્યંત એવું કુકર્મ કરતાં કેવી રીતે અટકાવી હતી, તેનું વર્ણન આ વાર્તામાં ચોપાઈ, દોહરા અને છપ્પામાં રસભર કરેલું છે.

વિશેષ:–૧ આ વાર્તાઓ છપાયલી છે. આમાં શામળભટ્ટ પોતાની ઓળખ, પોતાના વિવિધ ગ્રંથોનાં નામ વગેરે આપેલાં છે. એ માહિતી તેના જીવનચરિત ઉપર પ્રકાશ પાડે છે, તેમ તેના જીવનકાલના નિર્ણયમાં પણ સાધનભૂત થાય છે.

૨ નવીન સસ્કરણથી આ વાર્તાઓ પ્રકટ કરવા જેવી છે. છપાયલી વાર્તાઓમાં બારોબાર ઉમેરાઓ તેના સંશોધકોએ કર્યા છે એટલું જ નહીં પણ શબ્દો તથા અક્ષરો, અર્થ ન સમજાયાના પરિણામે તેમ જ પોતાની પ્રતિની વિશિષ્ટતા દાખવવા માટે ઉમેરાયા છે.

પ્રતિનાં પાનાં ૧૫૯ થી ૩૪૬ છે. પાનાં છૂટાં છે. ૨૦૦ થી ૨૭૬ એ ૭૬ પાનાં મથાળેથી તૂટેલાં હોવાથી કોઇએ કાપલીઓ ચોઢી તૂટતો ભાગ પૂરો કરેલો છે. છપાયલી વાર્તામાં કોઇક કોઇક સ્થળે જે ઉમેરા વધારાના જણાય છે, તે આમાં જણાતા નથી.

૪ પ્રતિ બાલબોધ લિપિમાં લખાયલી છે, પરતુ 'લ', 'અ', 'ઝ' 'ર' 'સ' આદિ અક્ષરોનો મરોડ માથાંબાંધેલી ગુજરાતી લિપિના અક્ષરના મરોડ જેવો છે.

---

## અં. ૫૯ ક્ર. બભ્રુવાહનાખ્યાન–જેરામ–(ર. સં. નથી); (લિ. સં. ૧૭૮૪)–પૃ. ૧–૩૧

આરંભ:–શ્રી ગણેશાયનમ ॥ અથ બભ્રુવાહનનું આખ્યાંન લ(ખ્ય) તે પૂર્વ૦ ॥ ગુણદાતા ગુણનિધ્ય ॥ દ્વં શ્રુધ્ધં શાગર ગુંણરાયે ॥

સિધબુધ્ય વર શેવું સદા ॥ સ્વામી સુમત ઉપાયે ॥ ૧ ॥
સકલ લોક સરસ્વત્ય તણો ॥ ધરે નિશદિન ધ્યાન ॥
શેવક જાંણી સારદા ॥ દો મુજ અક્ષર દીન(દાન) ॥ ૨ ॥
આદ્ય સક્ત અષ્પર તણી ॥ એક જ લહું અવેવ ॥
શકત્ય શર્વ ગુંણ શીખવે ॥ તો વેણુ કહું વેણુ વિશેષ ॥ ૩ ॥

... ... ... ...

પ્રાકર્મે કહું પાંડવ તણાં ॥ જો કૃપા કૃષ્ણની હોય ॥ ૭ ॥
જૈમુંન્યને પૂછીયું ॥ જે જન્મેજેરાયે ॥
આદ્ય સકત્ય અષ્પર દીયો ॥ યમ કહું કહો કથાનો મહિમાયે ॥ ૮ ॥
ગ્રંથ એક ઉત્તમ છે ॥ અશ્વમેધ પ્રારંભ
અર્જુન બભ્રુવાહન તણો ॥ કહુ કથા અસંબ (સંબંધી) ॥ ૯ ॥
હયગ્રીવ આવો હઇડે ॥ આપોને અક્ષર સાર ॥
ગુણ અથ વાંણી વિમલ છે ॥ દેવી છે દાતાર ॥ ૧૦ ॥
કર જોડી જેરાંમ કહે ॥ અક્ષર ન જાણું એક ॥
સરસ્વત સર્વ ગુણ સીખવે ॥ તો કહુ વર્ણુ વિશેષ ॥ ૧૧ ॥
માહાભારત શ્રવણે શુણી ॥ પાંડવ કેરી ખ્યાત ॥
મુક્ત જ પાંમે માનવી ॥ જો જપે જગનાથ ॥ ૧૨ ॥
ગોવીંદ ગુણ ગાએ સદા ॥ યુકતેસૂ જેરામ ॥
જુકતે સૂં જેરામ કહે ॥ બભ્રુવાહન આખ્યાંન ॥ ૧૩ ॥

અન્ત:-(ચોપાઈ)

બભ્રુવાહન કેરૂં આખ્યાંન ॥ સર્વ પીત્ર પાંમે ભગવાંન ॥
હરી ગ્રંથ કેહે જેરાંમ ॥ જપતાં આપે વૈકુંઠ ઠાંમ ॥ ૮૯ ॥
રાજા જનમેજય પૂછીયું ॥ જૈમુંને જુગતે વાંચિયું ॥
અશ્વમેધ આખ્યાન જેહ ॥ ઉતંમ ગ્રંથ અનુભવ્યો તેહ ॥ ૯૦ ॥
પાંડવ ભારથ પર્વ અઢાર ॥ તે માંહે જગ્ન પર્વ છે સાર ॥
બભ્રુવાહન અર્જુનનો યુધ ॥ કહ્યો જેરાંમે અક્ષર શુધ ॥ ૯૧ ॥
સૂર્ય પર્વ કુરક્ષેત્ર માંહે ॥ માઘ પ્રાગે જે પુંન્ય જ થાયે ॥
કાશી કાંતી અવતંકા કેદાર ॥ યયોધ્યા અવંતી શાર ॥ ૯૨ ॥

... ... ... ...

સુણે ગ્રંથ અર્જુનસૂત તણો ॥ ગાવતાં (ગાતાં?) આંણે ભાવ જ ઘણો ॥
સર્વ સુકીતનો સંચો થાય ॥ ગાયે સૂણે સર્વ પાતિક જાયે ॥ ૯૭ ॥
પાંચે પાતિક છૂટે પ્રાંણ ॥ 'કૃહે જેરામ કથાનું નિર્માણ ॥

નરહરનું નામ લીજીયે ॥ શક્ત તણી શેવા કીજીયે ॥ ૯૮ ॥
પાંડવ પ્રાકર્મ હરીગુણ ગાયે ॥ તે સાલ અક્ષર સત આણીયા ॥
કેહે જેરાંમ પાંચસે માંન ॥ બભ્રુવાહન કેરૂં આખ્યાંન ॥ ૯૯ ॥
હરી જપતાં પાતક સર્વ જાયે ॥ હરી જપતાં કાયા સુખ થાયે ॥
જગ્ન પર્વ જોડું જેરાંમ ॥ દેવી અક્ષર આપે ઠાંમ ॥ ૫૦૦ ॥

ઇતિ શ્રી બભ્રુવાહનનું આખ્યાન સંપૂર્ણું ॥ સંવત્ ૧૭૮૪ વર્ષે શાકે ૧૬૫૦ પ્રવતમાન્યે ઉત્તરાન્યે ગરુ શ્રી સુર્યે ગ્રીષ્મ રુતી માસોતમ બીજા વૈશાખ વદિ ૦)) અમાવાસ્યા શ્રી સોમવાસરે કછ મધ્યે રાઉશ્રી દેશલજી વિજે રાજ્યે મુનરા મધે લિખિતં ગ્નાતિય મોઢ ચાતુરવેદી જાની શ્રી ૫ જેરામસુત વિસનજી પૂસ્તકં લખિતં ॥ પોતાની છે ॥ શુભાં ભવતુઃ કલ્યાણુમસ્તું ॥

**વિષયાદિ**:–૧ કુરુક્ષેત્રના મહા યુદ્ધમાં દુર્યોધનાદિને હણ્યા પછી, યુદ્ધસંહારન પ્રાયશ્ચિત્ત અર્થે યુધિષ્ઠિરે અશ્વમેધ યજ્ઞ આરંભતાં, દેશવિદેશના વિજય અર્થે સંચરતા અર્જુનનો અશ્વ તેના પુત્ર રાજા બભ્રુવાહને રોકતાં તે બન્ને વચ્ચે થયેલા યુદ્ધનો વીરરસનો પ્રસંગ આ આખ્યાનમાં વર્ણવેલો છે.

૨ સામાન્ય રીતે શ્રીમદ્ વેદવ્યાસકૃત મહાભારતના આધારે ગુજરાતી કવિઓએ આખ્યાનો બાંધેલાં પ્રચલિત છે; પરંતુ આ આખ્યાન જૈમિનીકૃત અશ્વમેધ પર્વ કિંવા યજ્ઞપર્વને આધારે બાંધેલું છે. મૂળ મહાભારતમાં અશ્વમેધ પર્વ વિસ્તૃત નથી, એટલે એ પર્વ ઉપરથી આખ્યાન બાંધવા ઇચ્છતા પ્રાકૃત ભાષાના કવિઓએ બહુધા જૈમિનીકૃત અશ્વમેધ પર્વનો આધાર લીધો છે. તેમ જૈમિનીકૃત મહાભારતમાંથી મુખ્યત્વે આ જ પર્વ સુપ્રાપ્ય છે.

૩ આ આખ્યાનનો પદબંધ પૂર્વછાયા અને ચોપાઇથી બંધાયલો છે; વચ્ચે એક 'વેરાડી' રાગનું કડવું અને એક 'શ્લોક' પણ છે. કુલ ૫૦૦ તુક છે.

૪ આ આખ્યાન રચાયાનો સંવત કવિ "પાંડવ પ્રાકર્મ હરી ગુણ ગાયે તે સાલ અક્ષર શત આણીયા' એમ આપે છે. જો કે બરોબર નહીં, પણ સમજ પ્રમાણે તેનો ઉકેલ સંવત ૧૭૫૦ એમ થાય છે. કવિના પુત્રે જ તે સં. ૧૭૮૪ માં ઉતારેલું છે, એટલે એનો ૧૭૫૦ થી મોડો સમય સંભવિત નથી.

૫. રા. ભાનુસુખરામે પ્રેમાનંદને નામે બભ્રુવાહન આખ્યાન પ્રકટ કરેલું છે, તે પ્રેમાનંદની છાપનું નથી જ, પણ આણીતાણી ઠોકી બેસાડેલું છે. તેમણે જ આધાર લીધેલી વિવિધ પ્રતિઓ જોવાથી આમ સાબીત કરી શકાય એમ છે.

**વિશેષ**:–૧ આ આખ્યાન પ્રસિદ્ધ થયું નથી. ભાષા સુંદર અને મધુર છે. આ પ્રતિ કવિના પુત્ર વિસનજીએ જ કચ્છ મુદ્રામાં લખી છે; જે ઉપરથી કવિના નિવાસસ્થાન અને જીવનસમય વિષે કંઇક માહિતી મળી શકે એમ છે. કવિ હયગ્રીવ અને નરહરિનો ભક્ત છે.

૨ બાલબોધ લિપિમાં પ્રતિ લખાઈ છે, જો કે કેટલાક અક્ષરોનો મરોડ માથાબાંધેલી ગુજરાતી લિપિના અક્ષરના મરોડને મળતો છે. પ્રતિ વચ્ચે લગાર ખવાયલી છે, છતાં અક્ષરોને આંચ આવી દીસતી નથી. પાનાંની સંખ્યા મૂળ પ્રતિમાં ટાંકેલી નથી.

## અં. ૫૯-ખ-વિરાટપર્વ-નાકર-(ર. સં. નથી)-
## (લિ-સં. ૧૭૯૫); પૃ. ૩૪-૧૫૮

આરંભ:-શ્રી ગણેશાય નમ ॥ અથ વૈરાટ પર્વ કથા લિખ્યતે ॥
વૈશંપાયન કહે જન્મેજે ॥ કથા વૈરાટ વિશાલ ॥
પૂર્વે પૂરુષ કયમ રહ્યાં છાંના ॥ તે સાંભળિયે ભૂપાલ ॥ ૧ ॥
ધર્મ પ્રત્યે પંચે ભ્રાત કહે છે ॥ ગુરુજી કહે નગર જઈ રહેશું ॥
તમ પ્રતાપેં આનંદ કીધા ॥ એવડૂં દુખ કયમ સેહેશું ॥ ૨ ॥
મત્સવેધ દ્રુપદ ઘેરય કીધો ॥ પંચાલી પરણાવ્યાં ॥
સુભદ્રાહરણુ રાજા રહમાંહિ ॥ સર્વેકોને ઉલથાવ્યાં ॥ ૩ ॥
પરનરમાં પેસી કયમ રહેશું ॥ પાંચ પૂરુષ છહા નારી ॥
ઘણુ સ્થૂલ મારુતસૂત બલીયો ॥ યતિ પ્રાક્રમ બહુ આહારી ॥ ૪ ॥
ધર્મ કહે ચિંતા મ કરશો ॥ જેણે જગતજાણીતા કીધાં ॥
તેહ તમારી ચિંતા કરશે ॥ પ્રતિબોધ બહુ દીધાં ॥ ૫ ॥
(કડવું ૧ લું)

અન્ત:-(રાગ પ્રભાતી)
વૈરાટ પર્વ કીધું સંપૂરણુ ॥ પદ સસસત પંચાસ રે ॥
રાગ પનર ને કડવાં એકતાલીસ ॥ ઉત્તમ કથા અવિનાશ રે ॥૮ ॥
ગુરુ, વૈષ્ણવ પ્રદ્યચર્ણું પ્રસાદે ॥ કવિજન કસ્યે...રે ॥
નિર્મલ ગ્રંથ મયંક સરિષો ॥ કૃષ્ણાર્પણુકત દાશ રે ॥ ૯ ॥
ગા...નેં પૂછે સાંભલેં ॥ નર સ્ત્રીવર્ણું અઢાર રે ॥
પંચ માહાપાતિક તન શ... ॥ ......ને અવિચલ ઠાંમ રે ॥૧૦॥
વીરક્ષેત્ર મધ્યે વાસ વાંણીયો ॥ દેશવાલ કુલ શાર રે ॥
વીકાનો સુત નાકર વર્ણવે ॥ હરીભક્ત શું આચાર રે ॥ ૧૧ ॥
હરી ગ્રંથ વાડવ કેરે શોધ્યો ॥ વિપ્ર પુંન્ય વિસ્તાર રે ॥
વૃધ નાગર સૂત નામ મદનસૂત ॥ ગાએ થાએ ભવનિસ્તાર રે ॥૧૨॥
શકલ દાંન તીરથ જપ તપ ॥ અષ્ટાંગ યોગ અભ્યાસ રે ॥
તે ફલે યે કહે સુખ હરીગુણ: નાકર હરીનો દાશ રે ॥ ૧૩ ॥
કડવાં ॥ ૪૧ ॥

પ્રતિશ્રી માહાભારતે વૈશંપાયનકૃત વૈરાટપર્વ ॥ લિખિતં ॥ સંવત ૧૭૯૫, વૃષે શાકે ૧૬૪૯ પ્ર૦ ॥ સદ ઋતૌ માસોતમ અશ્વન માસે કૃષ્ણુપક્ષે ત્રતીયા શ્રી ભૃગુવાશરે ॥ આદેહ સુનરા 'વાસ્તવ્યં કછ મધ્યે રાયો શ્રી દેશલજી

વિજે રાજ્યે ॥ મોઢ જ્ઞાતીય ચતુર્વેદી જાની શ્રી ૫ જેરામસુત વિશનજી લષિતં ॥ સ્વાર્થે પદાર્થે ચ્યેતી ॥ ૧૪ ॥

**વિષયાદિ-૧** દુર્યોધન સાથે બાર વર્ષ વનમાં અને એક વર્ષ ગુપ્ત રહેવાની શરતે દ્યુત રમ્યા પછી, યુધિષ્ઠિરાદિ પાંચે પાંડવો અને છઠ્ઠી દ્રૌપદી એક (તેરમું) વર્ષ વિરાટ રાજાના નગરમાં ગુપ્ત વેષે ગુપ્ત રહે છે અને દુર્યોધનની પ્રેરણાથી રાજા વિરાટની ગાયો હરાતાં યુદ્ધ કરવા ગોધન પાછું વાળી લાવવા જતાં પાંડવો પ્રકટ થઇ જાય છે તે પ્રસંગ આ આખ્યાનમાં વર્ણવેલો છે. મહાભારતના વિરાટ પર્વનો સાર આમાં કવિએ ઉતારેલો છે. દ્રૌપદી ઉપર કીચક શિયળભંગ અર્થે હુમલો કરવા તત્પર થાય છે તે પ્રસંગનું કરુણરસભર્યું વર્ણન રસિક છે.

૨ આ આખ્યાનનો પદબંધ રાગ, કડવાં અને ઉથલાથી બંધાયલો છે. છતાં વચ્ચે કેટલેક ઠેકાણે 'રાગ' કે 'ઉથલા'નો નિર્દેશ જણાતો નથી. કડવાં ૪૧ છે.

૩ પ્રેમાનંદના નળાખ્યાનનો યુધિષ્ઠિરની ચિંતાનો આરંભભાગ નાકર કવિના આ આખ્યાનના આરંભ સાથે અનેક પદોમાં મળતો છે, એ નોંધવાજોગ છે. તેમ પ્રેમાનંદના સુદામાખ્યાનમાં 'સુણ સુંદરી રે'; 'પેલી કોણે કરી રે' એવા સ્ટ્રોકવાળા કડવાનું મૂળ આ આખ્યાનના દ્રૌપદીની કરુણરસભરી આન્તર્નાદવાળા પ્રસંગનું કડવું છે, એ પણ સ્પષ્ટ થાય છે.

**વિશેષ:-૧** આ આખ્યાન છપાયું નથી. તેનો રચનસંવત્ જો કે આ પ્રતિમાં આપેલો નથી, પરંતુ સંવત્ ૧૬૦૧ હોવાનું અન્ય વિશ્વસનીય પ્રતિઓથી પ્રસિદ્ધ છે. કવિ વાણિયો હોવાથી આખ્યાન રચી, બ્રાહ્મણને અને તેય વડનગરા નાગર બ્રાહ્મણને ગાવા સારૂ દાનમાં આપી દેતો, એમ આ તેમ જ તેનાં બીજાં આખ્યાનોમાંના એના ઉલ્લેખથી જણાય છે. આ કવિએ મહાભારતનાં અન્ય પર્વોના સાર પણ ઉતાર્યો છે.

૨ કવિ વડોદરાનો દિશાવાળ વાણીઓ છે, તેના બાપનું નામ વિકો છે. તેની ઓળખ, કાવ્યશક્તિ આદિ માટે જુઓ ગૂ. કા. દો. ભાગ ૮ મામાં રા. અંબાલાલ બુ. જાનીએ લખેલું કવિ નાકરનું જીવન.

૩ પ્રતિનાં પાનાં છૂટાં પડ્યાં છે; વચ્ચે વચ્ચે ક્વચિત્ ખવાયલી છે. બાલબોધ લિપિમાં લખાયલી છે, છતાં કેટલાક અક્ષરોનો મરોડ માથાંબાંધેલી ગુજરાતી લિપિનો છે.

---

**અં. ૫૯ ગ.-૫૬**

કૃષ્ણજીનો ગરબો કવિનું નામ નથી; અપૂર્ણ છે; કડી સાતથી અધુરો છે. માત્ર પાનું એક છે.

**આરંભ:**-આસો માસ ભલે આવીયો રે ॥ અજવાલી પડવે સાર ॥
સરદની સાંમી રાતડી રે ॥ રમે વૃંદાવન મુરાર ॥ ૧ ॥
ગરબો કીધો ગોપાંગના રે ॥

## અં. ૬૦–અંગદવિષ્ટિ–શામળભટ–(ર. સં. ૧૭૨૭?); (લિ. સ. નથી); પૃ. ૧–૫૨

આરંભઃ–॥ શ્રી ગણેશાયે નમઃ ॥ અ. શ્રી રામ ... ત્ર મધ્યે અંગદવિષ્ટિ લક્ષ્યતેઃ

દોહેરો ॥ શ્રી ગણપતિને આરાધિએ ॥ શારદા લાગુ પાય રે ॥
અંબાજી આશા પુરો તો ॥ ગ્રંથ ચાલતો થાએ રે ॥ ૧ ॥
શ્રી રાજ્યરાજેશ્વર રાંમજી ॥ જગતપાવન જસરૂપ ॥
લંકાં ધડકા સમીપે ॥ પોહોચ્યા ભારે ભુપ ॥ ૨ ॥
શ્વેતુપાલ બાંધી સહે ॥ ઉતરો યા ત્રઠ તિર રે ॥
દયાવંત, દયાનિધિ ॥ શ્રી જસ રઘુબિર રે ॥ ૩ ॥
શ્રી રાંમે રુદે વિચારીઉ ॥ પુરણ આંણી પ્રીત ॥
જુધ જોર થાએ નહી ॥ તો તો રૂડી રીત્ય ॥ ૪ ॥
વીચાર વીષ્ટીકારણે ॥ નર કોણ નીરખે હોય ॥
એમ વિચારૂં આપથી ॥ સહુ સૈન્યા સાંહાંમુ જોય ॥ ૫ ॥

છપ્પો ॥ હનુમાંન હઠીલો હોય ॥ જોતાંમાં રાઢ માંડે ॥
તુકારા નવ સેહે તંન ॥ મનથી રોસ નવ છાંડે ॥
સુગ્રીવ સહીઆસન ઠાંમ ॥ કામ હેતું કહીએ ॥
નલ આદે જે નિલ ॥ ચીતવિ સંગ ન લહીએ ॥
... ... ... ...ધીર ॥ મહા સાહાક લહુ ॥
માનશનમાન...ભ સહિત ॥ કા ન અંગદ પ્રતે કહુ ॥ ૧ ॥

અન્તઃ–છપ્પોઃ–રાવણ પાંમો રાજ અવિચલ પદવી આપે
ભભિક્ષણ પાંમો લંક પુરણ તે પુન્ય પરતાપે
મલાં રામને પ્રીત બિભંગ ભાગા તે તંનના
દુડભી વાગાં દેવ મનોરથ પોહોચ્યા મનના
સીતા લેઈ સીધારીઆ નેઉતંમ નીર વધારું નાંમનુ
જેજેકાર જુગમાં થયો, રાજ થઉ શ્રી રાંમનુ ॥ ૧ ॥

દોહેરા (?) ॥ સીધોડ માલવી વીપ્ર સાંમલભટ થયા છે આપે
વડા વીરેસ્વર માહાદેવ નાંહાંના ભટ ગુરુ પરતાપે
સંવત સતર સતાવિસ પથો રસનાએ પીધો
રુડો રેવા ખંડ રામ રસ રુડો કીધો
સીવપુરાંણ કીધાં સોભીતાં અનેક ચરીત્ર જે આપથી
સાંમલ કેહે સૈઉ સમજજો જે સરસ્વતિ પરતાપથી

## અંગદવિષ્ટિ

**વિષયાદિઃ**-વનવાસમાંથી રાવણે સીતાનું હરણ કીધા પછી યુદ્ધની તૈયારી કરી, રામચંદ્ર પ્રથમ વાલીસુત અંગદ સાથે સમાધાનીથી સીતા પાછી સોંપવાનું કહેણ રાવણને મોકલાવે છે, એ પ્રસંગ વર્ણવેલો છે. છપ્પા, દોહરા, ચોખરા, કવિત્ત અને લાવણીઓથી પદબંધ બાંધેલો છે.

**વિશેષઃ**-૧. આ વિષ્ટિ જો કે બૃ કા. દો. ભાગ ૧ લામાં અને પ્રા. કા. ત્રિ. વર્ષ ૧ અંક ૩ માં સને ૧૮૮૫ માં છપાયલી છે; છતાં છપાયલી પ્રતિઓ કરતાં આ પ્રતિમાં કેટલોક ભાગ ઓછો છે. એ પૂર કેમ વધ્યું તે સંબંધમાં રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઈ બી. એ.એ અંગદવિષ્ટિને અતે કડીઓ આદિની સંખ્યાનાં જે તારણ જૂદી જૂદી પ્રતિઓમાંથી તારવ્યાં છે તે માર્ગદર્શક છે. જુઓ બૃહત્કાવ્યદોહન ભાગ ૧ લો સને ૧૯૧૫ની આવૃત્તિ પાનાં ૪૯૨-૪.

૨. વળી 'ઝુલણા' છંદ, 'ચોપાઇ,' 'કાવ્ય,' 'છંદ,' 'સોરઠો,' 'સવૈયા,' 'ચોબોલો,' પ્રસ્તુત પ્રતિમાં નથી. તેમ આ પ્રતિમાં જે છેવટનો 'દોહરો', જે ખરી રીતે 'દોહરો' નહિ પણ છપ્પો જ છે અને જે આ વિષ્ટિ રચાયાની સાલસવત ૧૭૨૭ નો નિર્દેશ કરે છે, તે છપાયલી પ્રતિઓમાં નથી. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની અંગદવિષ્ટિની પ્રતિમાં તેનો રચનસંવત ૧૮૦૮ આપેલો છે. સામાન્ય રીતે શામળના અન્ય ગ્રંથોના રચનસંવતના આધારે આ રચનસંવત ૧૭૨૭ ઘટતો નથી. તેમ આ પ્રતિમાં રચનસંવતના નિર્દેશ સંબંધમાં એ નોંધવાજોગ છે કે લહીયાએ 'સંવત સતર' લખતાં પહેલાં 'સંવત માસે' એમ લખી 'મા' અક્ષર અને 'સે'ની માત્રા છેકી નાંખી છે.

અંગદ વિષ્ટિના રચનસંવત જૂદા જૂદા જડી આવે છે; ૬ પ્રતિઓના રચનસંવત રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઇ બી. એ. એમણે બૃ. કા. દો. ભાગ ૧ લાનું સંશોધન કરી પાના ૪૯૪ માં આપેલા છે, તે જોતાં આ કાવ્યની રચના સં. ૧૭૯૯ થી પહેલાં સંભવતી નથી,

૩. પ્રસ્તુત પ્રતિમાં લિપિસંવત કે 'ઇતિશ્રી' તેમ લેખક આદિનો નિર્દેશ નથી આપ્યો. પ્રતિનાં પાનાં જીર્ણ થયાં છે અને વચ્ચે વચ્ચે અક્ષરો ખવાવાથી વંચાતા નથી. પ્રતિ આલબોધ લિપિએ લખાયલી છે.

---

### અં. ૬૧-ક. સુદામાખ્યાન-પ્રેમાનંદ-(ર. સં. ૧૭૩૮); (લિ. સં. ૧૮૪૧); પૃ. ૧-૫૫

**આરંભઃ**-અથ સુદાંમાંનુ આખ્યાન લિખિર્યે છૈં ॥

શ્રી ગણુદેવ શ્રી ગણુપતી । સમરું અંબા શ્રી સરસતી ॥
રામારમણ હૃદયમાં રાખુ । ભાગવંત લીલા ભાવેં ભાખુ ॥
પ્રેમલ મતી વિમલ વાંણી પાંમી । ભાગવંતરસ ચાખ્યો શુક સ્વામી ॥૧॥
રાંગ ધન્યાશ્રી.॥ શુક સ્વાંમીએં કહ્યો સાંભલો રાજા । પરિક્ષત પુન્ય પવિત્ર ॥
દશમ સ્કંધ અધ્યા એકા(હૈં)સીમો । કહ્યો સુદામાચરિત્ર ॥૨॥

અન્તઃ-(રાગ ધન્યાશ્રી)

વેદધ્વનિ, અગ્નિહોત્ર હોયે । રાખે અંતર હરીનું ધ્યાન ॥
માલા ન મૂકે, ભક્તિ ન ચૂકે । મહા વૈષ્ણવ રવિ ભગવાંન ॥ ૧૦
એ સુદામાચરિત્ર જે સાંભલે । તેનાં દરિદ્ર દોહિલા જાએ ॥
જન્મદુખે વાંમે, મુક્તિ પામે । મિલે માધવરાય ॥ ૧૧ ॥
છે વીરપેત્ર વડોદરે । ગુજરાત મધ્યે ગાંમ ॥
ચાતુર્વેદી ગ્નાંની બ્રાંમણ । ભટ પરમાણંદ તોય ॥ ૧૨ ॥
સંવત ૧૭૩૮ વર્ષે । શ્રાવણ શુદ નિધાંન ॥
તિથિ ત્રીજ ભૃગુવાસરે । પદબંધ કીધો આખ્યાંન ॥ ૧૩ ॥
ઉદર નિમિત્તે ઉપદેશ કીધો । વસ્યો નંદકુમાર ॥
નંદીપુરમાં કથા કહી । જથા બુધ અનુસાર ॥ ૧૪ ॥

વલણ ॥ બુધમાંને મે કહી કથા । કરતારે લીલા કરી ॥
ભટ પરમાણંદ નાંમ વકતા । સુણતા જન બોલે શ્રી હરી ॥ ૧૫ ॥
કડવા ॥ ૧૪ ॥

ઇતિ સુદામાંનું આખ્યાન સંપૂર્ણ ॥ સં. ૧૮૪૧ નાં પ્રથમ ચૈત્ર શુદ ૧૫ ત્રંવાડી પ્રભુજી પઠનાર્થં ॥ લિખિતં દેલા જાદવજી ગામથી સાંધાણુ મધ્યે લિખિતં ॥ સાંધાણુ રાએ આશાપુરાજીના નિત્ય દરશણ થાએ છે નીરાતેં પાઠપાઠન થાએં છે ॥

**વિષયાદિઃ**-આ આખ્યાનમાં વિપ્ર સુદામાનું દારિદ્રય કૃષ્ણે તેની ભક્તિ તાવ્યા પછી ભાગ્યું, એ પ્રસંગ વર્ણવેલો છે. શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધના ૮૦ થી ૮૨ મા અધ્યાયમાં આ પ્રસંગ છે. કડવાં ૧૪ છે. રાગ અને વલણથી પદબંધ બાંધેલો છે.

**વિશેષઃ**-૧. આ આખ્યાન બ. કા. દો. ભાગ ૧ માં છપાયું છે. પ્રતિ જીર્ણ છે. પાના બીજાનો પાછલો ભાગ કોરો છે; ૩ થી ૧૩ પાનાં નથી; પાનું ૨૧ મું અને ૩૫ મું પાછલા ભાગમાં તદ્દન કોરું છે. પ્રતિ બાલબોધ લિપિમાં લખેલી છે. જુઓ અંક ૫૫-ચ. વિશેષ ૧. (પાનું ૨૦)

૨. લહીઓ કચ્છી હોવાથી નપુંસક લિંગનો બહિષ્કાર કરેલો સ્પષ્ટ દેખાય છે.

૩ આરંભની ૨ જી અને ૩ જી પંક્તિ પ્રસિદ્ધ આખ્યાનોમાં નથી, પણ ઢાળની ૧ લી પંક્તિ જોતાં 'ભાગવત રસ આપો શુક સ્વામી' એની અપેક્ષા રહે છે.

૪ અંતમાં 'ઉદર નિમિતે ઉપદેશ કીધો' એમ ૧૪ મી કડીમાં છે, જ્યારે પ્રચલિત પ્રતિમાં 'ઉદર નિમિતે સુરત સેવ્યું' એમ છે, એ પણ નોંધવા જોગ છે.

૫ સુણસુંદરી રે અને 'પેલી કહણે કરી રે' એવી લ્હેકવાળી યોજના પ્રેમાનંદના પૂરાગામી નાકરના વિરાટ પર્વમાં સાંપડે છે. જુઓ ઉપર પ્રતિ અંક ૫૬-ખ.

अं. ६१-ख. सारसंग्रह-(संस्कृत) पृ. ५८थी-६१

आरंभ–श्री गणेशाय नमः ॥

विघ्नराजं नमस्कृत्य शारदां गुरुमेव च ॥
बालानां सुखबोधाय क्रियते सारसंग्रहः ॥ १ ॥
नंदा भद्रा जयारिक्ता पूर्णास्यरिति च यः क्रमात् ॥
शुक्रज्ञाना रार्कि जीवेषु सिद्धाः सुमः प्रतिपन्मुखाः ॥ २ ॥

**विषयादि**–આના ૪૨ શ્લોક છે. તેમાં સાત વાર અને પંદર તિથિઓના માહાત્મ્ય વર્ણવેલા છે

**વિશેષ**–આ પ્રતિમા હાથ જોડી ગણપતિના નામો ઉચ્ચારવાના શ્લોકો આપેલા છે. વળી આખની પાપણના વાળ ખરતા હોય તો તેની દવા પાના ૬૮ ઉપર આપેલી છે પાના ૬૮–૭૦ ઉપર પણ આનીજ દવા આપી છે પાના ૭૧–૭૨ માં અડદના લાડુ બનાવવાની વિગત છે

---

**અં. ૬૨–ક–નંદબત્રીશી–શામલભટ્ટ–( ૨. સં. );**
**(લિ. વિ. સં. ૧૮૩૮); પૃ. ૬ થી ૩૨**

આરંભ:–(પહેલાં પાંચ પાના ન હોવાથી રીતસરનો આરંભ આપેલો નથી.)

(ચોપાઈ) ... ... ... સતવાદી ન બોલે આલ:
વીદા તે હોયે પાઠ: પંથી તે જે જાણે પાપ:
વૈદ તે જે પરખે રોગ: જોગી તે જે જાણે રોગ:
ધાંન તે જે માહે ગરથ; પોતાનો જો સારે અરથ:
બલીઓ તે જે પરદુખ હરે: રલુ ખર તે ખરજા કરે.

અન્ત:–

દોહરો:.।. નંદ.રાય. તણી. કથા:. સ્ત્રી.ચાતુરી. ભેદ:,
સોતા વગતા ભાવસુ: સાંભલો: ખોડ મ દેશો કોય:
એ કથા નં(દ)રાઅની. સુણે સીખે મહીમાઅ
વીજોગ ભાગે તેહનો: આસા પુરણ થાઅ:
ગનાંન રુદેમાં ઉપજે: કલુષ ન વાપે દેહ:
સત ઉપર મનછા રહે: નારાઅણસુ નેહ: ॥
સત રાખુ સતી તણુ: રાખુ જુગમાં નાંમ:
તમ રાખો લાજ સહુ લોકની: કરજો રુડાં કાંમ ॥

શ્રી ગોડ ભ્રાંમણ વીપ્ર છેઃ સુભ શ્રીનગર માહિ વાસઃ
સુત વીરેસ્વર તે તણેઃ વારુ બુધ્ધીપ્રકાશઃ ॥
સેવક સહુ કવીતા તણોઃ શીવપુજન પરતાપઃ
સાંમલ ભટ કવીતા તણેઃ ઈષ્ટ કીપાએ આપઃ ॥
માતર પરગણે મોરવીઃ સાહીજ સફલ ગુણ ગ્રાંમઃ
તે છે કલબી બાણુ સમો રપીદાસ જ નાંમઃ ॥
તેણે તેડુ મોકલુ પસાએ કરી લપ લાખઃ
કવી તેડા કોડે કરીઃ સંતોપી દીધાં માંનઃ ॥
વસ્ત્ર આભુક્ષાણુ અતી ઘણું ભાવે ધરતા ધાંન
નંદરાય તણી કથા સુણી તો સંસ્કૃત માંહ્યઃ ॥
કરો પ્રાકતશુ પ્રીતમાં ઈષ્ટ ઉપાશી એહઃ
સામલ ભટે શુભ કહેઃ નંદ તણું આક્ષાંનઃ ॥
ગાએ શીખે ને સાંભલેઃ તેહને ગંગાસનાન;
શ્રી ગોડ બ્રાંમણ શામદીઃ વેગાંમપરમાં વાસ
મહીમાં કહો નંદ કથા તણોઃ કેહે કવી સાંમલદાસઃ ॥ ૧૨ ॥

ઇતિ શ્રી નંદબત્રીસીની કથા સમપુરંણાઃ શ્રી રસ્તુઃ ॥ કલ્યાણમસ્તુઃ સંવત ૧૮૩૮ ના વરષે માહા શુદી ૬ વાર શનેઉ ને ઘટે સંમપુરણ લપી છેઃ લપીતાંગઃ ॥ વાસી હરીશંકર મનછારાંમઃ પુસ્તક શ્રી રસ્તુ

વિષયાદિ:-૧. આ વાર્તામાં નંદ રાજાની ઉપર તેના પ્રધાનને પોતાની પત્ની ઉપર કુદૃષ્ટિ કીધાનો વહેમ આવતાં તેણે તેનું ખુન કીધાનો અને તેની સતી સ્ત્રીએ સતીત્વના પ્રભાવે એ રાજાને જીવતો કીધાનો પ્રસંગ વર્ણવાયો છે.

૨. દોહરા, ચોપાઈ અને છપ્પાથી આ વાર્તાનો પદબંધ બંધાયો છે.

વિશેષ: ૧ આ વાર્તા બૃ. કા. ભાગ ૧ માં છપાઈ છે. આ પ્રતિ જુની છે અને વાર્તા રચાયા પછીનાં ચાળીસેક વર્ષ દરમ્યાન લખાયલી છે. લિપિ ગુજરાતી છે. પહેલાં પાંચ પાનાં નથી. છપાયલી પ્રતિ કરતાં આમાં કેટલોક ભાગ ઓછો જણાય છે.

૨ આ વાર્તા સંબંધી વધુ વિગત માટે, તેમ જ કવિની ઓળખ આદિ માટે જુઓ અંક ૫૭-ક, ૫૭. ખ અને અંક ૫૮.

---

## અં. ૬૨-અ.-કામનાથનો મહીમા-ત્રિકમ-(ર. સં. નથી); (લિ. સં. ૧૮૩૮); પૃ. ૧.

આરંભ:-શ્રી ગણેશાય નમઃ શ્રી શારદાએ નમઃ

ધંન કાંમનાથ મેહેમા તારો મોટો શીરે વિધાણઃ ॥
ધંન શાવણ મહીનો શારો છેઃ કાંખ ધર્મનામનો દાડો રેઃ ॥

લિપિ બાળબોધ છે.

અન્ત:-

તાં ભવનાં પ્રાછીત જાએ છે ધન કામનાથઃ
ભટ ત્રિકમ પાઠક તારો છેઃ શેવાનો ભાવ તે શારો છે
તેને આશરડો રે તમારો છેઃ ધન કામનાથઃ મેહેમા તારો મોટો શો રેઃ

---

અં. ૬૨-ગ-બહુચરાનો ગરબો-પુરુષોત્તમ-પૃ. ૧.

આરંભ:-ધન બહુચર મોટી તુ ભવાંની જુગમાં જાણીઃ
અન્ત:—અંબા જોડ ભાવ દીન દેશો ખોડઃ એ પરશોતમ અરજે
ધન બહુચર

---

અં. ૬૨-ઘ-ત્રિકમનું કીર્તન-ખીમો

આરંભ:-બીરાજે રે સંખોદ્ધાર બેટમાં રે કાંઈ વંકડો ત્રીકમરાયઃ ॥
સાંમળીશી સુરત મુહુરત જસુ રહીઃ દીઠે દાક્ષીદર જાય વારી જાઉઃ॥

---

अं. ६२-ङ-शिवनुं कवित-ईश्वर-हिन्दी कवित- पृ. १

आरंभः-शीर गंगके धरीआः जटाजुटके रखईआः

લિપિ ગુજરાતી છે, છતાં કેટલાક અક્ષરોના મરોડ બાલબોધ લિપિમાં છે. પાનાનો આંક નથી.

अं. ६२ च-सरस्वतिनुं वर्णव-केशवदास-हिन्दी कवित- पृ. १

आरंभः-डंडकमंडलह दोहु वांनः दोहु बरदांनः अभेपद दातार :

अं. ६२ छ-गणपतिनुं स्तवन-केशवदास-हिन्दी कवित- पृ. १

आरंभः-एकरदनः गजवदनः सदंनवुधः मदनकदनसुतः

अं. ६२ ज.-जांगलानुं कवित्त-हिन्दी- पृ. १-४.

आरंभः-अथ जांगलानुं कवीत लखते :

दोहोरा : कयुं आओ जगतमे : कंपा चारे देश :
रागुवाके काजमे: लीनो गुर्जरदेश : ॥ १ ॥
कवित : बंगालासे आओ राज : माळव ऊजेण बीच :
मुल्क सब चीरके: सुरतपे शोरा आहे :

कीने है छांओही : सुकामलेज नग्रपर :
तोपा शामान दारुगोळा हि बना हो है :
सोफीवांण हु काजे दी : जंबुर जंजालोके ही :
यस दंन केरो ही आके : गाडां ही भरां आहे :
दादाकु समजाहे के : अन्नतराओ शगलीने :
मीस्तर गाडर जंन्नले : जोर सुरत वे मरा आहे :
शा सुरतके मध्य : शाहुकारकु बोलादे जोर :
त्रीवाडी श्रीकृष्णजीकु : आगेही कराहे :
करोड रुपैआके खजाना भरेहे संघ :
तोपा सामान बहुत : अखुट भरा आहे :
कुंपनीकि बीज : तांहा काडेल हारा लंकनो :
सोमाईवारे मरद : राजा रानमां शोहाएहे :
दसुदीआ बाकपरे : भुजे धरापती सब :
मीस्तर गाडर जंदरेल गुजरमां आहो है :

વિષયાદિ:-૧. છેટ્ટા પેશ્વા બાજીરાવ બીજાના બાપ રાગેબાની મદદે સને ૧૭૭૨માં બંગાળાથી આવેલા જનરલ ગોડર્ડે ગુજરાતમાં સુરત, ડભોઈ, પાટણ, ખેડા આદિ શહેરો ઉપર ચઢાઈ કરેલી તે પ્રસગ આ કવિતોમાં વર્ણવેલો છે,

૨. કવિતાનો વિષય અધૂરેથી પડતો મૂકાયલો જણાય છે.

૩. આમાં સુરતના વડનગરા નાગર ત્રવાડી શ્રીકૃષ્ણજીએ કુંપની સરકારને એક તડાકે રૂા. ૧ કરોડ ધીર્યાનો ઉલ્લેખ છે, જે તે વખતની સુરતની અને વડનગરા નાગરોની જાહોજલાલી અને સત્તાધીશતાનો ઉજ્જ્વલ દૃષ્ટાંત પૂરો પાડે છે.

વિશેષ:-આ કવિત્તો ઐતિહાસિક છે, અને ગુજરાત ઉપર ઇંગ્રેજોના હલ્લા સંબંધી છે. આ કવિતો છપાયાં નથી. પ્રતિ જીર્ણ છે. વચ્ચે વચ્ચે અક્ષરો ખવાયા છે. ગુજરાતી લિપિમાં પ્રત લખાયલી છે, છતાં ઘણા અક્ષરોનો મરોડ બાલબોધ લિપિનો છે. પાનનો આંક મૂળ પ્રતિમાં નથી.

---

## અંક ૬૨ ઝ-અફીણીયાનું કવિત-નરસીરામ- પૃ. ૧-૨.

આરંભ:-હાં રે સુણ વાંછી દાશ: અફીણના અસબેલા રે
ખેતરમાં ગયા રે તમે : અપવાશી ભુખાંની રાંધ શારે કોહોને નવ કહા
એક સાંધી બલદ તાંહાં છે શારો: તે પટલ ત્રગને બહુ પારો:
તણે અફીણનો છે ઉતારો: રે સુણ:—
પાંચ કડી છે. આ કવિત છપાયલું નથી.

---

અં. ૬૨ ઞ પદ-હિન્દી— પૃ. ૨.

आरंभः-नागर नवल कीसोरी रंग भीनेही वागे

અં. ૬૨-ટ પદ-વાલાજીનુ કીર્તન— પૃ. ૧.

આરંભ:-હો વાલાજી વાલાને વીશારે થાએ હીણુ
મેહે તો નવ રેહેવાએ તમ શંધે પુરવ જનમનું સેહેણું:-

આ પ્રતિમા મીઠાની થાળ પછી આ પદ આપેલું છે.

અં. ૬૨-ઠ પદ ૪ કૃષ્ણકીર્તન થોભણુ.

(પ્રતિના અંત ભાગમાં ગુજરાતી લિપિમાં લખાયલાં છે)

અં. ૬૨-ડ-પંદર તિથિ-કવિ ગણુ— પૃ. ૧-૨

આરંભ:-સખી પડવે પડસે પાઠ નાથ ન આવે રેઃ
એવા કઠણ થયા નંદલાલ સંધેસા ન કહાવે રે.

અન્ત:-ગણુનો સ્વામી સાંમ' હાર ગલાનો રેઃ
જે કાઢી આપસે સાંભલ નરનારી રેઃ
તેને મલે શ્રી રણછોડ રાઈ કુંજબીહીઆરી રે'
તથા સંપૂર્ણ:—

વિશેષ:-આ તિથિઓ છપાઈ નથી કવિનુ નામ જાણીતું નથી.

અં. ૬૨-ઢ. થાળ-મીઠો- પૃ. ૧-૩.

આરંભ:—સખી સાંભલોને કહુ વાતઃ કાંઈ આનંદ તે કાંઈ આજઃ
નવા નેહસુ નોતરા હરી જમાવાને માહારાજઃ

અન્ત:—વાહાલે રંમાડા જમાડાં રે કાંઈ રશમાં રે કાંઈ પૂરી મંનની આશઃ
એવી પ્રશાદી છે થાલની રેઃ કાંઈ ગાએ છે મીઠો દાશ॥
ગાએ ગવરાવે શીખે ને શાંભલે રે તેને હોય છે વૈકુંઠવાશ'

ઇતિ શ્રી થાલ સપૂર્ણ લખીતં.

વિશેષ:-૧ આ થાળ બૃ કા દો ૫ ના ભાગમાં છપાયલી છે. પ્રતિ જીર્ણ છે, અને વચ્ચે અક્ષરો ખવાયા છે લિપિસંવત કે રચનસંવત આપેલા નથી
૨ જુઓ વિશેષ માહિતી માટે અંક ૫૫-ખ-વિશેષ ૨. પાનુ ૩૦ મું.

અં. ૬૨-ણ. સુદામાચરિત-પ્રેમાનંદ (ર. સં. ૧૭૩૮),
(લિ સં. ૧૮૩૮) પૃ.

આરંભ:-શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાયન્મ; અથ સદાંમાપૂરી લખતેઃ
શ્રી ગુરુદેવ ને શ્રી ગણપતી સમરું અંબા ને શરસ્વતીઃ
પ્રબલ મતી વીમલ વાણી પામીએ રેઃ

રસ રામાયણ રુદે રાખુઃ શ્રી ભગવંત લીલા ભાખુઃ
રસ ચાખુઃ એમ કહુ સપ સ્વામીએ રેઃ
ઢાલ ॥ સપ સ્વાંમી કેહે તમો સાંભલો પરીક્ષત પૂન પવીત્રઃ
દશમ સ્કંદ અધ્યા એહેસીમો કહુ સદામાચરીત્રઃ
અન્તઃ-(રાગ કાનડો) છે વીર ક્ષેત્ર વડોદરુઃ ગુજરાતં મધ્યે ગામઃ
ચતુરવંસી ગ્નાતી બ્રંહ્મણુ કવી પ્રેમાનંદ નાંમઃ
સંવત ૧૭૩૮ શ્રાવણુ શુદ ગુરુ વાસ રેઃ-
પદબંધ કીધુ આક્ષાનઃ
ઉદરને અરથે પ્રદેશે ગયા ને સેવુ નંદરબારઃ
નંદીપૂરમાં કથા કીધી બુદ્ધ અતી અનુસારઃ
કર જોડી પ્રેમાનંદ કેહે એક વાર બોલો શ્રી હરી વરઃ
॥ કડવા ૧૪ ॥

ઇતિ શ્રી સુદામાચરીત્ર સંપૂર્ણ સમાપ્તા. શ્રી રસ્તુઃ કલ્યાણ્ાં મસ્તુઃ સંવત ૧૮૩૮ ના વર્ષે અષાડ માસે શુકલ પક્ષે અદાતામાં એકાદસી આંપૂનઃ તથી. રવીવાસરના નીતા આ સદામા પૂરી સંપૂર્ણ છે થઈ છે રેઃ લપીતાંગઃ વ્યાસ હરીસંકર મંછારામે લખી છેઃ શ્રી અંબાજીની કીપાએથી લખુ છેઃ શ્રી. શ્રી. શ્રી. શ્રી.

**વિષયાદિઃ**-સહવિદ્યાર્થી બંધુ સુદામાનું દારિદ્રય કૃષ્ણે ભાગ્યું તે પ્રસંગ અહીં વર્ણવેલો છે. શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધના એંશીમાથી ખ્યાસીમા અધ્યાયમાં આ આખ્યાન વર્ણવેલું છે.

કડવાં ૧૪ છે.

**વિશેષઃ**-૧. આ આખ્યાન બૃ. કા. દો. ભાગ ૧ માં છપાયું છે. પ્રતિ બાલબોધ લિપિમાં લખાયલી છે. પ્રતિ જીર્ણ છે અને તેના અક્ષરો ખવાયા છે.

૨. વિશેષ માહિતી માટે જુઓ અંક ૫૫-ચ વિશેષ ૧. પાનું ૨૦ મું.

## અંક ૬૨-ત. શુકદેવાખ્યાન-વસ્તો- (ર. સં. નથી); (લિ. સં. ૧૮૩૮) પૃ. ૧-૩૧

**આરંભઃ**-શ્રી ગણેશાએ નમાંઃ શ્રી શારદાએ નમ : શ્રી ગુરુભ્યો નમઃ અથ સુપદેવનું આક્ષાંન લખુ છે.

શ્રી ગુણપત્ય સાંમી ગુણા લંબોદરઃ સુણો બહુનમી વલીઃ
વીઘ્નહરા જે જે વંત લાગુ તમને લલી લલીઃ
એમ સુહ વાંણી આપો નીરમલીઃ
ઢાલ : નીરમલ વાંણી મંત્ર જાણી : શ્રી ગુરુ અક્ષર પાએ સુ । ૩ :
સ્વાંમી હુ સેવક જાણી :.મુને ભગતભાવે ધાઉઃ

સેવુ તમને એકમંને વીનતડી કરજોડ :
પારવતીના પૂત્ર તુ રુદયા તણી જડ મોડ : (કડવું. ૧ લું.)
(વલાણી) સંસાર કહુ તે સાર રે: ભાવ આપો ભગવતી :
દાસ વસ્તો દીન બોલ્યે સાર કરો માતા સરસ્વતી:
(કડવાં ૨)

રાગ ગોડી।। શ્રી સરસ્વતીએ કીધિ સાર : અનેક કવીજંન હઇડે હરષ અપાર:
સંવત ૧૬૨૪ સાર માગશર શુદી ૧૨ ગુરુવાર:
ગુરુવારે ગુણા ગાઈસે કવી: વીપ્રપ્રસાદે વાંણી હવી:
બ્રહ્મણના હુ પૂજ્યુ પાએ : વાડવવચંને ગ્રથ બંધાએ :
વૈષ્ણુવ કેરો હું છૂં દાસ : માયા કરો તો કરુ અભ્યાસ :
( કડવા ૩ )

અન્તઃ-( રાગ ધન્યાશ્રી )

સુખજીએ સંતોપા વેદવાશ : તાં પોહોતી માતા કેરી આશ :
શાધી શોતા તારૂ કરમ : પાંમીએ વઈકુઠ ઠામ :
વીષ્ણુ કેહ હુ વીપ્રદાશ : ડોડીઆ કુલ બોરસદ માંહે વાશ ·
કાલે સુત નારાયણ દાશ પાંમીએ વેઇકુટ વાશ :
શોતા જન સહુ હરી ભણો કેહે વસ્તો દાશ :

કડવાં ૪૫.

સપૂરણ કથા થઇ છે. સંવત ૧૮૩૮ ના વરખે શાકે ૧૬૬૪ પ્રવર્તમાને: દક્ષણાયેન ગતે શ્રી સુર્જ સૂદ તઉ માસોતંમ માસે વા સાવણ વદ માસે સુકલ પક્ષે ભાદ્રપદ માસે : એ તે પૂરયે કકયે લૈક્ષ્ય પાઠયો: લખીતંગ ગયા: ગનાતી વેદ દયાલજી વેલજીએ લષુ આક્ષાં છે: કાગલે પોટય અર્ક્ષ એવા જણાએ છે: એક વાર બોલ્યો શ્રી હરિ :

**વિષયાદિઃ**–આ આખ્યાનમા શ્રી શુકદેવને તેમના પિતા વ્યાસે તત્વજ્ઞાન આપ્યાનો પ્રસંગ વર્ણવેલો છે કડવાં ૪૫ છે. પદબંધ રાગ, વલણ, અને કડવાંથી બાંધેલો છે. પ્રતિમાં ક્વચિત્ વલણ જણાતુ નથી.

**વિશેષ**·–૧. બૃ કા. દો. ભાગ ૪ થામા આ આખ્યાન છપાયલું છે પણ તેના અને આ પ્રતિના પાઠમા ઘણો અને મહત્વનો ફેર કઇક કઇક સ્થળે પડે છે.

૨. કવિ ડોડીયા ધારાળા જ્ઞાતિનો છે, નિવાસી બોરસદનો છે, તેના બાપનું નામ નારણદાસ છે અને તે વૈષ્ણુવ છે. બ્રાહ્મણની પ્રસાદીનુ ફળ આ આખ્યાન હોવાનું તે કુહે છે. સંવત ૧૬૬૪ માં આ આખ્યાન રચાણુ છે.

૩. બૃ. કા ના સંશોધક સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ આ આખ્યાનને મથાળે 'કવિ બુરાનપુરનો રહીશ હતો' અને પાદનોંધમા "અમોને મળેલી બીજી એક પ્રતમા

રહેવાનું ઠામ બોરસદ છે" એમ લખ્યું છે; પરંતુ આખ્યાનના ઉપસંહારમાં તો "ઉાડીયા કુલ બોરસદમાં વાસ" એમ જ છાપ્યું છે. ત્યાં 'બુરાનપુર'નો કોઈ ઉલ્લેખ કે પાઠનોંધ પણ નથી. આથી શા આધારે તેઓ કવિને 'બુરાનપુર'નિવાસી ગણે છે તે જણાતું નથી.

૨ વળી 'ઉાડીયા ધારાળા'ની વસ્તી પ્રધાનપણે ખેડા જીલ્લાના આણંદ તાલુકામાં હોઇને તેનું નિવાસસ્થાન 'બોરસદ' વિશેષે યોગ્ય છે અને મેં જોયેલી પ્રતિઓ બધી જ 'બોરસદ'નો ઉલ્લેખ કરે છે.

૪ આ આખ્યાનનું બંધારણ પ્રેમાનંદના સમયનાં આખ્યાનના બંધારણથી કંઇક નોખું પડે છે. કવિ ધારાળો હોવા છતાં ભાષાની મીઠાશ અને વિચારદર્શનની રૂડાશ ખાસ ધ્યાન ખેંચે એવી છે. તેનું 'સુભદ્રાહરણ' મળતું નથી. જો તે સાંપડતું હોત તો એ પ્રેમાનંદના આખ્યાનોની ધાટિ ઉપર કંઇક પ્રકાશ પાડત.

૫ પ્રતિ જીર્ણ છે. તેનાં વીસ પાનાં બાલબોધ લિપિએ લખાયલાં છે, પરંતુ ૧૯ મા પાનના અડધા ભાગથી તે વીસમાનો અડધો બીજી કલમે લખાયલો છે. વળી બાલબોધ લિપિ હોવા છતાં કેટલાક અક્ષરોનો મરોડ ગુજરાતી લિપિનો છે. વીસમાના અડધા પાનાથી બત્રીસમા પાના સુધીનો ભાગ ગુજરાતી લિપિએ લખાયલો છે. એથી લિપિ-સંવત નોંધેલો નથી. ઇતિશ્રીમાંનો લખીત "... હરિ:" એ ભાગ બાલબોધ લિપિમાં છે. મહાભારતના શાન્તિ પર્વના 'વ્યાસશુકસંવાદ' એ નામના પ્રકરણમાં આ આખ્યાન વર્ણવેલું છે.

---

## અં. ૬૩–દશમસ્કંધ–કેશવદાસ (કાયસ્થ)–(ર. સં. ૧૫૨૯); (લિ. સં. ૧૭૮૭); પૃ. ૧–૧૬૮.

આરંભ:–શ્રી ગણેશાય નમ ॥ શ્રી કૃષ્ણાય નમ અથ શ્રી ભાગવત દશમ સકંધ લિખ્યતે ॥

પૂર્વછાયો ॥ પ્રથમ શ્લોક આઠેં કરી । કીધો કૃષ્ણ પ્રણામ ॥
હર્ષે હરીગુણ ગાઈશું ॥ યમ પોચે હઈઆ હામ ॥ ૧ ॥

શ્લોક ॥ सरोजनेत्रायुत संयुताय ॥ नमोऽस्तु गोपिजनवल्लभाय ॥
मंदारमाला परिभूषिताय ॥ उदारहासाय लसन्मुखाय ॥
नमोऽस्तु गोपिजनवल्लभाय ॥ २ ॥

... ... ... ... ...

પૂર્વછાયો ॥ ગુરુ ગણપત્ય ને શારદા ॥ બ્રહ્મા વેદવ્યાસ
... ક શનક નમુ ॥ એમ કહે કેશવદાશ ॥ ૯ ॥
પછે પરિક્ષત રાયને ॥ કર જોડી કરુ જુહાર ॥
જેણું શુક સંવાદ થયો ॥ અખિલ જીવન ઉપગાર ॥ ૧૦ ॥
સંસારી પડતા શહુ ॥ અવલોકી અંધકૂપ
દયા કરી દીવો કીધો ॥ શ્રી ભાગવત સ્વરૂપ ॥ ૧૧ ॥

અન્તઃ-(ચોપાઇ)

ભણે સુણે જે એ આખ્યાંન ॥ તેને તુસે શ્રી ભગવાંન ॥
ભક્તિ મુક્તિ અથ મહીના ભોગ ॥ જે યાચે તે આપે યોગ ॥ ૧૧૫ ॥
દુખ દારિદ્ર ન દેખે અંગ ॥ સદા સાહય કરે શ્રી રંગ ॥
વસુધાતલે વિઘન નવ્ય થાય ॥ હરિશેવક મોહોટો મહિમાય ॥ ૧૧૬ ॥
તિથિ સંવત નિધિ દશકા દોય ॥ સંવતસર શોભનકૃત હોય ॥
દક્ષણાયન સરદ રતુ સાર ॥ અશ્વિન સુક્લપક્ષ ગુરુવાર ॥ ૧૧૭ ॥
તિથિ દ્વાદશી વલી વૃદ્ધિ યોગ ॥ શત તારસ ત્રિહુરનો ભોગ ॥
બાલવ કર્ણે બાંધી કથા ॥ યગદીશ્વરે મતિ પ્રેરી યથા ॥ ૧૧૮ ॥

પૂર્વછાયો ॥ સોરઠ દેશ સોહામણો ॥ પાવન પુર પ્રભાસ ॥
શ્રી સોમેશ્વર સારદા ॥ અલિ અંતર કૈલાશ ॥ ૧૧૯ ॥
વાલંભ જ્ઞાંતી તિહાં વસે ॥ કુલ કેરે કાયસ્ત ॥
તે માંહે રદેરામનો ॥ શેવક સેજે સ્વસ્ત ॥ ૧૨૦ ॥

ચોપાઇ ॥ તેહનો સૂત હુ કેશવદાસ ॥ કરું કીર્તન શ્રી કમલાવાસ ॥
વિજય વીનતી કહુ કર જોડય ॥ રખે કોય કવી કાઢો ખોડય ॥ ૧૨૧ ॥
કીહાં મોહોટા કવિ મેરુ સમાંન ॥ કાંહાં હુ કાકર અતિ અજ્ઞાન ॥
કીહાં કનક ને કીહાં કથિર ॥ કીહાં સાયર ને છિલર નીર ॥ ૧૨૨ ॥
ઠાકોર કૃષ્ણ તેં કૃષ્ણ હિતકર સદા ॥ કૃષ્ણ વિણ અવર ન દેવું દૂજા ॥
કૃષ્ણ ગુરુ ગોત્ર જ ઇષ્ટ આપણો ॥ કરું નિરંતર કૃષ્ણપૂજા ॥
કૃષ્ણ માય બાપ તેં કૃષ્ણ જ માઓસો ॥ પરમાત્મા કૃષ્ણપ્રાંણ ધારી ॥
કૃષ્ણનો દાશ કેશવદાશ ઉચરે ॥ સાંભલે વીતની એહ મારી ॥ ૧૨૬ ॥

ચોપે ॥ સમંતિ કારણ આંણ્યા શ્લોક । તેહનો દોષ મ દેશો લોક
હીરે જડયૂ સોહે હેમ ॥ પ્રાંકૃત ઉપર પરઠયુ તેમ ॥ ૧૨૭ ॥

પૂર્વછાયો ॥ સતાવન શ્રી ભાગવત ॥ રૂપક છે ત્રેવીસ ॥
સોલ સ્વયંકૃત સંસ્કૃત ॥ યમલી કથા યગદીસ ॥ ૧૨૮ ॥

... ... ... ...

કીધા બ્યાસેં પૂરાંણ અઢાર : તે માંહે શ્રી ભાગવત સાર ॥
વેહતા કીધા દ્વાદશ કંધ : નારાયણગુણ કથાસમંધ ॥ ૧૩૯ ॥
... દશમ સ્કંધ છે મુખ્ય : યહાં કહી કૃષ્ણ કથા શુક રુખ્ય ॥
તે જોઇ મેં કાંઈ કાંઇ કવી : માહ્રી મતિમાનેં વર્ણવી ॥ ૧૪૦ ॥
બ્યલીમે કહે કેશવદાસ : પૂરણ કરતાં પોહોચી આશ ॥
એકતાલીસશો ચોપે કહી : એટલે કથા સંપૂર્ણ થઇ ॥ ૧૪૧ ॥

ઇતિશ્રી માહા ભાગવતે પુરાંણે દશમ સ્કંધે શ્રીકૃષ્ણક્રીડામાં ચત્વા
રિંશત્તમ: શર્ગ: સમાપ્ત ॥ ૭ ॥

સંવત્ ૧૭૮૭ વર્ષે શાલિવાહન કૃત ૧૬૫૪ પ્રવર્તમાંન્યે ગતે શ્રી સૂર્યે રૌદ્ર સંવત્સરે પરસૌતમ જ્યેષ્ટ માસે શુકલ પક્ષે શ્રી શનિવાસરે આ દેહ ભુનરા મધે વાસ્તવ્યં કચ્છ દેશે રાઉ શ્રી દેશલજી વિજયે રાજયે ॥ મોઢ જ્ઞાતિય ચાતુર્વેદી જાંની શ્રી ૫ જેરામ સૂત વિસનજી લખિતં સ્વાર્થે પરાર્થે ચેત ॥

यादशं पुस्तकं दृष्टा ॥ तादशं लिपितं मया :
यदि शुद्धमशुद्धं वा ॥ मम दोपो न दीयते ॥ १ ॥

શ્રી ગુરુભ્યો નમઃ ॥ શુભં ભવતુ ॥ કલ્યાણમસ્તુ:

વિષયાદિ:-૧ શ્રીમદ્‌ભાગવતના આખાયે દશમ સ્કંધનો સાર આમાં આપેલો છે.

૨. આ આખ્યાન સર્ગબદ્ધ છે. તેના ચાળીસ સર્ગ છે. પૂર્વછાયો, ચોપે, ત્રોટક આદિ છંદો, હિન્દી કવિત, શ્લોકો, રાગ આદિથી પદબંધ બાંધેલો છે.

વિશેષ:-૧. આ કાવ્ય સંવત ૧૫૨૯ માં રચાયલું છે; લેખનમાં જૂની ગુજરાતીના કેટલાક અંશો જળવાયલા છે. કવિ કાયસ્થ વાલમ (વલ્મિક) જ્ઞાતિનો છે. આ આખ્યાન છપાયલું નથી. શ્રી ફાર્બસ ગુજરાતી સભાના ઉત્તેજનથી રા. રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ તે પ્રકટ કરવાનો પ્રબંધ કર્યો છે, અને તે છપાય છે. ભાષા, વર્ણન, છટા આદિમાં આ કાવ્ય આકર્ષક છે અને મધ્યકાળના ગુજરાતી સાહિત્ય ઉપર અનેરો પ્રકાશ પાડે એવું છે.

૨. પ્રતિ જીર્ણ છે. બાલબોધ લિપિએ તે લખાયલી છે. વચ્ચે વચ્ચે પાનાં ખવાયાથી અક્ષરો પડેલા છે. કાગળો વચ્ચે સારા ન હોવાથી લેખકે જગ્યા કોરી રાખી કાવ્ય ઉતારેલું છે. લેખક અં ૫૯-ક 'અશ્વવાહન આખ્યાન'વાળા કવિ જેરામનો પુત્ર છે.

---

## અં. ૬૪-ક.-સભાપર્વ-વૈરાટ પર્વ-નાકર-(ર. સં. ૧૬૦૧);
## ( લિ. સં. ૧૭૧૧ ); પૃ.

આરંભ:-...શાય નમઃ ॥ શ્રી સરસ્વત્યૈ નમઃ॥ આક્ષાંન સભાપર્વ વૈરાટ પર્વ ॥

રાગ કેદારો ॥ ઉમયાનંદનને ગુણ સ્તવુ ને પ્રણમૂ દુદલ દેવ ॥
(જે)હ તણો પરીવાર પનોતો સુરીનર મુની કરે સેવ ॥ ૧ ॥
સુધબુધ્ય સ્ત્રી, લક્ષ લાભ તન, મનકાંમના બુધી જેહને ॥
ગજવદન મોદીક અતી વલ્લભ ક(રૂં) પ્રણુમ હુ તેહને ॥ ૨ ॥
... ... ...
શ્રી ગુરુચર્ણપ્રણાંમ કરી શ્રી રાંમચંદ્રતુ ધ... ॥
.મ માત્ર ગર્ભમંષન કાપે। આપે નીર્મલ ગ્નાંન ॥ ૯ ॥
(કડવું ૧ લું)

અન્તઃ—(રાગ પ્રભાતી)

વૈરાટ પર્વ કથા અતી શુંદર । કવીજન કેરી વાંણુ રે ॥
કડવાં પ્રત્ય પાંહુંસેટ કરાં । સહી કવીઆં લુધ અજાંણુ રે ॥ ૯ ॥
પદસંક્ષા કાઢીને કહુ હુ । બે સહસ્ર પંચાસ રે ॥
બાલ બુધ્ય અગ્નાંન જાંણી । મુને કીપા કરી અવીનાસ રે ॥ ૧૦ ॥
સંવત સોલ ૧૬૦૧ સત એક જ ઉપેર । માસ દામોદર સાર રે ॥
શુકલ પક્ષ ને દસેમ તીથી । શુભ લગ્ન ને સોમવાર રે ॥ ૧૧ ॥
ગુરુ વૈષ્ણવ કવીજન પ્રસાદે । કરીઓ એ અભ્યાસ રે ॥
નીર્મલ ગ્રંથ અર્ધચંદ્ર સરીષો । ક્રુષ્ણાપર્ણ કૃત દાસ રે રે ॥ ૧૨ ॥
ગાયે વાંચે ને પૂછે સાંભલે । નરસ્ત્રી વર્ણું અઢાર રે ॥
પાંચ માહા પાતીક તે નાહાસે । પાંમે હરી પદ ઠાહાર રે ॥ ૧૩ ॥
કરી ગ્રંથ વાડવને સોંપ્યો । વીસ્વ પૂણ વીસ્તાર રે ॥
વૃધ નાગર કુલ નાંહાંન મદન સુત । ગાયો ભવજલ તાર રે ॥ ૧૪ ॥
વીરક્ષેત્ર મધ્યે વાંણીયો । દીસાવાલ કુલ સાર રે ॥
વીકાનો સુત સુષે પ્રણમે । હરીભક્ત શુભ આચાર રે ॥ ૧૫ ॥
સકલ જપતપ તીરથ ને વલી । અષ્ટ જોગ અભ્યાસ રે ॥
કેહે નાકર હરીગુણ ગાયે તે । પાંમે શ્રીઅવીનાસ રે ॥ ૧૬ ॥

ઇતિ વૈરાટ પર્વ સંપૂર્ણ ॥ શ્રી રસ્તુ ॥ સંવત ૧૭૧૧ વર્ષે ફાગણ સુદી ૭ સાતેમ રવૌ લપીતં સંપૂર્ણ સમાપ્તઃ ॥ ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥ ॥ શ્રી ॥ શ્રી ॥ રસ્તુ ॥ શુભં ભવતુ ॥ કલ્યાણમસ્તુ ॥ ॥ ॥

વિષયાદિ:-મહાભારતના સભાપર્વ અને વૈરાટ પર્વનો સાર આ આખ્યાનમાં કવિએ આપેલો છે. રાગ અને કડવાંથી પદબધ બાંધેલો છે, વચ્ચે 'ઢાળ' અને 'વલણ' પણ છે કુલ કડવાં ૬૫ છે.

વિશેષ-૧. આ પર્વો છપાયાં નથી. આ કવિએ મહાભારતનાં બીજાં પર્વોના સાર પણ લખ્યા છે. સામાન્ય રીતે સભા પર્વ અને વૈરાટ એ બે પર્વો છૂટાં મળે છે, (જુઓ અં. ૫૯-ખ) પણ આ પ્રતિમાં બે સાથે જોડેલાં છે. એથી સમજાય છે તેમ કવિએ કે કવિએ જેને દાન કરેલું તેણે પાછળથી બે ભાગમાં અલગ વહેંચ્યાં હશે, અને પદ સંખ્યા, કડવાં સંખ્યા આદિ પણ તેણે નોંધેલાં હશે. કાવ્ય સંવત ૧૬૦૧ માં રચાયું છે.

૨. પ્રતિ શુદ્ધ બાળબોધ લિપિએ લખેલી છે. પ્રતિ સંવત ૧૭૧૧ ની હોઇ તે છેર્ણું તેમ જ ખાસ સંગ્રહવા યોગ્ય છે. માત્ર બીજું પાનું ગયઉં છે. વચ્ચે વચ્ચે અક્ષર પડ્યા છે

૩. વિશેષ માહિતી માટે જુઓ અંક ૫૯-ખ નાં 'વિષયાદિ' અને વિશેષ, પાનું ૪૭ મું.

## અં. ૬૪-ખ.-શુકદેવાખ્યાન-વસ્તો-(ર. સં. ૧૬૨૪); (લિ. સં. ૧૭૧૨); પૃ.-૧-૨૬.

આરંભઃ-॥ શ્રી ગણેશાયે નમ ॥ શ્રી સરસ્વતૈ નમ॥ અથ આક્ષાંન શુકદેવનું લીક્ષતે॥

રાગ ધંન્યા॥ ॥૨૭॥ ગણપતી સ્વામી રે ગુણ લંબોદરા ગુણે બહુનામી રે
વલી વીઘ્ર હરા ॥
અમ મુષ વાંણી આપો નીર્મલી ॥ ૧॥ ટેઢ॥
નીર્મલ વાંણી મન જાણી મુને । શુધ અક્ષર આપ॥
તુ સ્વાંમી મુને સેવક જાંણી । ભક્ત ભાલે થાપ ॥ ૨ ॥
સીવ તને પુજીએ એકમનાં રહી કર જોડ ॥
પારવતીના પુત્ર રૂદયા તણી જડ મોડ ॥ ૩॥
જડ મોડ રે સુધ બુદ્ધ સ્વાંમી । સેવંત્રે સણગાર॥
લક્ષ લાભ પુત્રે પરવરે । અમ્રીત મોદીક આહાર ॥૪॥
(કડવું ૧ લું)

... ... ... ...

વલણ ॥ સંસાર સાર કથા કહુ જો । ભા(વા)યા આપે ભગવતી॥
દાસ વસ્તો દીન બોલે । સાર કરો માતા સરસ્વતી॥૯॥
કડવું ૨ જું.

રાગ ગોડી॥ સરસ્વતીએ તાં કીધી સાર ॥ કવીજન હૈડે હર્ષ અપાર ॥
સંવત સોલ ચોવીસો સાર॥ માહાધ શુદી દ્વાદસી ગુરુવાર॥૧॥
ગુરુવારે ગુણ ગાશુ કવી । વીપ્રપ્રસાદ વાણી હવી ॥
તે બ્રાંમણના પુર્જુ પાએ । વાડવવચને ગ્રંથ બંધાએ ॥૨॥
વૈષ્ણવ કેરો હુ તાં દાસ । મયા કરો તો કરુ અભ્યાસ ॥
પાએ લાગી માગુ કરજોડ । રખે મુને કો દૈતા ષોડ ॥ ૩ ॥
બ્રાંમણ વૈષ્ણવ માગુ માન । સાંતી પર્વે કહુ શુક આક્ષાંન ॥
ગાતાં પાપ સમુલાં જાએ । શ્રોતાનાં મન નીર્મલ થાએ ॥ ૪ ॥
બ્રાંમણ વૈષ્ણવ જે દીએ માન । તે નરનારી ગંગસ્નાંન॥
ગંગા જમુના મધ્યે સરસ્વતી। મત્ય આપો, ટાલો દુર્મતી ॥ ૫ ॥
દુર્મતી ટાલો તો વેલા વલે। પુન્ય વાધે પાતીક પરજલે॥
મહસ્ત જતીના કેહેશુ મર્મ । ભાવે રેહેતો બહુના ધર્મ ॥ ૬ ॥
ધર્મધ્યાન ભાવે કરી। એક વાર બોલો જે હરી ॥ ૭ ॥
કડવાં ॥ ૩ ॥

અન્તઃ-(રાગ ધન્યાશ્રી)

એમ કહી વ્યાસે રચ્યૂ આખ્યાન । ધરું પીષણુ કેરું ધ્યાંન ॥
પુત્રને તપે માત તાતને । આવીઉ વૈમાંન ॥ ૧૬ ॥
નરનારી બેઉ ઉધરાં ॥ શુષ કરે જે જે કાર ॥
આત્રજ પાંમ્યા દેવતા ॥ ધન ધન્ય શુષ કુમાર ॥ ૧૭ ॥
સાંતી પર્વ તણી કથાને ॥ વ્યાસ શુક સંવાદ ॥
જનમેજે રાજાએ સાંભલી । ને ઉપનો ઉહોલાદ ॥ ૧૮ ॥
એકમનાં ગાએ સાંભલે શુષદેવનુ આક્ષાંન ॥
તે નાહે ગંગાજલ નિર્મલ । પાંમે રીધી સંતાન ॥ ૧૯ ॥
સાંભળે સંસાર છૂટે । અર્થ મલે અનંત ॥
એ કથા છે મુક્તી ગાંમની । ને ઉધરે ભગવંત ॥ ૨૦ ॥
ભાવે કબાવે સાંભલે । અથવા તે વાતે નાંમ ॥
કવી કેહે શ્રોતા સાંભલો । પામો તે વૈકુઠ ઠાંમ ॥ ૨૧ ॥
મુક્તી ઠાંમ તે પાંમીએ તે પોહોચે મનની આસ ॥
વસ્તો વાણી ઉચરે આપજો વૈકુઠ વાસ ॥ ૨૨ ॥
( કડવાં ૪૫ )

ઇતી શ્રી મહાભારથે વ્યાસશુષસંવાદે । સાંતી પર્વ કથા જોગ સાહાસ્ત્ર (યોગશાસ્ત્ર) મુક્તીદા એક સમાપ્ત ॥ શ્રી રસ્તુ ॥ સંવત ૧૭૧૨ વર્ષે ફાગણ સુદી બુધ લીપીતં શુભં ભવતુ ॥ કલ્યાણમસ્તુ ॥ શ્રી ॥ ॥ શ્રી ॥

વિષયાદિઃ-શુકદેવને તેમના પિતા વેદવ્યાસે યોગ અને જ્ઞાન એ બે માર્ગનો બોધ આપ્યાનો પ્રસંગ આ આખ્યાનમાં વર્ણવેલો છે.

કડવાં પીસ્તાળીસ છે. રાગ, 'ઢાળ' અને વલણથી પદબંધ બાંધેલો છે. જો કે વચ્ચે વચ્ચે 'વલણ' જણાતું નથી.

એક નોંધવાજોગ બાબત રચનસંવત વિષે છે. અંક ૬૨-થ માં તેમ જ બૃ. કા. દો ભાગ ૪ થા માં રચનસંવતમાં માસ "માગશર સુદી દ્વાદશી ગુરુવાર"નો ઉલ્લેખ છે જ્યારે આમાં "માહાધ સુદી દ્વાદશી ગુરૂવાર" છે. આથી જેઓ માસ, વાર અને તિથિ ઉપરથી ઇંગ્રેજી પદ્ધતિ અનુસાર સંવત-સાલનો નિર્ણય કરે છે, તેઓએ એ વિચારવા યોગ્ય છે કે લહીઆની ભૂલથી 'માગ'શરને બદલે "માહાધ" સુદ લખાવાથી કે એવો ઉલટા હેરફેર થવાથી સંવત-સાલ જુદા આવે અને એ એક ભ્રાન્તિ ઉપજાવનારું અથવા વિચારણા કરાવનારું સ્થાન છે.

વિશેષઃ-૧ આ આખ્યાન બૃ. કા. દો. ભાગ ૪ થામાં છપાયું છે.

૨ કવિ બોરસદનો ધારાળા ડોડીયા કુળનો છે. પ્રતિ ઘણી જૂની છે, સંવત ૧૭૧૨ માં બાલબોધ લિપિએ લખાયલી છે. પ્રસિદ્ધ પ્રતિ કરતાં આમાં ઘણો પાઠાંતર ભેદ છે.

૩ (વધુ માહિતી માટ જુઓ અંક ૬૨-થ(પાનું ૫૭)વિશેષ ૩-૪.

### અં. ૬૪-ગ.-સીવરામંડપ-(સીતા-રામ વિવાહ)-વજીઆ-
(ર. સં. ); (લિ. સં. ૧૭૧૪.); પૃ. ૧-૩

આરંભ:-શ્રી ગણેશાય નમ:

રાગ સાંમેરી: ઇસ્વરસુતને આરાધીઍ : સુખબુધનાથ નરેસ :
ઉમઆંઅંગથી ઉપનો : પ્રથમેં પ્રણમૂ ગણેસ :
જનકસુતા માહા સુદરી : વર વંવંચે રઘુનાથ :
ત્રંબક ટોડર બાંધીઉ તારે જગ સહૂ જાણી વાત :
ચાલ : તાંણી ત્રંબક ટોડર બાંધૂ : અસુરા ઘેર એનસ વાધૂ :
હારે રાજા જનકે હો માહા જંગ રચીઅ :
તીનુ મહીમા મૈસ્યલ મચીઍુ :
પાતાલના પનત(ગ) તેડા : નવખડના નરપતી મેલા :
તાંહાં ઇશ્વર જીત જોવા આવ્યા : તાંહાં સૂરી નરમૂતી ભલા ભાવ્યા :
(કડવું ૧ લું)

અન્ત:-દૂહો ॥ શ્રીકમજી ત્રંબક ભાજીઉ : અને ગોવંદ સેંદેવ વાત :
જાનકી પધરાં સીવરા : વર વર્યા શ્રી રઘુનાથ :
જનક તણાં મંડપ માંહાં : વરતો અતી આનંદ :
ગાયે માંનૂતી જાનકી : પ્રણું(મે) પ્રેમાનંદ :
હથેવાલો સીતા તણો : અને સાહો સારંગપાણુ:
કરજોડી વજીઆ કહે રાએ દીધાં કંનાદાન :
॥ કડવાં ૪ ॥

....................

રામ માતપિતાને પાએ લાગે રે સાંમજી: દુખીઆનાં દાલીદ્ર ભાગે રે દુખીઆનાં: ॥
સીવરા મંડપ જેણે ગાયો રે: રામ રુદે તેન સમાયો રે । રાંમ:
રામ સીતા સરખી જોડી રે: એમ કેહે વજીઆ કર જોડી રે એમ કેહે: ॥
( કડવું ૫ મું.)

ઇતી શ્રી સીવરામંડપ સંપૂરણ : સમાપ્ત : ॥ સંવત ૧૭૧૪ વરષે સંપૂરણ :
શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥ ॥૭॥ ૭॥ ૭॥ ૭॥ ૭॥ ૭॥

વિષયાદિ:-૧. રામચદ્રે રાજા જનકની સભામાં સ્વયંવરમંડપમાં ત્રંબક ધનુષ્ય તોડી, સીતાને વરી, એ પ્રસંગ આ આખ્યાનમાં વર્ણવેલો છે. આ પ્રસંગ રામાયણના બાલકાંડના સર્ગ માં છે.

આ આખ્યાનનાં કડવાં ૫ છે. રાગ અને ચાલથી પદબંધ બાંધેલો છે, જો કે, બીજા, ત્રીજા, ચોથા અને પાંચમા કડવામાં રાગ અને ચાલનું નામ આપેલું નથી; માત્ર પહેલા કડવામાં જ રાગનું નામ અને ચાલ છે.

**વિશેષ:**–૧. આ આખ્યાન છપાયલું નથી. પ્રતિ ૧૭૧૪ માં બાળબોધ લિપિએ લખાયલી છે. પણ તેના ઘણા અક્ષરો જેવા ગે, દે, એ, બે, સે, આદિનો મરોડ ગુજરાતી લિપિનો છે. 'ચઉદ ભૂવનનુ નરેસ' જેવા કવચિત્ જૂની ભાષાના સંસ્કારો પણ જળવાયલા છે. પાનાંના અંક મૂળ પ્રતિમાં નથી.

૨. આ કવિનો 'રણજંગ' (રણયજ્ઞ–રામચંદ્ર અને લક્ષ્મણનું રાવણકુંભકર્ણ સાથે સીતાજીને પાછાં લાવવા માટે લંકામા થયલું યુદ્ધ) પ્રસિદ્ધ છે અને તે રા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુંદાર, બી એ. એલ. એલ. બીએ સં. ૧૭૪૦ ની પ્રતિ ઉપરથી વડોદરાથી પ્રેમાનંદના રણયજ્ઞ સાથે પ્રકટ કરેલો છે.

૩. વળી આ કાવ્ય 'સીતાજીની વેલ' તરીકે જાણીતુ છે અને તેની પ્રતિ નડીઆદમાં ડાહીલક્ષ્મી પુસ્તકશાળામાં છે.

૪. આ આખ્યાન સુંદર, ભાવવાહી અને ઉત્કૃષ્ટ છે.

૫. આ જ કવિએ 'સીતાસંદેશ' બાવન પદમાં રચેલો છે કવિ પ્રેમાનંદની પૂર્વે થઇ ગયલો છે, એમ તેનાં કાવ્યોની સંવત ૧૭૧૪ માં લખાયલી પ્રતિ ઉપરથી તેમ જ ભાષાની લઢણ આદિ ઉપરથી સમજાય છે.

---

## અં. ૬૪–ઘ.–રુકિમણિહરણ–ફૂઢ; (ર. સં. ૧૬૫૨)–(લિ. સં. ૧૭૧૭); પૃ. ૧–૧૬.

**આરંભ:**—શ્રી ગણેશાય નમઃ ॥ ॥ શ્રી સરસવત્યૈ નમઃ ॥ ॥ આક્ષાંન રુક્ષમણી હર્ણ ॥ : ॥

રાગ કેદારો ॥ નમો રે નમો શ્રી વીણાએક। સુધ બુધ સુપદાએક ॥
કાએક ॥ માંનસ વાએક સ્તુતી કરુ રે ॥ ૧ ॥
શ્રી બાલા કુરાલા કાલી। ક્રીપા કરો રે ક્રીપાલી ॥
દયાલી ॥ દાલીદ્ર દુપભંજણી રે ॥ ૨ ॥
શ્રી ગુરુચર્ણ ક્રીપા કરે ॥ મુની માંનભાવ મનમાં ધરે ॥
આચરે ॥ અભીક્ષ હોએ મુજ દીનને રે ॥ ૩ ॥
વૈષ્ણવ શ્રોતા વીનતી ॥ બહુ પંડિતની કરુ સ્તુતી ॥
દુર્મતી ॥ મુઝને દેવ દયા કરો રે ॥ ૪ ॥

વલણ ॥ કરો દયા કવી સુઢ ફુઢ કેહે પતીત પાવન થાઉ ॥
વાસુદેવ રુક્ષમણીહર્ણ કથા રસ ગાઉ ॥ ૫ ॥
શ્રીમદ ભાગવત દશમ સ્કંધ ॥ શ્રી પરક્ષતનો સંવાદ ॥
ભક્ત તણાં ચીત રંજન કરવ ॥ બોલી સપુના નાદ ॥ ૬ ॥
(કડવાં ૧)

અન્તઃ-(રાગ ધંન્યાસી)

પ્રાંણવલ્લભ પ્રીત રાખો । સહુ માંન માગી જાએ ॥
હવે કથા સંપુરણ થઈ। શ્રી રુક્ષ્મણી વેહેવાએ ॥ ૧૨ ॥
પ્રશ્ન તાં પરીક્ષત તણુ । શુકદેવનો પ્રસ્તાવ ॥
દુસ્તર તરવા ભક્તને । શ્રી ભાગવંત રસનાવ ॥ ૧૩ ॥
અંધ મારગ પામવા રે । પ્રગટ કીધી જોત ॥
અર્ક ઉદે તીમીર ત્રાસે । અવની થયો ઉદ્યોત ॥ ૧૪ ॥
તેમ કથા શ્રી જગદીસની । ત્રે તાપ પાંમે ભંગ ॥
સુણે સીખે સાંભળે ॥ તેને સદા પુરણુ રંગ ॥ ૧૫ ॥
પદે પદે નાંમ અવીનાસનુ લે । સફલ થાએ જન્મ ॥
અવસાનકાલે આવતાં । ત્રેહે તાપ પાંમે ભંગ ॥ ૧૬ ॥
નહી જુએ ગુણ આચાર ગાતાં । ચતુરી વીવેક ॥
હરી નાંમ જાંહાં તાંહાં સોહેલુ । દોહેલુ નહી ક્ષણ એક ॥ ૧૭ ॥
શ્રોતા જન સહુ સાંભલો । કવીતા કેહે મતીમંદ ॥
સંવત ૧૬૫૨ મુજ ઉપનો આનંદ ॥ ૧૮ ॥
ચૈત્ર સુદી ૧૧ મધ્યાંન મંગલ વાર ॥
પંચાંગ યોગ સુભ માંહે । પૂર્ણ કથાંનો વીસ્તાર ॥ ૧૯ ॥
ઋષીકર્મ ઉદીચ્ય વંસે । આનાવલ સ્વસ્થાંન ॥
રામ થાપી, બરદ આપી, રૂખે લેતા નામ ॥ ૨૦ ॥
અઘેશ્વરના વાસ પાસે । પૂર્વે સુપા ગામ ॥
ગણેશસૂત ફૂઢો કેહે સભાને પરણાંમ ॥ ૨૧ ॥
ગણપતી ભારથી શ્રીઅ વૈષ્ણુવ ॥ શ્રોતા વગતાને નમુ ॥
તમ પ્રતાપે જે કહું ॥ નીલ નીલ હરી ચરણે નમુ ॥ ૨ ॥
શ્રોતા જન સહુ સાંભલો ॥ જે કરે શ્રી હરી ગાંન ॥
ગણેશસુત ફૂઢો કેહે ॥ પૂર્ણ થયું આક્ષાંન ॥ ૩ ॥

(કડવાં ૧૨)

ઇતિ શ્રી રુક્ષ્મણી હર્ણ સંપૂર્ણ॥ સંવત ૧૭૧૭ વર્ષે પોષ વદી ૭ શનિ વાસરે સંપૂર્ણ ભવતુ ॥ શ્રીરસ્તુ ॥ કલ્યાણમસ્તુ ॥ શ્રી ॥

વિષયાદિઃ-૧. શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના રુક્મિણીહરણનો પ્રસંગ કવિએ આમાં વર્ણવેલો છે. રાગ, વલણ અને કડવાંથી પદબધ બાંધેલો છે. પરંતુ એક એ ખાસ નોંધવા જેવું છે કે 'વલણ' સામાન્ય રીતે દરેક કડવાને અંતે હોય છે ત્યારે, આ આખ્યાનમાં દરેક કડવાની ચોથી પાંચમી કડી પછી 'વલણ' આવે છે અને તે 'ઢાલ' કે 'ચાલ' જગાએ હોવાનું સમજાય છે.

૨. આ કવિ સંવત ૧૬૪૦.થી ૧૬૯૦ સુધીમાં થઈ ગયો છે. તેનાં પાંડવવિષ્ટિ (ર. સં. ૧૬૭૭, લિ. સં. ૧૭૪૧, જુઓ સુરત સાહિત્યપરિષદનો વૃત્તાન્ત, અંતનું પાનું ૭૮ મું) અને સગાળશાનું આખ્યાન (ર સં ૧૬૮૨, લિ સં ૧૭૬૬ જુઓ સુ સા. પ. વૃ અંતનું પાનું ૮૭ મું) એ બે જાણીતાં છે.

વિશેષ-આ કાવ્ય છપાયલું નથી તથા કવિ અનાવલાના સુપા ગામનો ઉદિચ્ય બ્રાહ્મણ છે. પ્રતિ જીર્ણ છે, અને કંઇક ખવાયલી પણ છે.

---

## અં. ૬૪ ઉ-જાલંધર આખ્યાન-શિવદાસ-(ર. સં. . ); ( લિ. સં. ૧૭૧૭ ); (અપૂર્ણ); પૃ. ૧-૧૧

આરંભ:-શ્રીગણેશાય નમઃ ॥ શ્રીસરસ્વતૈ નમઃ ॥ આક્ષાન જાલંધરનું લીખ્યતે ॥

રાગ ગોડી ॥ પ્રથમે પ્રણમુ આદી અનંત ॥ ક્રીપા કરો શ્રી કમલા કંત ॥
યશ આપો ગણપતી ગુણરાએ ॥ પ્રેમ ધરીને લાગુ પાએ ॥ ૧ ॥
પ્રથમે પ્રારંભ કરતાં કાંમ ॥ ગણપતી તાહારું સમરે નાંમ ॥
શુભ અર્થે તુને સમરે જ્યાંહાં ॥ કાર્ય સકલ સીધ પામે ત્યાંહાં ॥ ૨ ॥
તે માટે મેં સમરો આજ ॥ ક્રીપા કરો મુજને ગણરાજ ॥
બ્રહ્માની તનયા સરસ્વતી ॥ મુઝ મુષ વાસ કરો એક રતી ॥ ૩ ॥
ચૌદ લોક માંહાં તાહારી ક્ષાત ॥ અક્ષર શુધ આપો મુઝ માત ॥
શ્રીગુરુ ચર્ણકમલ મન ધરી ॥ કથા કહુ જસ આપો હરી ॥ ૪ ॥
એહ કથા ભવસાગર નાવ ॥ સાંભલજો ચીત્ત આંણી ભાવ ॥
નરકાશુર કેરુ આક્ષાંન ॥ જે રણ મારો શ્રીભગવાંન ॥ ૫ ॥
શ્રી માહાભારથ પર્વે વીશાલ ॥ તે માંહાં શ્રી હરીવંસ વીશાલ ॥
માંહિ અનંત ગુણ ગોવંદજી તણાં ॥ બહુ પ્રાક્રમ તેણે કીધાં ઘણાં ॥ ૬ ॥

... ... ... ...

અન્ત:-(રાગ મલાર)-ત્રૈલોક વિષે તુને પુજસે ॥ તુલશી તે વન ધરી નાંમ રે ॥
અંતકાલે તાહારા પત્રથી ॥ પાંમસે વૈકુંઠ ધાંમ રે ॥ ૯ ॥
એહેવું કહી કરુણાનિધિ ॥ વૃંદા ગ્રહી ઉછંગ રે ॥
રણ જાલંધર જે સ્થલ પડો ॥ લેઈ આવ્યા તેહને સંગ રે ॥૧૦॥
ત્યાંહાં દેવે સ્તુતી કીધી ઘણી ॥ વૃંદા તણી તેણી વાર રે ॥
જે સતીશીરોમણ સાધવી ॥ ત્રૈ

(કડવું ૮ મું)

વિષયાદિ:-૧. અસુર જાલંધરને શિવને હાથે હણાવવા વિષ્ણુએ તેની સતી સ્ત્રી વૃંદાને છેતરીને તેના સતીત્વનું ખંડન કીધાનો અને તેને પરિણામે રણમાં જાલંધર હણાયાનો પ્રસંગ આ આખ્યાનમાં સુંદર રીતે વર્ણવાયલો છે. જૈમિનીના શ્રીમદ્‌મહાભારતના અશ્વમેધપર્વમાં આ કથા આપેલી છે.

૨. આઠ કડવાં હશે. એમ આના અન્ત ભાગથી જણાય છે. આ આખ્યાનનો પદબંધ રાગ, વલણ અને કડવાંથી બાંધેલો છે. વચ્ચે ઉથલો પણ વલણને બદલે છે. ઢાલ કે ચાલ નથી જણાતી, પણ દેશ છે.

વિશેષ:-૧. આ આખ્યાન છપાયલું નથી. ખંભાતનો વડનગરો નાગર કવિ શિવદાસ તેનો કર્તા છે, આ કવિનું 'બાલચરિત' સં. ૧૬૬૭ માં (જુઓ અં. ૫૩ મા) રચાયલું છે તેમ જ સંવત ૧૬૭૩ માં રચેલો દ્રૌપદી સ્વયંવર બૃ. કા. દો. ભાગ ૪ થામાં છપાયો છે. એથી આ આખ્યાન પણ એવા જ અરસામાં રચાયલું હશે.

૩. પ્રતિ જીર્ણ છે અને પાનાં ખવાયલાં ત્રણ છે. પાનાં ૯ થી ૩૧ છૂટાં પડેલાં છે. અંતનું એક પાનું ગયલું લાગે છે. પ્રતિ બાલબોધ લિપિએ લખાયલી છે. જુની ભાષાના સંસ્કારો જળવાયલા છે.

---

અં. ૬૫–जहांगीर यशश्चन्द्रिका–हिं. ऐ. का.–केशवराइ–(र. सं. १६६९); (लि. सं १७५४); पृ. १–१६

आरंभः–श्रीगणेशाय नमः ॥

सुनऊं गनेश दिनेश देशपरदेश छेमकर ।
अंबरेप प्रनेश शेष नपतेश वशेवर ।
पत्र गेश प्रेतेश ग्रुघ सिद्धेश देषि अत्र ।
विहंगेश स्वाहेश देवदेवेश खगेश सब ।
प्रभु पर्वतेश लोकेश मिलि कलि किलेश केशव हरउ ।
जग जांहांगीर सक साहि कुसु पलु पलु पलु रछा करउ ॥

दू. । सोरहसें उनहत्तरा माधव मास विचारु ।
जहांगीर जस चन्द्रकी करी चंद्रिका सार ॥ २ ॥

सवैया ॥ बरे मर्पा युघ साहि हमाबको । साहि सिंधु पार फीनी कीत्ती करबरकीं ।
सीलको सुमेरु सुबुधी साचको । समुद्र रन रुद्र गतिके सो राइ पाइ हरिहरकी ॥
पायक प्रताप जिहिं क्षारी क्षारी प्रगट पठांननकी साहिवी समूली भूरिगरकी ।
प्रेम परिपूरन पीयूष सींचा कदर्प बेलि पाली लीनी पातीसाही अकबरेकी ॥

अन्तः–भागीरथी तटलों कुल केशव दांन दे दाह दारिद्र निदा हों
बेद परांननि सोंधि पुरांन प्रमांननिके गुनपुरन गाहों ॥
निर्गुन नित्य निरीह नीरजन आनो हि ऐ जग जानि वृथा हों ।
मेरे गुलामनि केहे सलाम सलाम मवि साहि सलेमहिं चाहि ॥९८॥
जहांगीरजू जगतपति देसि गरो सुप साजु॥
केशवराइ जहांतु मैं कीयो राइते राजु ॥ ९९ ॥

इति श्रीमत्सकलभूमंडलापडलेश्वर सकलसाहिसिरोमनि श्रीजहांगीरसाहि यशश्चंद्रचंद्रिका मिश्र केशवविरचिता समाप्ता ॥ संवत् १७५४ वैशाष सुदी ३ रवौ लिखितमिदं ॥

**વિષયાદિ**:–બાદશાહ જહાંગીરની કીર્તિનું વર્ણન કવિ મિશ્ર કેશવરાયે સંવત ૧૬૬૯ માં રચેલુ છે આનો પદબંધ કવિત, દૂહો, સવૈયા આદિથી બાંધેલો છે. કાવ્ય હિન્દીમા છે. કુલ કડી ૯૯ છે

**વિશેષ**:–પ્રતિ તૂટતી છે પાનાં ૮–૯ ૧૦–૧૧–૧૩–૧૪ નથી પાના ૧૬ ભાની પુઠે સર્વે દેવોનાં વાહનોના નામ તેમ જ દેવર્ષિઓના નામ, તેમના પિતાનાં નામ સાથે આપેલાં છે. પ્રતિ બાળબોધ લિપિએ લખાયલી છે.

---

## અં. ૬૬–કુ-ગદાપર્વ–નાકર–(ર. સં. )–(લિ. સં. )
## (પૃ. ૨૨; ૨૭–૪૬)

આરંભઃ–(પહેલાં પાનાં ગયલાં હોવાથી રીતસરનો આરંભ આપેલો નથી.)
... ... ... જોધ મરાવા કામ ॥ ૧૯ ॥
કેહે સંજે સાંભલ રે રાજા ॥ નહી બોલૂ અની(નૃ)ત ॥
... (દશમે) દીવશે પીતામહે પડીયો ॥ એહે ન માગ્યા મરતાર૦॥
ભીશ્મ શરખો જોધ પડે રે ॥ તાહેરે ખાધી હાર ॥
આર દીવશ તાહા જૂધ કરી ॥ ને પડો દ્રોણચાર ॥ ૨૧ ॥
(રા) કહન કીધૂ તે કારણે ॥ મોટા પાયા મરણુ ॥
ત્રણુ દીવશ તાહા જૂધ કરીને ॥ પછે પડો રા કરણુ ॥ ૨૨ ॥
મધાને તાંહાં શબ જ પડીયો ॥ જુધ કરૂ અપાર ॥
જે ગતે તાહારો કુઅેર વઢીયો ॥ તે કહૂ માડી વીસ્તાર ॥૨૩॥
બીજી કથા અરીણુક પરવથી ॥ સંખેપે કરી એહ ॥
ગદા પરવ કહૂ વીસ્તારી ॥ સાંભલીએ રાજા તેહ ॥ ૨૪ ॥
(કડવાં ૩૫)

રાગ કેદારોઃ-સાં (સં ?) જે વાંણી ઓચરે ॥ રાજા તે વાંણી શવણે ધરે ॥
મોટા રે જોધા તાં ધરણ ઢલા રે ॥ ૧ ॥
ચાલ-મોટા જોધા તો ધરણ ઢલીઆ પરવત શરખા પ્રૌઢ ॥
પછે તરિ કુઅેર થએ(ા) એકલો ॥ થઈ રહ્યો દીગમૂઢ ॥ ૨ ॥

અન્તઃ— (કડવું ૪૫)

પાંડવ ધંધોલે કર ધરી ॥ સૂં ભાઈ પ્રાંણ ગઆ નીશરી ॥ ૬૪ ॥
ભાઇ દૂરજોધન પાખેસૂં થશે ॥ રવીકુલ કેહી પેરે ઉગશે ॥ ॥ ૬૫ ॥
કેમ રહેશે મારુત ને ચંદ્ર ॥ કેમ ધરા ધરશે નાગેંદ્ર ॥ ૬૬ ॥
એ દૂખ તો નથી જાતૂં શહૃ ॥ કોહો સંજેએ કેમ વાલૂ હઇયુ ॥ ૬૭ ॥
ચાલોની જઇએ તેણે દાર ॥ જાહાં પડો દૂરજોધન કુમાર ॥ ૬૮ ॥
જેણે સ્થાનિકે સૂત પડીઓ હશે ॥ તે દીઠે તેહે તાપ જ જશે ॥ ૬૯ ॥
માહારો વાલો વલવલતો ગઓ ॥ શો ભાઈ સૂત અવગતીઓ થઓ ॥૭૦॥
શંજેએ કેહે રાજા અવીધાર ॥ પૂત્ર પદારથ પામો ચાર ॥ ૭૧ ॥
શાંનીધ શામી કૃષ્ણ પાવન ॥ મૂક્તી હવી રાએ દૂરજોધન ॥ ૭૨ ॥
કેહે કવી નાકર કર જોડી કહૃ ॥ ગદાપરવ પરીપૂરણ થયુ ॥ ૭૩ ॥
દૂરજોધન પડઓ જેટલે ॥ ગદાપરવ શંપૂ તેટલે ॥ ૭૪ ॥
માહાભારથ જેકો શાભલે ॥ તેહના પાંચ પાતીક પરજલે ॥ ૭૫ ॥
જેકો શાભલે નર ને નાર ॥ તે પૂનરપે ન પામે શંશાર ॥ ૭૬ ॥
કેહે નાકર માહારી બુધ રેખ ॥ શાંભલજો વલી કહુ વીશેખ ॥ ૭૭ ॥
॥ કડવાં ૪૧ ॥

ઇતી શ્રી ગદાપરવ શંપૂરણ સૂભ ભવતુ ॥ કલાણમસ્તૂ ॥ શ્રીરસ્તૂ ॥

**વિષયાદિઃ**-૧ કવિએ શ્રી મહાભારતના ગદાપર્વનો સાર આમાં ઉતારેલો છે આરંભના ઉલ્લેખથી સમજાય છે કે, નાકરે, સભા અને પછી વનપર્વમાં રચેલું અને પછી વિરાટપર્વ અને તે પછી ભીષ્મપર્વ, દ્રોણપર્વ, કર્ણપર્વ, આદિ પર્વો છોડી દઇને ગદાપર્વ લખેલું છે.

૨ કડવાં ૪૧ છે. રાગ અને કડવાંથી પદબંધ બાંધેલો છે; ચાલ કે ઢાલ, ઉથલો કે વલણ જણાતાં નથી.

**વિશેષઃ**-૧ આ પર્વ છપાયલું નથી. પ્રતિ જીર્ણ અને જુની છે. પહેલાં ૨૧ પાનાં નથી અને આ આખ્યાનનાં બે કડવાં તથા ત્રીજાની ૧૯ કડી પડેલી છે. તેમ ૨૩-૨૪-૨૫-૨૬ પાનાં એટલે ચોથું કડવું અડધું, ૫-૬-૭-૮-૯-૧૦-૧૧ અને ૧૨ મું અડધું કડવું નથી. નડીયાદ ડાહીલક્ષ્મી પુસ્તકશાળામાં આની એક અખંડ પ્રતિ છે.

૨ આ કવિતા સભાપર્વ અને વિરાટપર્વ સંબંધી તેમ જ કવિની ઓળખ આદિ માટે જુઓ અં. ૫૯-૭૫ વિશેષ (પાનાં ૪૮-૪૭) તથા અં. ૬૪-૬૯ (પાનાં ૬૦-૬૧).

## અં. ૬૬–ખ–અશ્વમેધ(યુવનાશ્વ)ની કથા–વિષ્ણુદાસ–

## (ર. સં. )–(લિ. સં. )–(પૃ. ૪૭–૫૮)

આરંભઃ–શ્રીગણેશાએ નમઃ ॥ શ્રીસરદાએ નમઃ ॥ આથ આસ્વમેધની કથા લપી છે ॥ જોવનાસ્વનૂ આષાંન ॥

રાગ રામગ્રીઃ–

પ્રથમે પ્રણમૂ સીધબુધ કંથજી ॥ અધ દૂરમતીનો આંણો અંતજી ॥
વીઘંન વીનાસંન જે જસવંતજી ॥ પૂરો માહારા મંનના મનોરથજી ॥ ૨ ॥

ઢાલ–મનોરથ માહારા મંનના અસ્વમેધ પૂરો આજ ॥
સુભ કારજ તુજ સમરીએ ॥ સ્વાંમી તે સી ગુણરાજ ॥ ૩ ॥
માહામંદથી હું નવ વીહૂ ॥ મૂક્ષ સુભ અક્ષર ગુણવાંણુ ॥
ગૌરીનંદન ગજવદંન ॥ મુઝ શીશ મેહેલો પાંણુ ॥ ૪ ॥

... ... ... ...

અસ્વમેધ તણી કથા કહુ ગાવા મંન ઓલાસ ॥
તૂ કીપા મુઝને કરઝે શહી કર જોડી કેહે વીષ્ણુદાસ ॥ ૮ ॥
માહરા શ્રી ગુરુને ચરણે નમી હરીભટને લાગુ પાએ ॥
જે થકી સુભ મતી પાંમીએ દૂરમ(ત) પલાએ ॥ ૯ ॥

અન્તઃ–રાગ પ્રભાતીઃ–

તે હું તુઝને કહુ ઊપાએ ॥ જૈમુની કેહે જનમેજે રાએ ॥ ૧૩ ॥
અશ્વ એણી પેરે આણે સહી ॥ તે કથા મેં તૂઝને કહી ॥ ૧૪ ॥
જોવનાસ્વનું એ આખાંન ॥ કથા અનોપાંમ પરમ નીધાંત ॥૧૫॥
પણુ અરથ જૂગત કેહેતાં નવ બહું ॥ હવે રાગ મરઝાદા કહુ ॥૧૬॥
રાંમગ્રી, કેદારો શહી નર, મેવાડો ને મહલાર ॥
ગોડી શાંમેરી અતીશાર ॥ ૧૭ ॥
વરાત ને વલી આશાવરી ॥ વેરાડી જૂગતે વીસ્તારી ॥
ધવલ ધંનાશી શોભા ઘણી ॥ આંદોલશ બાબા અને મારુણી ॥
કાહાલેરો, ધંન્યાશી, વલી ॥ શોરઠી બહુ ગુણે આગલી ॥
દેશાખ ને પ્રભાતી શહી ॥ વીશ રાગ મરઝાદા કરી ॥
ત્રેવીસ કડવાં કેહેવાએ ॥ પદ ત્રણશેહે શતર થાએ ॥
જેકો શાંભલે નરને નાર ॥ તેહેતુ વાઝ્યુ પૂરે મોરાર ॥
ગાતં મંન ઉપજે આંનદ ॥ અવીચલ પદ આપે ગોવંદ ॥

અણુજાંણે કીધે અભાશ ॥ બેહુ કરજોડી કેહે વીસ્નુદાશ ॥૨૬॥

કડવાં ૨૭ ॥

ઇતી શ્રી જોવનાશ્વની કથા શંપુરણ શમાપત ॥ પદ ઝમને ૩૯૮ ॥

**વિષયાદિ:**–૧ યૌવનાશ્વ રાજાનું આખ્યાન જૈમિનીકૃત અશ્વમેધના આધારે કવિ વિષ્ણુદાસે રચેલું છે. મહાભારતના યુદ્ધમાં થયલી હિંસાથી મુક્ત થવા માટે અશ્વમેધ યજ્ઞ આરંભવાની સૂચના શ્રી વ્યાસ તરફથી મળતાં, પાંડવોના પૂર્વજ યૌવનાશ્વે કરેલા અશ્વમેધ યજ્ઞનું વર્ણન આમાં આપેલું છે.

૨. કડવાં ૨૭ છે રાગ, ઢાલ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે. જો કે વચ્ચે વચ્ચે 'ઉથલો' જણાતો નથી.

૩ કવિ કેહે છે તેમ રાગ વીસ અને કડીઓ ૩૧૭ થી પદબંધ એણે બાંધેલો, પણ પાછળથી કડીઓ વધી ૩૯૮ થયલી છે એમ લહીઆનું લેખન સૂચવે છે. કવિએ જૈમિનીકૃત અશ્વમેધ બહુધા આખુંએ ગુજરાતીમાં ઉતારેલું જણાય છે.

**વિશેષ:**–૧. આ આખ્યાન છપાયું નથી. પ્રતિ જૂની છે, ગુજરાતી લિપિએ લખાયલી છે. જો કે 'ક' આદિ અક્ષરોનો મરોડ બાલબોધ લિપિનો છે. વચ્ચે પાના ૫૧ માનો પાછલો ભાગ બીજી કલમે લખાયલો જણાય છે, ૫૨ મું પાનું અર્ધું ફાટી ગયુ છે.

૨. કવિ વિષ્ણુદાસ ખંભાતનો વડનગરો નાગર છે. તેનો ગુરુ હરિભટ છે, એમ તેણે (ઉપર ૯ મી કડીમાં જણાવેલું છે.) આ નામાવલિમાં તેના બીજા ગ્રન્થો આવેલા છે. જુઓ અં. ૫૨-ઘ, અં, ૫૩-ગ, અં. ૫૪-ખ, ચન્દ્રહાસાખ્યાન અને ૫૨ ઠ. હરિશ્ચન્દ્ર પુરી.

---

## અં. ૬૬–ગ–ભીમહાસ્યની કથા–વિષ્ણુદાસ–(ર. સં. (લિ. સં. ); (પૃ. ૫૮–૬૫)

**આરંભ:**–શ્રીગણેશશાએ નમ: ॥ અથ શ્રીભીમહાશની કથા લખી છે ॥

રાગ કેદારો:–સ્તવંન કરૂ શ્રીગૂણરાએ ॥ પ્રેમ શહીત લાગૂ પાએ ॥

જેમ જાએ અવીદ્યા માહારી રે ॥ ૧ ॥

લંબોદર લીલાધારી ॥ શી શોભા મણુવૂ તાહારી ॥

સૂખકારી આપો સૂમત કીપા કરી રે ॥ ૨ ॥

ઢાલ:–કીપા કરીને મૂને શુભ મતી આપો ॥ એ એ અરજ વીશ્વાસ ॥

વીધનહરણ ગૂણ વીર વીનાએક વાંછીત ફલ દાતાર ॥ ૩ ॥

... ... ... ...

જૂગ ધાત્રી જીવાગ્ર વશી ઝડ ઝાડ જૂગત જંન જાંણી ॥

વીસ્નૂદાસ વંદી પદ પાવંન વંછે અવીચલ વાંણી ॥ ૧૦ ॥

હેતવંત હરીભટ જે શ્રીગુરુ શકલ આપદા હરણ ॥

કથા તણો પ્રારંભ જ કીધો ॥ પ્રણુમી તેહેનાં ચરણ ॥ ૧૧ ॥

(કડવું ૧ લું)

અન્ત:-રાગ ધવલધંનાશ્રીઃ-

જૈમુન વાંણી ઓચરે ॥ રાએ જંનમેજેએ અવીધારજી ॥

... ... ... ...

રાએ જોધ શરત્ર આગલા રક્ષા જગ્ત વીખે તોખારજી ॥
શુભટ જોધ શમી પરહરે તેહેનો ન લહુ પારજી ॥ ૧૮ ॥
ચોહોદશ ઊભાં અશ્ત્ર નીહાલે હરખે હૈઇડા માહિજી ॥
તેણે શમે તે અનુશાલવ દાંનવ આવ્યો તાંહેજી ॥ ૧૯ ॥
જૈમૂની કેહે તે અનુશાલવ અશ્વ હરીને જાશેજી ॥
તે દૈત શાથે પાંડવને જુધ ઘણેરૂં થાશેજી ॥ ૨૦ ॥
પાંડવને ઘેર હરી આવ્યાનો તુઝને કોહો ઉપાએજી ॥
એહે કથા અહીંથી રહી રે શુણ જનમેજે રાએજી ॥ ૨૧ ॥
એકમનાં જે શાંભલે તેહેની પોચે આસજી ॥
તેહેને કીષ્ણજી કીપા કરે કર જોડી કેહે વીશનુદાશજી ॥ ૨૨ ॥
પદ ૨૫૮ ॥ કડવાં ૧૦ ॥

ઇતી શ્રી ભીમહાશ શંપૂરણ ॥ શમાપતં ॥ કલાંણમસ્તુ ॥ શ્રીરસ્તુ ॥ ॥

**વિષયાદિ**-૧. યુધિષ્ઠિર રાજા વ્યાસની આજ્ઞા લઈ અશ્વમેધ યજ્ઞ આરંભવાનો વિચાર કરી, શ્રીકૃષ્ણને તેડવા ભીમને મોકલે છે, અને તેમને તથા યાદવ સ્રીઓ આદિને દ્વારાવતીથી સાથે આણતાં રસ્તામાં કૃષ્ણની માયાઘટનાનો અદ્ભુત પ્રકાર ભીમની નજરે પડે છે, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે.

૨. **જૈમિની** અશ્વમેધના આધારે આ આખ્યાન કવિએ બાંધેલું છે.

૩ કડવાં ૧૦ છે રાગ, ઢાલ અને ઊથલાથી પદબંધ બાંધેલો છે. કડી ૨૫૮ હોવાનું લહીઓ જણાવે છે. કવિએ પોતાની રીતિએ રાગ, પદબંધ સખ્યા આદિનો કોઈ નિર્દેશ કરેલો નથી.

૪. ઉપલા **અં. ૬૮-ખ** ના અનુસંધાનમાં આ આખ્યાન છે. વિશેષ માટે જુઓ ઉપર **અં. ૬૮-ખ** નો **વિશેષ.**

**વિશેષઃ**-આ આખ્યાન છપાયું નથી. ગુજરાતી લિપિએ લખાયલું છે, છતાં કેટલાક અક્ષરોનો મરોડ બાલબોધ લિપિનો છે.

---

## અં. ૬૬-ઘ-અનુશાલ્વનું આખ્યાન-વિષ્ણુદાસ-(ર. સં. )-(લિ. સં. )-(પૃ. ૬૫-૬૯)

**આરંભ:**-શ્રીરાંમજી શત છે ॥ શ્રીગણેશાએ નમઃ ॥ આક્ષાંન અનુશાલ્વનુ ॥
રાગ રામગ્રી:-પ્રંથમે પ્રણમૂ ગણપતી રાએજી ॥ પારવતીસૂત લાગૂ પાએજી ॥
હંશવાહની સરસ્વતી માએજી ॥ અંબે મુઝને કરો કીપાએજી ॥ ૧ ॥

ઢાલ–કીપા મુઝને કરો અંબે માગૂં હું એહ માંન ॥
તારી કીપાએ કરી કહૂ અનૂશાલવનુ આખાંન ॥ ૨ ॥
શારદા માતા પુરજે માહારા તે મનની આશ ॥
તુ કીપા મુઝ કરજે સહી કર જોડી કેહે વીરનૂદાશ ॥ ૩ ॥
જૈમૂંન વાંણી ઓચરે તૂ જેનમેજે અવીધાર ॥
પાંડવ જગ્ન આરંભીયો હસ્તીનાપૂર મોઝાર ॥ ૪ ॥
(કડવું ૧ લું)

અન્તઃ–રાગ દેશાખઃ–

જૈમૂંન વાંણી ઓચરે ॥ શાંભલ શા સૂરાએ ॥
અનૂશાલવના આક્ષાંનનો તુઝને કહો મહીમાએ ॥ ૯ ॥
શ્રીકીસ્ન કેરી કીપાથી હવે પામીયો મહીપાલ ॥
વલી મૂકાવો શહી તે કીપા શ્રીગોપાલ ॥ ૧૦ ॥
એકાદશ કડવાં થયાં ॥ ઊલાશ પામૂં નંન ॥
નવ રાગ રંગ તેહમાં પદ શત એક પંચાવન ॥ ૧૧ ॥
એકમનાં જે શાંભલે ॥ ગૂણ ગાએ પ્રેમે કરી ॥
વીરનૂદાસ કેહે તેહેનાં જનમનાં માહાપાપ છોડે શ્રીહરી ॥ ૧૨ ॥
(કડવાં ૧૧)

વિષયાદિ–૧. અશ્વમેધ યજ્ઞ આરંભવા અગાઉ યજ્ઞના અશ્વને અનુશાલ્વ દૈત્ય, પોતાના ભાઈ શાલ્વને યુધિષ્ઠિરે મહાભારતના યુદ્ધમાં માર્યાના વૈરનો બદલો લેવા અશ્વ ઉપાડી જાય છે અને શ્રીકૃષ્ણની કૃપાથી તે પાછો અર્જુનાદિને પ્રાપ્ત થાય છે, એ પ્રસંગ આ આખ્યાનમાં વર્ણવેલો છે.

૨. જૈમિની કૃતઅશ્વમેધના આધારે આ આખ્યાન કવિએ રચેલું છે.

૩. કડવાં ૧૧ છે. નવ રાગ અને ૧૫૫ પદ છે. પદ, રાગ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે. જો કે વચ્ચે વચ્ચે ઉથલો જણાતો નથી.

૪. લહીઆએ પદસંખ્યા નોંધેલી નથી.

વિશેષઃ–આ આખ્યાન છપાયું નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખાયલી છે, કેટલાક અક્ષરોનો મરોડ બાલબોધ લિપિનો છે.

---

## અં. ૬૬–૭–અશ્વપ્રયાણ–વિષ્ણુદાસ–(ર. સં. )–(લિ. સં. )–પૃ. ૬૯–૭૧

આરંભઃ–શ્રીગણેશાએ ન્મા ॥
રાગ કેદારો ॥ જૈમૂંન રૂક્ષ વાંણી એણી પેરે કેહે । જનમેજે શંવણે ધરે ॥
અધ દેહેવા એક વાર્તા જેહેનાં શુંણે રે ॥ ૧ ॥

અનૂશાલવ ક્રીતો સહી ॥ તેહ કથા તૂઝને કહી ॥
ગ્રહી ઘોડો લાવા પોતા તણો રે ॥ ૨ ॥
ઢાલ ॥ ગ્રહી ઘોડો મંદીરમાં લાવા આનંદ અંગ ન માએ ॥
જેજેકાર હવો હસ્તીનાપૂર ॥ શુંણુ જંનમેજેરાએ ॥ ૩ ॥
(કડવું ૧ લું.)

અન્તઃ-રાગ ગોડી ॥

કૃષ્ણ જુધીસ્ટર પાછા વલા । સૂભટ વીર હએ સાથે વલા ॥ ૨૨ ॥
જેમૂંની કેહે જંનમેજે રાએ ॥ હસ્તીનાપૂરથો હશે હવે ઝાએ ॥ ૨૩ ॥
માહીષ્મતી નગરી છે ઝાહે ॥ પ્રથમ અસ્વ પોહોતો થયો તાંહે ॥ ૨૪ ॥
જેણી પેરે ઝગન આરંભો સહી ॥ તેહ કથા મેં તૂઝને કહી ॥ ૨૫ ॥
પારથને તો મંન ઉલાશ ॥ બેલૂ કરજોડી કેહે વીસ્નૂદાશ ॥ ૨૬ ॥
કડવાં ॥ ૨ ॥

શંપૂરણ ॥ શમાપત ॥ કલાણમશતૂ ॥

**વિષયાદિઃ**—અશ્વમેધ યજ્ઞનો આરંભ કરી યુધિષ્ઠિર અર્જુન આદિને અશ્વ સાથે પ્રયાણ કરવા યોગ્ય સૂચનાઓ સાથે આજ્ઞા કરે છે, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે.

કડવાં ૨ છે. રાગ, ઢાલ અને 'હથલા'થી પદબંધ બંધાયલો છે. આમાં પદસંખ્યા આદિનો નિર્દેશ કાયએ કર્યો નથી.

**વિશેષઃ**-આ આખ્યાન છપાયલું નથી. જૈમિનીકૃત અશ્વમેધનું જ આ પ્રકરણ છે. ગુજરાતી લિપિએ લખાયલું છે.

---

## અંક ૬૬–ચ-નીલધ્વજનું આખ્યાન-વિષ્ણુદાસ-(ર. સં. )-(લિ. સં. )-પૃ. ૭૦-૭૫

**આરંભઃ**-શ્રીગણેશ શાએ નમા ॥ આખાંન લીલધ્વઝનૂ ॥
રાગ કેદારો ॥ પ્રથમે શંભૂસૂતને ધાએ ॥ ચરણકમલે ચીત લાઇએ ॥
ગાઇએ ગૂંણ જૂગત આદર કરી રે ॥ ૧ ॥
બ્રંમસૂંતા માએ શરસ્તી ॥ શેવે નરમૂંની ઝતી ॥
મુઝ મતી આપો માત દયા કરી રે ॥ ૨ ॥
ઢાલ ॥ દઆ કરી મૂઝને મત આપો પૂરો મંનની આશ ॥
વાંણી વીખે વશઝો ઝગદંબા કેહે શેવક કવી વિસ્નૂદાસ ॥ ૩ ॥
... ... ... ...
પ્રથમ અશ્વ કોણ રાએ બાંધો ॥ કવણ નગર ગયો તેહ
કીપા કરી મૂંને કોહો રૂખી જેમૂંન પૂછૂં છૂં એહ ॥ ૬ ॥

અન્તઃ-(દેશાખ)

નીલધ્વજ રાજા તણું ઉતંમ આખાંન એહ ॥
જેમૂંન કેહે રાએ જંનમેજને કહૂં તૂઝને તેહ ॥ ૨ ॥
રાગ નવ કડવાં એકાદશ સૂખદાએક પરંમ નીધાંન ॥
એકશો બારોટ પદ વીએ મે કહૂં આખાંન ॥
ઉથલો ॥ આખાંન ઉતંમ જે કથા નરનાર જે રાવણે ધરે ॥
વીરનૂદાશ કેહે તે સરવને ક્રીસ્નદેવ ક્રીપા કરે ॥
શંપૂરણ ઇતીશ્રી નીલધ્વજનૂં શંપૂરણ પદ ૧૮૧ કડવાં ૧ ॥

**વિષયાદિઃ**-અશ્વમેધ ચાલુ થતા અશ્વને તેના પ્રયાણમાં પ્રથમ માહિષ્મતીના નીલધ્વજ રાજાએ રોકતાં અર્જુન તેને યુદ્ધ કરી હરાવે છે, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે. કડવાં ૧૧ છે. નવ રાગ છે અને ૧૬૨ પદ છે. જૈમિનીકૃત અશ્વમેધનું જ આ ચાલુ પ્રકરણ છે

**વિશેષ**-આ આખ્યાન પ્રકટ થયલું નથી. ગુજરાતી લિપિએ લખાયલું છે.

---

## અં. ૬૬-૭-ચંડીનૂં આખ્યાન-વિષ્ણુદાસ-(ર. સં. );

પૃ. ૭૫-૭૮

**આરંભઃ**-શ્રી ગણેશાએ નમ ॥ આખાંન ચંડીનૂ ॥

રાગ કેદારો ॥ પ્રથમે પ્રણમૂ ગજમૂખ સ્વાંમી ત હરો દારુણ દુઃખ ॥
માહા સૂખ આપો મૂંને અતી ઘણૂં રે ॥ ૧ ॥
બ્રંમસૂતાં શરસ્વતી માએ કરજોડી લાગુ પાએ ॥
જેમ થાએ ચરીત્ર નાર ચંડી તણૂં રે ॥ ૨ ॥
ઢાલ ॥ ચંડી કેરૂં ચરીત્ર કહૂં મા પૂરો મંનની આશ ॥
મૂઝને દયા કરો જુગદબે કેહે શેવક વીરનૂદાશ ॥ ૩ ॥
જૈમુન રખી વાંણી એમ બોલા । શૂંણુ જંનમેજે રાએ ॥
મહીખમતીથી હએ વર મેહેલો । શરસે પૂઠે પલાએ ॥ ॥૪॥
તાંહાંસ્થકો ક્રાંધાસલ ઉપેર ચાલો તે તોખાર ॥
તાંહાં પ્રોઢ શલા સંધાતે ઘશવા લાગો શારોધાર ॥ ૫ ॥
તે શલા શંધાતે બંધ થયો રે । પાંડવનો હએ જેહ ॥
તોર પારથા મંન માંહે વીમાશે । કારજ કહે શૂં એહ ॥ ૬ ॥

**અન્તઃ**-(દેશાખ) જૈમૂન રખી વાંણી વદે ॥ શાંભલ જંનમેજે રાએ ॥
એ ચંડીના આખ્યાંનનો ॥ તૂઝને કહો ઉપાએ ॥ ૧૫ ॥

તાંહાં સ્યકો હએ વર મેહેલીઓ શરવ શેન પૂઠે પલાએ ॥
ચંપાપૂર વીખે ઝશી હુંશકેત જાંહાંનો રાએ ॥ ૧૬ ॥
શંખેપ માત્ર કથા કહી ॥ આધો નથી વીસ્તાર ॥
રાગ કડવા અસ્ટ પદ એક સો ઉપેર ચાર ॥ ૧૭ ॥
ઉથલો ॥ એકસો પર ચાર પદ જે ગાએ સૂંણે આદર કરી ॥
વિસ્નૂદાશ કેહે તેના જંનમ કેરા પાપ છોડે શ્રી હરી ॥૧૮॥
કડવાં ૮

પદ ૧૬૪ ચંઠીનૂ આખાંન શંપૂરણ ॥ કલ્યાંણમશતૂ ॥ શુભવશતૂ ॥

**વિષયાદિ**–એક અવળ ચંડી બ્રાહ્મણી ઋષિપતિની આજ્ઞા વિરુદ્ધ જ વર્તન કરતી હતી, તેને શિલા થઇને રણમાં પડવાનો શ્રાપ લાગ્યો હતો. તેને અર્જુનને હાથે ઉદ્ધાર થવાને અનુગ્રહ થયો હતો. તેથી આ શિલારૂપ અવળચંડીએ અર્જુનના અશ્વને રૂંધ્યો અને તેનો ઉદ્ધાર થયો; આ પ્રસંગ આમાં વર્ણવેલો છે. અશ્વમેધ પર્વનો જ આગળ ચાલતો આ પ્રસંગ જૈમિનીના ગ્રંથને આધારે બાંધેલો છે.

કડવાં ૮ છે. રાગ ૮ અને પદ ૧૦૮ છે રાગ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે.

**વિશેષ**–આખ્યાન છપાયું નથી. પ્રતિમાં ૭૪ મા પાના ઉપર વચ્ચે પડત બે લીટી બીજી કલમે લખાયલી છે. પ્રતિની લિપિ ગુજરાતી છે.

## અં. ૬૬–જ–સુધન્વાનું આખ્યાન–નાકર–(ર. સં. ); (લિ. સં. )–પૃ. ૭૮–૭૭

**આરંભ:**–આખાંન સૂધવાનૂં લખૂં છે શ્રીગણેશ શાહે નમઃ ॥
શ્રી રાગ કેદારો–રાએ જંનમેજે પ્રશ્ન કરે રે ॥ તાં તૂં રુખી છે પ્રૌઢ ॥
જૈમુનીની કથા સાંભળતાં ॥ હૂં થયો દીગમોઢ ॥ ૧ ॥
માહારે પૂરવજે સૂર રાજ કીધૂ ॥ અશ્વમેધ તાં ઝાગ ॥
એકોતરશો કૂલ ઓધારા ॥ હૂં મોરો શોભાગ ॥ ૨ ॥
મહીખમતીથી અશ્વ મૂકાવો તે નીલધ્વજ કરો પ્રાજે ॥
અરજુનને રથ ક્રીશ્ન શારથી ॥ જે કરે તે છાજે ॥ ૩ ॥
તાંહાં થકો તે તૂરી મૂકાવો ॥ આવો ચંપકપૂર દેશ ॥
તે દેશનો રાજા કેહેવો તે કહીએ ॥ સાંભળતાં નીશ્પાપ જ થાશે ॥૪॥
(કડવું ૧ લું)

**અન્ત:**–શંતવંતી રલીઆત થે ॥ ધંનધંન માહારી કૂખ ॥
પૂત્ર એહવા પ્રશવા ॥ જે દૂર પલાઆં દૂખ ॥ ૧૦ ॥
એકોતેર કૂલ ઓધરાં ॥ તે માહાવ ઉપરે મંન ॥
માહારે મંન જે એક હતૂં ॥ તેહવા પાપી તંન ॥ ૧૧ ॥

ભગતવછલ ભુધરા ॥ ભગ્ત કેરો તાત ॥
કવલ આ રલીઆત થૈ ॥ ધંન ધંન માહારા ભ્રાત ॥ ૧૨ ॥
પ્રભાતવતી આનંદ પામી ॥ ધંન મુઝ અવતાર ॥
વચંન માહારું પાલઉ ॥ સ્વાંમી ઉતારા પાર ॥ ૧૩ ॥
જેમૂનીકૃત ભારથ કથા ॥ જંનમેજેશંવાદ ॥
પૂરાંણ પૂરણે જે કહ્યૂ તે ॥ તેં ગ્રહું ઓલાશ ॥ ૧૪ ॥
એકમંના જે કો એ સાંભલે ॥ જેહ તાંહાં નર ને નાર ॥
કવી જંન વાણી આચરે ॥ તેહ તાં પામે પાર ॥ ૧૫ ॥
જેમૂનીકૃત એ કથા ॥ તે ગાએ મંન ઓલાશ ॥
કેહે નાકર મેં મરણુરી ॥ આનદે અતીહાશ ॥ ૧૬ ॥
(કડવાં ૨૭)

ઇતી શ્રી આખાંન સુધનવાનૂં શપૂરણ શંમાપત ॥ શ્રી ક્રીસન ક્રીપાના થકીએ એ લખૂ આખાંન ॥ કડવા શતાવીશ પદ છશે ને છએ રાગ ચૌદ ॥ સંવત ૧૮૦૨ ના ભાદરવા વદી ૧૧ ને વાર રવીએ શંપૂરણુ લખૂ છે ભારુડી મધે પા. મીઠા જોગીએ લખૂ છે લખનારો ઘણું મૂરખ છે કેવી મત હૂતી તેવૂ લખૂ છે લખનારને દોશ દેશો મો ॥ ખરું ખોટુ જોઇને વાંચજો ॥ પા. મીઠા જોગીનો ચોપડો છે જે વાંચવા લેઈ જાએ ને ઓલવે તેહને શ્રીપરમેશ્વર પૂછે શહી ॥

**વિષયાદિઃ**–૧ અર્જુનના અશ્વમેધના અશ્વને રોકવાથી સુધન્વાના પિતા અને સુધન્વા સાથે યુદ્ધ મચ્યાનો અને બન્નેય કૃષ્ણભક્ત હોવાથી અર્જુનને અતિશય સંકટ વેઠયા પછી કૃષ્ણકૃપાથી જ વિજય મળ્યાનો પ્રસંગ આ આખ્યાનમા વર્ણવેલો છે. જૈમિનીકૃત અશ્વમેધના આધારે આ આખ્યાન રચાયલુ છે.

૨ કડવા ૨૭ છે. રાગ, ઢાલ અને ઉથલાથી પદબંધ બંધાયલો છે ઇતિશ્રીમાં ચૌદ રાગ અને ૬૦૬ પદ હોવાનું જણાવેલુ છે.

**વિશેષ.**–૧ આ આખ્યાન છપાયલુ નથી પ્રતિ ગુજરાતી લિપિએ પટેલના હાથે લખાયલી છે

૨ અહીં નોંધવા યોગ્ય બાબત એ છે કે આ આખા ચોપડામાં અશ્વમેધનું વ્યાખ્યાન હોવાથી અને વિષ્ણુદાસવાળું સુધન્વાનું આખ્યાન અહીં માસ થવાથી કવિ નાકરનું આખ્યાન આમા દાખલ કરેલું છે

---

## અં. ૬૬–ઝ–ભીખણ પ્રેમલાનું આખ્યાન–સુકુંદ–

(ર. સં. ૧૬૮૧),–(લિ. સં. )–પૃ. ૯૮–૧૦૨.

**આરંભઃ**–શ્રી ગણેશશાહે નમો ॥ અથ આખાંન ભીખણ પ્રેમલાનૂં લખૂ છે ॥

રાગ કેદારો ॥ ગીરીતંનઆ ગજમૂખના સેવકના ટાલો દુખ ॥
અતી સુખ આપો શૂભ સ્વાંમી શ્રી રે ॥ ૧ ॥

લખ લાભ બે તેમ તન ॥ સુધ બુધ અત પાવન ॥
અનુહીન ધાંતાં અધઝડ વાંમીએ રે ॥ ૨ ॥
કર ફરશી મોદીક આહાર ॥ શીર શેવંત્રાંનો ભાર ॥
ઝમકાર ઝરણે ધુરંધરી અતી ઘણી રે ॥ ૩ ॥
મોક્ષક વાહન દુદાલ ॥ એકદંત સુંઢાલ ॥
હું બાલ કહું સ્તુત તેહ તણી રે ॥ ૪ ॥

ઢાલ ॥ કરૂં સ્તુત પણ મંદ મતી માહરી શીઘ્રે કરે તું શાર ॥
કચીત્ર માત્ર કથા પાંડવની અશ્વમેધ મુઝાર ॥ ૫ ॥
શંકરનંદન પથમે પ્રણમુ ॥ માગું વર વીખાત ॥
જૂગમ કથા કેહેવાને ઇછું ॥ મુઝ શીર દેજો હાથ ॥ ૬ ॥
એક પ્રેમલો ને બીજો ભીખણ ॥ રાખશ જેહ ॥
ભર જુગદીશ તણી કરૂણાએ ॥ કહું વીસ્તારી તેહ ॥ ૭ ॥
ગૂરુ સુભટ મોહન છે ॥ માહારે તેહને કરૂં પ્રણામ
જેહ તણી કીપાએ કરી ॥ માહારા મનની પોહોચે હામ ॥૮॥

(કડવું ૧ લું)

(દેશાખ) શોપી રાઝ પછે નીઝ પૂર કેરૂ બહુ ધંન લીધું હાથ ॥
અનેક મણી માણેક લેઈ ચાલી ॥ ગજ રથ હેએ બહુ હાથ ॥ ૬ ॥
હવે તાહા રથકો તે અશ્વ ચાલશે ॥ વીખમે દશ જાંહાં શોએ ॥
ભીખણ રાખશ તણી કથા ॥ બૂધમાને બોલીશ શોએ ॥ ૭ ॥
ત્રણ કોટી રાખશ તે પૂરમાં પ્રરાક્રમનો નહી પાર ॥
ઉર આઉધે રાખીશી ॥ વઢી તેહ તણી કહુ વીસ્તાર ॥ ૮ ॥

ઉથલો ॥ તેહ તણો કહું વીસ્તાર ॥ એમ જૈમૂન રૂખી બોલા શહી ॥
કરો જોડી દાશ મુકુંદ કહે એ કથા પરીપૂરણ થઇ ॥ ૯ ॥

કડવું ૭ ॥

અન્તઃ-(દેશાખ)

જૈમૂન વાંણી ઓચરે ॥ રાએ કહુ તુઝને બેહ ॥
એ કથા બેહુ પૂરંણ થઈ ॥ ભીખણ પ્રેમલા જેહ ॥ ૨૧ ॥
અહીથો હએ ઝાશે શહી ॥ મણીપૂર નગર મોઝાર ॥
તાહા રાજ બ્રભૂવાંહન કરે ॥ તે કહીશ શહૂ વીસ્તાર ૨૨ ॥

શંવત શોલ એકાદશીએ ॥ ઉતમ કારતક માશ ॥
ત્રયોદશી દીન પુરણ કરી એ કથા મન ઉલાશ ॥ ૨૩ ॥
રાગ ને કડવા એકાદશ ॥ પદ પુરણ બેશ વીસ્તાર ॥
એ કથા બેહૂ પૂરંણ સાંભલે નર ને નાર ॥ ૨૪ ॥
ઉથલો ॥ શાંભલે જે નર ને નાર તે ન અવતરે ભ્રભવાશ ॥
શ્રી ગુરૂચરંણ પ્રતાપથી ॥ કેહે મૂકુંન કવીનો દાશ ॥ ૨૫ ॥
કડવા ૧૧ ॥

ઇતીશ્રી ભીખંણ પ્રેમલાનૂ આખાંણુ શંપુરણ ॥ શંમાપત ॥ પદ ક્રેમલે ૧૮૨

વિષયાદિ-૧. અર્જુનનો અશ્વ એક સરોવરમાં પાણી પીતાં અશ્વિની થઇ ગયો અને બીજા સરોવરમાં પાણી પીતાં 'વાઘ' થયાથી, કૃષ્ણના પ્રતાપે, એક સરોવરના શાપિત રાક્ષસ ભીખણને અને બીજા સરોવરની પ્રેમલા રાક્ષસીને મુક્ત કરી અશ્વને તેના પૂર્વ રૂપે પહોંચાડ્યાની કથા આ આખ્યાનમાં જૈમિનીકૃત અશ્વમેધને આધારે વર્ણવેલી છે.

૨. કડવાં ૧૧ છે. રાગ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે.

વિશેષ:-૧. આ આખ્યાન છપાયલું નથી. ગુજરાતી લિપિએ પ્રતિ લખેલી છે.

૨. અં. ૬૬-ज માં જણાવ્યા પ્રમાણે વિષ્ણુદાસનું આ આખ્યાન નહીં સાંપડતાં મુકુંદ કવિએ રચેલું દાખલ કરાયલું છે.

---

## અં. ૬૬-અ-બભ્રુવાહન આખ્યાન-વિષ્ણુદાસ-(ર. સં. )-(લિ. સં. )-પૃ. ૧૦૨-૧૧૦

આરંભ:-આખાંણુ બભ્રુવાહનનૂ (લખુ) છે ॥

રાગ રામગ્રી ॥

વીઘંનહરંણ ગૂણપતી રાએ રે ॥ પાએ લાગી પેહેલા પ્રણમૂ રે ॥૧॥
બ્રંમનંદની તનયા ત્રીભોવંન ખ્યાત રે ॥ માત રે હૂ તાહારે ચરંણે નમૂ રે ॥૨॥
ઢાલ ॥ માત હૂં ચરંણે નમૂં મઆ કરોની દેવેશ ॥
શૂભ કારજ તુઝને શમરીએ ॥ ગવરી તે પૂત્ર ગણેશ ॥ ૩ ॥

... ... ... ...

હંશાશની હરખે સ્તવૂ ॥ આંણીને મંન ઓલાશ ॥
તૂ કીપા મૂઝ કરજે શાહી ॥ કરજોડી કેહે વીશનૂદાશ ॥ ૪ ॥
પ્રેમે કરી પૂજા કરૂં ॥ પ્રણમીને લાગૂં પાએ ॥
આખાંન કહૂ બભ્રૂવાંહનનૂં ॥ આપજે સુભ મતી માએ ॥

અન્ત:—( રાગ દેશાખ)

બભ્રુવાહંન રાએ તેણે શમે પામીઓ હરખ અપાર ॥
નીઝ પીતા કેરી ભગત, તે કરતો રહી નીરધાર ॥ ૧૨ ॥

પછે અસ્વ મેહેલો તાંહાં સ્થકો ॥ શરવ સેન પૂઠે પલાએ ॥
તે રતનપુર વીખે ઝશે ॥ ઝાંહાંનો મોરધ્વઝ રાએ ॥ ૧૩ ॥
તે રાએ માહા શંતવંત છે ॥ શાશીક તે અપાર ॥
તાંબ્રધ્વજસૂત તેહેનો બાંધશે એ તોખાર ॥ ૧૪ ॥

... ... ... ...

તે કથા કહીશું વીસ્તારી ॥ એમ વદે જૈમૂની ॥
એ કથા પૂરણ હવી ॥ શાહી સૂંણ પરીખતના તંન ॥ ॥ ૧૭ ॥
એકમંના જે શાંભલે ॥ આંણીને મંન ઓલાશ ॥
વૈકુંઠપદ પામે સહી, ઓધારે શ્રી અવીનાશ ॥ ૧૮ ॥
ઉથલો–ઓધારે શ્રીઅવીનાશ સ્વામી આશા પૂરે મંન તણી ॥
વીસ્નુદાશ કહે તેહેને ક્રીપા ક્રીસ્ન કરે તાં અતી ઘણી ॥૧૯॥
(કડવાં ૧૯)

ઇતીશ્રી બભ્રુવાંનનું આખાંન શંપૂરણ ॥ શંમાપત ॥ કલાંણમસ્તૂ ॥

વિષયાદિ–૧.અર્જુનનો અશ્વ ફરતો ફરતો મણીપૂર આવતાં તેના જ પુત્ર બભ્રુવાહને તેને બાંધ્યાથી પિતાપુત્ર વચ્ચે તુમુલ યુદ્ધ મચ્યાનો અને યુદ્ધમાં મરણ પામેલો અર્જુન નાગની કૃપાથી સજીવન થયાનો પ્રસંગ આ આખ્યાનમાં વર્ણવેલો છે. જૈમિનીકૃત અશ્વમેધના આધારે આ આખ્યાન રચાયલું છે.

૨. કડવાં ૧૯ છે. રાગ, ઢાલ, અને ઉથલાથી પદબંધ બાંધેલો છે.

વિશેષઃ–આ આખ્યાન છપાયલું નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખાયલી છે.

---

## અં. ૬૬–૮–મોરધ્વજનું આખ્યાન–વિષ્ણુદાસ (ર. સં. )–(લિ. સં. ૧૮૦૨)–પૃ. ૧૧૦–૧૧૯

આરંભ–આખાંન મોરધ્વજનૂં લખૂ છે ॥

રાગ રામગરી ॥ પ્રથમે પ્રણમૂ શ્રી ગૂણરાએ ॥ કારઝ માહારા મંનનૂં કરે રે ॥૧॥
સ્વાંમી એ ભગતસુત આધીન રે ॥ દીન જાણી કર શીર ધરે રે ॥૨॥
ઢાલ ॥ સ્વાંમી શીશ માહારે કર ધરે ॥ ગઝાનંન ગૂણરાએ ॥
તૂને અંમર આરાધે ઘણૂં ॥ અકલ કલો નવ ઝાએ ॥ ૩ ॥

... ... ... ...

અસ્વમેધ તણી કથા ॥ સુખદાએક અતી પાવંન ॥
રાએ જનમેજેએ તે પૂછે છે ॥ ને કેહે છે રૂખ જૈમૂંન ॥૯॥

અન્ત–(રાગ દેશાખ)

શ્રી કસ્ન અરજુંન તણી પૂજા કરી વીવીધ પ્રકાર ॥
પછે ત્રંણ દીવશ ઝ તાંહાં રહ્યાં જીવંન ઝૂગદાધાર ॥ ૮ ॥

શેવા સ્થકી સંતોષ પામા ॥ સ્વાંમી દેવાધીદેવ ॥
તથ ધીરઝપે જે તેહેનું શમરપૂં આનંદે અસ્વમેવ ॥ ૯ ॥
તાંહાં સ્થકા હએ વર મેહેલીઆ, શરવ શેન કેડેકડે થાએ ॥
સરસ્વતીપૂર ઝાશે શહી ॥ ઝાહા વીરવરમા રાએ ॥ ૧૦ ॥

... ... ... ...

એકમનાં જે શાંભલે આંણીને મન ઉલાશ ॥
ગ્રભવાશને આવે નહી ॥ ઉધારે શ્રી અવીનાશ ॥

ઉથલો-ઉધારે શ્રી અવીનાશ સ્વાંમી આશા પૂરે મંન તણી ॥
કર જોડી વીસ્નૃદાસ કેહે તેહેને દીપા દીરન કરે ઘણી ॥
કડવા ૨૪ ॥

આખાંણુ મોરધ્વજનૂં શપૂરંણુ ॥ શમત ૧૮૦૨ના ફાલગૂણ સુદી ૧૧ દીને લખી રહ્યા છે.

વિષયાદિ-૧. અર્જુનનો અશ્વ નર્મદાતટે રતનપૂર આવતાં મયુરધ્વજ રાજાના પુત્ર તામ્રધ્વજે યુદ્ધ કરી અટકાવ્યો. પરંતુ મોરધ્વજે પોતે કૃષ્ણભક્ત હોવાથી, વધુ યુદ્ધ ન કરતાં કૃષ્ણ અને અર્જુનને સંતોષ્યા, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે. જૈમિનીકૃત અશ્વમેધના આધારે આ આખ્યાન રચાયલું છે.

૨. કડવાં ૨૪ છે. રાગ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે.

વિશેષ-આ આખ્યાન છપાયું નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખાયલી છે. તેના પાના ૧૧૧ માં ૬ લીટીઓ અને ૧૧૭ માંનો વચલો ભાગ તથા ૧૧૮ મું પાનું બીજી કલમે લખાયલાં છે.

---

## અં. ૬૬-ઠ-વીરવર્માનું આખ્યાન-મુકુંદ-(ર. સં. ૧૭૪૨)-(લિ. સં. ૧૮૨૦)-પૃ. ૧૧૯-૧૩૦

આરંભ-શ્રીગણેશઃ આખાંન વીરવરમાંનૂં લખૂં છે ॥

રાગ રામગ્રરી ॥ ગજમુખ ગાઇએ પાર ન પાંમે રે, સાર શુષ આપે અતી ઘણી રે ॥
ભ્રમાની તનઆને લાગુ પાએ રે ॥ માએ હું સુ(સ્તુ)તી કરૂં તમ તણી રે ॥

ઢાલ ॥ હું કરૂં સુ(સ્તુ)તી તમ તણી, આઈ પૂરો મંનની આસ ॥
એક અસ્વમેધ તણી કથા કેહેવાને મંન ઓલાશ ॥
જગાદત વ્યાસ તણો સૂત જગદીશ જેહેનું નાંમ ॥
તેહ તણી કરૂણાએ કરી કેહેશું કથા સુખધાંમ ॥

(કડવું ૧ લું)

અન્ત-(રાગ પ્રભાતી)

વીરનભગત નર કરશી જેહ ॥ વૈકુંઠપદ પાંમશે તેહ ॥
તે માટે જનમેજે રાએ ॥ શ્રીહરીચરણ વીખે ચીત લાએ ॥ ૬ ॥
હવે અસ્વ ફતવીપૂર જશે ॥ પારથ રૂદે ચંતાતુર થશે ॥
પછે આવશે નારદ મૂન ॥ કેહેશે કથા તે હરીનો જંન ॥ ૭ ॥
ચંદ્રહાશનૂં જે આખાન ॥ અરજુન કરશે શવણે પાંન ॥ ૮ ॥
તાં હોયે તેહ કથા કેહેવાશે શોએ ॥ પ્રાંણીમાત્ર સુણજ્યો શરવ કોએ ॥ ૯ ॥
વીરણ ભગતના ગુણ સાંભલે ॥ ભણતાં ભવસાગર જીતરે ॥ ૧૦ ॥
રાગ પંદર કડવાં ખટ દશ ॥ ભણતાં સુણતાં જાશે કરટ ॥ ૧૧ ॥
હવી કથા પૂરંણ વીસ્તાર ॥ પદ ત્રણશેહે ઉપર દશ ચાર ॥
સંવત સતેરસેં બેતાળો શોએ ॥ માઘ માશ વદી ચઉદશ હોએ ॥૧૨॥
તે દીવશ હરખ પૂરંણ મન ધરી ॥ કથા એ પરીપૂરંણ કરી ॥
વાર બુધ આંણી ઓહોલાશ ॥ કવી કથા પોહોતી મંન આશ ॥ ૧૫ ॥
ગુજર ખંડ ખંભાતે વાસ ॥ કેહે મૂકંદ કવીજંનનો દાશ ॥ ૧૬ ॥
કડવાં ૧૬ ॥

પદ ૩૧૩ ॥ તરંણ શેહે ને તેર ॥ ઇતીશ્રી વીરવરમાનૂં આખ્યાંન શંમપૂરંણ લખીતાંગ ॥ શ્રી રામજી શત છે ॥ શંવત ૧૮૨૦ ના માહા વદી ૮ વાર ગુરૂએ શમાપત લખુ છે. ॥ લખતાંગ કોશલવાશી પા. નાગર ભીખાએ લખું છે–જેવી પ્રત હતી તેવી લખી છે, કાંનો માત્રની ચુક હોય તો ખોડ મો દેશો ॥ બાલકબુધે લખુ છે ॥ શ્રી શ્રીક્રશ્નજી શત છે ॥ શ્રી રાંમજી શત છે ॥ શ્રી માત ઉમઆને ચરણ નમૂ ॥

વિષયાદિ-૧. અર્જુનના રતનપુરથી નીકળેલા અશ્વને સરસ્વતી નગરના રાજા વીરવર્માએ બાન્યાથી તેની સાથે પ્રચંડ યુદ્ધ ચાલ્યાનો પ્રસંગ અહીં વર્ણવેલો છે. વીરવર્માનો જમાત્ર યમ હોવાથી તે કેવી રીતે તેની પુત્રી સાથે પરણ્યો અને તેણે યુદ્ધમાં સસરાને કેવી રીતે મદદ કરી તે પણ આમાં વર્ણવેલું છે. જૈમિનીકૃત અશ્વમેધના આધારે આ આખ્યાન રચાયલું છે.

૨. કડવાં સોળ છે. રાગથી પદબંધ બાંધેલો છે. ઢાલ કે ચાલ, વલણ કે ઉથલો આમાં નથી.

વિશેષ-૧. આ આખ્યાન પ્રકટ થયું નથી. લોકોમાં તે ઘણું જ પ્રચલિત છે. કેટલાક રોગના નિવારણ અર્થે પણ તે ખાસ ગવાય છે. આ કવિએ આખો અશ્વમેધ લખ્યો હોવાનું સમજાય છે.

૨. પ્રતિ ગુજરાતી લિપિએ લખાયલી છે. આખી પ્રતિનો લેખક તે આ આખ્યાનનો લેખક નથી, એમ કલમફેર તેમ લખાણશૈલીના ફેરથી જણાય છે. આ આખ્યાન પછીનાં ૧૦–૧૨ પાનાં કોઇએ કાપી લીધેલાં છે. તેમાં કોઇ કવિનું, કદાચ વિષ્ણુદાસનું કારણ તે વિશેષ પ્રચલિત છે, રચેલું ચંદ્રહાસ આખ્યાન હશે, એમ કથાસંદર્ભથી સમજાય છે.

## અં. ૬૬-ક-બગદાલભ્યાખ્યાન-કેશવદાસ-(ર. સં. ૧૬૮૩)-(લિ. સં. ૧૮૦૨)-પૃ. ૧૪૬-૧૫૮.

આરંભ:-શ્રી ગણેશાએ નમા ॥ આખાંન બગદાલવનૂં લખૂં છે ॥
રાગ કેદારો ॥ શીવસૂતને નાંમૂ સીશ ॥ કીરપા કરો કરૂણાધીશ ॥
સૂર ઈશ વ્યાપક તૂં શંધલે શહી રે ॥ ૧ ॥
ગ્રંથ આદે તૂને સ્તવૂં ॥ પદબંધ એક કેહેવા નવૂં ॥
જેમ કહુ જૈમૂન ભારથ મંન ગ્રહીરે ॥ ૨ ॥
ઢાલ ॥ જૈમૂન ભારથ કથા અતી ઉતંમ ગાતા પરંમ રશાલ ॥
કીપા કરી કર મસ્તક દેજો ગીરીઝા...(પરમ દઆ) આલ ॥૩॥

... ... ... ... ...

ચંદ્રહાશના નગર વીખેથી ઉભે અસ્વ તાં જાએ ॥

... ... ... ... ...

એમ કરતાં જલનિધિની તીરે ચાલો હએ વર શોએ ॥
પૂઠેથી તટની અતી શોભા શકલ વાહે(ન)ની જોએ ॥ ૧૫ ॥

... ... ... ... ...

અહવે અસ્વ ઝલનીધીમાં ચાલો શૂંણુ જનમેજેરાએ ॥
તવ પારથ ચંતાતુર હોઓ દેખીને તતખેવ ॥ ૨૦ ॥

અન્ત-(રાગ પ્રભાતી)

એ આખાંન શુણે નરનાંરી, નહી તેહને અવતાર ॥
... જનતા જે દૂખ મહા મોહ તે છૂટે નીરધાર ॥ ૩૩ ॥
ગંગા ગલકી ને નરમંદા સ્નાને જે ફલ ... અ ॥
તે ફલ એ આખાંન શૂંણે હોએ અશ્વમેધનૂં હોએ ॥ ૩૪ ॥
શંમત શોલત્રાસીઓ ઉતંમ ॥ રત્ શરદ માધંન ॥
અશ્વન વદી ત્રીતીઆ અતી પાવંન ગરૂવાશરનો દીન ॥૩૬॥
જે દીને એ પરીપૂરંણુ કીધૂ ॥ અશ્વમેધ માહા પરવ ॥
શ્રી કીસ્ન કીપાલ રૂદેમાં રાખ, મૂકો મનથી ગ્રરવ ॥૩૭॥
હવે આશ્રમવાશની પરવની કથા પાવંન કરીસૂં ઝાંણી ॥
એણી પેરે રૂખી જૈમૂન વદે તૂ સૂંણુ જંનમેજે વાણી ॥૩૮॥
કાંઈ ન્યૂનાધીક હોએ એખરમાં ક્ષીમાં કરે અવીનાશ ॥
કેશવદાશને કરૂણા આંણી રાખો ચરણુની પાશ ॥૩૯॥

કડવાં ॥૧૫॥

ઇતિશ્રી અશ્વમેધ સંપૂરંણ ॥ બગદાલવની કથા સંપૂરણ ॥ શ્રી સુભ ભવતૂ ॥ કલાણ મસ્તૂ ॥ શ્રી રામઝી શત છે શ્રી કીસ્નજી શત છે ॥ શમત ૧૮૦૨ ના આખાડ વદી ૮ ને સનીવારે સંપૂરણ લખૂ છે, લખનાર પગી મીઠા જોગીએ ભારૂડીમાં લખૂ છે સહી ॥ એક વાર શ્રી રાંમ રાંમ કોહો.

**વિષયાદિ–૧.** ચંદ્રહાસના નગરથી નીકળેલો અશ્વ સમુદ્રમાં પહોંચે છે, અને અર્જુન આદિ કૃષ્ણના પ્રતાપથી સમુદ્રમાં રથ સાથે પ્રવેશ કરી બગદાલ્ભ્ય ઋષિને પ્રસન્ન કરી અશ્વ મેળવે છે, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે. ત્યાંથી અશ્વ હસ્તિનાપુર જતાં અશ્વમેધ સમાપ્ત થયાનો ઉલ્લેખ પણ આ આખ્યાનમાં કરી કવિએ અશ્વમેધ પર્વ પૂર્ણ કર્યું છે. જૈમિનીકૃત અશ્વમેધના આધારે આ આખોએ અશ્વમેધ રચાયલો છે.

૨. કડવાં ૧૫ છે. રાગ અને ઢયલાથી પદબંધ બાંધેલો છે, જો કે વચ્ચે ઢયલો જણાતો નથી. પહેલા અને સાતમા એ બે કડવામાં જે ઢાલ છે, બાકીનાંમાં નથી.

**વિશેષ:**–આ આખ્યાન છપાયું નથી. આ કવિએ આખું મહા ભારત રચ્યું હશે એમ જણાય છે. કારણ તે અન્તની કડી ૩૮ માં આશ્રમ વાસિક પર્વ લખવાનું સૂચન કરે છે.

જેની આ પ્રતિ છે તેણે એક જ કવિનો આખોયે અશ્વમેધ નહીં મળ્યો હોય એટલે જે જે કવિનાં છૂટાં છૂટાં પર્વ મળ્યાં છે તેનાં સંગ્રહી એક માળારૂપે ક્રમસર ગોઠવી આખો સંદર્ભબદ્ધ અશ્વમેધ ગોઠવ્યો છે, એથી આ પ્રતિ અનુપમ છે, અને તે છપાવવા યોગ્ય છે. જો કે આ પ્રતિમાં લગભગ આખો અશ્વમેધ સમાઈ જાય છે, છતાં કોઈ કોઈ ત્રુટિ પડે છે ખરી; તેથી અન્ય પ્રતિઓ અશ્વમેધ સંબંધી લઈ, આખ્યાનો બરોબર શૃંખલાબદ્ધ ગોઠવી, સંશોધી છપાવાય તો એ એક ઊંજમુન અને કાર્ય થઈ પડે, એમાં રજ પણ સંશય નથી.

૩. પ્રતિ ગુજરાતી લિપિએ લખાયલી છે

---

## અં. ૬૬–૯–તારકાસુરનું આખ્યાન–કુએ(બે?)રદાસ–(ર. સં. ૧૭૧૩)–(લિ. સં. ૧૮૦૨)–પૃ. ૧૫૯–૧૮૪.

**આરંભ**–શ્રી ગણેસાએનમા ॥ શ્રી સરસ્તીએ નમા ॥ અત અખા આખાંન તારકાસૂરનૂં લખૂં છે.

રાગ ધંનાશી ॥ શ્રી શૈલ્યસૂતા તૂઝને સ્તવૂં રે ॥ ગરૂઓ શ્રીગજમૂખ ॥
સમરે સરવ સૂખ પામીએ રે ॥ વાંમીએ અધમતી દૂખ ॥૧॥
ક(મ)લભૂતંનઆ તૂને રે ॥ ઝાચૂં જોડી રે પાંણ ॥
મૂને માતાજી મયા કરી રે આપો અવીર(ચ)લ વાંણ ॥
ઢાલ ॥ અવીર(ચ)લ મત મૂને આપીએ રે તૂં બ્રમતંનયા હોએ ॥
હૂં દીન તાહારો દાશ છઉ તૂ કીપાદ્રષ્ટે જોએ ॥૨॥
માહારા શ્રી ગુરૂને ચરંણે નમૂ બાલકીસન નામૂ શીશ ॥
કહૂ કથા તારકાશૂર તંણી જે રંણે હણ્યો સૂત ઈશ ॥૩॥

એ કથા શકંદપૂરાણી છે, કુમારકા ખંડ ધંન ॥
નર નાર જે શંવણે ધરે ॥ હરીપદ લેહે પાવંન ॥૫॥

( કડવું ૧ લું.)

અન્તઃ-(પ્રભાતી)

પ્રભાતીએ શંખેપે સહી ॥ રાગ તણી મરઝાદા કહી ॥
પદ શેહેત્ર અઠાણું સાર ॥ કડવા ઓગણ ચાલીશ વીશતાર ॥૪૩॥
સંમત સતર તેરસોં સાર ॥ શાંવણ વદી ચૌદશ નીરવાણ ॥૪૪॥
બૂધવાર હતો અતી સાર ॥ તત્ર પુરંણ હવો વીસ્તાર ॥૪૫॥
શ્રી ગરચરંણક્રીપાએ કરી ॥ પાવંન કથા બોલો વીસ્તારી ॥૪૬॥
કૂમાર કથા સૂંણે નરનાર ॥ છત્રવંત તે હોએ નીરધાર ॥૪૭॥
ધની ધનેથો નર શ્રણતાં કાંન ॥ અસ્ટમા શીધ પાંમે નીદાન ॥ ૪૮ ॥
ભટ બાલકીસન પીતાંબર તન ॥ શદા મત જેહેની પાવંન ॥ ૪૯ ॥
તેહેના વંદી ચરણ પવીત્ર ॥ સ્વામી કારતેકે કીધૂ ચરીત્ર ॥ ૫૦ ॥
આગેના કવીતા માંહા પાત્ર ॥ તેહ આગલ હું કીહા માત્ર ॥ ૫૧ ॥

... ... ... ...

તે માટે વીપનવ જે હોએ ॥ મૂઝને ખોડ મ દેશો કોએ ॥ ૫૯ ॥
વળી શેખ નાગે નવ પૂરંણ થાએ ॥ તો મૂખે મે કેમ કેહેવાએ ॥ ૬૦ ॥
શકંધ પૂરંણ કથા એ શાર ॥ કૂમારકા ખંડ કરો એ વીસ્તાર ॥ ૬૧ ॥
તારકાસૂર કેરૂ આખાંન ॥ સૂણતાં ક્રીપા કરે ભગવાંન ॥ ૬૨ ॥
ભાવ ધરી ઝંન જે કો ગાએ ॥ આવાગંમનની ભ્રંમણા ઝાએ ॥ ૬૩ ॥
અ(આ)ધ(ધ)શકતે દીધો આધાર ॥ તો ગ્રંથ હૂ પાંમો પાર ॥ ૬૪ ॥
અણઝાંણે કીધો અભાશ ॥ કવીજંને કેરો કાહાવૂ દાશ ॥ ૬૫ ॥
વાશે સ્થંભતીરથ છે જેહ ॥ કવી ગ્નાત કમક કૂલ માંહે ॥ ૬૬ ॥
અણુ વ(વિ)રપૂર મધે સ્વસ્થાંન ॥ પ્રથમે શમરા શ્રીભગવાંન ॥ ૬૭ ॥
દાશ કૂઅર કેહે નામી શીશ ॥ મૂને ક્રીપા કરો જૂગદીશ ॥ ૬૮ ॥

કડવાં ૩૯ ॥

પદ ૧૧૩૦ ॥ એ કથા તારકાસૂરની શંપૂરણ થૈ છે. લખનારાને દોષં નહી. ઝેવી પ્રત હૂતી તેવી લખૂં છે. લખનારો ઘણો મૂરખ છે. બારડી વાસે પગી મીઠા જોગીએ લખૂ છે. શમત ૧૮૦૨ ના શાવંણ વદી ૧૪ ને સોમવારે સંપૂરણ લખૂ છે. શૂભ મસ્તૂ કલાંણ મશતૂ શ્રી કીશનજી શત છે. શ્રી રામચંદ શત છે.

વિષયાદિ-૧. દિતિના પુત્ર તારકાસુરે ઇન્દ્રાદિ દેવોને પીડ્યાથી હરિ તેની સાથે રણસંગ્રામ આદરે છે, છતાં તેમની હાર થતાં શંકર અને તેના પુત્ર કાર્તિક સ્વામી રણમાં તારકાસુરને હરાવે છે, એ રસભર પ્રસંગ અહીં વર્ણવેલો છે. આ આખ્યાનમાં પાર્વતી અને મહાદેવના લગ્નનો પ્રસંગ પણ લગાર વધુ વિસ્તારથી આલેખેલો છે.

૨. કડવાં ૭૯ છે. રાગ, ઢાલ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે, જો કે વચ્ચે વચ્ચે ઢાલ તેમ ઉથલો જણાતાં નથી.

વિશેષઃ-૧ આ આખ્યાન પ્રકટ થયું નથી. સ્કંદપુરાણના કૌમારક ખંડના આધારે આ કથા વર્ણવાયલી છે. પ્રતિ જૂની છે, ગુજરાતી લિપિએ લખાયલી છે.

૨. કડવાં ૭૯ છે. છેલ્લાં કડવામાં દરેક કડવા તથા રાગની વિગત ટુંકમાં દર્શાવેલી છે.

---

## અં. ૬૬-ણુ-સદાશિવ-આખ્યાન-મહાદેવસુત હરદેવ-(ર. સં. ૧૭૪૦)-(લિ. સં. ૧૮૦૪)-પૃ. ૧૮૫-૨૫૧

આરંભ-શ્રી ગણેશ સ્હાએ નમા ॥ શ્રી સરસ્તીએ નમા ॥ શ્રી શારદાએ નમા ॥ શ્રી દૂઆરકાનાથજી નમા ॥ આખાન શ્રી પૂરાંણુ લખું છે ॥ પ્રાગકતે લખૂં છે ॥ કોઈ દોશ મો દેશો ॥

રાગ રાંમગ્રી ॥

એકદંત ગજવરંણુ બીરાજે ॥ શોભીત અરૂંણુ રંગ અંગ અન છાજે ॥
કમલ કરેણુ શેવંત્રાંનો હાર ॥ અભેદાએક કરે મોદીક આહાર ॥ ૧ ॥
શકલ દૂરીત દૂખ શમે ગૂણુ ગાતાં ॥ જેહેના ઝંનક શીવગૌરી માતા ॥ ૨ ॥
ભૂત ભવીશ સત રીત શહૂ ઝાણે ॥ અગંમનીગંમ જેહેની કીત વખાંણે ॥૪॥
સૂરીવર મૂનીવર જેહેને શેવે । ગંણુપતી વિઘન ભંજંન કર હરદેવ ॥ ૫ ॥
પદ પૂરણુ ॥

... ... ... ...

(રાગ રામગ્રી) પ્રારંભ ગરુની ક્રીપાથી નીત ધરૂં તેહનૂ ધાંન ॥
સૂને રંક ઝાંણી કરો દયા ॥ રચૂં શદાશીવ આખાંન ॥૬॥
સ્કંધપૂરાંણે કથા પાવંન ॥ બ્રમોતરખંડે જેહ ॥
ચીત સ્થીર કરીને શાંભલે ॥ મનવાંછીત પામે તેહ ॥ ૭ ॥

... ... ... ... ...

નાહાના વીધી સૂખ ભોગવીને દશા રેહે શીવપૂર ગઓ ॥
વાશ વાંણી શંકંધ પૂરાણે પ્રથંમ અધો શંપૂરણુ થઓ ॥ ૭૨ ॥
વલણુ ॥ થઓ અધો પચંમ પૂરો બ્રંમોત્રર ખંડે કથા ॥
માહાદેવસૂત હરદેવ કેહે શીવભગતી કરજે શરવથા ॥૭૩॥

અન્ત:-

ધવલ ધનાશી ॥ થઓ સંવાદ સૌનક રૂષી સુતનો ॥ નીમશારણ્ય મોઝારજી ॥
ને કહો અમે પ્રાકૃતબંધે ॥ બુધી તણે અનૂસારજી ॥ ૧ ॥
પાંચે અધીક ખટદશ શત શાકે ॥ શમત શતર ચાલીશેજી ॥
કારતેગ સુદી તેરશ સોમવારે યચ્યા અધા બાવીસજી ॥૨॥
સ્કંધ પૂરાંણ બ્રમાંતર ખંડે ॥ શંકર માહાંતમ નીધાંનજી ॥
ચંદ્ર શેખર આખાંન વીસ્તાર ॥ પ્રાકૃતબંધ વીધાંનજી ॥૩॥
સાડત્રીસ કડવાં રાગ પનર ॥ તીવીધચાલ છે સારજી ॥
એકવીસ સત ઉપર પીસતાલીસ ॥ પદ સંખ્યા વીસ્તારજી ॥૪॥
પ્રથમ કડવે રાગ શાંમગ્રહી ॥ ગણુપતી સ્વસ્વતી ધાંનજી ॥
મંત્ર મહીમા છે પ્રથમ અધ્યાઓ ॥ દશાહર આખાંનજી ॥ ૫ ॥

... ... ... ...

એ રીતે પરીપૂરણુ કીધૂ ॥ ચંદ્રશેખર આખાંનજી ॥
પરમ ગુરૂ શંકરને સેવો ॥ રૂદે કમલ ધરી ધાંનજી ॥૨૮॥

... ... ... ...

ન જાણૂં ગત કવીજન કેરી ॥ પૂછી કરો વેપારજી ॥
રાગ પદબંધ કાંઈ ન જાણૂં ॥ બૂધ છે અમ્મર અપારજી ॥૩૦॥

... ... ... ...

સ્વસ્થાંને શીધપૂર કેહે કવી અહમાર ॥ જન્મ ભોમી ખંભાતજી॥
વછશ ગોત્ર પદ છઠે જાણે ॥ શેહેસ્ર ઉદીચ ગૂજરાતજી ॥૩૩॥
દેવની પોલે સોમેશર ફલીએ ॥ તાંહાં કવીપૂર ધરવાસજી ॥
દાલીદ્રભંજન શીવ કરૂણા ॥ પૂરણ કીધો એ અભાશજી ॥૩૪॥
તાપીતીર સૂરૂપુર પાવંન ॥ ગીપરામાં વાશજી ॥
શીરોશર સંગમ રહુ હવડાં ॥ માલીક કલીઆ પાશજી ॥ ૩૫ ॥
સૂભ ભ્રાતા શહદેવ, જગનેસ્વર જાગેશ્વેર સૂભ નાંમજી ॥
માતા નાંમ શ્રીકૃષ્ણજનૂની ॥ જે થૈ ગોકુલ ગાંમજી ॥ ૩૬ ॥
શૂકલ શેસ્ટીદેવ ગુરને ચરંણપ્રતાપે ॥ કવી પાંમો અભીધાંનજી ॥
માહાદેવસૂત હરદેવ પ્રભુ ॥ શીવભગતી પરમ નીધાંનજી ॥ ૩૭ ॥

વલણુ ॥ પરમ નીધાંન શીવકેરી ભગ્તી ॥ પ્રીત કરીને ચીત ધરે ॥
માહાદેવ સૂત હરદેવ સ્વાંમી ॥ સદાશીવને અનસરે ॥ ૩૮ ॥'
કડવાં ૩૭ ॥

પદ ૨૬૦૪ ॥ શ્રીરાંમજી શત છે ॥ શ્રી ભોલાચક્ર માહાદેવ વીસ્વનાથ શત છે ॥ શ્રી ક્રીસ્નદેવ શત છે ॥ શ્રી બ્રમા વીસ્નૂ ને માહેસ્વર એ મૂરત તણે એક જાણજો ॥ પૂંન ઘણા હોશે ॥ ઇતી શ્રી સ્કંધપૂરાણે બ્રંમોત્ર ખંડે શીવ-માહાતમ અધાએ ॥ શમાપત શ્રી રસતૂ ॥ સૂભમસતુ ॥ શ્રી માહાદેવજી શત છે ॥ શંકરનાથ શત છે ॥ શ્રી હરીશદેવ શત છે ॥ શ્રી રાંમજી શત છે ॥ શીવ-કથા લખી છે ॥ એ ચોપડો વાચવા લેઈ ઝાએ તે પાછો આપી ઝાએ તેને વાચાનૂ પૂન છે: એ ચોપડો વાંચવા લેઇ ઝાએ ને ઓલવી રાખે તેહને માથે આંડવીમાં પાપ થઉ તે ॥ તથા શમત ૧૮૦૩ નો કાલનૂં પાપ થઉ તે તેહને માથે છે ॥ લખનાર પાટલ મીઠા જોગીએ પ્રગણે ભટખાના ગામ ડેલાડ વાશી વશીને લખૂ છે. શમત ૧૮૦૪ ના અશવંન સુદી ૩ દીન શંપૂરંણ પૂર થઉ છે અને ચોપડાનો ધણી મીઠા જોગી છે ॥

**વિષયાદિ**–સ્કંદપુરાણના બ્રહ્મોત્તર ખંડની શિવકથાનો સારોદ્ધાર કવિએ આમાં વર્ણવેલો છે. કડવાં ૩૭ છે. રાગ અને વલણથી પદબંધ બાંધેલો છે, જો કે વચ્ચે વચ્ચે વલણુ નથી. ઢાલ તો જણાતો નથી. કુલ કડી ૨૬૦૪ છે.

**વિશેષ-૧** આ આખ્યાન છપાયું નથી. કવિએ છેલ્લા કડવામાં દરેક અધ્યાયની વસ્તુ અને રાગનો નિર્દેશ કર્યો છે. કવિએ છેલ્લા કડવામાં પોતાની ઓળખ, જન્મભૂમિ, જીવનવ્યવહારની ભૂમિ, માલિક આદિનો ઉલ્લેખ કરેલો છે.

૨–આ કવિના અનુગામી કવિ શામળે પણ સ્કંદપુરાણના બ્રહ્મોત્તર ખંડનો સારોદ્ધાર લખેલો છે, જે તેના શિવપુરાણને નામે પ્રસિદ્ધ છે પણ ખરી રીતે તે 'શિવ-માહાત્મ્ય' કે 'સદાશિવકથા' જ છે, અને બૃ. કા. દો. ભાગ ૮માં પ્રકટ થયેલ છે. આ આખ્યાન અને શામળનું આખ્યાન એ બન્ને સરખાવવા જેવાં છે.

૩-ગુજરાતી લિપિએ આખું આખ્યાન લખાયલું છે. દરેક અધ્યાયને અંતે કડીની સંખ્યા ટાંકેલી છે.

---

## અં. ૬૬-ત-કર્ણપર્વ-વિષ્ણુદાસ-(ર. સં. ૧૬૫૫)-(લિ. સં. ૧૮૧૯)-પૃ. ૨૫૨-૨૮૩; ૨૯૭-૩૦૫.

**આરંભ**–શ્રી ગણેશાહેનમાં ॥ શ્રી સારદાએ નમાં ॥ શ્રી ગૂરૂભો નમાં ॥ અથ શ્રી માહાભારથ મધે કરણપરવ લખૂં છે ॥

રાગ કેદારો ॥ શ્રી ગીરીજાસૂતને સ્તવુ ॥ જે ગરૂઓ શ્રી ગુણરાએ ॥

પાએ રે લાગી પેમસૂ રૂદે ધરી રે ॥ સ્વામી વીઘ્રહર વેગે કરી ॥૧॥

ઢાલ ॥ સ્વામી વીઘનહર વેગે થૈને ॥ આપે નીઝ ઉપદેશ ॥

ઊર્શ કીરતી સુભં મતી પામવા ॥ તૂઝ પાંમાં અમરેશ ॥૨॥

... ... ... ...

કરૂ કરણ પરવ તણી કથા ॥ એ અખીલ પાવંન હોયે ॥૫॥
નરનાર જે શવણે ધરે ॥ આણી મન ઉલ્લાસ ॥
કલાંણી કરજો કીપા ॥ કરજોડી કહે વીષ્નુદાસ ॥
(રાગ કડવું ૧ લુ)

અન્તઃ-

(રાગ પ્રભાતી) થાશી જુધ દારણ અતી તાંહે ॥ શલ રહી બીડશે રણ માંહે ॥
તે શલ પ્રવ માંહાં કથાશમંધ ॥ કવીતા કેહે બાંધીશ પ્રતીબંધ ॥
સંવત સોળ પંચાવન સાર ॥ જેઠ સુદી ચોથ શનીવાર ॥
તે દીન પૂરણ થઈ એ કથા ॥ બુધમાંને બોલીશ સરવયા ॥
ગાએ સુણે તેને વૈકુંઠ વાસ ॥ બેહુ કરજોડી કેહે વીષ્નુદાસ ॥૧॥

ઇતીશ્રી માહાભારથે સંવત ૧૮૧૯ વરખે અશવંન વદી ૫ વાર બુધે શંમપૂરણ લખુ છે ॥ કોશાલવાશી પા. નાગર ભીખાએ એ આખ્યાંન અધૂરૂં હતુ તે પૂરૂ કરૂ છે એમાં કાંનો માતર ભૂલા હોએ તેનો દોશ રખે દેતા ॥ લખનાર બાળક બુધ છે તેને દોશ રખે દેતા કાંનો માતર બોલાવીને વાંચજો ॥ શ્રી ॥ ॥ શ્રીક્રસ્નજી શત છે ॥ શ્રી ॥ જાંનકી વલ્લભો નમાં ॥

**વિષયાદિ**-૧ મહાભારતના યુદ્ધમાં દ્રોણ પડ્યા પછી કર્ણે દુર્યોધનના સૈન્યનું સેનાપતિપદ સ્વીકારી ત્રણ દિવસ ઘોર સંગ્રામ મચાવ્યો અને અંતે મરણ પામ્યો, એ પ્રસંગ-કર્ણપર્વ-નો આમા સારોદ્ધાર કવિએ કરેલો છે.

૨. કડવાં ૩૮ છે રાગ, ઢાલ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે, જો કે ક્વચિત્ ઢાલ તેમ ઉથલો જણાતાં નથી.

**વિશેષ**-૧ આ આખ્યાન છપાયું નથી. પ્રતિમાં ૨૮૩ સુધીનાં પાનાં પા.- મીઠા જોગીએ લખેલાં હશે, એમ અક્ષરોના મરોડથી જણાય છે, જો કે એનો ઉલ્લેખ નથી. પાનાં ૨૯૭-૩૦૫ પા. નાગર ભીખાએ લખેલાં છે, એમ તેણે જણાવેલું છે. વચ્ચે પાના ૨૮૪ થી ૨૯૬ માં કવિ રાજેની પ્રકારાગીતા, અને 'સતશીખામણ' તથા નરસિંહમેહેતાનાં કૃષ્ણકીર્તનનાં પદો લખેલાં છે, અને તેનો લિપિસંવત ૧૮૦૫ ના કાર્તિક છે.

૨-આ કવિએ કર્ણ પર્વ પછી શલ્ય પર્વ પણ રચવાનો વિચાર કર્યો હતો, એમ અંત ભાગના 'તે શલ પ્રવ માંહાં કથા સમધ, કવીતા કેહે બાંધીશ પ્રતીબંધ' એ ઉલ્લેખથી સમજાય છે. વડોદરાની ચોથી સાહિત્ય પરિષદના નિબંધ સાથે શા. છગનલાલ વિદ્યારામ રાવળે જોડેલી યાદીમાં વિષ્ણુદાસનું શલ્ય પર્વ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીને ત્યાં હોવાનું નોંધ્યું છે. જુઓ પાનું ૫૦૯ મું.

૩ આ કવિએ મહાભારતનું વિરાટ પર્વ રચેલું છે. સં ૧૬૭૩ (?૧૬૫૩), આરણ્ય (વન) પર્વ સં. ૧૬૪૭ ના જેઠમાં રચ્યું છે, અને ઉદ્યોગપર્વ પણ રચ્યું છે, એમ રા શા. છગનલાલ વિદ્યારામ રાવળ ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદના નિબંધ સાથે

જોડેલી યાદીમાં પાને ૫૦૯ મે જણાવે છે. ભીષ્મ પર્વ પણ રચેલું છે. વિશેષ વિગત માટે જુઓ બૃ. કા. ભાગ ૮ મો વિપ્ર વિષ્ણુદાસનું રા.૰ નટવરલાલ ઈ. દેશાઇએ લખેલું ચરિત્ર; પાનું ૬૦ મું.

---

## અં. ૬૬ થ–પ્રકાશગીતા–રાજે–(ર. સં. )–(લિ. સં.)–પૃ. ૨૮૪–૨૯૦

આરંભ–શ્રી રાંમજી શત છે ॥ ઈતીશ્રી પરકાશની ગીતા લખી છે ॥

રાગ ધંનાશી ॥ પરથંમ પૂજૂં ગો(ગ)રૂ ગોવંદજી ॥ રૂદે પ્રકાશો પુનમચંદજી ॥૧॥

દૂખડાં કાપો શરવે દંદજી ॥ અમને આપો અતી આનંદજી ॥૨॥

ઢાલ ॥ આનંદ આપો અધંન કાપો ॥ આરાધૂં એ પંથને ॥

અનંત કોટ આગે થઆ હૂં નમૂ તે શહૂ શંતને ॥ ૩ ॥

શહૂ શંતની શીખ લૈ પૂરંણુ રંઝ રાઝે કેહે ॥

પરભૂ આંણુ પારંધરૂ એ શવઅશવ કંઈ નવ લેહે ॥ ૪ ॥

ભગતભાવ ઉપઝો અરથ એંકૂ નવ લહૂ ॥

દયા કરો દામોદરા ઝેમ કહેવરાવો તેમ કહૂ ॥ ૫ ॥

બાપઝી ઝેમ બોલાવશો હૂં તેમ બોલશ બાપડો ॥

આ ભાવભગત ભજાવવાં મારે ચંતમાં આવી ચઢો ॥ ૬ ॥

ઝે શબ્દે શબ્દે શેરડો કર લાકડી ઝેમ અંધને ॥

કે રાઝે રૂદ્ર ગણો તો શેવો ગરૂ ગોવંદને ॥ ૭ ॥

કડવાં ૧ ॥

અન્ત–અમે અગનાની રે તમને સૂ કહીએ ॥ કલ તો તમારી રે હરી અમે નવ લહીએ ॥ ૧ ॥

ઝેમ તમે રાખો રે હરી અમે તેમ રહીએ ॥ કરો તંમ ઝેહવા રે અમે તેવા થૈએ ॥ ૨ ॥

ઢાલ ॥ થૈએ જેહવા કરો તેવા હાથ શરવ તમારડે ॥

કાંઇ વસ્ત નીપઝે હરિબલે એક અંમારડે ॥ ૩ ॥

એકતા શરવ તમારડી, હરી ગવરાવો ને ગાઓ છો ॥

ઝાંહાં જૈએ તાંહાં તમ વીઆપીક ધવરાવો ને ધાવો છો ॥ ૪ ॥

શહૂ શાધ કેરી શીખ લે ને પરકાશ ગીતા પરભવી ॥

એહનો અરથ હૂ ન ઓલખૂ ગો(ગ)રૂ ગોવંદ કેહેવરાવી કરી ॥૫॥

પરકાશ ગીતા પરભવે તેને ગનાંન થાય પરકાશ ॥

શાંભલતાં શંકટ ભાગે રૂગે મનની આશ ॥ ૬ ॥

એમ દાશ રાજે રંક કેહે ગોરૂ ગોવંદ કેહવરાવી કહી ॥

વૈશાખ વદ તેરશ દીને પરકાશગીતા પૂરી થઈ છે ॥ કડવા ૪૫ ॥

વિષયાદિ-૧ આમાં કવિએ ભક્તિ અને જ્ઞાનનાં પદ કડવોરૂપે લખ્યાં છે. કડવાં ૪૫ છે. એક જ રાગ ધન્યાશ્રી બધાંએ કડવામાં ચાલુ છે અને ધન્યાશ્રીની એક કડી ઢાલ છે.

૨ આ કવિ અપ્રસિદ્ધ છે. બૃ. કા. દે. ૭ મામાં તેનાં છૂટક ૨૭ પદો પાના ૭૭૧-૭૮૩ માં પ્રકટ થયલાં છે. આ કવિ વિષે વધુ ઓળખ હવે પછીના તેના ગ્રંથના 'વિશેષ'માં આપવાની ધારણા છે.

વિશેષ-આ પ્રકાશગીતા છપાઈ નથી. ગુજરાતી લિપિએ પ્રતિ લખેલી છે.

---

## અં. ૬૬-ઠ-સતશીખામણ-રાજે-(ર. સં. )-(લિ. સં. ૧૮૦૫)-પૃ. ૨૯૧-૨૯૪

આરંભ-શ્રી ગણેશાહેનમા ॥ શ્રી શારદાએનમા ॥ શતથીખાંમણ લખી છે ॥

શત શીખાંમણ ધરજો... ॥ શશારનું સૂખ છે શમાન ॥
કેહે રાજે કેશવને ભજો ॥ બીજી અવદા તજો ॥ ૧ ॥
ધંધો કરતાં સૂઝે ધાંન ॥ ભજા નહી ભાવે ભગવાન ॥
કેહે રાજે રઝલીને મૂઆ ॥ ભગત તજીને શેવા ભૂઆ ॥ ૨ ॥
કોહાની ધણીઆંણી, કોહાનો ધણી ॥ શહૂને લાગી આપઆપણી ॥
કેહે રાજે કૂડો વેવાર ॥ હરી ભજે તે પામે પાર ॥ ૪ ॥
માહારૂં માહારૂં કરતા ફરે, હરી નામે હેડે નવ ધરે ॥
કહે રાજે કેમ શરશે કામ, રૂદઆમાં રાખ્યા નહી રામ ॥ ૫ ॥

અન્ત-મોટા છો રાખો મોટાઈ ॥ રખે હવે કરો ખોટાઈ ॥
કેહે રાજે ખલ તમ વડે ॥ તે કરજો જે વાટ ન નડે ॥ ૧૩૨ ॥
હૂં વાણોતર ને તૂં શેઠ ॥ માહારે પૂંજી તાહારી નેટ ॥
કેહે રાજે તાહારો વેપાર ॥ અમને તે આપે અધીકાર ॥ ૧૩૩ ॥
જેમ કરાવો તેમ હૂં કરૂં ॥ જેમ ફેરવો તેમ હૂં કરૂં ॥
કેહ રાજે કરાવો તેમ ॥ આગ્નાકારી કરવૂં તેમ ॥ ૧૩૪ ॥
માટે જે શોભે તે કરો ॥ કાંઈક કહીએ તે ચીત ધરો ॥
કેહ રાજે એ કહૂ છે નાથ ॥ હવે રખે મૂકતા હાથ ॥ ૧૩૫ ॥

શંપૂરણ શ્રી શુભમશતૂ કલ્યાણમશતૂ ॥ ૧૮૦૫ ના કારતેગ વદી ૦)) દીનેસ ॥

**વિષયાદિ**–૧ શીખામણના દોહરા છે, અને કૃષ્ણ–પ્રભુ ઉપર વિશ્વાસ રાખી, કાર્ય કરવાનો બોધ તેમાં મુખ્યત્વે ઉપદેશેલો છે.

૨. કુલ ૧૩૫ દોહા છે. અખાના ચાબખાનો કાંઈક ઓપ આમાં જણાય છે.

**વિશેષ**–આ શીખામણ છપાઈ નથી. ગુજરાતી લિપિએ લખાયલી છે.

---

**અં. ૯૬–ધ–કૃષ્ણકીર્તન–નરસિંહ મેહેતા–(ર. સં. )**

**(લિ. સં. )–પૃ. ૨૯૪–૬.**

**આરંભ**–શ્રી ગણેસાએ નમાં ॥ શ્રી શારદાએ નમાં ॥ શ્રી ગુરૂભ્યો નમા॥
શ્રી રામજી શત છે ॥
રાગ રામગ્રી ॥
શ્રી કૃસ્ન કૃષ્ણ કરતાં જાગો રે પ્રાણી ॥ કસ્નજી વીના બોલો છો તે મીથ્યા રે વાણી ॥
... ... ...
કસ્ન કસ્ન કેહેતાં કસ્ન થાશો ॥ જમ શરે ઝાગીર વાશો ॥
મેતા નરસૈઈના દાસેડા થાશો ॥ કસ્ન કસ્ન કરતાં જાગો રે પ્રાણી ॥ ૧ ॥
રાગ રામગ્રીઃ–
શ્રી ગોવંદા શાંથે રે મારે ગોહડી બાંધી ॥ જોતાં ને જોતાં રે આવી મૂરત લાધી ॥
... ... ... ...
પૂરણ પૂતે રે હૂતો એ વર પાંમી ॥ ભગતવછલ મુને મળીઓ મેહેતા નરસૈઈનો સ્વાંમી ॥ ગોવંદ ॥ ૨ ॥
રાગ રામગ્રીઃ–
રતાં(ત)ન લાધૂં રે, માને રતાંન લાધૂ રે ॥ જોતાં ને જોતાં રે આવૂ રતાંન લાધૂ॥
... ... ...
માવો કેહે શત પર નીશાંણ વાજે ॥ નીશાંણ વાજે રે આધ ભૂમંડલ ગાજો રતાંન ॥
રાગ રામગ્રીઃ–
હાં રે ઈશ ઉતાવલો કાં જાઓ આકાળે ॥ આઝ નીરાંત કરે આત મોટો ॥
... ... ...
ભણે નરસૈઈઆયા શાંમીને ત્રપત ॥ અંક ભરી નાથ ઊર માંહે રાખ્યો ॥ ૪ ॥
રાગ રામગરી ॥
હૂં શું કરૂ જો શખી આઝ છઉ માહાદૂખી ॥ શ્રી કસ્નજી ફેશણ લેઇને સુતા ॥
... ... ...
નરસૈઆયા શ્રાંમી એખલી ઊપર ॥ અવતરા નાથ ભૂ ઉભા રહ્યા ॥ ૫ ॥

રાગ રામગ્રી ॥
તું કોણુ શાથે વાત કરીશ તું વીઠલા ॥ અમોશું અબોલડા લેઇને બેઠા ॥

... ... ... ...

નરશૈઓ રંક કેહે રંગે રમી હવા ॥ હરખના મરકલા હૂરે હોઉ ॥ ૪ ॥
રાગ રામકલી ॥
હરી આપ મોટાઈ રખે કોઈ આગલ કરે ॥ આઝ શઝનીએ તોરી લાઝ રાખી ॥

... ... ... ...

ભણે નરશૈઓ ભલે નાયછ શુ કહૂ ॥ નીત થઈ શત ગુણ વાધૂ રંગે ॥ ૪ ॥
રાગ રંમકલી ॥
મૂને ઝાવા દે ઝાદવા ॥ બીડીને વળગીશ માં મહારૂ અંગ દૂખે ॥

... ... ... ...

નરશૈઇઆચા સ્વામી છેડા છોડો હાવે ॥ કરજોડી માંનૂની માન માગે ॥
રાગ રામગ્રી ॥
એ ધાંન ધર ધ્યાંન ધર નંદના કૂએરનૂ ॥ ઝેણે તારા ઝનૂમનાં દૂખ ઝાએ ॥

... ... ... ...

નરશૈઆ રીત કરી પ્રીજે પ્રભુશું ભલી ॥ અવર કો નહી હરી નામ તોલે ॥
ધાંન ધર નંદના ॥

અં. ૬૮–पद हिन्दी–गुजराती–नामदेव – पृ. २९६
વચ્ચે ગુજરાતી ભાષાનો શબ્દપ્રયોગ પણ થયેલો જણાય છે.

पद १ हिन्दी कबीर पृ. २९६
पद १ हिन्दी कबीर पृ. २९६
પદ ૧ ભીમ પૃ. ૨૯૬

રાગ દેશાખ ॥ હરિ ધરવ ન કીજે ઘેલડા ॥ શે શાન ગમાઓ
નાંમ નારાએણુ મૂકીને સુ કાંમ કમાઓ ॥ ૧ ॥

... ... ... ...

ભીમ ભણે સાચુ માંનઝો ઝુઠી આ દેહ ॥
ગરવ ન કીજે ઘેલડા ॥

---

અં. ૬૯–ન–ભીષ્મપર્વ–વિષ્ણુદાસ–(ર. સં. )–
(લિ. સં. )–પૃ. ૩૦૫–૩૩૧.

આરંભ–શ્રીગણેશાએ નમાં ॥ શ્રીશારદાએ નમાં ॥ શ્રી ગરૂએભએ નમાં ॥
શ્રી રાંમજી શત છે ॥ અથમી ભીશ્મ પરવ લખુ છે ॥ માહાભારથ મધે ॥

રાગ રાંમગરી ॥

પ્રથમે હે પ્રણમૂ શ્રીગુણધીશજી ॥ સુરીનર શહુકો નાંમે શીશજી ॥ ૧ ॥
એકદતિ ગરૂઓ રાએજી ॥ પ્રેમ ધરીને લાગુ પાએજી ॥ ૨ ॥

ઢાલ ॥ પાએ લાગુ પ્રભુ તારે આપ બુધ વીશાલ ॥
ગજાનંદ કરૂણા કરો હુ મંદધી છઉ બાલ ॥ ૩ ॥

... ... ...

મારા શ્રી ગુરૂને ચરણે નમૂ ॥ વીસ્વનાથ બ્યાશ નીધાન ॥
મૂને પીછવો જેણે પેર કરી ॥ પ્રતીબંધન સ્વસ્થાન ॥ ૧૦ ॥

... ... ...

એ ભીસ્મ પરવ તણી ક્યા ॥ જે અપ્પીલ પાવંન

... ... ...

વલણ ॥ વૈકુંઠ મારગ પસાએ રે તે હેલાં ભવ દૂસ્તર તરે ॥
કર જોડી વીરનદાશ કેહે તેહેને કસ્ન દેવ કીપા કરે ॥ ૧૫ ॥

કડવા ૧ ॥

અન્ત–(અપૂર્ણ હોવાથી રીતસરનો અન્ત ભાગ નથી આપેલો)

રાગ સામેરી ॥

તારે કહે વ્રકોદર ક્રોધે ચડો પાપીસ્ટ ઉભો આજ ॥
રેણ્ દૂશાશંન વાકલ કરો દૂપ માત્ર કીધુ તાજ ॥ ૧૫ ॥
પછે ગરજના ભીમે કરી જાણે ગાજા દુઆદશ મેઘ ॥
જેમ શાગર ગડગડે પવંન રાંધે ખેવ ॥ ૧૬ ॥
ત્રીશૂલ શામે ત્રીશૂલ ભડતા ॥ ગજેગજ અફલાએ ॥
પારકૂં પોતા તણું રણમાં કો નવ ઓલખાએ ॥ ૧૭ ॥
શીશ પર એફ્લી નોંખે મન જીતવાની હામ ॥
એવે દ્રોણાચારજ દશ્ટદૂમન ॥ તાં હવા શંગ્રામ ॥ ૧૮ ॥

(કડવું ૨૫ મું)

વિષયાદિ–૧ મહાભારતના યુદ્ધનો આરંભ અને ભીષ્મપિતામહે કૌરવ સૈન્યના સેનાપતિ તરીકે ચલાવેલો રણસંગ્રામ આમાં વર્ણવેલો છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો સારોદ્ધાર કડવાં ૬ થી ૨૨ સુધીમાં આપેલો છે.

૨ પ્રતિ ફાટેલી હોવાથી ૨૫ મા કડવાની કડી ૧૮ મી સુધીનો ભાગ જળવાયેલો છે. આ ભાગનાં કુલ પદ ૮૮૯ છે. જો કે તેમાંયે ૨૦ એક પદના શબ્દો કાગળ ફાટેલો હોવાથી પડેલા છે. જો અંત ભાગ પૂરેપૂરો લાધ્યો હત તો આ આખ્યાનનો રચ્યા સંવત પણ મળત અને વિષ્ણુદાસનો સમય નિશ્ચિત થવાને એક અમૂલ્ં સાધન પ્રાપ્ત થાત.

૩ રા. ચતુરભાઈ શંકરભાઈ પટેલે (નડીઆદવાળાએ) 'અપ્રસિદ્ધ કાવ્ય'માં લીમ્ય પર્વ છાપ્યું છે, તે સંબધમા એ સ ૧૭૦૦ અથવા સં. ૧૭૧૩ માં રચ્યાનું તેના અત ભાગના ઉલ્લેખથી જણાવે છે, પણ તે વિષ્ણુદાસનાં બીજાં આખ્યાનોના રચનસવત સાથે સંગત થતો નથી તેમ ઉપર 'કર્ણપર્વ' આ જ કવિનું સં. ૧૬૫૫ માં રચાયાનો ઉલ્લેખ છે, જુઓ અં. ૬૬-૮૧ તથા તેનો 'વિશેષ'

૪ રાગ, ઢાલ અને વલણુથી પદબંધ બાંધેલો છે, વચ્ચે વલણ જણાતુ નથી.

**વિશેષ**-આ આખ્યાન આખુ છપાયુ નથી. પ્રતિ જીર્ણ છે ગુજરાતી લિપિએ લખાયલી છે. પ્રતિનાં પાછલા દરેક પાનાં કોઇએ કાપી લીધેલાં જણાય છે.

---

## અં. ૬૭-ક-વસ્તુગીતા-વસ્તા વિશ્વંભર-(ર. સં )-
## (લિ. સં )-પૃ. ૧-૨૧

આરંભ-...રમાત્માયે નમ ॥

રાગ ધંન્યાસી ॥

હું રે ૐ આપને જે હુ આદ્ય પરીમાંણુ ॥
ૐ...મધ્યે સદા તે હુ અંત્યે નીરવાંણુ ॥
અનુ...કહુ સૂત્ર ધાર ॥ ૧ ॥
ૐ હં ગણપતનાથ કાહાવુ ॥ ૐ હં સ્તુસ ૐ કરૂં ॥
ૐકીપાયે ૐ લહુ ॥ બીજું ચીંતવતતા ધરું ॥ અનુવા ૨॥
વસ્તુતાએ ગ્રથ બોલે ॥ ૐ હસ અકલ્ન અરૂપ ॥
આદ્ય બીંબ ઉદ્યોત એહવો ॥ સંકલ્પ રવે સ્વરૂપ ॥ અનુ. ॥ ૩ ॥
જે મન ન જાણે બુધ ન બોધે ॥ તે તો ચીતે ન ચીંતવાયે ॥
અહકાર માંહાં આવે નહી ॥ તે સોહં સોહ ગાયે ॥ અનુ. ॥ ૪ ॥
... ... ... ...
પંચમા ભુતનો પરીવાર કયે હેસે ॥ જે સાક્ષનો મહીમાય ॥
તોલ કરીને તંત બોલે ॥ સમઝયે સીતલ થાએ ॥ ૫૪ ॥
ગુરૂમંય સહીતા જીવ પરીક્ષણા ॥ પુરણ કહુ પરીમાંણુ ॥
વસ્તા વીસ્વંભર સ્વયં ભરયા ॥ તે જાણે સત સુજાંણુ ॥ ૫૫ ॥
ધીર વીર ન્યાસ્ કસ્ તે ફરી ન ભેલ્લુ થાએ
જીવસીવનો ભેદ બોલ્યા ॥ થયો પુર્ણ પ્રથમો અધ્યાએ ॥ ૫૬ ॥
અધ્યા ॥ ૧ ॥

અન્ત-પ્રથમે અધ્યાએ એમ કહ્યુ ગુરૂગમ સહીતા જીવપરીક્ષણુ ॥
અદ્વીત, સહીત અદ્વીત છે, ॥ કરૂ ત્યેહેનું તે મણુ ॥ ૪ ॥

દ્વીતીયે અધ્યાયે વરણવ્યો ॥ સાંક્ષ તણો મેહેમાય ॥
માયા ઈસ્વર ભેલ્લા થયા ॥ કહ્યો તે તણો ઉપાય ॥ ૫ ॥
ત્રીતીયે અધ્યાયે એ કહ્યો ॥ પંચે તત્વે કરા પંચના ભોગ ॥
જયા જયુકતે તે કહ્યો ॥ જેહેમ થયો સંજ્યોગ ॥ ૬ ॥
જીવ–બ્રહ્મ–પ્રતીક્ષ વરણવ્યો ॥ તે ચ્યતુષ્ટમે અધ્યાય ॥
સંગીત સહીત સરવે કહ્યું ॥ જેહ પ્રકારે તે થાય ॥ ૭ ॥
પંચમે અધ્યાયે ગ્નાનપરલે કહ્યો ॥ જીવઈસ્વર સમલ્લી તે એક ॥
અભીમાંની સહીતે મેલ્લવ્યા ॥ પરમાત્મા ને વીવેક ॥ ૮ ॥
ષષ્ટમે અધ્યાએ સ્વરૂપ કહ્યાં ॥ જીવ ઈસ્વર બ્રહ્મ પરબ્રંહ્મ ॥
વવેકે વરતાવીયાં ॥ જેહેનો જેહેવો મંમ ॥ ૯ ॥
સપ્તમે અધ્યાએ કહ્યું ॥ કહ્લા ભક્ત વૈરાગ ને ગ્નાંન ॥
સરવ જયોગ તે મેલ્લવ્યો ॥ એહેતુ એહેવું ધ્યાન ॥ ૧૦ ॥
કવીજન કો કલપ્યો નથી ॥ એ આપે આપ અવ્યનાસ ॥
વસ્તા વીસ્વંભર ખોલીયા ॥ પુરણ પદ પરકાસ ॥ ૧૧ ॥

સરવ વરણવ નાંમ અષ્ટમો અધ્યાય ॥ ૮ ॥ ૪૩૧ ॥ વસ્તુ ગીતા ગ્રંથ સંપુરણ સ્વે પ્રકાસ ॥ ૪૩૧ ॥

**વિષયાદિ**–૧ પરબ્રહ્મ-શિવ અને જીવની એકતાનું વર્ણન યુક્તિ, અનુભવ અને શાસ્ત્રને અનુસારે આ ગીતામાં કરેલું છે.

૨ આઠ અધ્યાય છે. રાગથી પદબંધ બાંધેલો છે. કુલ ૪૩૧ પદ નોંધેલાં છે.

૩ આ આધ્યાત્મિક ગ્રન્થ હોવા છતાં ભાષા સરલ અને પ્રાસાદિક છે.

**વિશેષ**–૧ આ આત્મજ્ઞાનનો ગ્રંથ હોવાથી, અહંભાવ, કર્તૃત્વભાવ તેમાં ન સંભવે એવા ઉચ્ચ આશયથી અને બ્રહ્મ સિવાયની સર્વ વસ્તુ મિથ્યા છે, એમ તે ઉત્કૃષ્ટ રીતે જાણતો હોવાથી કવિએ પોતાનું નામ, ઓળખ નિવાસ વગેરે આપ્યું નથી છતાં તે યોગ્ય સ્થલે "વસ્તા વિશ્વંભર" ને નામે ઉલ્લેખ કરે છે અને અંતે જણાવે છે કે, 'કવીજન કો કલ્પ્યો નથી, એ આપે અવ્યનાશ.' તેમ આ ગીતા પણ પ્રકટ થઈ નથી, પરંતુ સ્વયંપ્રકાશી છે; અંતઃસ્ફુરણાથી પ્રકાશને પામી છે.

૨ કવિએ સમજાય છે તેમ આ જ આશયથી તેના રચનસંવત તેમ જ લિપિ-સંવત પણ આપેલા નથી.

૩. બાલબોધ લિપિએ આ ગીતા લખાયલી છે. અંતના અધ્યાયમાં દરેક અધ્યાયની વસ્તુ સૂચવેલી છે. કવિતા સરળ અને સચોટ છે. પહેલાં ચાર પાનાંના ઉપરનો ભાગમાં પાંચ લીટીના એક બે શબ્દો ઉડેલા છે.

---

## અં. ૬૭-ખ-પદો-વસ્તા વિશ્વંભર-(ર. સં. ), (લિ. સં. )-પૃ. ૨૨-૧૫૭

અં. ૬૭-ક વાળા જ કવિનાં રચેલાં બ્રહ્મજ્ઞાનનાં આ પદો છે. રાગથી પદબંધ બાંધેલો છે, પદ ૪-૫ કડીનાં છે અને દરેકને અંતે 'વસ્તા વિશ્વંભર' એ પદનો ઉલ્લેખ છે. તિથિ, વાર, આરતી, ધોળ, કાફીની દેશીઓના અલગઅલગ પદસમૂહો છે, પદોનો મોટો ભાગ ગુજરાતીમાં છે તેમ કેટલાંક પદ હિન્દીમાં પણ છે. પદક્રમ અધૂરો છે, એટલે રીતસરનો ઉપસંહાર નથી આપેલો. ભાષા સરળ અને અર્થગમ્ય છે. આ પદો છપાયલાં નથી. બાળબોધ લિપિએ પ્રતિ લખાયલી છે. ઉપટનાં ૨૫-૩૦ પાનાં કોઈકે ફાડી લીધેલાં જણાય છે.

---

## અં. ૬૮-ક-નરસિંહમેહેતાનું મોસાળું-પ્રેમાનંદ-(ર. સં. ) (લિ. સં. ૧૮૮૯)-પૃ. ૧-૧૪.

આરંભ:-શ્રીગણેશાય નમઃ અથ નરસિમેહેતાનું મોસાળું લઘું છે

માહામેહેરૂ મેહેતા તણું વંદન કરવા આશ,
નરસિ મેહેતો ભગત બ્રામણ જુનાગઢ માંહા વાસ
ભાભીએ એક વચન કહ્યુ મેહેતા લાગી ઝાલ
પરિતાગ કીધો ઘર તણો મેહેતો ગયા વંન મોઝાર

અન્ત-વીરક્ષેત્ર વડોદરૂ કહિએ તહાં કવિનો વાસજિ
શ્રી ગુરુચરનની ક્રપા થકિ ગનાંનરતન પ્રકાસુજિ
માંમેરૂ મેહેતાજિ તણું ગાએ શૃણે નરનારીજિ
તેહેના પૂરવજ પરમ પદ પાંમે ક્રપા શ્રી જુગદાધારજિ
કેહે કવિતા હુ કાંઈએ ન જાણુ કરનારો ગોવિંદજિ
સંતજનકિ ક્રપા થકિ કહે ક્રષ્ણસુત પ્રેમાનંદજિ

સંમત ૧૮૮૯ । કડવા ૧૬ । મહા સુદિ પંચમિ વાર બુદ્ધ સુરત મધે નરવાનકા અષાડા મધે લખિતં રણછોડદાસજિ પઠનારથિ । શ્રી નારાયણદાસજિ દયા થકિ રામક્રષ્ણાય નમઃ

વિષયાદિ-૧ આ નરસિંહ મેહેતાની પુત્રી કુંવરબાઇના સીમંતોન્નયનપ્રસગે શ્રીકૃષ્ણે જાતે આવીને મોસાળું પૂર્યાનું આખ્યાન છે. કડવાં ૧૬ છે. રાગ, ઢાલ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે, જો કે વચ્ચે ઉથલો જણાતો નથી.

૨ છાપેલી પ્રતિઓમાં ગ્રન્થરચનાનો સંવત ૧૭૩૪ આપેલો છે, પણ આ પ્રતિમાં આખ્યાનને અંતે તે આપેલો નથી તેમ કવિની પોતાની ઓળખની પંક્તિઓ પણ ઉતારેલી નથી

વિશેષ-આ આખ્યાન બૃ કા. ભાગ ૧ માં પ્રકટ થયલુ છે. પ્રતિ બાળબોધ લિપિએ લખેલી છે.

---

## અં. ૬૮ ખ-નરસિંહ મેહેતાની હુંડી-પ્રેમાનંદ-(ર. સં.૧૭૩૩)-(લિ. સં. ૧૮૮૯)-પૃ. ૧૪-૨૦

**આરંભ**-શ્રી ગણેશાય નમઃ અથ હુંડિ મેહેતા નરસઇયાનિ લખ્ય છે.

હુંડિ મેહેતાજિ તણી તે વરણવુ બૂધીમાન
ધન નાગર નરસિયો ને જુનાઘડ સ્વસ્થાન
કીપા શ્રીમાહાદેવનિ થકિ ઉપનો ભક્તિભાવ
મેહેતાજિ તરા પ્રભુનામ કેરે નાવ (કડવું ૧ લું)

**અન્ત**-(ધન્યાશ્રી) પાએ નમિ ને કરિ વિનતિ સાહાચો તાહારો સેઠ
વાણોતર તે તું ધરો બિજા દેવનિ વેઠ ૧૩
કારજ અમારાં સઘલાં સીધાં કહો સમાચારથી સરવ
પત્ર પ્રભુનું કરમાં લીધું ઉલટ અંગે અપાર ૧૪
સુણે ભણે ને અનુભવે તેહેને કીપા કરે ગોવિંદ
હુંડિ ભણતાં હરિ મલસે એમ કહે ભટ પ્રેમાનંદ ૧૫
સમત્ ૧૭ તેત્રીસના વરષે ઉતમ માસ વઇસાષ
વદ ૭ પ્રતિપદબંધ કિધો અંતરનો અભિલાષ (કડવું ૭ મું)

ઇતિશ્રી હુંડિ સંપુર્ણ ૧૮૮૯ કડવા ૭ તાપિતટે સુરત મધે નરવાનકા આપાડા મધે લખ્યતં લષનારથિ રણછોડદાસ શ્રી રામ કૃષ્ણાય નમઃ

**વિષયાદિ**-૧ નરસિંહ મેહેતાએ પરદેશીઓ પાસેથી કૃષ્ણના નામની હુંડી લખી લીધેલા રૂપૈયા કૃષ્ણે દ્વારકામાં પરદેશીઓને આપ્યાની કથા આમાં વર્ણવેલી છે. કડવાં ૭ છે. રાગ, ઢાલ અને વલણથી પદબંધ બાંધેલો છે.

૨. છાપેલી પ્રતિમાં રચનસંવત ૧૭૩૦ના વૈશાખ વદ ૭ છે, ત્યારે આ પ્રતિમાં સંવત ૧૭૩૩ ના વૈશાખ વદ ૭ છે. આથી અહીં એવી નોંધ કરવા જેવું છે કે માસ, વાર અને તિથિ સરખાં હોવા છતાં સંવતફેર કેટલીકમાં ક્વચિત ક્વચિત સાંપડે છે. એટલે તે ઉપરથી અમેજી રીતિએ ચોક્કસ સંવતના ખરાપણા વિષે ઇ સ. ની સાલ મેળવવા જતાં જે વિરોધ દેખાય છે અને તેને આધારે કવિનો તે ગ્રન્થ હોવા વિષે શંકા ઉઠવાય છે તે વિચારવા જેવું છે.

૩ વળી છાપેલી પ્રતિમાં કવિ અને તેના જન્મસ્થાનની ઓળખ આદિ આપેલાં છે, ત્યારે આમાં તેનો કશોએ ઉલ્લેખ જ નથી. તેમ આરંભભાગની પણ પહેલી બે કડીઓ નથી.

**વિશેષ**-આ હુંડી બૃ. કા. દો. ૧ ભાગમાં તથા પ્રા કા. ત્રિ. અંકમાં પ્રકટ થયલી છે. પ્રતિ બાળબોધ લિપિએ લખાઈ છે. પાઠાંતર મેળવવા જેવાં છે.

## અં. ૬૮-ગ-સુદામાચરિત્ર પ્રેમાનંદ (ર. સં. )-
## (લિ. સં. ૩૮)-પૃ. ૨૦-૩૨

આરંભ-શ્રી ગણેશાય નમઃ અથ સુદામાચરિત્ર લખ્યતે
શુખ સ્વાંમિ કહે સાંભલ રાજા પ્રિક્ષત પુંન્ય પવિત્ર
દશમસ્કંધ અધાએ શ્રી કહુ શુદામાચરિત્ર ૧
સંદીપ રુષિ શુરગુરૂ સરપા વિદ્યાયે અનંત
તેહને મંડે ભણુવા ચાલા હલધર ને શ્રી ભગવંત
તેહનિ નીશાલે સુદામો વડો વિદારથિ કાંહાવે
પાટિ દેખાડવા શ્રી રાંમકૃષ્ણ તાંહાં આવે (કડવું ૧ લું)

અન્તઃ-(રાગ ધંન્યાશ્રી)
જે સુદામાચરિત્ર સાંભલે તેહેના દુખદાલિદ્ર જાય
જનમનું દુષ જાય પામે મુગતિ, મલે શ્રી માધવરાય ॥ ૧૨ ॥
છે વિરષત્ર વડોદરૂં ગુજરાત મધે ગામ
ચતુરવંસી નાત બ્રામણ વિપ્ર પ્રેમાનંદ નામ
સાધુસંતની કીપા થકિ કથા કિધિ અતિસાર
હરિકથા જે સુણે સાંભલે હોસે વૈકુઠવાસ રે (કડવું ૧૨ મું)

સંમત ૩૮ (૧૮૮૮) લષીતં સુરત મધે તાપિતટે નરવાણના અષાડા મધે લષનારથી રણછોડદાસ રાંમ રાંમ શ્રી શ્રી શ્રીર મંગલવારે વ ફ ૯૮ શ્રીરામાય શ્રી કૃષ્ણાય નમઃ

વિષયાદિ-૧. સુદામાના દારિદ્રયનો ઉચ્છેદ કૃષ્ણે તેની ભક્તિ તાણીને કીધાનો પ્રસંગ આમાં વર્ણવેલો છે. ભાગવતના દશમ સ્કધના ૮૦-૮૨મા અધ્યાયમાં કથા અહીં વર્ણવેલી છે.

૨. કડવાં ૧૪ છે. રાગ, ઢાલ અને વલણથી પદબંધ બાંધેલો છે, જો કે વચ્ચે વચ્ચે વલણ દીસતું નથી. પાઠાંતર મેળવવા જેવાં છે.

૩. આ પ્રતિના અંતભાગમાં આગલી બે આખ્યાનોની પેઠે કોઈ કોઈ કડીઓ જણાતી નથી. સમજાય છે તેમ લેખકે એ કડીઓ નહીં લખી હોય અહીં રચનસંવત તેમ જ જે સ્થળે તે રચેલું તેના ઉલ્લેખની કડીઓ લહીયાએ લખી નથી.

વિશેષ-આ આખ્યાન બૃ. કા દો. ભાગ ૨ જામાં પ્રકટ થયું છે. પ્રતિ બાલબોધ લિપિએ લખેલી છે.

२८३२५



अंक ६८-घ-पीपाजीकी कथा-अनंत-(र. सं. ) (लि. सं ) पृ. ३२७३

आरंभ-सब संतनकी आज्ञा पाउ तो पीपाजिकी कथा सूनाउ
गागरुन पूर पांटन स्थानू कियो रास अनंत बषानु १
गागरून पूर बरनू केसा क्षेदि पाप धरम तांहां मेंसा
बहुविधि बाडो कुआ निवासु, ओर मंडप सोहे चहू पासु २
ताही पूर पीपाजी बीराउ परजाकू दुष देय न बाउ
राजरीति राष परषानू रणधरो धरमीष्ट सुजानू ॥३

अन्त-सुरनरमुनी ब्रह्मादीक गावे परब्रह्मका पार न पावें
सापि दास अनंत कहा कवें सारदा लपे न भोर
सेसनाग गावे सदा नौतमगुन उठि ओर ३८
दास अनत विचारके पीपाजीके जस गये
अवजस कहु अंगदके छनीयो संत चीत लाहे ३९
वचन ८८६। विश्राम ३५। संपूर्ण श्रीरामायनमः

વિષય-૧. ઉત્તર હિન્દુસ્થાનના ગાગરોન ગામના રાજા પીપાજી એક મોટા રામભક્ત થઈ ગયા છે. તે પ્રસિદ્ધ રામાનન્દજીના શિષ્ય હતા. પહેલાં તે દેવીભક્ત હતા. એક વખત સાધુ સંતોએ દેવીને અર્પી પીપાજીને આપેલું અન્ન ખાધું, પણ દેવી તો ભૂખ્યાં રહ્યાં અને પીપા પાસે ભક્ષ માગવા આવ્યાં, ત્યારે સંવાદ થતાં દેવીએ પોતાનાથી રામચન્દ્ર અધિક હોવાનુ કહ્યું અને તે સંબંધી ઉપદેશ લેવા પીપાજી રામાનન્દ સાધુ પાસે ગયા. તેમના બોધથી પીપાજી પરમ રામભક્ત થયા. તેમણે ભાગવતની કથાના અમૃતનું પાન કર્યું; પછી પોતાની સ્ત્રીને સાથે લેઈ ગુજરાતમાં દ્વારકાંની યાત્રાએ આવ્યા; સાક્ષાત્ શ્રીકૃષ્ણ સાથે સમાગમ કર્યો અને પોતે ચમત્કારિક દૈવી સંપત્તિમાન થયા, અને સ્ત્રી સાથે ઉદ્ધર્યા. તેઓ બીજે અવતારે નરસિંહ મેહેતા થયા, એમ કહેવાય છે.

૨. આ વિષય ઉપર વર્ણવેલો છે પીપાજીની કથા શ્રીમહારાજા રઘુરાજસિંહ દેવે વિસ્તારેલી નાભાજીની ભક્તમાળ-ભક્તમાળા ના રામરસિકામાં પાને ૯૮૧-૯૯૭ માં વિસ્તારપૂર્વક પીપાજીના અનેક ચમત્કારો સાથે વર્ણવેલી છે.

૩. ગુજરાતમાં પીપાભક્ત સારી રીતે જાણીતા છે અને તેનું એક કારણ પીપાજી બીજે અવતારે નરસિંહ મેહેતા રૂપે અવતર્યાની કિંવદંતી છે.

વિશેષ-૧. પીપા ભક્તનું ચરિત્ર આમાં વર્ણવેલું છે. પદબંધ હિન્દીમાં સંકલિત છે. બાળબોધ લિપિએ પ્રતિ લખાયલી છે.

૨. બે કવિત કવિ તુલસીદાસનાં આ કથાને અન્તે ઉતારેલાં છે.

अयुत भलपाता मे जिव सोच पोचकरे।

## અં. ૬૯—ક-ગરબા-ભાણુદાસ (ર. સં. )-
## (લિ. સં. )-પૃ. ૧-૬.

આરંભ-ગરબા ॥ રાગ અસાવરિ ॥

સં. ૧ જોને વીમાંસી જીવડા રે ॥ આ જુઠો જગત જંજાલ રે ॥ જો ॥ ૧ ॥
નહિ કો તાહારું, તું કેહ તણો રે ॥ તાહારો તે શ્રીગોપાલ રે ॥જો ॥ ૨ ॥
આપણો સગો તો બોલા કો નથી રે॥ આપણો તે એક રઘુનાથ રે ॥જો॥૩॥

... ... ... ...

કેહે ભાણુદાસ ભજો હરિ જો ॥ તેહનો વીલંબ ન કીજીએ લગાર જો ॥૨૨॥
સં. ૨ રામ રુદેમાં રાખજો તમો સાધસીરોમણુ થાજો રે ॥
સં. ૩ તમો આવો માહારા સંત સુભાગી રે મુંને રાંમ તણિ રઢ લાગી રે ॥

વિશેષ-૧ તત્વજ્ઞાન અને વૈરાગ્યના આવા ત્રણ ગરબા આ પ્રતિમાં આપેલા છે.
૨ કેવળ માતાજીના ગરબા તથા ગરબીઓ દયારામના જમાના અગાઉ રચાયાનું કથન આથી નિરાધાર ઠરે છે.

---

## અં. ૬૯—ખ-પદ-પુરૂષોત્તમ-પૃ. ૬-૮.

આરંભ-રાગ કાફીઃ ॥

૧. સજની સાંભળની વચંન ॥ યસોદાનંદજી કેરો તંન
દીઠડે ઠરે છે લોચંન ॥ વણુ દીઠડે વીહીલી મંન ॥ ૧ ॥

... ... ... ...

એવું જાણી મુજને છે ચંતાય ॥ રખે આપણુને મુકી જાય ॥
બાઈ એને શીવસદંન ધાયા ॥ એના ગુણુ જન પુરસોતમ ગાય ॥ ૨૯ ॥

રાગ બેહાગડો ॥

૨. પ્રભુમન પવન દોહો દીશ જાય ॥ સાધ્ય નહી આસાધ્ય હાવાં
કરૂં કુણુ ઉપાય ॥

... ... ... ...

બુદ્ધિ રુપિ લગાંમ દ્યો ચાલે પ્રેમ પંથને માંહ
પુરસોતમ પ્રીત્યે કરી ॥ ગોબ્યંદના ગુણુ ગાય ॥ પ્રભુ ॥ ૧૧ ॥

વિશેષ-અધ્યાત્મજ્ઞાનનાં આ પદ રસભરિત અને સચોટ છે.

### અં. ૬૯-ગ-પદો-નરસિંહ મેહેતો-(લ.-સં.)-પૃ. ૧૦

આરંભઃ-શ્રી રામકૃષ્ણાય નમઃ ॥

૧.રાગ રામગ્રી ॥ આજ માહારે દીવાલી દીવાલીઃ માંહારે મંદીર પધારા વનમાલિા

... ... ... ...

નરસૈયા સ્વામી એટલુ માગું માહરે મંદીર, થકા નવ્ય જેએ રે. આજ. ॥૪॥

૨. પધારોજી ડૂંકાને પગલે મસમસતા મોહનજી આવ્યા ॥ લડસડતા ડગલે ટેક

... ... ... ...

દૂધલે મેહ વૂઠા નરસૈયાને ॥ આગણુએ સઘલે ॥
સાકર કેરા કરા પઢા ॥ રસ વાધ્યો ઢગલે ॥ ૩ ॥

---

### અં. ૬૯-ઘ પદ-રામકૃષ્ણ-પૃ. ૧૦-૧૧.

૧. રાગ કાનડો ॥ રંગભરી રઢઆનિ રે દુર્લભ દીવાલી ॥

... ... ... ...

રામકૃષ્ણ પ્રભુનો રસ પીતાં છૂટો જીવ જંજાલી રે ॥ દ્રુ. ૮ ॥

૨. રાગ કાફી ॥ આજ મારે કાલી ચૌદસ રે ॥ આવી કોણ કર્મને પાર ॥
વસ કરસું વીઠલ વર સુંદર ॥ વીવીધ કરિ મનોહર ॥આજ ॥૧॥

... ... ... ...

પાંચ પસુઆ અનોપમ મંદૂત ॥ ગ્નાંન દીપ અજુઆલા ॥
રામકૃષ્ણ પ્રભુ સુધ્યા પેલો ॥ પરો પેતર પાલા ॥ ૫ ॥ આજ ॥

---

### અં. ૬૯-ङ पदो (हिन्दी) પૃ. ૧૨-૨૨

સુરદાસ, ચત્રુભુજ, વીષ્ણુદાસ, કૃષ્ણુદાસ, પરમાનંદ, ગરીબદાસ, અને ગોવીંદનાં પદો છે.

---

### અં. ૬૯-ચ-પદ-વૈષ્ણવનાથ. પૃ. ૨૩-૨૫

રાગ અસાવરીઃ ॥ સોહીએ સોહીએ રે સંત મેલાવડો ॥

... ... ... ...

વૈષ્ણવનાથ ભણે રે માહારૂ મન મોહી ઉપે ॥ સોહીએ ॥ ૫॥

અં. ૬૯ છ-પદ રામદાસ પૃ. ૨૩-૨૪

૧. સમરથ બડો શ્રીરાંમનાંમ જેણે તરીએ રે ભવસંસાર ॥

... ... ... ...

રામદાસ રવીં રમે રે આનંદ રે ॥ સચરાચર વ્યાપી રહો ॥

૨. આરતી—અભિ નવો ઓછવ રે ॥ મલીયા રે ગોવાલ ॥

૩. પદ પદ્મનાભ એમ પરબ્રહ્મ મલીઆ રે છૂટા સત લખ્ય કોડ ॥

( કવિનું નામ નથી. )

પદ પ્રીતમ સાથે પરવરીઓ ને મથુરાંમાં પરવેસ ॥

કહે રઘુનાથ કર વીનતી ટો આવા ગમન નીવાર ॥

---

अं. ६९—ज—पद हिन्दी (પૃ. ૨૫-૨૮.)

પરમાનંદ દાશ, અને સુરદાસ, અને તુલસીદાસના મલી કુલ ૬ પદ છે.

અં. ૬૯-ઝ પદ-જસવંત.

રાગ હોરી ॥ મારાં આજ સએરા દુષ જાસે રે ॥ દુષ જાસે ને સુષ થાસે રે ॥

---

अं. ६९—झ—पद्—हिन्दी— पृ. ३०-३६

જસવંત, કેવલાનંદ, પરમાનંદ, હરીદાસ, તુલસી, કૃષ્ણદાસ, અને માધવદાસનાં પદ છે.

---

અં. ૬૯—ઞ પદ-નરસિહમેહેતો-પૃ. ૩૬-૩૭

રાગ ટોડી ॥

૧. હીદાલે આવો માહારા વાહાલા ॥ અમને ઘુમણી ઘાલો ॥
નરસઈઆચો સ્વાંમી ભલે મલીઓ ॥ દ્વારકે રાયરે ॥ હીદાલે ॥ ૭ ॥

૨. હીચો રે હીચો માહારા વાલા ॥ હીચડતાં રંગ લાગો ॥
નસઇયાચો સ્વાંમી ભલે મલીયો ॥ જુવતી જોબન જોઇ રાચ્યો રે ॥૩॥

---

अ. ६९—ट. पद्—हिन्दी— पृ. ३७-४०

કૃષ્ણદાસ અને આશાધરનાં મળીને ચાર પદ છે.

---

અં. ૬૯–ઠ–ણુ–પદ–વિષ્ણુદાસ પૃ. ૪૦

ઝમકે ઝમકે રે ઝાંઝર ઝુલતાં રે ॥ ઝમકે ઝમકે રે ઝુમણુ ને ઝાલ રે ॥

... ... ... ...

પુષ્પવ્રષ્ટ અમરો કરે રે ॥ તેહેના ગુણુ ગાયે વીષ્ણુદાસ રે

અં. ૬૯–ત–પદ–નરસિંહ મેહેતો–

પદ–૧ ઝાંઝર ઝમકે ને ઝુલે હીંદોલો ॥

... ... ... ...

તે સુખ નર જુયે નરસઈ મેહેતો ॥ ઝાંઝર૦ ૪ ॥

પદ–૨ સજની ચાલો રે જમુનાં ॥ જમુનાંતઠ કેલ કરે કાંહાંના ॥ ૧ ॥

તાંહાં નરસઈઓ નીત નીત નાચે ॥ સોભા જોઈ સકલ જન રાચે રે ॥

સજની ॥ ૬ ॥

અંક ૬૯–થ–અધારૂજીનો હિન્દોલો. પૃ. ૪૧–૪૨

હરિ મુરત ધાઈએ ॥ આરાધીએ પરબ્રહ્મ ॥

નીરંજન પદ ચાહિએ ॥ હીંદોલા રે ॥ વલી ય નહીં જ્યાંહાં જન્મ ॥

... ... ... ...

કવી શબ્દબ્રહ્મ વીનવે ॥ પરબ્રહ્મ અવીધારય ॥

તું આગલ કો જાણુ નથી ॥ હીંદોલા રે આતમા ત્યોં હાવે પારય ॥

હીંદોલા રે યોગ અધ્યાતમસાર ॥ ૯ ॥

**વિશેષ**–આ અધ્યાત્મજ્ઞાનનો હિંડોલો છે,

अं. ६९ द–पद हिन्दी પૃ. ૪૨–૪૯

પરમાનંદદાસ, હરજી, સુરદાસ, કલ્યાણુ, દેવાકર, ગોકુલદાસ અને ચતુર્ભુજનાં પદ.

અંક ૬૯–ધ–પદ ૨. માધવદાસ પૃ. ૫૦

૧. આજ વ્રજની સોભા અતિ ઘણી ॥ જી રે પ્રગટીયા ગોકુલધણિ ॥

... ... ... ...

વાસે કીધો ગોકુલમાં વાસ રે ॥ બલે જાય તે માધવદાસ ॥

૨. પ્રગટા શ્રી ગિરિવરધારી લાલ ॥ સેવક જન સુખ કારણે જીરે જીરે ॥

એ સુખ જોતાં ત્રપત ન થાયજી ॥ છબીપર માધવદાસ બલે જાયજી ॥

**અં. ૬૯–ન–પદ–ગોવિંદદાસ પૃ. ૫૦–૫૧**

આજ મારે આનંદ અતી ઘણો એ ગોકુલ જેજેકાર ॥

... ... ...

કુસુમ વષ્ટી સુરીનર કરે એ ॥ બલીહારી ગોવંદદાસ ॥

**અં. ૬૯–પ–પદ ૩–નરસિંહ મેહેતો પૃ. ૫૧–૫૨**

૧ જીરે શ્રાવણ વદ દન અષ્ટમી ॥ ભલા જન મારે ગોકુલ માહાં કાંહાંન ।
રંગલીલા ભરી ॥ ૧ ॥

... ... ...

જીરે નરસંઇયો તહાં નૃત કરે ॥ મલી ગાયે રે સઘલી વ્રીજનાર ॥
રગલીલા ભરી ॥ ૧૨ ॥

૨ આવી છે કીષ્ણવધામણી રગ રાતી રે ॥
વાલા ગોકુલની વ્રીજ નાર્ય સાંમગુણ ગાતી રે ॥ ૧ ॥

... ... ...

નરસંઇનો સ્વાંમી મલો રગ રાતી રે .
વાલે ઉતારાં ભવપાર સાંમ ગુણ ગાતી રે ॥ ૫ ॥

૩ હેલી જોવા સરવું આજ રંગભેર મલીઉં રે ॥
લાડકડો રૂપ નીધાંન અંતર ટલીઉં રે ॥ ૧ ॥

... ... ...

નરસંઇને દીધાં રે અભેદાંન રંગભેર મલીઉં રે ॥
લાડકડો રૂપનીધાંન અંતર ટલીઉં રે ॥ ૫ ॥

---

**અં. ૬૯–ફ–ગરબો વલ્લભ પૃ. ૫૨–૫૪**

મંદીર આવા નારદ મુન્ય કે સતભામા તણે રે લોલ ॥

પ્રતિ_બાલબોધ લિપિએ લખેલી છે. છેલ્લું પાનુ પાછળથી લખાયલું છે.

વિશેષ–દેવીભક્ત વહ્લભનો આ સતભામાના રૂસણાનો ગરબો છે.

---

**અંક ૭૦–ક–ઉત્સવનાં પદો– પૃ. ૧૨–૭૯**

સુરદાસ, અમરન, ગોવિંદ, કૃષ્ણદાસ, સુરશી, રસિક, સુગનદાસ, નંદદાસ, ગદાધર, પરમાનંદદાસ, આશકરણ, જગજીવન, ચદ્રસખી, તુલસી, પુરૂષોત્તમ, કુમનદાસ, મુકુંદ, હરિદાસ, લાલન, લછીરામ, તાનસેન, અને દેવીદાસના હિંદી પદો છે. ઉપરાંત નરસિંહ મેહેતો, મીરાં, આદિના પદો પણ છે

**અં. ૭૦–અ–કીરતનમાલા પૃ, ૮૨–૯૫**

પરમાનંદ, ગોવિંદ, કુમનદાસ, સુરદાસ, કશનદાસ, વિઠલ, હ્રષીકેશ, કલ્યાણદાસ, રસિક, ઉગરરાય, અને દ્વારકેશનાં હિંદી પદો છે.

---

**અં. ૭૦–ગ–પવિત્રાનાં કીતન પૃ. ૯૫–૯૭**

કૃષ્ણદાસ, પ્રેમાનંદ, અને મુકુંદનાં મળીને કુલ પાંચ હિંદી પદો છે.

---

**અં. ૭૦–ઘ–વધાઈનાં પદ પૃ. ૯૭–૧૧૫**

ગોવિંદ, કૃષ્ણદાસ, પરમાનંદ, ગદાધર, નંદદાસ, શામદાસ, હરિ, ચતુર્ભુજ, કુમનદાસ, અને વિઠ્ઠલનાં મળીને કુલ ૯ હિંદી પદો છે

---

**અં. ૭૦–ઙ–રાધાજીના જન્મની વધાઈનાં પદ–( લિપિ, ભાદરવા સુદ ૮)– પૃ. ૧૧૬–૨૦.**

કુમનદાસ, પરમાનંદ, અને એક અજ્ઞાત કવિનું, એમ મળીને ચાર હિંદી પદો છે.

---

**અં. ૭૦–ચ–દાણલીલાનાં પદ પૃ. ૧૨૦–૧૨૭.**

સુરદાસ, માધવદાસ, રસિક અને કુમનદાસનાં મળીને ચાર હિન્દી પદો છે

---

**અં. ૭૦–છ–જોગીઆનાં પદ ૫–પૃ. ૧૨૭–૧૩૧**

સુરશામ અને સુરદાસનાં પાચ હિન્દી પદ છે

---

**અં. ૭૦–જ–શ્રીવાંચનીજીનાં પદ–૫ પૃ. ૧૩૧–૧૩૪**

ગોવિંદ, સુર, સુરદાસ, અને પરમાનંદદાસનાં મળીને પાંચ હિન્દી પદ છે. ભાદરવા સુદ ૧૨ ને દિવસે ગાવાનું જણાવેલું છે.

---

**અં. ૭૦–ઝ–શ્રીરાધાજીની આંજીનાં પદ–પૃ. ૧૩૪–૪૫**

દ્વારકેશનાં ત્રણ હિન્દી પદ છે, ભાદરવા સુદ ૧૫ મે ગાવાનું જણાવેલું છે

---

**અં. ૭૦–મ–આસો સુદ ૧૫ નાં પદ–પૃ. ૧૪૬–૧૫૨**

નરસિંહ મેહેતાનાં પદ ૫ ગુજરાતી છે. બાકીનાં પદ હિન્દી છે; ચતુર્ભુજ, પરમાનંદદાસ, હરિદાસ અને મુકુંદનાં છે.

---

## અં. ૭૦-૮-ગરબા પૃ. ૧૫૨-૧૬૨

૧. વાલે તો વીશારી મુકાં દીલથી ઉતારી મુકાં રે ઓધવજી ॥

... ... ...

**હેમના** શાંભીને એટલું કેજો ॥ થોડે પીતે ઘણુ રીઝી રે ॥ ૧૧ ॥

૨. તારી મોરલીએ મન મોહ્યુ રે ગેલી થઈ ગીરધરીઆ
સાસુ કેહે વઉને વંતર વળગુ ॥ અછરીઆ ઉતરાવો રે ॥
દીએર કેહે ભાભીને બાધો ॥ શાટકડા ચટકાવો રે ॥ ૧ ॥

... ... ...

નરસઇયો તાંહાં બલે બલે જાઓ ॥ ભવનાં તે બંધન કાપો રે ॥૫॥

---

૧. ગઉ છોડવાની રે હો કાંહાંનુડા વેળા થઈ છે તાહારી ॥
શઉ ગોવાળીઆ ગઉ છોડીને તાહરી જુએ છે વાટ રે॥ ૧ ॥

... ... ...

**કાંહાંન મોહનજી પુરી** લાગી રમત માંડી જદુનાથે ॥ ૪ ॥

---

૨. ભમતા ને ભમતા રે હો આવા મથુરાંમાં વેણુધારી ॥

... ... ...

**કાંહાંન મોહનજી પુરી** લાગી દાણ લઇને મને મેલી ॥ ૩ ॥

---

૩. ઓટી થઇએ રે હો વાહાલા રે માહારા મઈ વેચવા દુર જાવું ॥

... ... ...

**કાંહાંન મોહનજી પુરી** લાગી આંમલે પડશે વાત ॥ ૩ ॥

---

૪. રાધા થઈ ગેલી રે હો તાહારી મા મુજને શું કરશે ॥

... ... ...

**કાંહાંન મોહનજી પુરી** લાગી કેમ કરી વાઇસુ વેણુ ॥ ૪ ॥

---

૫. હવડાં જાવા દોની રે હો વાલા મારા મલીસુ માંહાંજમ રાતે ॥

... ... ...

**કાંહાંન મોહનજી પુરી** લાગી દાણ લેઇને મને મેલી ॥ ૫॥

---

૬. મળવાને મન તપે રે હો રાજ માહારી મોગેરા સુ થાઓ છો ॥

... ... ...

કાંહાંન મોહનજી પુરી લાગી હેલ શખી બલીહારી ॥ ૪ ॥

૭. મોરલી મંત્ર ભણીને વજાડી વાલે વનમાં માંહાજમ રાત ॥
કાંહાંન મોહનજી પુરી લાગી ॥ એમ કરી જે ગેહે વાલાં ॥ ૪ ॥

---

૮. હું તો જબકીને જાગી રે ॥ વલભ તાહારી વેણુ સુણીને થઈ ગેલી ॥

... ... ...

કાંહાંન મોહનજી પુરી લાગી ॥ રમીઆં રસીઆ સાથે ॥ ૪ ॥

---

૯. લતા થઈ થઈ બોલે રે નટવર નાગર નાચે વચમાં ॥

... ... ...

કાંહાંન મોહનજી પુરી લાગી ॥ રમીઆ રસીઆ સંગ ॥ ૪ ॥

---

૧૦. મુજને ગાએલ કીધી રે વાગી તાહારી આંખલડી અણીઆલી ॥

... ... ...

કાંહાંન મોહનજી પુરી લાગી ॥ શરવ રણ સંભાલ ॥ ૪ ॥

---

૧. મથુરાંમાં કાંહાંન અવતરા કાહાનુડા રે ॥ તમે ગોકુલમાં આવા રંગે રૂડા રે ॥

... ... ...

રાજેના રસીઆ નાયજી ॥ કાં ભગવંત વછળ ભગવાન ॥ રંગ ॥૧૦॥

---

૧. મથુરાંમાં મોહનલાલ નહીં દેઉં જાવા રે ॥

... ... ...

કશાણજીના જીવન આણુ જાઓ વાઇ રે ॥ ૫ ॥

---

૨. શમજાવી રે બીજની નાર મારે નાથે રે
પછે રથમાં બેઠે જાએ હળધર સાથે રે ॥ ૧ ॥

... ... ...

કશાણજીના જીવણ આંણુ છો રંગરેલી રે ॥ ૪ ॥

---

૧ કાનુડો તે કાળજાની કોર છે ॥ જો રે એની કાંનુડો કાળજાની કોર છે ॥

... ... ...

**મીરાં** કે પ્રભુ ગીરીધર નાગર ॥ ચરણ કમલ ચીત ચોર છે ॥ ૫ ॥ જોરે ॥

---

૩. ઓધવજી મોકલા આજ ગોકુલ આવા રે ॥

... ... ...

કૃશણુજીના જીવણ પ્રાંણ ગોકુલ આવા રે ॥ ૫ ॥

---

૨. ઓધવજી એક વીનતડી તમે જઈ વાલાને કેહેજો રે ॥

... ... ...

રાજેના પ્રભુ અંતરજામી એક વાર ગોકુલ આવો ॥ ૫ ॥

વિશેષ-આમા હેમદાસનો એક, નરસિંહ મેહેતાનો એક, કાહાંન મોહનજીના દશ, રાજેના બે, અને કશણજીના ત્રણ મીરાબાઈ એક, એમ કૃષ્ણની ગોકુળલીલાના ગરબા છે, રસભર અને પ્રાસાદિક છે

---

અં૦ ૭૦-ઙ-श्रीगोशाईंजीनी वधाइ-हिन्दी-पृ. १६३-१६७

माणेकचंदनां बे, गोविंदना बे, सुरनां बे, माधवदासनुं एक, आशकरणनुं एक, अने रसिकप्रीतमनुं एक, एम कुल ९ पद छे ॥

આ નવ પદ પછી બાર પદની અનુક્રમણિકા આપેલી છે, પણ એ પદ અહીં આપેલા નથી

---

**અં. ૭૦-ઙ-વસંતપંચમીનાં પદ- પૃ. ૧૬૮-૧૭૩**

હરજીવન, ગોપાલ, કુમનદાસ, ચતુર્ભુજ, રસિક, પરમાનંદદાસ, કૃષ્ણદાસ, ઉગરદાસ, એમનાં મળી દશ હિન્દી પદ છે

---

**અં. ૭૦-ઢ-છૂટક પદ- પૃ. ૧૭૩-૨૦૫**

ઉપરના કવિઓનાં હિન્દી પદો છે.

વિશેષ-આખી પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે પાના ૨૦૬-૨૦૮ માં ૬૩ રોની અનુક્રમણિકા આપેલી છે.

---

**અં. ૭૦-ણ-પદો-નરસિંહ આદિનાં**

(ઉપર જે હિન્દી પદો નોંધેલાં છે, તેમાં વચ્ચે વચ્ચે આપેલાં ગુજરાતી પદોની નોંધ અહીં આપી છે)

૧. રાગ બીલાસ ॥ શાચા શમ ઘીડા ॥ શ્રી ગોકુલ કાઓરે જાસુ ॥

... ... ...

ભીમના રે ઠાકોરને જઈ એહુ, શદા શોહાગણ રહેસુ રે ॥ ૨ ॥

(પદ ૭ મું, પાનું ૧૪)

૧. રાગ અશાવરી ॥ વાશ નહી જાંહાં વઈશણવ કેરો ॥ તાંહાં નહી વસીએ વાસડીઆ ॥

... ... ...

બંણે નરેશાઈઓ ભારે મારી માવડલી દશ માશડીઆં ॥ ૩ ॥

(પદ ૯ મું, પાનું ૧૫)

૧. રાગ અશાવરી ॥ મેહેતા છઈએ માધવજીનાં ॥ મહીના આપો આગલથી

... ... ...

રામકૃષ્ણ કેહેતાં જમ નાઠા ॥ તે જોએ પામા પેહેલી ભાગલથી ॥ ૨ ॥

(પદ ૧૦ મું, પાનું ૧૫)

૨. રાગ રામકલી ॥ સાંભળ શજની રે ॥ શપણા અંતરમા લાધુ ॥

... ... ...

નરસઈઆચો સામી ભલે મલીઓ એટલે હુ જાંગી ॥ ૪ ॥

(પદ ૩૬ મું, પાનું ૨૪–૨૫)

---

૧. શ્રીબલ ભગ નેહે પ્રગટીઓ શ્રીગોકુલના રે નાથ ॥
એવા પ્રભુને નહીં ઓલખા ॥ પછે ગશશો રે હાથ ॥ ૧ ॥

... ... ...

એ સુખ નહીણે દેખાડજો ॥ માંગે દાશનો દાશ ॥ ૧૭ ॥

(પદ ૩૭ મુ પૃ. ૨૫–૨૭)

---

૩. રાગ ભેરવ ॥ ધાંન ધર ધાંન ધર નંદજીના કુએરનું ॥ જશોદાના જીવંણનું ॥ જે થકી અખીલ આણંદ થાએ ॥ ૧ ॥

... ... ...

નરસીઆંને મંન આણંદ અતી ગણે પુશપ મુગતાફલે લઈ વધાવે ॥

(પૃ. ૨૮–૨૯)

---

૪. રાગ ભેરવ ॥ રેત રજની જારે ખટ ગડી હોએ તારે સાધુ પુરષને સુંઇ ન રહેવુ ॥

... ... ...

નરસઇઆચો સાંમી એ માગુ ચરણુ ચીત રાખ તું વંનમાલી ॥ ૩ ॥
(પૃ. ૨૯–૩૦)

---

માહારે આગણે હોજી તુ તો આવો ના ॥ ના એકલો કણુશાવો ના ॥

... ... ...

કુડા શોગન નંદજીના ખાવો ના । શાત શખી મલી મંગળ ગાએ ॥
જુઠી બનત બનાવો મા ॥
(પૃ. ૩૧)

---

૧. આવી મલો શાહેલડીજી ॥ હઇડે હરખ ન માએ ॥

... ... ...

માધવદાસ માંગે શદાજી ॥ શ્રીગોકુલમાં વાસ ॥ ૧૫ ॥
(પૃ. ૩૧–૩૩)

---

૨. જે જે લાલ ગોવરધંનધારી ॥ સુદર રૂડાં નામજી ॥

... ... ...

માધવદાસ એટલું માગે ॥ શ્રીગોકુલમાં અવતરીએજી ॥
(પૃ. ૩૩–૩૯)

---

૨. ૧. ધંન આઠેમ અંધારી એક કે ભાદરવા વદી રે લોલ ॥

... ... ...

કેહે હરિદાસ કે દરશણુ નીત આપજો રે લોલ ॥
તમારી રે લીલા અનંત અપાર હરદેમાં વાપજો રે લોલ ॥
(પૃ. ૩૪–૩૫)

---

કરજોડી પદ વંદીએ રે અકુલ શ્રીવલ્લભ દેવ ॥

... ... ...

જેનાં ગંગ પ્રભુ ગુણુ ગાએ રે ॥ હોએ દેવકી નંદજીની કીરપા હોએ ॥
(પૃ. ૩૫–૩૭)

---

૩. પુસ્ટી મારગ તણા મરમ દશ જાણીને ॥ જાતે આચરણુ કરે હરદે વીચારી॥

... ... ...

આપણા દાસની બાંહે શાહો ॥ દશમો મરમ જે અનુભવે શ્રીકૃષ્ણની
કીરપા થાઓ ॥ (પૃ. ૩૭–૪૦)

---

૪. પુસ્ટીમારેગ સીધાંતની ॥ સાંભલો વલભરાએ ॥
શોભા જોઈ હરીદાસ આનંદ મંગળ ગાએ ॥ (પૃ. ૪૦–૪૨)

---

૧. ગરબા ॥ મારેગ મુકો નાથજી ઘેર જાવુરી ॥ મારે માથે મહીનું માટ,
ખોટી થાવુ રે ॥
રાજેના રસીઆ નાથજી ઘેર ॥ મારો પ્રાણ, તમારી સાથ ખોટી થાવુ રે ॥
(પૃ. ૪૧)

---

૨. હું વારી જાઉ વીઠલા ગેર આવો રે
માહારા હઇડાં તાડાં થાએ હશી બોલાવો રે ॥

રાજેના રશીઆ નાથજી ઘેર આવો રે
પ્રભુ પુરો મંનની આશ હશી બોલાવો રે ॥ (પૃ. ૪૧–૪૨)

---

૩. વાટડી જોતાં આવી આ શાહેલી રે ॥ મેં તો મુખ જોવાને કાજ લજા મેલીરો
રાજેના રશીઆ નાથજી શાહેલી રો વાહાલો પુરણ પરમાનંદ લજા મેલીરો
(પૃ. ૪૨)

---

૪. રાગ કાફી ॥ કાંનુડે કાંમણ કીધુ ॥ હાં રે શખી કાંનુડે કાંમણ કીધુ ॥
દાસ રાજેના પરભુ અંતરજાંમી ॥ શપણામાં દુખ પામી ॥ (પૃ. ૪૫–૪૬)

---

૧. કાનુડે ગેલડા કીધલાજી ॥
મહીની મટુકી લીધી વાલે ધુકી ગોરશ હમારડાં પીધાંજી ॥ ૧ ॥

મીરાકે પરભુ ગીરીધર નાગરા તનમન હમારાં લીધાંજી ॥૪॥ (પૃ ૪૬–૭)

---

૨. હો રાજ તારે લીલવટ ટીલક બીરાજે ॥
રાજ મારે મંદીરીએ પધારો ॥ કેહે મીરા બલીહારી હો ॥૭॥ (પૃ. ૫૨)

---

૩. વીઠલ રહો રે વશી મારે મન વીઠલ ॥
મીરા કે પ્રભુ ગીરીધર નાગર શગલાં દુખ ગયાં ખશી ॥ ૩ ॥

---

૫. હોરો હોરી રે ગીરીધર હોરો ॥ હુ તો જોઉ તારી મોલડાંનો તોરો રે ॥
હુ તો મનવાંછીત ફલ પામી॥ ભલે મલો મેતા નરશઇનો શાંમી ૩ (પૃ. ૬૭)

૬. રાગ ગોડી ॥ હાં રે શખી સુંદર શાંમલીઓ ॥ ગઉધેન સંગ ગોપી વર
વલભ સાંજ શમે શામો મલીઓ ॥
નરસાઇઆચો શાંમી ભલે મલીઓ ॥ ભવશાગરનો ભેએ ટલીઓ ૩ (પૃ.૬૮)

૭. રાગ માલગોડી॥ આજ વંદરાવન આણંદશાગરા ॥ શામલીઓ રંગ રાશ રમો॥
ભણે નરશઇઓ ધન ખીજનારી ॥ જેને કાજે જોગી દેહ દમો ૪ (પૃ ૧૪૬)

૮. હાં રે તમે શાને કાજે શઉ કાંઈ આવાં ॥ સુ છે તમારે કામ રે ॥
નરશાઇઆચો શાંમી શંગે રમતાં॥ ગોપી આપ સરીખી કીધી રે ૪ (પૃ.૧૪૮)

૯. આવાં રે અમે આશ ભરાં ॥ વાહાલાજી અમે આવાં આશ ભરાં॥
નરસાઇઆચા શામી સંગ રમતાં॥ રાજી થઈ ખટમાશરે અમે ૩ (પૃ. ૧૪૯)

૧૦. નારાયણનું નામ લેતાં વારે તેને તજીએ રે ॥ નારાયણ ॥
ભણે નરસઈઓ રાશમંડલમાં માહારા વાહાલસંગે તાં માહાલી રે (પૃ.૧૫૧)

વિશેષ-૧. આમાં નરસિંહ મેહેતાનાં ૧૭; માધવદાસનાં ૨; પુષ્ટિમાર્ગનાં હરિદાસનાં ૪; રાજેનાં ૪; મીરાનાં ૩; ભીમનું ૧, અને રામકૃષ્ણનું ૧.

૨. આમા નોંધવા જેવું એ છે કે પુષ્ટિમાર્ગની પ્રણાલિને નિર્દેશનારાં ત્રણ પદ હરિદાસનાં છે.

## અં. ૭૧-ક-વિવેક વણઝારો પ્રેમાનંદ (ર. સં. )
## (લિ. સં. ) પૃ. ૧૨

આરંભ:—

વરણુવુ ગણપતી શારદા વણજારા રે સતગુરુને લાગુ પાએ સમજ મન મારા રે ॥૧॥
સંમરણુ કરૂં સી રામનું વણ૦ પદબંધ મનોહર થાએ સમજ. ॥ ૨ ॥

અન્ત—

તે મુગતીનું ફલ પામસે વન૦ જનમદુષ ન દેષ લગાર સમી(મજ)૦ ॥ ૧૬૬ ॥
સી ગુજરાત દેશમે ગૌધંન વન૦ વીર ખેતર વરોદરૂ ન(સ)મ૦ ॥૧૬૭॥
ગનાત ચૌવીસ વીપ્રની વન૦ કંસ(કૃષ્ણ)ને સુત પ્રેમાનંદ ન(સ)મ૦ ॥ ૧૬૮ ॥

એ વીવેખ(ક) વણુંજરે પૂરો થયો વન● ભઅરમં ગાંનં ઉપદેશ સમી૦ ॥૧૬૯॥
એ વનંજારો જે સાંભરે(ળે) વન૦ તેને ટલે કરમ કલેશ સમી(મ)જ૦ ॥ ૧૭૦ ॥
જે પરમેસંરને અંનુસરે વન૦ તેને થાએ મનવાંચી(છીત) કામ સમી(મ)જ૦॥૧૭૧॥
ભટ (પ્ર)માનંદ એ(I)ચરે વન૦ સરવ સમરો સીતારામ સમી(મ)જ૦ ॥ ૧૭૨ ॥

વિષયાદિ ૧.–આત્મા રૂપી વણજારો અને પ્રવૃત્તિનિવૃત્તિ રૂપી બે સ્ત્રીઓ કલ્પી, પ્રવૃત્તિથી વેઠવાનો સંતાપ, અને નિવૃત્તિથી થનારી પરમ સુખની પ્રાપ્તિ વર્ણવી, તત્ત્વજ્ઞાનનો બોધ પામર મનુષ્યોને કવિએ સુંદર રીતે કરાવેલો છે.

૨. કુલ કડીઓ ૧૭૨ છે.

વિશેષ–બૃ. કા દો. ૧ લા ભાગમાં આ વણજારો પ્રકટ થયેલો છે પ્રતિ બાલબોધ અક્ષરે લખેલી છે, જો કે વચ્ચે ગુજરાતી લિપિમાં અક્ષરો અને આંકડા લખેલા છે. પ્રતિનું લખાણ ઘણું અશુદ્ધ છે. પાનાની સંખ્યા લહીઆએ આપેલી નથી. વચ્ચે બે કોરાં પાનાં છે. તેમાં પેન્સીલથી 'ભોજન કરવાને ઉઠીએ વાકા વનમાલી'થી શરૂ થતી કવિ પ્રીતમની થાળ લખેલી છે. વણજારાની પહેલાંનાં પાંચ પાનામાં 'પ્રીતમે અને વલ્લવ'નાં બે અશુદ્ધ પદ લખેલાં છે.

---

## અં. ૭૧–ખ–છૂટક પદો . પૃ. ૮.

પદ (રામકૃષ્ણકૃત) આવે આવે રે નંદનો લાલ લટકે આવે ॥

૧૩ પદ કબીર–पछी कबीरनां १३ हिन्दी पदो उतारेला छे.

૧ પદ મીરાં–मीरांनुं एक हिन्दी पद घणुं ज अशुद्ध लखायलुं छे.

હરિભટે રચેલા ડાંગવ રાયના આખ્યાનની માત્ર દશેક કડીઓ લખેલી છે.

પદ–નરસિંહ મેહેતો

રાગ ગરબી ॥ અલબેલાજી આવો મારી શેરીયે રે નંદજીના નંદલાલા ॥

દધીશમાનાં કીર્તન

ગરબી–દયારામ

સાખી–મોર મુગટ શીશ ધરો મુખ મોરલી ધનઘોર
વંદાવનકી કુંજમે જે જે જુગલ કીશોર ॥
હરે ગીરધારી ગાજંતો રે આવે શ્રીવૃંદાવનની વાટે રે ॥ ગી૦ ॥

પદ–હેમો

ગરબી ॥ અની હો રે રંગભીની ગોવાલણી આવે ॥ થૈયાં થૈયાં કરતી આવે ॥ રંગ૦ ॥

•પદ–નરસિંહ મેહેતા ૯ કડી.

લાડકડા નંદના છઈયા આવો મારી ગાવડી હેરા ॥

વસોણાનું પદ-નરસિંહ મેહેતા

મોકલે જશોદાજી કુંવર તમારો હમ ઘેર મહીડાં વલોવવા'રે લોલ ॥

(પંદરેક કડી છે.)

પદ-કાનપુરી.

હું તો મીત આવે છે દાંણું આજ શું ભૂલી ગઈ.

વિશેષ-આ બધાં પદો બાળબોધ લિપિએ લખાયલાં છે, જો કે વચ્ચે કેટલાક અક્ષરોના મરોડ ગુજરાતી લિપિના છે. ૮ પૃષ્ઠ પછીનાં બાકીનાં પાનાં કોરાં છે. પ્રતિ ખવાઈ ગયલી છે.

---

## અં. ૭૨-ક-નંદબત્રીસી-શામલભટ્ટ-(ર. સં. (લિ. સં. ૧૮૯૮)-પૃ. ૧-૫૯

આરંભઃ-શ્રીગણેશાય નમઃ ॥ અથ વારતા નંદબત્રીસી લષી છે ॥

શ્રી શારદાને નામું સીશ આરાધું ઉમયાપતી ઈસ ॥
શ્રી ગણપતીના પુજુ પાએ જેથી કામ સરલ સીધ થાએ ॥

... ... ...

કહુ કથા નંદબત્રીસી તણી । બહુચર માતની કીપા ઘણી ॥

અન્ત-શ્રીગોડ માલવી વીપ્ર સુલ શ્રીય-નગરમાં વાસ ॥
સુત વીરેશ્વરજી તણો વારૂ-બુધવીલાસ ॥ ૮ ॥
શ્રી ગોડ ભ્રામણ શામકી । ઔદિચ ભ્રામણ ગૌતમી ॥
ગોપીપરામાં વાસ કેહે કવી સામલદાસ ॥ ૧૫ ॥

ઇતીશ્રી નંદબત્રીસીનું આક્ષાંન સંપુરણઃ શ્રી રસ્તુઃ કલ્યાણમસ્તુઃ શુભં ભવતુઃ સંવત ૧૮૯૮ ના વર્ષે જ્યેષ્ઠ સુદ ૭ વાર બુધે લખી છેઃ લષતંગ મેહેતાજી ક્રષ્ણારામ અંબારામ સ્વહસ્તે પોતાનું પુસ્તક કર્યું છેઃ

વિષયાદિ-વસ્તુ પ્રસિદ્ધ છે. કડી ૬૧૫ છે.

વિશેષ-આ વાર્તા બૃ. કા. દો. ભાગ ૧ માં પ્રકટ થયેલી છે. પ્રતિ બાલબોધ અક્ષરે બ્રાહ્મણ લહીઆએ લખી છે. છતાં ઘણીજ અશુદ્ધ છે. પ્રતિ જૂની નથી.

---

## અં. ૭૨-ખ-છૂટક પદો પૃ. ૬.

આરંભ-ધર્મનાં લક્ષણ લષાં છેઃ

આવું તે તો વાવરો ખરચું તે તો થઈ
અંતકાલે અલગુ રહેસે કાંઈ એક હુરપર ॥ ૧ ॥

અન્ત-એ મમસા જન્મ નહી મલેઃ ફરી ફરીને ચાહાવો
કેહે માંગજી હરી ભજોઃ મુકો લોભનો દાવો ॥ ૨૨ ॥

આરંભ-(દાનની શીખ)
દાતારનું મુષ દેવતા ॥ પાપ દીવસનું જાણે ॥
અંગોઅંગે વરણીએ તો ॥ શરીર સાથે લખાએ ॥

અન્ત-દાતારને ને સત્યને સ્નેહ ઘણોઃ સામલીયાની સાથે ॥
તે ભવસાગરમાં તરીયાઃ તેહ હરીએ ઝાલા હાથે ॥
સુરપ સરષો માંગજી કેહેઃ સોપ ટાલો માહારો ॥
આ વારમાં ઉગારજોઃ એક આસરો તાહારોઃ ॥

પદ-ગર્ભવાસનું રણછોડ
સમજ સમજ સાધુ સ્હન જાંણુ; ભૂલો ભટકો ચારે પાણઃ

ઘોળ-રણછોડ (૭ કડી)
હરીજન હોય તે હરીને ભજેઃ ॥ તજી વીસે વીકારઃ ॥

પદ-પ્રીતમ (૯ કડી)
સત લક્ષણ અંતીસે સોહામણાઃ જે નીચંત વરતા થઈ સંતઃ ॥

ઘોળ-રણછોડ (કડી ૭)
કામણગારા રે કાંહાનજી ॥ કામણ કીધુ છે કાંઈ ઃ ॥
તુ તો રામરટણ કર રંગમાંઃ ॥ અંગમાં ઉપજે આનંદઃ ॥

પદ-પ્રીતમ—ગોવંદ ભજ ભાવસુ ॥ ગોવંદ ભજ ભાવસુ ॥
શણગારનો ગરબો-વલ્લભ
આ ગરબો છપાયલો છે. આ પ્રતિમાં ગુજરાતી લિપિએ ઘણો જ અશુદ્ધ લખેલો છે. પ્રતિનાં બાકીનાં પાનાં કોરાં છે.
વિશેષ-આ પદો બાળબોધ લિપિએ લખેલાં છે.

---

નં. ૭૩-ક-ચંડીનું આખ્યાન-શિવદાસ (ર. સં. ૧૩૭૭, ? ૧૬૭૭)-(લિ. સં. ૧૮૬૪)-પૃ. ૩-૩૫

આરંભ-(પહેલાં બે પાનાં ન હોવાથી રીતસરનો આરંભ નથી.)
... ... ... કીપા કરી મુઝને આજ ॥
.... ... કહૂ કીપાનીધી પુછું છઉં ઉલાશ ॥
મે વ્યઆશ તણે મુખે ॥ ભલા દેસે વેદ શાહાસ્ત્ર અતીહાશ ॥

વલી પ્રશ્ન પ્રગટયુ મંન માંહાં ॥ કોહો મુજને રૂષીરાએ ॥
શ્રી આદ શકત(ક્ત) કેરા ગુણ સ્વાંમી ॥ સાંભલવા મંન થાએ ॥
જે શકતી શદા શહુને તંન વાપી ॥ જગત વીખે જેહેની આશ ॥
તેહેનાં પ્રાક્રમ કોહો મુને સ્વાંમી ॥ દયા ધણી મંન આંણી ॥
(કડવું ૨ જું)

અન્ત-(રાગ પ્રભાતી)

કવી કેહે હું અલ્પમતી મૂઢ ॥ મૂઢપણે કીધો પદબંધ ॥
પદ પાંચશે ને પંચવીશ ॥ રાંધ (રાગ) શોલી કડવાં એકત્રીસ ॥
સંખેપે કહ્યું આક્ષાંન ॥ પ્રથમ પરણમુ ભગવાંન ॥
એના ગુણ બ્રંમા દેવ ન જાણે ॥ તે શીવદાસ શી પેરે વીખાંણે ॥
શ્રી ગુરૂ વ્યાશ ભૂદર પદ વંદી ॥ અંબાચરીત્ર કહ્યું આનંદી ॥
આશો શુદી આઠેમ પાવંન ॥ પ્રથમ આરંભ કહ્યો તે દીન ॥
શંવત તેર (?) શતોતેર ૭૭ ઝાંણ ॥ કારતેક શુદી પંચમી પ્રમાંણ ॥
તે દાહાડે પુરંણ થયું આક્ષાન ॥ ઝીહીવા ઝશ આપો ભગવાંન ॥
કાલાવાલા કરઝો પ્રમાંણ ॥ કોઈ ખોડ મો દેશો શુઝાંણ ॥
પંડીત કોઈ મને દેશો દોશ ॥ શરવને કીપા કરો રંણછોડ ॥
આગન માંહાં ફુલ માહા પ્રોઢ ॥ એ આગલ હું કવણ મતી મૂઢ ॥
તેહ તણો મે ગ્રહ્યો આધાર ॥ શંખેપે કીધો વીસ્તાર ॥
શતભગીરથ (સ્તંભતીર્થ) માંહાં ઝલ નીવાશ ॥ મહીશંગમ
તીરથ છે પાશ ॥
કવી વીરણદાશને મૂખ વાંણી ॥ કથા કરી મે આનંદ આંણી ॥
કવી નાગર શાથણી તીરથ (સ્તંભતીર્થ) વાશ ॥ શ્રી રાંમઝંન કેહે
વીરણનુ દાશ ॥ કડવાં ૨૧ ॥

શ્રી રાંમઝી શત છે ॥ અઇતી શ્રી આક્ષાંન માત ચંડીનૂ લખું છે શંપુર્ણ ॥ શ્રી શુભં ભવતૂં ॥ કલ્યાણમસ્તુ ॥ પ્રત પ્રમાંણે લખુ છો લખનારને દોશ નહી ॥ ભૂલ્યો ચુકો તપાશી વાચઝો મમ દોશો ન દીઅતે ॥ એ ચોપડો વાંચવા લેઈ ઝાએ તથા ચોરી લેઈ ઝાએ તેહેને માથે પાપ ચોરાશી પ્રગણાનું પાપ છે ॥

વિષયાદિ-૧. માર્કંડેય પુરાણમાંના સપ્તશતીના આખ્યાનને આધારે આ ચંડી આખ્યાનનો પદબંધ સારરૂપે કવિએ કીધો છે.

૨. રાગ અને કડવાંથી પદબંધ બાંધેલો છે; આમાં ઢાલ કે વલણ કે ઉથલો નથી. કડવાં ૨૧ છે. કડી ૫૨૫, ૧૬ રાગ અને ૩૧ કડવાં હોવાનું કવિ જણાવે છે.

વિશેષ-૧. આ આખ્યાન પ્રકટ થયું નથી. આ પ્રતિમાં રચ્યા સંવત ૧૩૭૭ આપેલો છે, પરંતુ તેમાં લહીઆનો દોષ હશે, કારણ શિવદાસનાં બીજાં પ્રકટ તેમ અપ્રકટ

આખ્યાનોથી જણાય છે તેમ તેનો કવિજીવનકાલ સત્તરમા સૈકાની અડધી સદી પછીનો, એટલે સંવત ૧૬૫૦ પછીનો ગણાય છે. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે, જો કે કેટલાક અક્ષરોનો મરોડ બાળબોધને અનુસરતો છે. આ આખ્યાન સંવત ૧૮૬૪ની આસપાસ લખાયલું હશે, એમ આ પ્રતિમાંના બીજા આખ્યાનની લિપિ સંવતથી સમજાય છે.

૨. ભાલણે રચેલી સપ્તશતી પ્રા. કા ત્રિમાસિકમાં પ્રકટ થયલી છે, તેમ જૂનાગઢના રણછોડજીએ પણ સપ્તશતીનો અનુવાદ કર્યો, તે પછી તળાજાના એક કણબીએ અને કવિ પ્રેમાનંદે પણ કર્યો છે.

---

## અં. ૭૩-બ-ચંદ્રહાસ આખ્યાન-વિષ્ણુદાસ-(ર. સં. ૧૬૩૪)-(લિ. સં. ૧૮૬૪)-પૃ. ૩૫-૮૪

**આરંભ**-શ્રી ગણેશાએ નમંઃ ।। શ્રી ગરૂભોએ નંમહાઃ અથ આક્ષાંન રાજા ચંદ્રહાશનું લખુ છે ।।

રાગ રામગ્રી ।। પ્રથમે પ્રણમુ ।। ગવરીનું બાલજી ।। શંભુને ।। શુત શુંઢાલજી ।।
મયા કરો મુજને કીજીએ ।। દેવ દયાલજી ।।
ઢાલ ।। મયા મુજને ।। કીજીએ ।। જશ દીજીએ માહા પ્રોઢ ।।
હું મંદમતી તુજને સ્તવું ।। મત માહારી છે મુઢ ।।
... ... ...
માહારા ગુરને ચરણે નમુ ।। હરી ભક્તને લાગુ પાએ
જેહેની કીપાએ કરી ।। પદબંધ પુરંણ થાએ ।।
અશ્વમેધ તણી કથા ।। શાંભલે અઘ મુકાએ ।।
કર જોડી વીશણુદાશ કેહે ।। હરી ભગતનો મહીમાએ ।।

**અન્ત**-(પ્રભાતી) (કડવું ૧ લું)

રંગીક વાંણી રાગ ત્રેવીશ ।। શંક્ષા હું પદ કડવાં ત્રીશ ।।
બુધ્યમાંને બોલો નીરવાંણુ ।। પદ પાંચશેહુ ચાલીશ પરમાંણુ ।।
શંવત ૧૬૩૪ શે શાર ।। ચૈત્ર માસ ઊતંમ ગુરૂવાર ।।
કૃષ્ણ પક્ષ ને તીથી ત્રયોદશી ।। શુંણી કથા માહેરે મંન વશી ।।
અજાણે કીધો અભ્યાશ ।। બે હુ કર જોડી કેહે વીષ્ણુદાશ ।।
।। કડવા ૩૧ ।।

આક્ષાન ચંદ્રહાશનું શંમપુરણ લખુ છૈ શમત ૧૮૬૪ ના વરખે માગશીર શુદ ૧૩ વાર શનીઊ શંપુરણ થઊ છ ।। કાંનો માત્રે અક્ષેર ભુલા ચુકા તપાશીને વાંચજો લખનારને દોશ નહી દેવો એ ચોપડો પારડીવાશી મેહેતા

શીવનારાએણનો છે જે કાઈ વાંચવા તથા ચોરી લેઈ જાએ ને ઓલવે તેહેને ચોરાથી પ્રગણાનું પાપ છે ા માતા ચંડીકા પુછે ા

વિષયાદિ-૧. શ્રી મહાભારતના અશ્વમેધ પર્વને આધારે, નિરાધાર રાજપુત્ર ચંદ્રહાસ વિષ્ણુભક્તિના પ્રતાપે રાજ્ય પ્રાપ્ત કરી કેમ યશવાન્ થયો છે તેની કથા આ આખ્યાનમાં વર્ણવેલી છે.

૨. કડવાં ૩૧ છે. જો કે મૂળમાં ૩૦ ની સંખ્યા આપી છે. પદબંધ રાગ, ઢાલ, અને ઉથલાથી બાંધેલો છે, જો કે નવો ઢાલ તેમ ઉથલો જણાતા નથી. રાગ ૨૩ અને પદ કુલે ૫૪૦ હોવાનું કવિ જણાવે છે.

વિશેષ-આ આખ્યાન છપાયું નથી. પ્રતિ ઘણી જ અશુદ્ધ છે; ગુજરાતી લિપિએ લખાયલી છે.

---

## अं. ७३-ग-दाणसमेना सवाया-अर्जुन-(र. सं. )
## (लि. सं. )-पृ. ८४-८४

*हिन्दी भाषामां रचायला छे. गुजराती लिपिए अशुद्ध लखायला छे.*

---

## અં. ૭૩ ઘ-દાણલીલાના સવૈયા-જીવરાજ (ર. સં. ) (લિ. સં. ) પૃ. ૮૮-૯૨

આરંભ-પ્રાત શમે બ્રીજ ગોપ સખા ા બ્રીજ રાઝ મલો એક બાત બીચારી ા
ગોકુલની ગ્વાલણી સુંદરી રે ા મથુરાં મહી વેચવા ઝાએ છે નારી ા
વાટ વલાંમણીઓ પીએ કાંમેની ા માંહા વન માહા વીઠલે વાર ઊગારી ા
ઝીવરાઝ પ્રભુ બ્રીઝ રાઝ કેહે ા તું શાંભલ રે બ્રીખભાંન કુમારી ા

અન્ત-રાધાવચન ા કામેની કાંહાનને કંઠ લાગી ા
રહ્યાં લક્ષ ચોરાશી નીઝના થકી ા ઝરાઝનમની બીક ભાગી ા
ઊઘડી આંખ અગ્નાનીને અઝન કીધું ા હાવે નાથ કરૂણા કરી નાથ ઝાગી ા
કવી ઝીવ ગોવાલણી એમ ભંણે ા પછે ગોપીએ નવનીધ ભક્ત માગી ા
દાંણશમેના શવાયા શંપુરણ ા

વિશેષ-પંદર સવૈયા છે. આ સર્વે સવૈયાએ છપાયા નથી, તે ભાવવાહી તેમ જ મનોહર છે, હિન્દીની લઢણને અનુસરતા છે. જૂની ઢબના અને જૂના લેખકસંપ્રદાયવાળા કવિના છે એ નોંધવાજેગ છે, ઉમેટ કેળવણીના સંપર્ક વિનાના કવિએ આ લખેલા છે. પ્રતિ ઘણી જ અશુદ્ધ છે, વચ્ચે કોઇ કોઈ ચરણ લહીઆના સ્ખલનથી પડેલું છે, ગુજરાતી લિપિએ લખેલી છે.

અં. ૭૪-ક-ઓખાહરણ-પ્રેમાનંદ- (ર. સં. )-
(લિ. સં. ૧૯૨૩) પૃ. ૧-૬૧.

આરંભ-... ...એ નમ ॥ શ્રી શારદાએ નમ ॥ શ્રી ગોપીજન વલભાએ નમ ॥ ... આક્ષાંન ઓખાહરણનું લખૂં છે ॥

શ્રી ગુરૂને ચરણે લાગી જી ॥ તેના ગુણ તે શું લખીએ પાને જી ॥
ઢાલ ॥ પાને લખા જાયે નહી ॥ શ્રી ગણેશના ગુણગ્રામ ॥
શકલ કારજ શીધ થાવા ॥ મુખે લેતા નામ ॥
ગજવદન નાશીકા ને દંત ઉજ્વલ એક ॥
શંગે બે શુધ બુધ નારી ॥ શુત લાભ ને લક્ષ ॥

અન્ત-(રાગ મેવાડો)

ઓખાહરણ જે કો શાંભલે ॥ તેહેનાં પાપ ત્રણે જાએ ॥
ભટ પ્રેમાનંદ કેહે કથા ॥ વલી મલે જાદવરાયે ॥
શરલ કડવાં એહેનાં ॥ પદબંધ કીધું જથામતી ॥
ભણે શાંભલે અનુભવે ॥ તેહેની પીડા જાયે શર્વથી ॥
વટપત્રવાશી ચતુરવંશી ॥ ભટ પ્રેમાનંદ નાથ ॥
જથા બુધ કરી કથા ॥ શ્રોતાજન બોલો શ્રીહરી ॥

વલણ ॥ રાંમ બોલો શર્વથા ॥ અન્ત સુદ્ધે ઓખાહર્ણું કરી ॥
શરવ શ્રોતાજંન શાંભલો ॥ ફરી મુખે બોલો શ્રીહરી ॥
॥ કડવાં ૬૪ ॥

ઇતી શ્રી ઓખાહરણ શંપુરંણ શમાપત ॥ શ્રી. કલાંણમસ્તુ ॥ શવત્ ૧૯૨૩ નાં અશવણ વદી ૬ ને વાર સોમે શંપુરણું ॥ શમત્ ॥ ઓરપાડ પ્રગણે ગાંમ શીથાંણનાં ગનાતી બ્રાંમણ મોઢ ચાતરવેદી અટક જોશી ઉમાશંકર નરભેરાંમનો છે ॥ એ ચોપડો વાંચવા અરથે તથા લખવા અરથે લઇ જાએ ને ॥ ઓળવે તથા બગાડે તેને શુરત શહેરનો પાપ ॥ કાનો માત્ર શુધ અશુધ હોએ તો તપાશીને વાંચજો લખનારને દોશ નહી ॥ લખનાર ગાંમ સીથાંણના બ્રાંમણ અટક જોશી નરભેરામ સુત અંબારામે દશત્રા અક્ષેરે લખો છે પોતાને વાંચવા શારૂ લખુ છે ॥ યાદશં પુસ્તકં દસ્ટ્વા ॥ તાદશં લખીતં મયા ॥ યદી શુધ્યમ શુધ્યં વા મમ દોશો ન દીઅતે ॥

વિષયાદિ-૧. આખ્યાનનો પ્રસંગ પ્રસિદ્ધ છે. પદબંધ રાગ, ઢાળ અને કડવાંથી બંધાયલો છે.

૨. કડવાં ૬૪ છે.

**વિશેષ**–૧. બૃ. કા. દો. ભાગ ૧ માં આ આખ્યાન પ્રકટ થયું છે. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. અને તે અશુદ્ધ છે. આ આખ્યાન પછી 'ભાનુમતીઆખ્યાન'નું માત્ર ચૌદમું કડવું પૃ. ૬૨–૬૪ માં ઉતારેલું છે.

૨. પ્રેમાનન્દના ઓખાહરણની વિવિધ પ્રતિઓ મળે છે અને તેમાં કડવાંની વત્તી ઓછી સંખ્યા હોય છે; તેમ પંક્તિઓ પણ વત્તીઓછી અને ઘાલઘુસેડવાળી હોય છે. એટલે પહેલી વારનું કવિએ ક્યારે અને કેટલાં કડવાંનું, કેટલી કડીઓનું લખ્યું તે સહેલાઇથી જાણી શકાતું નથી. એક પક્ષ સંવત ૧૭૨૩ માં કવિએ પાંત્રીસ કડવાંનું ઓખાહરણ લખ્યાનું કહે છે અને તે પ્રતિ કવિ નર્મદાશંકરે જોયાનું જણાવ્યું છે.

૩. અહીં બૃ. કા. દો. ભાગ ૧ લાની ૭ મી આવૃત્તિમાં પ્રકટ ઓખાહરણને અંતે પાના ૧૦૩ ની નીચે રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઈ બી. એ. એ. જે નોંધ ભારે પરિશ્રમ અને સંશોધનને પરિણામે કરી છે તે નોંધવા જોગ છે અને તેની સાથે સુજ્ઞ સંશોધકો સંમત થાય એમ છે, એ નોંધ નીચે પ્રમાણે છે:–

"જૂની હાથપ્રતો તપાસતાં જણાય છે કે મહાકવિ પ્રેમાનંદે સૌથી પહેલાં ૨૯ કડવામાં ઓખાહરણ રચેલું હોવું જોઇએ. તે પછી તેમણે લગ્નાદિ વિષયનાં મંગળગીતો વગેરે ઉમેરીને ૩૫ કડવામાં બાંધેલું. આ કાવ્યનું રચ્યાવર્ષ કવિ નર્મદાશંકરે એક ઠેકાણે વિ. સં. ૧૭૨૩ છે એ પ્રમાણે નોંધેલું છે. પ્રેમાનંદના સમયમાં અને તે પછીના કાળમાં આ કાવ્ય લોકોમાં અત્યંત પ્રિય થઇ પડ્યું, અને વિવિધ ગાનારાઓ અને માણભટ્ટોને હાથે ચૈત્ર માસમાં કથા લંબાવવાને ઘણાં કડવાંઓનો તેમાં ઉમેરો થતો ચાલ્યો, ને ૫૨, ૫૬, ૬૭, ૯૨, ૧૦૮ કડવાં સુધી તે વધેલું છે. એમાં પણ પ્રેમાનંદની પૂર્વે થઈ ગયેલા નાકર કવિના ઓખાહરણનો તેમ જ તેના પછી થયેલા કહાન નામના કવિની કૃતિઓનો સંગ્રહ ૯૨ અને ૧૦૮ કડવાવાળાં ઓખાહરણમાં થયેલો છે, અને એ સર્વ વધારાઓ નકામા અને ફીકા છે. આ ૫૩ કડવાવાળા ઓખાહરણમાં પણ પુનરુક્તિ દોષો પુષ્કળ છે, પણ લોકોમાં વિશેષ કરી એ પ્રચલિત છે. ૫૬ કડવાવાળું ઓખાહરણ રાજારામસુત ગોવિંદરામનું સં. ૧૮૫૬ માં વધારેલું છે અને ૬૭ કડવાવાળું કવિ દયારામનું સુધારેલું વધારેલું છે."

---

## અં. ૭૪–ખ–મોટું વિરાટ પર્વ (અપૂર્ણ)–(ર. સં. )–(લિ. સં. )–પૃ. ૬૪–૧૦૭

**આરંભ**–શ્રી ગણેશાયે નમઃ ॥ શ્રી ગૂરૂભ્યો નમઃ ॥ અથ આંક્ષાંન મોટુ વૈરાટ પરવ લખુ છે ॥

રાગ કેદારો ॥ ઉમઆનંદન ગુણ વણવૂં ॥ પ્રણુમુ દૂદાલો દેવ ॥
જેહ તંણો પરવાર પનોતો ॥ સુરીનર મુનીજંન શેવ ॥
શીધ બુધ અઑી, લખ લાભ તંન ॥ મંન કામના બુધ જેહને ॥
ગજવંદંન મોદીક અતી વલભ, કરૂં પ્રણાંમ હૂ તેહને ॥

... ... ... ...

શ્રીગુરૂચંરણુ પ્રણામ કરૂં શ્રીરાંમચંદ્રનું ધ્યાંન ॥
નાંમ માત્રે ભવબંધન કાપો આપો નીરમલ ગ્ન્યાંન ॥

અન્ત-(રાગ વેરાડી)

એમ કહી વીર ધાઇ વલગો મલને તે જોધ ॥
ઊંટ કોટે અજા બાંધુ શો કરે તાંહાં ક્રોધ ॥
ઘડી બે ઘડી ધાઈ જુંબો ઘંણૂ જુંબો તેહ ॥
ઝંબી તે હાથે શાહી ચંપો કહ્યો કચરો તેહ ॥
અધમુઓ ઘેર લેઈ ગયા વીર પડી ગ્રેહેવા કાઝ ॥
પછે રાએ પુછે કંકને હવેં શી કરવી પેર ॥
બોહોતેર તેમ વલી આપણને જીત્યો વધારૂ શહી વેર ॥
એક શાલો હંણ્યા પુઠે વલી જોધ શાંહાંમુ જોએ ॥
રતંન પાંહાંણુ શાથે આથડી દેશ જીતવો છે કોએ ॥
શુણી કંક કહું રાએને તેડાવો વાલુનો શુહાર ॥

(કડવું ૨૬ મું)

**વિષયાદિ**-મહાભારતના વિરાઠ પર્વનો સાર આમાં ઉતારેલો છે. દ્યૂતમાં હાર્યા પછી પાંડવો બાર વર્ષ વનવાસ સેવીને એક વર્ષ છૂપા રહેવા વિરાટ રાજાને ત્યાં સેવા કરવા રહ્યા, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે. પદબંધ રાગ, ઢાલ, અને વલણથી પદબંધ બાંધેલો છે.

**વિશેષ**-૧. ગ્રંથ અપૂર્ણ હોવાથી કવિનું નામ, રચનસંવત્ તેમ જ લિપિસંવત આપેલાં નથી. કડવું ૨૬ મું અધવચથી પડતું રહ્યું છે. આ આખ્યાન પ્રકટ થયું નથી. તેનાં કેટલાંક કડવાં સ્ત્રીઓને મોઢે હોવાનું જણાય છે. તેથી આ આખ્યાન કોઈ જાણીતા કવિનું હશે, એમ લાગે છે. પ્રતિ ગુજરાતી લિપિએ લખાયલી છે. અશુદ્ધિ ઘણી છે.

૨. રા. રા. અંબાલાલ બુ. જાની પાસેની સં. ૧૮૩૮ ની પ્રતિ જોતાં આ આખ્યાન કવિ નાકરનું બાંધેલું છે એમ જણાય છે. પણ તેમાં આ ૨૪ મું કડવું છે, તથા કેટલીક પંક્તિઓ તેમાં છે તે આમાં નથી લહીઆએ આને મોટું વિરાટ પર્વ એ નામ આપ્યાથી કદાચ વૃદ્ધિ પામેલું આ આખ્યાન હશે; પણ તેનું મૂળ નાકરનું સં. ૧૬૦૧ રચાયલું વિરાટ પર્વ જ છે.

---

## અં. ૭૫-રૂપસુંદર કથા-માધવ (ર. સં. ૧૭૦૬)-
## (લિ. સં. ૧૭૯૨) પૃ. ૧-૧૯

આરંભ-શ્રી ગણેશાય નમઃ ॥ રૂપસુંદર કથા લીખ્યતે ॥
भवानीशपादारविन्दे हि भक्तया इमं व्याकरोद्धापया पद्ययुक्तां
सुधी माधवाख्यो रसैः स्थायिभावैर्युता यां कृतां कामदेवप्रभावैः ॥ १ ॥

મહા દર્પ કંદર્પનો ત્રાસ જાણી, ધરી શંકરે વામભાગે ભવાની
વલી શું કહૂં એ થકી હું વિશેષે, જિણે છતિયું વિશ્વનારિ નિમેષે ॥૨॥
મહારાજ ઈંદ્રે અહલ્યા વગોઇ, ધરી ગૌતમે શ્રાપિયો પસ જોઈ ॥
વલી વાલિ તારા વિષે ચેદ વર્ત્યો, છવે એકલો રામબાણે નિવર્ત્યો ॥ ૩ ॥

... ... ... ...

એષુ કર્ત્ત નામ નિર્દેઃ
સાંભલો સહુ હવે કહું કથા રૂપસુંદર તણી થઈ યથા
જ્યો સૂણી ચતુર તે હરી જશે, વાગરી શકે ઉમા રથી જશે ॥ ૯ ॥
ભૂમંડલે ચંદ્રવતી પુરિ હતિ તે ચંદ્રસેને વસતિ કરિ હતિ ॥
પ્રજા વિષે જો નૃપતિ રૂપાં હતિ ધનાગ્ર લોકે પરિપૂર્ણ તે હતી ॥ ૧૦ ॥

અન્ત–શ્લોક વૃત્ત સાંભલો ચતુર સર્વદો તદ્દમો રૂપસુંદર કથા કરી અહમ્યો
ગુઢ અર્થ ચતુરને જ સેહેજ્યે મુઢ સમઝશે જ દોહેલો ॥ ૯૩ ॥
સંવતસ(ત)રસે ૭ ઉપર શ્રી વિક્રમાદિત્યનો
આષાઢાધિક શુદ્ધ વિષ્ણુ દિવસે છે વાર આદિત્યનો
તે દાઢે થઈ રૂપ સુંદર કથા પીયુષની એ ઝરિ
ઉદિચ્યે દ્વિજ માધવૈં ધનરસૈં ભાષા કવિત્વૈં કરિ ॥ ૧૯૫ ॥

ઇતિ રૂપસુંદર કથા સંપુર્ણ ॥ શ્રી ॥ શુભં ॥ ॥ સંવત્ ૧૭૯૨ વર્ષે જ્યેષ્ટ સુદી ૮ રવીવાર લીખીતં મિશ્ર રાજેશ્વર જ્ઞાત દસોરા બ્રાહ્મ લાધા ભટ ધવલા ભટ પઠયર્થં ॥ ॥ શ્રી ॥ ૭ ॥ શ્રી ॥ ૭ ॥ શ્રી ॥ ૭ ॥ શ્રી ॥ ૭ ॥ શ્રી ॥ ૭ ॥ શુભં ભવતુ ॥

**વિષયાદિ–**૧. આ કથા પ્રેમની છે. એમાં રૂપાં નામની રાજ્યકન્યા સાથે સુંદર નામનો તેનો શિક્ષક બ્રાહ્મણ પ્રેમમાં પડતાં, રાજા તેને દૂર કરી અન્ય રાજ્યપુત્ર સાથે પરણાવવા મથે છે, પરંતુ આખરે સુંદર રૂપાં સાથે કેવી રીતે પરણી જાય છે, એ પ્રસંગ વર્ણવ્યો છે.

૨. શ્લોક, અને વૃત્ત બદ્ધ પદબંધ છે. વચ્ચે ગદ્ય પણ છે.

**વિશેષ–**આ કથા પ્રકટ થઇ નથી. આ કથા સંવત ૧૭૦૬ માં શ્લોકબદ્ધ રચાયલી હોઇને તેમ જ સં. ૧૭૯૨ માં લખાયલી હોઇને ખાસ નોંધવા લાયક છે. મહાકવિ પ્રેમાનંદે દ્રૌપદીહરણમાં વૃત્તો લખેલા હોઇને તે કાળે વૃત્તમાં કવિતા રચવાની પ્રથા નહી જ હતી એવું નિરાધાર વિધાન કરનારા વિદ્વાન એ ગ્રંથો પ્રેમાનંદના ન હોવાનું જે કહે છે તેને આ વૃત્તબદ્ધ કાવ્ય ખોટું પાડે છે. તેની રચના રસિક છે. આમાં સંસ્કૃત શબ્દોનો પ્રયોગ વિશેષે થયો છે. પ્રતિ જૂની છે, બાળબોધ લિપિએ લખાયલી છે. વચ્ચે વચ્ચે 'પડિમાત્રા' લિપિ પણ જણાય છે.

અં. ૭૬-ક-અયોધ્યાકાંડ (રામાયણ)-વિષ્ણુદાસ-
(ર. સં )-(લિ. સં. ૧૮૧૪)-પૃ. ૬-૧૩૨

આરંભ-(પેહેલાં પાંચ પાનાં ન હોવાથી રીતસરનો આરંભ નથી.)

... ... ... સન દીસે કોએ રે ॥૪॥
પસુ પંખીનો સ્વરસ માત્ર ॥ કોય નવ દીસે આંણી વાટે ॥
રઘુનંદન પુછે રે રૂખીજી ॥ એ એમ કોહો સા માટે ॥૫॥
વીસ્વામીત્ર કેહે રે રઘુનંદન ॥ સાંભલ સાસું એહ ॥
એ વનમાં એક રાક્ષસી ॥ નામે તાડીકા જેહ ॥
પ્રાંણી જે એણી વાટે આવે ॥ તેહેને તતક્ષણુ ખાએ ॥
તે માટે આપણ એણી વાટે ॥ આવીઆ શ્રીરઘુરાએ ॥૭॥
વલતા તે વાએક એણી પેરે બોલા ॥ રાઘવ ચતુર સુજાંણુ ॥
સ્વાંમી તમારી ક્રીયા થકી ॥ હવે એહના લેઉ પ્રાંણુ ॥ ૮ ॥
(કડવું ૮ મું)

અન્ત-(રાગ કેદારો) રામચંદ્રના નામ સ્યકી ॥ હોએ માહાદુઃખ ચુરણુ
એટલે અજોધા કાંડ તણી રે ॥ કથા હવી શંમપુરણુ ॥ ૨૬ ॥
એક મને શ્રવણે સાંભલે ॥ રાંમચરીત્ર ગુણુસાર ॥
તેહેના પુન તણો બ્રહ્માદિક ॥ કેમે ન પાંમે પાર ॥ ૨૭ ॥
કાસી ને કુરક્ષેત્ર ગયા પ્રત ॥ પ્રાગ ત્રેવેણી કેહેએ ॥
તેહ પુન્ન શ્રીરાંમ કથાનુ ॥ સમરણુ માત્રથી લહીએ ॥ ૨૮ ॥
રામકથારસ જન્મ કોટનાં ॥ દારૂણુ દુરીત વાંચે ॥
ધરમ અરથે કાંમ મોક્ષ ॥ ફ્લ ચાર પદારથ પાંમે ॥ ૨૯ ॥
વલણુ ॥ ચાર પદારથ પાંમે । જેકો રાંમગુણુ શ્રવણે ધરે ॥
કર જોડી વીસ્નુદાસ કેહે ॥ સહેજે ભવ દુસ્તર તરે ॥ ૩૦ ॥
(કડવું ૩૮ મું).

કડવાં ૩૮ ॥ ॥પદ॥ ૧૮૪૦ અંકે અઢારસેં ચાલીસ ॥

ઇતી શ્રી રામાએણુ પ્રથમ અજોધા કાંડ સંમપુરણ સંભમસ્તુ ॥ કલાંણુ મસ્તુ॥ કરૂ છે॥ એ લખનારો પ્રગણે હાંસોટના મહેતા વેણી મઆરાંમે લખુ છે પ્રહને પોતે નાંહાંનાંપણુમાં લખુ છે, દીન ૭ સાતમાં લખુ છે ચોમાસામાં 'લખુ છે માહા વપતે જેમ તેમ કરીને લખુ છે વાંચનારો કાઈ દોસ મો દેસો એ ચોપડો વેણી મઆરાંમનો પોતાનો છે જે આલવે તેહેની માઆનો વીભીચાર કરે તેહેનો પાપ તા. બેહેન તેહેની મારે તેહેનો પાપ છે. શ્રી શ્રી શ્રી શ્રી શ્રી.

**વિષયાદિ**–૧. આ આખ્યાનમાં વાલ્મિકી રામાયણના અયોધ્યાકાંડને આધારે, યુવાવસ્થામાં આવેલા રામચંદ્રજીએ વિશ્વામિત્રાદિની પ્રેરણાથી કરેલાં કાર્યો, સ્વયંવરમાં સીતાનું હરણ અને છેવટે કૈકેયીની પ્રેરણાથી અંગીકાર કરેલો વનવાસ, આદિના પ્રસંગો સારભૂત વર્ણવેલા છે.

૨. કડવાં ૩૮ છે. પદ ૧૮૪૦ છે. રાગ, ઢાલ અને વલણથી પદબંધ બાંધેલો છે, ક્વચિત્ વલણને બદલે ઉથલો પણ દીસે છે.

**વિશેષ**–૧. આ આખ્યાન છપાયું નથી. પ્રત જુની છે, પણ ગુજરાતી લિપિએ લખેલી છે. જો કે 'ક,' 'જ,' આદિ અક્ષરોનો મરોડ બાલબોધ લિપિનો છે. પહેલાં પાંચ પાનાં, એટલે કડવાં ૭ અને ૮ માની ચાર તુક જેટલો ભાગ તુટક છે. વળી વચ્ચે ૮૯ મું પાનું અડધું ફાટી ગયું છે. પાનાનો આંકવાળો ભાગ કેટલાંક પાનાંઓમાંથી કરપાઈ ગયલો હોવાથી બીજા કોઇએ પાનાંની સંખ્યા હાલની રીતિએ લખી છે, તે પ્રમાણે આ આખ્યાનનાં પાનાં ૧–૨૯૫ છે. લહીઆએ દરેક કડવાને અન્તે કુલ પદસંખ્યા તારવેલી છે.

૨. વિષ્ણુદાસે સંવત ૧૬૫૪ થી ૧૬૫૭ સુધીમાં આખુંયે રામાયણ લખ્યાનું પ્રસિદ્ધ છે. આ પ્રતિમાં માત્ર તેના ત્રણ કાંડ આપેલા છે. બાકીના આજ નામાવલિના હવે પછીના અંકમાં છે. ત્યાં તેના રામાયણ વિષે ઉલ્લેખ કરેલો છે તે જોવો.

---

## અં. ૭૬–ખ–અરણ્યકાંડ–વિષ્ણુદાસ–(ર. સં. )–
## (લિ. સ. ૧૮૧૪)–પૃ. ૧૩૩–૨૧૪

આરંભ–શ્રી ગણેસાએ નમ ॥ શ્રી રઘુનાથજી સત છે ॥ અથ શ્રી આરણીક કંડ અજોધા કાંડ પછીનો લખો છે ॥

રાગ ॥ ॥ ક્રીપા કરી મુખ વાંણી આપો ॥ દયા કરી દેવેસ ॥<br>
સુભ કારજ પ્રથમે આરાધું ॥ ગવરી તે પુત્ર ગણેસ ॥ ૧ ॥<br>
હંસવાહની વીસ્વજનેતા ॥ વાંણી વીર વીક્ષાત ॥<br>
ઉગ્ર હાંમ મન વીખે હવી ॥ માહારી પુરણ કરજો હાંમ ॥ ૨ ॥<br>
આરણીક કથા અતી ઉતમ ॥ કેહેવા મન ઓહોલાસ ॥<br>
સાંભલતાં શુખ ઉપજે ॥ કેહે સેવક વીસ્નુદાસ ॥ ૩ ॥<br>
તાતવચનથી રાંમજીએ ॥ નીજ નયણે ભર્યાં નીર ॥<br>
પણ લક્ષમણ જાંનકી સંધાતે ॥ ઝઈ વસ્યા છે વન ઘનઘોર ॥ ૪ ॥<br>
અપર માતા કેકે કેરાં ॥ વચન આગના પાલી ॥<br>
ચીત્રકોટ ગ(ગિ)રી વીખે જઈ ॥ તાંહાં રહાં મઠ વાલી ॥ ૫ ॥

અન્તઃ–(રાગ દેસાખ)

પ્રથમ શ્રી રઘુનાથને આવી મલો હનુમંત ॥<br>
પછે સુગ્રીવનુ મીત્રી કરી વાલીનો આંણ્યો અંત ॥ ૧૬ ॥

પછે સ્વેતબંધ બાંધિ સરવથા ॥ ઉતરા સાયર પાર ॥
અનેક રાક્ષસ તણો રાંમે ॥ કરી રંણસંઘાર ॥ ૧૭ ॥
દસ સેહેસ્ર જગ્ન કરે સહી ॥ વીપ્રને દેયે સનમાંન ॥
તે ઉપર વલી કનકગીરી ॥ આપે દક્ષણા દાંન ॥ ૧૮ ॥
તે સ્થકી ફલ અધીક હોએ ॥ એમ વદે સત્રતનાએ ॥
રઘુનાથના ગુણ સાંભરે ॥ સીખે અથવા ગાએ ॥ ૧૯ ॥
તેણે દીવસે હરખ ઘણો ધરી ॥ પદબંધ પરીપુરણ કરે ॥
નરનારી જે શ્રવણે ધરે ॥ તે ભવસાગર હેલાં તરે ॥ ૨૦ ॥
રામચંદ્ર પુરે તેની આસ ॥ ચીત ધરી સુણે તેને આવે ગ્રભવાસ ॥
સરવ ગ્રાસ્ચીત તેહેનાં પાંમે નાહાસ ॥ એહુ કર જોડી કહે વીશ્નુદાસ ॥૨૧॥
(કડવું ૨૩ મું)

કડવાં ॥ ૨૩ ॥ પદ ૬૯૦ ॥ ઇતી શ્રી આરણીક કાંડ સંમપુરણ સુભમસ્તુ કલ્યાંણકારી ॥ સવંત ૧૮૧૪ ના જેઠ સુદ ૭ ને દીને પુરું કરૂ છે જેઠ સુદ ૧ દીને માંડુ હતુ તે દીને ૬ માં પુર કરૂં છે ચોમાસામાં કરૂ છે હાથ વાલવાને લખુ છે લખનારો હાંસોટવાસી મેહેતા વેણી મયારામે લખુ છે કોઇ દોસ માં દેશો.

શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી

**વિષયાદિ**-૧. રામાયણના અરણ્યકાંડને આધારે, વનમાં રામચંદ્રે રાક્ષસાદિના કરેલા વધનો, અગસ્ત્યાદિ ઋષિઓ સાથેના સમાગમોનો, સીતાના હરણનો અને સુગ્રીવ આદિ વાનરની સહાયતા મેળવવા કિષ્કિંધા પ્રતિ પ્રયાણનો, એ પ્રસંગો આમાં વર્ણવેલા છે.

૨. કડવાં ૨૩ છે. ૬૯૦ છે. રાગ, ઢાલ અને વલણથી પદબંધ બાંધેલો છે.

**વિશેષ**-આ આખ્યાન પ્રકટ થયું નથી. ગુજરાતી લિપિએ લખું છે. વચ્ચે (૬) આદિ અક્ષરોનો મરોડ બાલબોધ લિપિનો છે; પ્રતિ જીર્ણ છે. લહીઆએ દરેક કડવાને અંતે પદસંખ્યા તારવેલી છે.

---

## અં. ૭૬-ગ-કિષ્કિન્ધાકાંડ-વિષ્ણુદાસ-(ર. સં. )-
## (લિ. સં ૧૮૨૪) પૃ. ૨૧૪-૨૧૭

**આરંભઃ**-શ્રી ગણેશ શાએનાં નમ ॥ શ્રી શારદાએ નાંમ ॥ શ્રી રઘુનાંથજી સત છે ॥ ૧ ॥ અથ શ્રીરાંમાએણનો કીકંધાકંડ ત્રીજો લખો છે ॥ ૧ ॥
રાગ ધનાસી ॥ શ્રી સઇલાતમજા રે ॥ તમ સુત પ્રધુમ્ન રે ॥
સુભ મતી પામવા રે ॥ નીત ચરણે નમુ રે ॥ ૧ ॥
ધંન ધંન તુ સુભટ રે ॥ ધાતા વદની રે ॥
ગ્રંથ આવે સ્તવુ રે ॥ સુર નરવંદની રે ॥ ૧ ॥

ઢાલ ॥ વદની સુરવાંણી વીપે ॥ રસ આપે પરમ પવીત્ર ॥
તત્વ લાંણુ કર જે કીધા ॥ જેમ કહુ રામચરીત્ર ॥ ૩ ॥
હાવે કીકંધા કાંડની પાવન ॥ કથા બોલીસ સોએ ॥
એ વીમલ જય રઘુનાથના ॥ ત્રૈલોક પાવન હોએ ॥ ૪ ॥

અન્તઃ-(રાગ કેદારો) (કડવું ૧ લું)
રાજભ્રસ્ટ થઈ વન ચાલા ॥ એ તો શ્રી અવીનાસ ॥
સાથે સીતા પરમ સાધવી ॥ રવીજોત પ્રકાશ ॥ ૮ ॥
લઘુ ભ્રાતસુ ત્રણે જણાં ॥ રેહેતાં વનફલ આહારી ॥
... ... હરણ કરી ॥ હરી ગયો તો નારી ॥ ૯ ॥
કાંમ સુદ તે કાંગની કેરૂં ॥ સાલે

વિશેષ-આ આખ્યાન કડવા બીજાની ૧૦ મી તુકથી અપૂર્ણું છે. ૨૨૭ પછીનાં પાનાં પ્રતિમાં નથી. આ આખ્યાન પ્રકટ થયુ નથી. ગુજરાતી લિપિએ લખાયલું છે.

---

### અં. ૭૭-ક-અશ્વમેધ આખ્યાન-ભાઉ (ર. સં ૧૬૭૯)-
### (લિ. સં. ૧૭૨૫)-પૃ. ૧૩-૫૪

આરંભઃ-(પહેલાં ૧૨ પાનાં નહી હોવાથી રીતસરનો આરંભ નથી.)
... ... ... જ . સુઝે ખરા ॥
શુરીઆં પાંન છત્ર ચમર ઢલાએ ॥ અગર ઊવેખે વંને જાએ ॥
હીસે હય ચાલે શુભ ચાલ ॥ પૂસ્પ વસ્ટ ઊડે અબીર ગુલાલ ॥
મુખે બોલે શહૂ જે જે કાર ॥ અંનત દલ તેહેનો નહી પાર
પ્રૌઢૂ શરોવર સોવરણ જ પાલ ॥ ઓહો પાસે મૂક્યા રખેવાલ ॥
સાંહાં હય પાણી પીવા જાએ ॥ અવર પૂરશ નહી બોલે પાએ ॥
જલ શમીપે આવ્યો જેટલે ॥ ભીમે અસ્વ દીઠો તેટલે ॥
... ... ... ...
શ્રોતાજન સાંભલજો સહી ॥ પણ કેહેવા શમૃરથ છોઊં નહી ॥
તે માટે હૂ કહૂ કરજોડ ॥ મૂઝને દોશ મ દેશો ખોડ ॥
ભાઊ કેહે હૂં કાંઈ નહી લહૂ ॥ સાધૂશંગતથી મહીમા કહૂ ॥

અન્તઃ-(રાગ ધંન્યાશ્રી) (કડવું ૫)
વૌઈ શંપાએન બોલીઆ રે ॥ સુંણુ જનમેજે રાએ ॥
પાંડવદલ અસ્વ લેઈ કરી રે ॥ આનંદ શું રે પલાએ ॥
વલણુ ॥ આનંદશુ અરજુન પાંડવ ॥ અસ્વને લેઈ જાએ ॥
બંધથી છોડ્યો પછે ॥ રાએ નીલધ્વજ રાએ ॥
... ... ... ...

જૈમુનિ વાણી ઓચરે ॥ સુણુ જનમેજે રાજંન ॥
વીસ્તારપૂરવક મેં કહ્યો ॥ તુઝ નીલધ્વજ આક્ષાંન ॥
શ્રોતાજન શરવ શાંભલો ॥ એ પુરણ થઉં આક્ષાંન્ય ॥
હવે અસ્વ જાશે ચંપાવતી ॥ જાહાં નીલધ્વજ રાજન ॥
તે રાખે છે અતી છ(સ)ત્ય વાત ॥ સુંધનવા તેનો તંન ॥
તે અસ્વ અરજુન બાંધશે ॥ શંગ્રામ થાશે શાર ॥
હવે એ કથા કહી એટલે ॥ તેનો કેવાશે વીસ્તાર ॥
તે કથા આગલ થશે ॥ શ્રીકૃસ્ણુ પ્રાંક્રમ પ્રોઢ ॥
પીસ્તાર પાર ન પાંમીએ ॥ કેહે કવી મત્ય મારી મૂઢ ॥
શ્રોતા શહૂ કો શાંભલો ॥ હું બાલક બુદ્ધ અશંન ॥
વરધ ખોટ અક્ષર ચુક તે નહી આંણવા મંન ॥
મૂઝ દીન જાણી ક્ષમા કરજો ॥ એટલુ માગું માન ॥
તમ પ્રશાદે બુધ પામીએ ॥ કાપીએ જડ આક્ષાંન ॥
ભગવંત જન પાંડીત કવી ॥ હું તમારો છૌ દાશ ॥
નારાંએણુ ગુરૂભટપ્રશાદે ॥ મેં કર્યો અભ્યાશ ॥
સવંત ૧૬ ઓગણાશીએ ॥ શાક ૧૫૪૪ પંનરશેં ચૌઊઆલ ॥
આક્ષાંન જમલાં બે હતાં ॥ મલ માશ દેવ વીશાલ ॥
અધીક માશ આખાડ મધે ॥ સુંકલ પક્ષ તે શાર ॥
ત્રીજી તીથી સુભદાઇની ॥ નક્ષેત્ર પૂસ્ય રવીવાર ॥
કરણુ ગીરી વાધાત જોગે ॥ વાગ દેવી દીધાં માન ॥
પ્રથમ રાત્ર ધડી ત્રણ જાતે ॥ પૂંરણુ થઊ આક્ષાંન ॥
બાવીશ કડવાં, રાગ ચૌઊદ ॥ પદ આઠસેં ચોવીશ ॥
જોવનાસ્વનું આક્ષાંન પેહેલું ॥ ભદ્રાવતીના ઇશ ॥
બીજું વલી અનુશાલવનું ॥ ત્રીજું નીલધ્વજ રાજાંન ॥
આક્ષાંન ત્રણે એમ કીધાં ॥ બાલક બુધ અશંન ॥
સુરયપૂર તાપી ત્રટે ॥ ગોપીપરા મધ્યે વાંશ ॥
ઓદીચ ગ્રાંતીઇ શાંમલાં ॥ જુજ વેદ અભ્યાશ ॥
ગોત્ર કસ્યપ અડક પાઠક ॥ વસે છે તેણે ઠાંમ ॥
મહેશસુત આગ્યા તણે ॥ સુરજી તે એવૂં નાંમ ॥
તેનો તંન કવી બાલક બુધી ॥ મૂઢ મત અગ્નાંન ॥
કર જોડી વીપ્ર ભાઊ કેહે ॥ હવે પૂરણુ થઊ આક્ષાંન્ય ॥
કર જોડી તમને કહૂં ॥ શાંભલો શ્રી અવીનાશ ॥
ભાઊ કેહે મૂઝ દીનને ॥ રાખજો ચરણુ વાશ ॥

કડવાં ૨૨॥ સંપૂરણ ॥ ઈતી શ્રી આક્ષાંન્ય અસ્વમેધનું સંપૂરણ થઇ ॥ તથા અક્ષેર ખરો ખોટો હોએ તે વાંચી સંભારજો ॥ પણ લખનારાને દુસણ નહી ॥ હકીકત એ જે ચોપડો જેહેવી પ્રત દીઠી તેવૂં લખુ છે ॥ તથા તે કરતા અક્ષેર એકુ વંધઘટ હોએ તે ગાલ મો દેશો ॥ તથા એ ચોપડાના ધણીની વગત ॥ એ ચોપડો પરીખ રૂપજી દેવાનો છે લાડ વીશા શાંતીએ છે ॥ તથા સુત વલભદાશને હાથ અક્ષેર લખુ છે તે સુત વાસ્તે ભગમ પરા મધ્યે રહે છે ॥ શંવત ૧૭૨૫ ના વરખે શ્રાવણ વદી ૦) વાર શોમવારી તથા જાત્રા ડુબશની એ આક્ષાન શ્રી રામાંએ નંમ ॥ શ્રી શીવાએ નંમ ॥

વિષયાદિ–૧. મહાભારતનું યુદ્ધ સમાપ્ત થયા પછી, હિંસાના પાપમાંથી મુક્ત થવા રાય યુધિષ્ઠિરે અશ્વમેધ આરંભી અશ્વને છૂટો મૂકયો અને તેને બાંધનાર રાજાને પ્રતિપક્ષી ગણીને તેની સાથે યુદ્ધ મચાવી, અશ્વ છોડવ્યાનો અને તે રાજાને નમાવી પોતાના પક્ષમાં ભેળવી લાંથી પાછો અશ્વને છૂટો મૂકી, ફરીથી અન્યત્ર એવો પ્રકાર થતાં યુદ્ધવિજય મેળવવાનો અને આમ ઉત્તરોત્તર સઘળા રાજાઓને પાદાક્રાન્ત કીધા પછી મહાન યજ્ઞમાં અશ્વને હોમવાનો પ્રસંગ કવિએ વર્ણવવા ધાર્યો છે અને તેનાં ત્રણ આખ્યાન આ પુસ્તકમાં આપેલાં છે.

૨. શ્રી મહાભારતના પ્રયોજક શ્રી વ્યાસના શિષ્ય જૈમિનીનો રચેલો અશ્વમેધ ગુજરાતમાં વિશેષ પ્રચલિત હોઇને તેને આધારે કવિએ આ આખ્યાન બાંધેલાં છે. અશ્વમેધનાં જે કોઈ આખ્યાનો સાંપડે છે તે જૈમિનીના અશ્વમેધને આધારે જ બાંધેલાં મળે છે; મૂળ મહાભારતમાં આ પ્રસંગ જોઇએ તેવો વિસ્તૃત કે સરસ નથી વર્ણવાયો તેથી.

૩. પદ ૮૨૪ છે; કડવાં ૨૨ છે; રાગ અને વલણથી પદબંધ બાંધેલો છે, વચ્ચે વચ્ચે વલણ જણાતું નથી. પરંતુ સામાન્ય રીતે વલણ કડવાને અન્તે આવતું હોવાનું પ્રસિદ્ધ થયલાં આખ્યાનોથી જણાય છે ત્યારે આ આખ્યાનમાં વલણ, કડવાના આરંભમાં બીજી કે ત્રીજી તુકથી 'ઢાલ'ને સ્થાને દેખા દે છે. આ પદ્ધતિ' સત્તરમા સૈકાનાં કેટલાંક આખ્યાનોમાં મુખ્યત્વે દેખાય છે, પણ અઢારમા સૈકામાં એ તદ્દન અદૃશ્ય થઈ છે અને ઢાલ આરંભમાં અને વલણ અંતમાં એ જ પ્રથા અસ્ખલિત માન્ય થયલી દેખાય છે.

વિશેષ–૧. આ આખ્યાન છપાયું નથી. 'વિષ્ટિ'વાળો કવિ ભાઉ આ આખ્યાનનો કર્તા છે. પોતાના સંબંધી માહિતી કવિએ આખ્યાનને અન્તે આપી છે અને તે અહીં ઉતારેલી છે. તે સુરતનો ઔદિચ્ય જ્ઞાતિનો કશ્યપગોત્રી બ્રાહ્મણ હતો; તેની અવટંક પાઠક હતી; અને બાપનું નામ સુરજી મહેશ હતું.

૨. આ જ કવિની પાંડવવિષ્ટિ પ્રા. કા. ત્રિ.ના સને ૧૮૯૦ ના ૩ જા અંકમાં પ્રકટ થયલી છે. તેમાં કવિએ પોતાની ઓળખાણી જ ઓછી આપી છે. એના અંતમાં રચનસ્થાન વિષે આવો ઉલ્લેખ છે:–

સંવત સતર છોતરો આનંદ૦ શાકે પંદર બેતાલ મન૦ કડવું ૩૦ કડી ૧૬.

આમાં સંવત ૧૬૬૭ જોઇએ, ૧૭૭૬ નહીં; શાક ૧૫૪૨ માં ૧૩૪ ઉમેરતાં સંવત ૧૬૭૬ આવે છે, અશ્વમેધ પણ સં. ૧૬૭૫ માં એણે રચેલો જણાય છે. આ જ

યાદીમાં પાંડવવિષ્ટી આ જ કવિની છે, તેમા તેનો રચનાસંવત્ ૧૬૭૬ છે, અને એ જ ખરો છે.

૩ પ્રતિ જૂની તેમજ છળ્યું છે સવત ૧૭૨૫ મા લખાયલી છે એટલે આ આખ્યાન રચાયા પછી ૩૬ વર્ષને આંતરે ઉતારેલી છે સુરતની પાંચમી સાહિત્ય પરિષદના વૃત્તાન્તમા પાને ૬૯ માં છેડે આપેલી યાદીમા નોધેલી પ્રતિ તે આ જ છે લિપિ ગુજરાતી છે ખરી, પરતુ 'ક' 'જ' 'દ' 'ત' આદિ અક્ષરનો મરોડ બાલબોધનો છે પહેલા પાંચ પાના નથી અને કડવું પાંચમુ અધુરું છે. વચ્ચે પાનું ૨૨ મુ ફાટેલુ છે

---

## અં. ૭૭-ખ-દ્રૌપદીસ્વયંવર-શિવદાસ-(ર.સં. ૧૬૭૩)-(લિ. સં. ૧૭૨૫)-પૃ. ૧-૪૧

આરંભ:-શ્રી ગણેશાએ નમ ॥ શ્રી શારદાએ નમ ॥ અથ આક્ષાંને પરબેં
દ્રુપદી શવર લક્ષ્ છે ॥

રાગ કેદારો ॥ શ્રી શંકરસુતને નમૂં । પ્રેમ ધરીને પ્રણમૂં ॥
અભીનવું રૂપ મનોહર ॥ તાહરું રે ॥
શીધ્ય બુધીનો એક તં સ્વાંમી । કીપા કરે અંતરજ્યાંમી ॥
નીજનાંમી બુધ્ય અગોચર આપીએ રે ॥

ત્રૂટક ॥ બુધી અંનંત અંગોચર આપે કીપા કરી મુઝ માત ॥
કહૂ સંવર દ્રૂપદ કૂંઅરીનો તૂં સીર મેહેલે હાથ ॥
શ્રી ગૂરૂચરણકમલને વંદી બોલૂ એ આક્ષાન ॥ (૧)
દ્રૂપદીહરણ કથા કહૂં માડી પૂરણ કરે ભગવાંન ॥
શ્રી માંહાભારથ આદી પ્રવં તે વેદ પાંચમો જાંણુ ॥
ગાતાં સાંભલતાં નર નારી પામે પદ નીરવાંણુ ॥

અન્ત-(રાગ પ્રભાંતી)
પછે પાંડવ સૂખ પાંમ્યા પરીપૂરણ ॥ કૃષ્ણકીપાથી જાંણુ ॥
ભારથ આદ્ય પરવ તે પૂરણ ॥ થઉ છે તે પ્રમાંણુ ॥
વેશંપાએને કેહે જનમેજે ॥ વીચંન એ અતીહાશ ॥
દ્રૂપદશંવર તે ગાએ શાંભલે ॥ પોહાંચે મનની હાશ ॥
પદ પાંચશે પચાશ ॥ કથાબંધ વીક્ષાત ॥
શોલ રાગ, કડવાં ચોવીશં । પૂરણ થયૂં આક્ષાંન ॥
શંવત ૧૬૭૩ શંવત શોલ ત્રોતરા વરખે । મકર શંક્રાંતનો દીન ॥
તે દાડે આરંભ કર્યો મે । આનંદ ઉપજ્યો મન ॥

એક માશ માંહાં કથા શંપૂરણ થઈ ॥ શમસ્યા શ્રી અવીનાશ ॥
શ્રી ગુંરૂચરણદીપાએ કરી ॥ બુધ્ય આપી ભુધર વ્યાશ ॥
બૂધ્યમાંને આક્ષાંન કરૂ મે ॥ આંણી મંન આનંદ ॥
દક્ષણ દેશ વિજયાપૂર માંહે ॥ કીધો એ પદબંધ ॥
કવી નાગર સ્થંભતીરથનીવાશી ॥ કામેસ્વરનો દાશ ॥
શદા ભગત આપે હરી તાંહારી ॥ કેહે શેવક શીવંદાશ ॥
(કડવું ૨૪ મું)

કડવાં ૨૪॥ ઇતી શ્રી આદી પરવં દ્રૂપદી શંવર શંમાપત ॥ લખીતંગ શા. રૂપજી દેવાનો ચોપડો છે શુદી વલભનાં હાથ અક્ષેર છે તથા વલંભને વાંચવાને વાસ્તે લક્ષો છે શુંભમસ્તૂ ॥ અક્ષેર ખરો ખોટો હોએ તે તપાશજો શંવત ૧૭૨૫ ના વરખે શ્રાવણુ વદ ૦)) અમાવાશાથી ભાદરવા સુદ ૫ શનઊ રૂખી પંચમી.

**વિષયાદિ**–૧. મહાભારતના આદિ પર્વના અન્ત ભાગને આધારે આ આખ્યાન રચાયલું છે. લાક્ષાગૃહમાં પાંડવોને બાળવાની પેરવી દુર્યોધને રચાવી ત્યાંથી તે દ્રૌપદીના સ્વયંવર પર્યંતના ભાગનો સાર આ આખ્યાનમાં ઉતારેલો છે.

૨. પદ ૫૫૦ છે; કડવાં ૨૪ છે. રાગ અને વલણથી પદબંધ બાંધેલો છે, વલણ કડવાને અન્તે છે; વચ્ચે વચ્ચે તે જણાતું નથી. 'ઢાલ' તો છે જ નહીં અને તેને બદલે વચ્ચે વચ્ચે 'ત્રૂટક' છે.

**વિશેષ**–૧. બૃ. કા. દો. ભાગ ૪ થામાં આ આખ્યાન પ્રકટ થયું છે. આ આખ્યાન રચાયા પછી બાવન વર્ષે ઉતારાયલું છે. કવિ ખંભાતનો છે, પણ દક્ષિણમાં વિજયપુર (વિજાપુર)માં રહેલો છે.

૨. બૃ. કા. દો. ૪ થા ભાગમાં પ્રકટ થયલા આ આખ્યાન અને આ પ્રતિના આખ્યાનમાં વિસ્તારફેર ઘણો છે. બૃ. કા. દો. વાળામાં કેટલીક પંક્તિઓ પાછળથી ઉમેરાઈ છે; તે છતાં ખુબી તો એ છે કે રચનસંવત ૧૬૭૩ અને માસ દિન વગેરે એનાં એ છે. જુઓ બૃ. કા. દો. ૪ થો ભાગ દ્રૌપદીસ્વયંવર પાનું ૨૯૭ મું કડી ૨૫ અને ૨૬ અને તેને ઉપરના અંત ભાગમાં આપેલી કડી ૪–૫ સાથે સરખાવો. આખ્યાનના પૂર વિષે બૃ. કા. દો. ૪ થામાં નીચેની પંક્તિઓ છે:—

પદ છસેં ને ઓગણીસ ઉપર કથાબંધ નિધાન;
અઢાર રાગ ને કડવાં ત્રેવીસ પૂર્ણ થયું આખ્યાન. ૨૪

એટલે પાછળથી ૬૯ પદ વધ્યાં છે; અને સમજાય છે તેમ શ્રોતા વૈષ્ણવજનોને સારૂ કંઇક ઉમેરો ઘટાડો યત્રતત્ર કરાયો છે. તેમ સશોધક અને લહીઆએ પણ કેટલાક મનસ્વી ફેરફારો કરેલા જણાય છે.

૩. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે, જો કે 'ઙ' 'દ' 'જ' 'ત' આદિ અક્ષરોનો મરોડ બાળબોધ લિપિનો છે. પ્રતિ જુની તેમ જ જીર્ણ છે.

## -અં ૭૭-ગ-જાલંધર આખ્યાન-શિવદાસ-(ર-સં )-
## (લિ. સં. ૧૭૨૫)-પૃ. ૧-૨૨

આરંભ-શ્રીગણેશાય નમ ॥ શારદાએ નમ ॥ અથ આક્ષાંન જાલંધરનું લક્ષ્ છે ॥
રાગ ગોડી ॥ પ્રથમે પ્રણમૂં આદ અનંત ॥ કૃપા કરો શ્રી કમલાકંથ ॥

જશ આપો રે ગુંણપતી ગુંણરાએ ॥ પ્રેમ ધરીને લાગૂં તમ્હ પાએ ॥
પ્રથમે આરંભ કરતાં કાંમ ॥ ગુંણપતી તાહારૂં શમરે નાંમ ॥
સુભ અરથે તૂંને શંમરે જ્યાંહ ॥ શકલ કારજ શીદ્ધ પાંમે ત્યાંહ ॥
તે માટે મે શમર્યો આજ ॥ કીપા કરો મૂંને શ્રી ગુંણરાજ ॥
બ્રંમાની તનયા સ્વરસ્વતી ॥ મૂંજ મૂંખ વાશ કરે એકરંતી ॥

... ... ... ... ...

શ્રી **માહાભારથ** પરમ રશાલ ॥ તેમાં **શ્રી હરીવંશ** વીશાલ ॥
માંહે અનંત ગુંણ ગોવંદજી તણા ॥ બહૂ આકંમ જીણે કીધાં ઘણાં ॥
(કડવું ૧ લું)

... ... ... ... ...

અન્ત-(રાગ પ્રભાવતી)

શ્રી પદમપુરાંણ કથા છે પેહેલી ॥ વૃંદાચરીત્ર કરૂં રશમે હેલી
શ્રી કૃષ્ણે હાથે તેહેને મારી ॥ વૈધકુંઠપુર સ્થાપો નીરધારી ॥
એ કથા જે ધરશે કરંણ ॥ તે પાંમશે શ્રી હરીનાં ચંરણ ॥
જે કો નર એહ ગુણ ગાશે ॥ તે કૃષ્ણંકૃપાએ વૈકૂંઠ જાસે ॥
કયાશંમધ ન જાંણૂ જોડી ॥ કવી પણે માહારી મત્ય થોડી ॥
**કવી કૂલ શૈઈ ન્યાત નાગરની** ॥ **વાંશ ત્રંબાવટી ત્રટશાગરની** ॥
**એહ કથા ગૂરૂમૂંખથી** લીધી ॥ દીવશ ત્રંણ **માંહાં** પૂરંણ કીધી ॥
**કેહે શીવદાશ** હૂં તાહારો બાલ ॥ શદા ભગત આપો ગોપાલ ॥
(કડવું ૧૫ મું)

કડવાં ૧૫ ॥ ... ૧ નરકાસુરનુ સંપૂરણ થઉ છે ॥ શંવત **૧૭૨૫** ના વરખે ભાદરવા વદ ૨ રાત્રે બુધવારે તથા અખેર ખરો ખોટો હોએ તે કીપા કરી વાંચજો ॥ જેહેવી પ્રત હૂતી તેહવી લખી છે ॥ શુભં મસ્તૂ । મંમ દોશો ન થાએ, ચોપરો પારેખ રૂપજી દેવા સુત વલભનો છે તથા ભાઈ હરીદાશને વાસ્તે લક્ષુ છે ॥

**વિષયાદિ**-જાલંધર રૂપે નરકાસુરના પૂર્વજન્મનું આખ્યાન અહીં વર્ણવેલું છે. શિવ સાથેના મહાન રણસંગ્રામમાં વિજય અર્થે તેની સ્ત્રી વૃંદાને છેતરી, હરિએ તેનો

અંત આણ્યાની તેમ જ અન્ય જન્મમાં જલંધર નરકાસુર રૂપે અવતરશે એવું વરદાન આપ્યાની કથા અહીં પદ્મપુરાણને આધારે રચેલી છે, જો કે કવિ આરંભમાં મહાભારત અને હરિવંશ તે સંબંધમાં જોયાનો ઉલ્લેખ કરે છે; પણ તેમાં આ આખ્યાન છે નહીં; પણ પદ્મપુરાણ જે પાછળથી મોટે ભાગે કૃષ્ણચરિતો વર્ણવવા માટે રચાયું છે તેમાં આવાં અનેક રસિલાં આખ્યાનો છે અને ઘણે ભાગે ગુર્જર કવિઓએ કૃષ્ણના જીવનપ્રસંગો વર્ણવતાં પદ્મપુરાણનો આધાર લીધો છે.

૨ કડવાં ૧૫ છે. રાગ, ઢાલ અને વલણથી પદબંધ બાંધેલો છે, જો કે વચ્ચે વચ્ચે ઢાલ અને વલણ જણાતાં નથી.

વિશેષ–આ આખ્યાન પ્રકટ થયલું નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે, જો કે કેટલાક અક્ષરોનો મરોડ બાલબોધ લિપિનો છે. પ્રતિ જૂની તેમ જ જીર્ણ છે; વચ્ચે પાનાની કોર ખવાઈ ગયેલી છે.

---

## અં. ૭૭–ઘ–ઇશ્વરવિવાહ– (ર. સં. ) (લિ. સં. ) પૃ. ૨

આરંભ–શ્રી ગણેશાએ નમ ॥ આક્ષાંન ઈરવરવેહેવા લક્ષો છે

રાગ ધન્યાશી ॥ આદ્ય આરાધૂં જૂગ જેવંત ॥ વંછીત વર દે સૂધ્ય બૂધ્ય કંથે ॥

ફરશીધર તૂ હરસૂત કહીએ ॥ કલીમલ પ્રૌઢા પાતીક દહીએ ॥

ત્રૂટક ॥ તૂ દેહે ન કલીમલ પ્રૌઢ પાતીક ॥ હરણ રૌરવ ઈરન ॥

જેમ અરકકરણ તીમીર નાશે ॥ પસે પ્રૌઢાં કરન ॥

વિશેષ–આ આખ્યાનમાં મહાદેવના પાર્વતી સાથેના વિવાહનો પ્રસંગ વર્ણવેલો છે. આખ્યાનનાં પાનાં માત્ર બે છે, તેમાંયે પાનું બીજું તૂટેલું છે. કવિનું નામ નથી, તેમ લિપિસંવત પણ નથી.

---

## અં. ૭૮–ક–વિક્રમ ચરિત્ર (પંચદંડની વાર્તા)–નરપતિ– (ર. સં. ૧૫૪૪)–(લિ. સં. ૧૬૬૫)–પૃ. –૪૩–૬૯

આરંભ–(પહેલી ૬૭૦ તુકનાં પાનાં ન હોવાથી રીતસરનો આરંભ નથી.)

(ર)તનસંઘનિ ચૈન નીવાર ॥ હર્ષવડિ પોહિચિ (હર)ી અપાર ॥ ૬૭૧ ॥

"વીહવા કરી સહુ ન્યવરૂં થઈ ॥ વેશ્યાનિ તવ તેડૂ પુગઈ ॥

વેશ્યા આંણી રાજા કનિ ॥ કોહોણી બૂદ્ધિ દીધી તૂહનિ ॥ ૬૭૨ ॥

મૂનિ શુદ્ધિ નહી કિહિ તણી ॥ સાંભલિ રે રતનપુરના ધણી ॥

જે હોનારૂં તેહ જ હવૂં ॥ હૂં માહારૂં કીધૂં ભોગવૂં ॥ ૬૭૩ ॥

કન્યા દીઠી નગર મઝારિ ॥ નારી તણૂં રૂપ અપાર ॥
તે ઉપિરિ દ્રષ્ટ મઝ હવી ॥ કૂડ કરી કન્યા ભોલવી ॥ ૬૭૪ ॥
નગર માહિ તૂ એહવૂ કરિ ॥ અપકીરતિ માહારી પરવરિ ॥
રતંન ભરી પેટી અણુાંવિ ॥ ચાઢિ શાવ દૂ ભરી અણુાવિ ॥ ૬૭૫ ॥
મેટી વસ્ત અણુાવી રાય ॥ વેશ્યાનિ વગુચણુ થાએ ॥
એહવી કેમ કરિ એ વાત ॥ માથિ પાટા કાઢો ચાત ॥ ૬૭૬ ॥
નાક કાંન કાપી પરભવો ॥ રાશિદ્રિ બેસાડી ફેરવો ॥
ઘર ઘર વાત સહુ લૂટી લીયો ॥ પછિ લેઈ દેશોટિ દીયો ॥ ૬૭૭ ॥
વારતા ॥ રાજા રતન શેઘિ રતનમજરી કૂચિરિ બિહિન્ય કરી વેલાવી જ છિ ॥ તેહનિ શાસરવાશો કરિજછિ ॥ ચોપાઇ ॥

... ... ... ... ...

(ઇતિ ત્રતીઅ આદેશો સમાપ્ત)

અન્ત–પંચ ડંડ ધરાવૂં છત્ર ॥ રાયો તણી રળિ પુરિ તત્ર ॥
પ્રતન્યા પાલન એકલવીર ॥ રાજા કહીયિ શાહસધીર ॥ ૯૪૭ ॥
અચલ દાંન રાજા આપંતિ ॥ જાચકનાં દારીદ્ર ભાંજંતિ ॥
પંચ શબ્દ ગુંજારવ હોય ॥ શ્રવણે પડૂ ન સુણિ કોય ॥ ૯૪૮ ॥
રાજનગનિ પિહિરાંમણી ॥ આપિ અવંયંતીનુ ધણી ॥
લાપીણુ રેવંત આપીયા ॥ શોવર્ણ કુડલ હાથી ચાપીયા ॥ ૯૪૯ ॥
અનેક બરદ હવાં વીક્રમ ॥ કરમધરમનું જાંણિ મર્મ ॥
અનેક આચારિ ઉછ્વ હોય ॥ મંનિ મનોરથ પુહોતા શોય ॥ ૯૫૦ ॥
વીરકથા એજ નર સુણિ ॥ શ્રવણે સૂખ હોએ તેહ તણિ ॥
ભાવભવારથ રશ વારતા ॥ જાંણિ મરંમ ઇદ્ર દેવતા ॥ ૯૫૧ ॥
જેહવી મીઠી પ્રાકૃતિ હોય ॥ તે સમોવડિ ન દીશિ કોય ॥
ગાહા દૂહા ચોપાઈ ગીત ॥ ઊષ્ણુ કાચિ જેમ વાહાલુ શીન ॥ ૯૫૨ ॥
કવિતા બગતા શ્રોતા નાંમ ॥ જે જાંહાં તેહનિ તાહાં પ્રર્માણ ॥
જો જીંન્હા વસિ સરસ્વતી ॥ તો અક્ષિર આંણિ જૂગતી ॥ ૯૫૩ ॥
કવિ નરપતિ એહવૂં કિહિ ॥ ચોપાઇ પૂરી થાયંતી ॥ ૯૫૪ ॥

ઇતીશ્રી વીક્રંમાદઇત પંચડંડ છત્ર સંપૂર્ણ સ્માપતં ॥ શ્રીરસ્તુ ॥ શ્રીઃ ॥ સંવત્ ૧૬૬૫ વર્ષે લખીતં ॥ શ્રી ॥ ॥ છ ॥ ॥ છ ॥ ॥ છ ॥ ॥ છ ॥ શ્રી ॥ ૫ શ્રીનારાયણુ ॥ જંબૂસર વાસ્તવ્યં રાંમજી કેન્ય લખિતં ॥ શ્રી નારાયણુ ॥ શ્રી વેણી માધવઃ ॥

**વિષયાદિ—૧.** સિંહાસન બત્રીશીમાંની આ પાંચમી વાર્તા છે. વિક્રમે પોતાના સિંહાસનના શણગાર અર્થે પાંચ દંડ વિવિધ સ્થલોએથી કેવા બુદ્ધિચાતુર્યથી તેમ જ કેવાં અતિ સાહસિક કર્મોથી આણ્યા તે પ્રસંગ અહીં વર્ણવેલો છે.

૨. દૂહા અને ચોપાઇથી પદબંધ બાંધેલો છે. કુલ પાંચ આદેશ છે. કુલ કડી ૬૫૪ છે.

૩. વચ્ચે વચ્ચે 'વારતા' એમ લખી કથાસંદર્ભ ગદ્યમાં થોડોક થોડોક આપેલો છે અને પાછી એ ચોપાઇથી વાર્તા આગળ ચાલે છે. તેમ શ્લોકો પણ મધ્યે મધ્યે સમર્થનના આપેલા છે, જેમાંના કેટલાક ચાણક્ય આદિ નીતિગ્રંથોમાં મળી આવે છે.

**વિશેષ-૧.** આ વાર્તા પ્રકટ થઇ નથી. શામળની બત્રીસ પુતળીમાંની પંચદંડની વાર્તાની ગુંથણી અને પંચદંડની આ વાર્તાની ગુંથણી વચ્ચે સ્થળ, નામ આદિનું પણ સામ્ય જણાય છે. તેના રચનાર કવિ નરપતિ વિષે વિશેષ માહિતી મળેલી જણવામાં નથી. પ્રસ્તુત પ્રતિમાં, પહેલા બે આદેશ આખા અને ત્રીજો મોટે ભાગે પડેલો હોવાથી કવિ સંબંધી ઓળખ જણાતી નથી.

૨. શ્રીમાન્ ગુર્જરનરેશ ગાયકવાડ સરકારની 'સેન્ટ્રલ લાઇબ્રેરી' ના હસ્તલિખિત પ્રતોના સંસ્કૃત વિભાગમાં ૬૩૯ મા નંબરની પ્રતિમાં આ આખીયે વાર્તા છે. પણ તેમાં માત્ર બે પાનાં નથી, તે 'વિક્રમાસન' વાર્તાનો અંશ છે. તેનો લિપિસંવત ૧૬૭૩ છે, લિપિ બાલબોધ અને પડિમાત્રાવાળી છે. અને પ્રસ્તુત પ્રતિ કરતાં એ પ્રતિ વધુ શુદ્ધ છે. બન્ને વચ્ચે પાઠાંતરો ઘણાં છે. એ પ્રતિમાં નરપતિએ પંચદંડની વાર્તા રચનસંવત આ પ્રમાણે આપેલો છેઃ—

કવિયા જીવન રૂયડૂ । સબલૂં અછઈ સંસારિ ॥
કવિ નરપતિ ઇમ ઉચરઈ । હૂં છૌ મૂઢ મઝારિ ॥ ૧૪ ॥
કવિ સ્વર સાચઉ સદા । કવિ ઈસ્વર ઇમ જાંણિ ॥
કવિ નરપતિ ઇણિ પરિભણઈ । વસઈ બ્રહ્માનાં વાંણિ ॥ ૧૫ ॥
જિમ ગોરસ વલોય કરિ ॥ ઘૃત અમૃત લેયંતિ ॥
ગોરસ શાહાસ્ત્ર વલોય કરિ ॥ કવિ અંમૃત ચાખંતિ ॥ ૧૬ ॥
**ભાદ્રવા વદિ આરંભીઉ ॥ બીજ અનઈ બુધવાર ॥**
**સંવત શાકે ૧ પંન્નરહ એ સવિ હું અધિકાર ॥ ૧૭ ॥**

૩. ઉપર મથાળે જે રચનસંવત ૧૫૪૪ નોંધેલો છે તે પ્રતિને મથાળે આ પ્રતિના સંપાદક રા. મણિલાલ બકોરભાઈ વ્યાસે લખ્યો છે. પણ તે શા આધારે એ સમજાતું નથી; પણ ભાષા જોતાં એટલી જુની આ વાત હોવાનું સમજાય છે. ઉપર ટાંકેલા ગાયકવાડ સરકારની પ્રતિના ઉતારાથી સં. ૧૫૦૧ જેવું સમજાય છે, પણ તે સ્પષ્ટ નથી.

૪. પ્રતિ જૂની તેમ જ જીર્ણ છે. પહેલાં ૪૨ પાનાં ગયલાં છે. ભાષા પણ જૂની છે. પ્રતિ બાલબોધ લિપિએ લખાયલી છે, છતાં પણ અક્ષરનો મરોડ ગુજરાતી લિપિનો છે.

૫. આ વાર્તા સંવત ૧૫૪૪ માં રચાયલી છે અને સં. ૧૬૬૫ માં લખાઇ છે. આ કવિ ભાલણ અને ભીમના સમયનો છે તેની ભાષા જૂની છે, એ પ્રસ્તુત વાર્તાથી

જણાય છે. આ એક જ પ્રતિમાં જ નહીં, પણ વડોદરા રાજ્યની પ્રતિમાંયે જૂની ભાષાના સંસ્કારો જળવાયા છે અને તે પ્રસ્તુત પ્રતિના ઉતારા પછી વર્ષ ૮ ને અંતરે લખાયલી છે.

૬. વળી કડી ૯૫૧-૪ થી જણાય છે તેમ કવિનું પ્રાકૃત (ગુર્જર) ભાષાનું અભિમાન જ્વલંત છે અને પ્રેમાનંદને કે તેની પૂર્વેના કવિઓને ભાષાભિમાન કે સ્વદેશાભિમાન નહીં હોવાનું કહેનારા વિવેચકો ઉદ્‌ભ્રાંત દશામાં છે.

---

## અં. ૭૮-અ-વિક્રમચરિત્ર-મધુસૂદન વ્યાસ-(ર. સં ૧૬૧૬)-(લિ. સં. ૧૬૬૫)-પૃ. ૬૯-૯૬

આરંભ-શ્રી ગણેશાય નમઃ ॥ વીદ્ય રાજા નમઃ ॥ શ્રી વીક્રમચરીત્ર લપીત ॥

ભૂપાલી દૂહા ॥ પ્રતમિ શારદા પાએ નમૂ ॥ વાઘ વાણી વર દીઉ ॥
હંશાગમ હરખિ કરી ॥ શારો અક્ષર મઝ દીયો ॥ ૧ ॥
કર વીણા પૂસ્તક ધરી ॥ બ્રહ્મકુમારિ વર દીઉં ॥
વ્યાસ ભણિ ગૂણ વર્ણવુ ॥ જો મતિ આપુ માય ॥ ૨ ॥
ગોરવર્ણ ગૌરીનંદન ॥ વરદાયક વર આપિ ॥
અવીચળ વાણી સારી દીઓ ॥ તોરે ચરણ શિર થાપિ ॥ ૩ ॥
આગિ એક અનેક હવા ॥ કવિ બંધન જેણે બંધ ॥
મઝ મતિ મદસૂદન ભણિ ॥ બોલૂ અક્ષરબંધ ॥ ૪ ॥
માયાસૂદન ગૂરૂજી નમૂ ॥ નમૂ તેત્રીશે કોડિ ॥
વિક્રમચરિત્ર વેહુવા કર્યૂ ॥ રખે મઝ આવિ ખોડી ॥ ૫ ॥
વિક્રમાદઇત વશિ છિ જ્યાંહાં ॥ ઉજેણી નગરી અરિહાંણુ ॥
વ્યાશ ભણિ રશના વશી ॥ રશીયા અક્ષર આણુ ॥ ૬ ॥

*   *   *   *   *

દુહા ॥ સૂત દેવી સાહમૂં જોઇ બોલિ રાજા યમ ॥
વિક્રમચરિત વિહુવાયનું કહો કરિશ કયમ ॥ ૧૯ ॥
સભા સહિત સહૂ સાંભળો એમ બોલિ નર નાથ ॥
કોએ જોઅિ પદ્મનિ આપૂશ બોલે સાથ ॥ ૨૦ ॥

અન્ત-વધ રાયનિ પૂછી કરી સાથિ લીધી હંસા ઓ ॥
મૂરત કીધૂં માલવ ભણી પુરતલિ બેઇ ઉડિશ ધણી ॥ ૩૩૪ ॥
દેશ માંહિ જો આવુ રાય જાણિ સંઘ ચાલુ જાય ॥
જુ આવ્યુ ઉજેણી કાહિ વૈક્રમાદેત્ય રાયુ ગઢ માંહિ ॥ ૩૩૫ ॥
વિક્રમચરિત્ર ગઢ કાવડ કરુ, રાય વિક્રમાદેત્ય નુહોતરૂ ॥
બ્રાહ્મણભાટ મુકલ્યા માંહિ, જઇ તેડો ઉજેણીપતિ રાય ॥ ૩૩૬ ॥

એક બોલ અહ્મો કિહિજ્યુ ખરો, રાજા આવી ભોજન કરુ ॥
જો રાજા નહી આવૂ આજ, દેશ માંહિ અહ્મો કરસ્યૂં કાજ ॥ ૩૩૭ ॥
દીધૂ નૂતરુ માનૂ રાય, સહૂ વર વરશૂં જય થવા જાય ॥

*  *  *  *

કથા રાગ તો વ્યાશિ કહી ॥ પીમિ (ત્રીણી) શોની કીધી શહી ॥
ત્રણ પરિક ત્રેતાલીશિ પરી ॥ કથા તણી કીધી ચુપૈ ॥ ૩૪૨ ॥
સંવત ૧૬૧૬ મઝારી શ્રાવણ માસ ત્રીજ રવીવાર ॥
કૃષ્ણ પક્ષ પૂરવા માંહિ ॥ કથા નીપાઈ કીહી ગાંમ ॥ ૩૪૩ ॥
· મધ્ય દેશ મિહિમૂદ સૂલતાંન ॥ ગાંમ શારશી પરિમરાંણ ॥
કથા કરી મધુસૂદન વ્યાસ ॥ પુર્વ કવિતા પરિપ્રકાસ ॥ ૩૩(૪)૪ ॥

વિક્રમ ચરિત્ર સમાપ્તં ॥ ॥ ૧ ॥ શ્રી ॥ સંવત ૧૬૬૫ વર્ષે કાર્તક શુદ ૩ વાર સોમ ॥ જંબુસર વાસ્તવ્ય ॥ રામજીકેન્ય લપીતં ॥...

॥ શ્રી ભવાંનીશંકરાભ્યાં નમઃ ॥ શ્રી કાલભૈરવ ॥ શ્રી વેણી માધવ ॥ પઠનાર્થં ॥ ઠાકુર શ્રી કલ્યાંણજી ॥ ॥ શ્રી ॥ ॥ શ્રી ॥ ॥ ૭ ॥ ॥ છ ॥ ॥ ૭ ॥

વિષયાદિ–૧. વિક્રમ રાજાનો કુંવર વિક્રમચરિત કેવી રીતે ત્રંબાવટીના રાજા ત્રંબકસેનની પદ્મિની સમાન પુત્રી સાથે લગ્ન કરી આવ્યો એ પ્રસંગ આ વાર્તામાં વર્ણવેલો છે.

૨. દુહા ચોપાઈ અને રાગથી પદબંધ બાંધેલો છે. કુલ કડી ૩૪૪ છે કવિ પોતે ૩૪૩ રચ્યાનું ઉપર કહે છે.

વિશેષ—૧. આ વાર્તા છપાઈ નથી, ભાષા જૂની છે. પ્રતિ જૂની તેમ જ જીર્ણ છે. વાર્તા સવત ૧૬૧૬ માં રચાઇ છે અને ૪૯ વર્ષે તે પ્રતિબદ્ધ થઇ છે. લિપિ બાલબોધ છે, છતાં ઘણા અક્ષરોનો મરોડ ગુજરાતી લિપિનો છે.

૩. આ વાર્તાની બીજી પ્રતિ નામે 'હંસાવતી'ની વાર્તા રા. રા. અંબાલાલ બુ. જાની પાસે છે; તે સંવત ૧૮૩૮ ના સુમારમાં લખાયલી છે; તેમાં રચનસંવત ૧૬૧૬ જ આપેલો છે, છતાં વાર્તાનું પૂર ૭૨૭ કડી છે; ઘણો મોટો ભાગ ચોપાઇનો છે. પણ તેમાં વચમાં ગીતો તેમ શ્લોકો પણ આપેલા છે કે જે પ્રસ્તુત પ્રતિમાં નથી જણાતાં. વાર્તાનું પૂર આમ લગભગ બેવડું થયા છતાં રચનસંવત તો એનો એ જ જણાય છે, એ એક ખાસ નોંધવાજોગ બાબત છે.

૪. રા. હીરાલાલ ત્રિ. પારેખની પ્રતિ ૪૭ ફ માં 'હંસાવતી'ને નામે છે, તેમાં કવિની ઓળખનો ઉલ્લેખ ઉપર પ્રમાણે જ છે. પણ રચનસંવત આમ આપેલો છેઃ-

સંવત ૧૭૨૫ વરખે માગશર વદી ૨ દીન.
સરવ વાર માહા રવીવાર કૃષ્ણ પક્ષને પુરવા સાર;

તેમ તેના મથાળે સં. ૧૭૩૫ નો ટાંકેલો છે. પરંતુ કેટલાંક કારણોએ વાસ્તવિક રચનસંવત ૧૬૧૬જ લાગે છે.

नं. ७८-ग-विल्हणपंचाशिका-विल्हण-(र. सं. )-
(लि. सं. १६६५)-पृ. ९७-११२.

आरंभः-श्रीगणेशाय नमः ॥

ध्यात्वा गणेशमाखिलागमसारभूतं । श्री शारदां सुरनमस्कृतपादपद्मां ॥
किंचित्स्वकीयमतिसंस्फुरितेन तथ्यं । काव्यं करोमि विदुषां सुखबोधनार्थं ॥ १ ॥
स्वर्गोर्वनीविमलमंडलसंतुल्ये । भूमंडलेऽणहिलपत्तननामधेये ॥
वीरांगगूर्जरजनैः परिसेव्यमाने । भोगी बभूव नृपतिः स्मि वीरसिंहः ॥२॥

अन्त-मित्रं शशांस्तिपुष्यशरो वसंते । यस्यापि वंधुरति यस्य रतिः कलत्रं ॥
यस्यापि सुंदरधनुर्वनिता कृशांगी । पुष्णातु स कुलं खलु पुष्पधन्वा ॥ १३५ ॥
विद्वल्लोकसभासु काव्यकुशलैरापद्यमाना मुदा ।
स्तुत्या यंत च वर्जिता कथपके विघ्नेन तम्येति च ॥
सत्यं काव्यं विचरत्यचं वरमतिः श्रीनानत्य तकः ।
संपूर्णं समरीक्ष्यसुविदुषा भक्तेन कां मैदुना ॥ १३६ ॥

इति श्रीविल्हणपंचाशिका समाप्तः ॥ ॥ संवत १६६५ वर्षे लखीतं ॥ छ ॥

વિષયાદિ-૧. વીર પુરૂષોથી વસાયલી અણહિલપુર પાટણ નગરીના ગુર્જર રાજા વીરસિંહની પુત્રી શશીકલાના સ્નેહપાશમાં 'પડેલા કાશ્મીરના પંડિત બિલ્હણે સંસ્કૃતમાં રચેલા ૫૦ શ્લોક'સાથે તેના પ્રસ્તાવરૂપે સાંકળેલા ૭૪ શ્લોકો અને ઉપસંહારના ૧૨ શ્લોકો મળી કુલ ૧૩૬ શ્લોકનું આ રસીલું શૃંગારરસપ્રચૂર કાવ્ય છે.

૨. આ કાવ્યમાં નીચેનો પ્રસંગ વર્ણવેલો છેઃ-અણહિલપુરપત્તનના રાજા વીરસિંહને શશીકલા નામની એક પુત્રી હતી. રાજાએ તેને ભણાવવા કાશ્મીરના પંડિત બિલ્હણની યોજના કરી. પંડિતે રાજકુમારીને વિવિધ વિદ્યાઓ સાથે કામશાસ્ત્રની વિદ્યા પણ શીખવી, અને બન્ને વચ્ચે ગાઢ સ્નેહ વધ્યો અને ગાંધર્વ વિધિથી લગ્ન કરી, પંડિત બિલ્હણે તેને કાન્તા કીધી અને શૃંગારાનુભવ લીધો. એથી રાજકુમારીનું રૂપ પૂર બહારમાં ખીરૂપે વિકસ્યું અને રાજાને તેની ખબર પડી, એટલે તેણે પંડિતને ફાંસીએ મોકલ્યો. ત્યાં ફાંસી આગળ પંડિતે 'अद्यापि तां' એ પદથી શરૂ થતા ૫૦ શ્લોક રચી પોતાની ઇષ્ટદેવી શશીકલા સાથેના વિલાસસુખનું સ્મરણ નિર્ભર કર્યું. રાજકુંવરી પણ આપઘાત કરી તેની સાથે સ્વર્ગે સંચરવા તૈયાર થઈ, એટલે રાજાને તેના પ્રધાને સમજાવ્યો અને પંડિતને છૂટો કરી તેની સાથે શશિકલાને પરણાવી.

૩ આમાં પહેલા ૭૪ શ્લોક એક કોઈ કવિના (જૈન કવિ સારંગ કદાચ હશે જુઓ જૈન રાસમાળાની યાદી) આરંભમાં છે, તે પછી ૫૦ શ્લોક કાશ્મીરી કવિ બિલ્હણના છે અને ૧૨ શ્લોક ઉપસંહારના આદિની કુલ ૧૩૬ શ્લોક છે.

વિષય-૧ ગુજરાતીમાં આ કાવ્યનું ચોપાઈબદ્ધ ભાષાંતર સંવત ૧૭૩૩ ની અગાઉ થયલું છે, અને તે "ગુજરાતી" પત્રના ૧૯૧૫ ના દિવાળીના અંકમાં (તા૦ ૭-૧૧-૧૫; પાને ૧૯૨૬-૨૮ મે) પ્રકટ થયલું છે.

૨ પાટણના ભંડારમાં (પત્ર ૭ પંક્તિ ૧૫) પણ આના ભાષાંતરની પ્રતિ છે, તે સંવત ૧૬૫૫ ના માગશરમાં લખાયલી છે.

૩ એક મત એવો છે કે બિલ્હણે "પંચાશિકા" રચેલી નથી, પણ તેને નામે કોઇએ ચઢાવી છે, કારણ ઉપર જે 'સિંહ' ચાપોત્કટ વંશના ગુર્જર રાજા વીરસિંહ વિષે લખ્યું છે તે ઈ. સ. ૯૨૦ માં થઈ ગયો છે, જ્યારે ખરી રીતે બિલ્હણ સોલંકી રાજા કર્ણદેવના સમયમાં થઇ ગયો છે, અને બિલ્હણનો સમય, સંવત ૧૦૬૫ થી ૧૦૮૫નો લેખાય છે; તેનો 'કર્ણસુન્દરી' અને વિક્રમાંકાભ્યુદય પ્રસિદ્ધ છે.

કાવ્ય ઘણું રસીલું અને ઉચ્ચ પ્રતિનું છે. તેને સંશોધીને, તેના પ્રાચીન ગુજરાતી અનુવાદ સાથે તે અવશ્ય પ્રકટ કરવા યોગ્ય છે,

૪. કેટલાક આને 'ચૌર પંચાશિકા' પણ કહે છે અને કવિ ચૌરે, નહિ કે બિલ્હણે તે રચ્યાનું કહે છે.

---

અં.-૭૮-घ लोलिंबराजरत्नकला (मराठी) (र. सं. )-
(लि. सं. १६६५)-पृ. ११२-११६

आरंभ-सुरसवचनगुफो दातृता कल्पवृक्षो
विजितकविदवो डाकिनी भीतिभेत्ता ॥
त्रिदशसदसि वाच्यो दोषिणां दोषहृता
जयति धरणिपीठे लाल लोलिम्बराजः ॥ १ ॥

रत्नोवाच ॥ घडी घडी मज पासीं गोष्टि त्याची करावो
सकल भवन भीर्त्ति तो चवित्रिं लिहावो ॥
बहु बहु उतकंठा जीउ जाइल जाणा
क्षणभरि तुह्मि आण्य लाल लोलिम्मराज ॥ २ ॥
तल्मल विरहाची सवर्था साहवेना॰
हृदय फुटत आहे हारहीं आवरेना ॥
सकलचि तुह्मि मिलावो साजणी शीघ्र जावो
क्षणभरि विनवावो लाल लोलिम्मराजः ॥ ३ ॥

अन्त-ह्मनी घालिमा लागलां चंपकाची नको नेपुरें कंकणें रत्नकाची ।
तइ याजि वा सर्व शृंगार साजे
जई भेटती लाल लोलिम्मराजे ॥ ३५॥

सखी उवाच-लोलिमराज तुज चिंति तुसे मृगाक्षी
हे अन्यथा जरि असे तरि देउ साक्षी ॥
जामीन ये ह्मणसि कउठि सांडि चाले ।
त्याते सुखी करी तुंही सुखि होय बाले ॥ ३६ ॥

अरि रतकला तुझे, हु याक्या तुच सूत तीनहिं बात हमारी ।
मनमसट ... ... ... ...

**વિષયાદિ**-૧. આ છંદબદ્ધ મરાઠી અને હિન્દી કાવ્ય સંવાદ રૂપે છે. લોલિમ્બરાજના રત્નકલા સાથેના સ્નેહનિબંધનના રસિક સંવાદ છે. લોલિમ્બરાજની અને રત્નકલાની સાહેલીઓની ઉક્તિઓ મરાઠીમાં અને રત્નકલાની ઉક્તિઓ હિન્દીમાં છે.

૨. ૩૬, આખા અને ૩૭ મો અડધો છન્દ છે. કાવ્ય અપૂર્ણ છે, તેમ મરાઠીમાં હોવાથી અને અશુદ્ધ લખાયાથી તેનો પૂરો સમજભર્યો ઉકેલ થઈ શકયો નથી.

**વિશેષ**—સંસ્કૃત અને મરાઠી શ્લોકોથી તેમ હિન્દી છન્દથી પદબંધ બાંધેલો છે. પ્રસ્તુત પ્રતિના આગલા ગ્રંથો જે હસ્તાક્ષરે લખાયા છે તેજ હસ્તાક્ષરે આ ગ્રંથ પણ લખાયેલો છે, એટલે તેનો લિપિસંવત પણ ૧૬૬૫ હશે, એવું અનુમાન થઇ શકે છે. ગ્રંથ અપૂર્ણ છે; તેના ૩૬ શ્લોકો આ પ્રતિમાં છે, બાકીનો ભાગ ત્રુટિત છે.

---

## અં. ૭૯-ક-વનેચટનો રાસ-લઘુ અને સુખ-(ર. સં. ૧૭૩૨)-(લિ. સં. )-પૃ. ૨૨-૪૨.

આરંભ-(પહેલી ૨૪૫ કડી પડેલી હોવાથી રીતસરનો આરંભ નથી.)

... હેને તે આપો હાથ તો કહુ ઈક કરો મુઝ માત ॥ ૨૪૬ ॥
એટલુ કાંમ કરો મંન રલી । પછે કાંઈ નહી કહીએ વલી ॥
વીદાવીલાશી બોલી વાંણુ । તું કેહે છે એ ચતૂર સુજાંણુ ॥ ૨૪૭॥
મુઝ શરખી સ્ત્રી લાવે શોલ । તો રાએ હું પીરશુ રંગરોલ ॥
વલતી વાઘ મુખ બોલી શહી । તાહારી જોડ કો બીજી કહી ૨૪૮
કાંહાંથી લાવે વીનેચટ શોધ । વીદાવિલાશી કેહે મુખ બોલ ॥
તાહારે શું છે તુ જઈ કેહે । ચતુર પુરશ હોશે લેહે ॥ ૨૪૯ ॥
આવી વાધ વીનેચટ પાશ । તાંહાં જઇને મેહેલો નીશવાશ ॥
વીનેચટ...બોલો શહી ॥ તંમને ના કહી વીધ કહી ॥ ૨૫૦

અન્ત-(રાગ ધંન્યાશ્રી)

એ કથા જે શાંભલે । આનંદ શું રે ॥ એક મંને નરનાર મન આનંદ શું રે ૫૪૦
આશા પોહોચે તેહ તણી । આણુંદ૰ ॥ પાંમે ભગવંત પાર મન આનંદ૰ ૫૪૧
વીનેચટ ગુણ ગાએ તાં । આણુંદ૰ પોહોચે મનના કોડ મન આનંદ૰ ૫૪૨
ચંદ્ર ઊદે બેહુ મલી આનંદ શું રે ॥ હરખે કીધો જાંણુ મન આણુંદ શું રે ૫૪૩
સુરત શેહેર શોહામણું । આણુંદ૰ મહીધરપરામાં વાશ ॥ મન આનંદ૰ ૫૪૪
નાત ચોરાશી વાણીઆ, આણુંદ૰ તેહ તણો શણગાર ॥ મન આણુંદ૰ ૫૪૫
શીમાલાની થાપના । આનંદ૰ ॥ લઘુ સુખ નીરધાર । મંન આણુંદ૰ ૫૪૬
માતતાત આરોગ છે । આણુંદ૰ ॥ બાંધવ ચાર શુજાણુ । મન આનંદ૰ ૫૪૭

અહીસ્તાધરમ જે ભોગવે । આનંદ૦ ॥ શાવક કુલ અવતાર । મન ગોવંદ૦ ૫૪૮
શતરશોર્દ્ધ બત્રીશ માંહાં । આનંદ૦ ॥ દીવાલી ને દીન । મંન ગોવીંદ૦ ૫૪૯
તે દાઢે બેહુ જણ મલી । આનંદ૦ ॥ માંડો એ આરંભ । મંન આનંદ૦ ૫૫૦
કારતેગીએ પૂરંણ થએો । આણુંદ૦ ॥ દેવદીવાલીને દીન મંન આનંદ૦ ૫૫૧
ભાઈ બેહુની બુધી થકી । આનંદ૦ ॥ કીધો એ પ્રતિબંધ । મંન આનંદ૦ ૫૫૨
એક દીન એમ બેઠાં થકાં । આણુંદ૦ ॥ ઊલટ ઉપનો મંન ॥ મંન ગોવીંદ૦ ૫૫૩
તે માટે ગુણ ગાઇએ । આણુંદ૦ ॥ વીનેચટ રાજંન ॥ મંન આનંદ૦ ૫૫૪
ગાશે ગુણ જે રાએન । આણુંદ૦ ॥ હોશે જેએ કલાંણ ॥ મંન આનંદ૦ ૫૫૫

ઈતીશ્રી વીનેચટનો રાશ વખાંણનો પ્રબંધ શંપૂરણ લખો છે ॥
॥ જેહવી પ્રત હુતી તેહવૂં લખુ છે ॥ ॥ શ્રી ॥ ॥ શ્રી ॥

આદર્શ પુશતંક દસ્ટવા ॥ તાદરશં લીખીતં મઆ ॥ જદી શુધમશુધંવા । મમ દોશો ન દીઅતે ॥ ૧ ॥

વિષયાદિ-૧. સરસ્વતીની કૃપાથી મૂરખદત્ત નામનો વણિક પુત્ર વિનયચટ નામે પ્રસિદ્ધ થયો અને રાજપુત્રી વિદ્યાવિલાસિની સાથે પ્રેમપાશમાં પડી તેને કેવી રીતે પ્રાપ્ત કરી, એ પ્રસંગ આ પ્રસ્તુત રાસમાં વર્ણવેલો છે.

૨. દૂહા, ચોપાઇ અને ઢાલ તથા રાગથી પદબંધ બાંધેલો છે. કુલ કડી ૫૫૫ છે.

વિશેષ-૧. આ રાસ પ્રકટ થયેલો નથી. આ રાસ વાંચતાં તેના અને શામલની વિદ્યાવિલાસિનીની વાર્તાના પ્રસંગ વચ્ચે ઘણું સામ્ય છે, એમ સમજાય છે.

૨. કવિ બે ભાઇઓ નામે લધુ અને સુખ છે (ક. ૫૪૬), સુરતના મહીધરપુરાના શ્રાવક શ્રીમાળી વાણીઆ છે. આ વાર્તા સંવત ૧૭૨૨ના કાર્તિકમાં રચાયલી છે, તેમ બે ભાઇઓએ મળીને એક દિવસમાં રચેલી છે એમ અંતના ઉલ્લેખથી સમજાય છે (ક ૫૫૨-૫૩). આ કવિ વિદ્યાવિલાસીના કર્તા શામળનો કંઇક પુરોગામી છે; તેથી શામળે આ વાર્તાનો આધાર લીધો હોય અગર પ્રચલિત કથાને આધારે બન્નેએ રચી હોય, એ ચોક્કસ કહી શકાતું નથી; બાકી પ્રસંગો અને પાત્રો વગેરેનું સામ્ય વિશેષ છે.

૩. અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સંગ્રહમાં આ આખીયે વાર્તા છેઃ જુઓ નં.-૬૧.

૪. પ્રસ્તુત પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. લિપિસંવત આપેલો નથી. પહેલાં બાવીસ પાનાં ગયલાં છે.

---

## અં. ૭૯-ખ-પદમાવતીનું આખ્યાન-શામળભટ્ટ-(ર. સં-૧૭૭૪)-(લિ. સં. )-પૃ. ૪૩-૮૬ (અપૂર્ણ)

આરંભ-શ્રી ગણેશાએ નમઃ ॥ શ્રીશારદાએ નમઃ શ્રી શરસ્વતે નમઃ ॥ શ્રીમાહાલખમી શત્ય છે ॥ અથ પદમાવતીનું આખ્યાન લખું છે ॥
દોહરા ॥ પરથમે શારદા વરણવૂં । માગુ એક પશાએ ॥
આખાન કહુ પદમાવતી । તૂં જશ આપે માએ ॥ ૧ ॥

શ્રી ગુરૂને ચરણે નમું । ને ગણપતી રહુ કર જોડ ॥
શહુ કવીતાની કરૂ વીનતી । કોઈ મો દેશો ખોડ ॥ ૨ ॥
આખાંન કહુ પદમાવતી । શતીશીરોમંણુ જાંણુ ॥
પુસ્પશેન્ય રાએ વરી । હુ તેહેનાં કરૂં વીખાંણુ ॥ ૩ ॥
નગર એક ચંપાવતી । તે ચંપકશેન્ય રાજંન ॥
પટરાંણી પુસ્પાવતી । ને પૂસ્પશેન્ય એક તંન ॥ ૪ ॥

અન્ત-(દુહો) ત્રણુ માશ થઆ પછે । હે નાર તજશે પ્રાંણુ ॥
શગલ વારતા ચાલશે । એક હસવું બીજી હાંણુ ॥
તજી માત એ અંન જલ તજુ અમરત સુ દેહે ॥
વાટ જોઉં તે કુઅરજી જેમ બપઇઆ મેહે ॥
શુણુકા કેહે શીદ દુખ ધરો મુજને આપો લાંણુ ॥
પરધાંને તે સાથે પાથવો મેલવું ચતુર સુજાંણુ ॥
વારો હેજી માવડી વારો હજી નાર ॥
માશ તણામાં મેલવું તમને રાજકુમાર ॥
સુણતાં આણુંદ ઉપજે કીધી બહુ પેર શાએ ॥
ગરથ હાશુપણુ પાલખી જાર ચંતા મંન જાએ ॥
તે ખબર કેવા મોહોલમાં શુણુકાને તેડી જાએ ॥
શુણુકા બોલી ઉતાવળી કુંઅરજી છે કાંહાં

(અપૂર્ણ)

**વિષયાદિ**-૧. પદ્મસેન અને પદ્માવતીની કલ્પિત વાર્તા છે.

૨. દૂહા સોરઠા અને ચોપાઈથી પદબંધ બાંધેલો છે

**વિશેષ**-૧. બૃ. કા. દો. ભાગ ૨ માં આ વાર્તા પ્રકટ થયલી છે. પ્રસ્તુત પ્રતિ ગુજરાતી લિપિએ લખાયલી છે. વાર્તાનો છેવટનો મોટો ભાગ પડેલો છે. વચ્ચે છેવટનાં ત્રણ પાનાં અવળસવળ લખાયવાં છે.

૨ આ વાર્તા સંવત ૧૭૭૪ માં લખાયલી છે. બૃ. કા. દો. ભાગ ૨ જાની પ્રતિ તેમજ બીજી જૂની પ્રતિઓમાં રચનાસંવત વિષે સતકોઈ નથી, માત્ર મહીનો આદિ છાપેલી પ્રતિમાં સમજાય તેવાં નથી અપાયાં. બૃ. કા. દો.માં તેનો ઉલ્લેખ આમ છેઃ-

સંવત સતર ચુંમોતરે, શુક્લ પક્ષ શુભ સાર;
કરી કથા દિન પાંએ, ભળતો મંગળવાર.

પણ આથી વધુ સ્પષ્ટ ઉલ્લેખ સં. ૧૮૪૨ માં લખાયલી પ્રતિમાં આ પ્રમાણે છેઃ

સવત સતવ ચુંમોતરે, મહા માસ શુભ સાર;
પૂરણ કથા થઈ પાંચમે, મેલો મંગળવાર.

## અં. ૭૯-ગ-પરકાયાપ્રવેશની વાતા-શામળ-(ર. સં. )-(લિ. સં. )-પૃ. ૨૪-(૯૫-૧૦૯)

આરંભઃ-શ્રી ગણેશાએ નમાંઃ શ્રી શારદાએ નમાંઃ પરકાઆ પરવની વારતા લખી છે ॥

ચોપાઈ ॥ પરથંમ શારદા કરૂં પ્રણામ ॥ મુજ મુખ દેજો રૂડી વાંણુ ॥
ગાઉ જો વીક્રમચરીત ॥ જે શાભલતાં થાઉ પવીત ॥
ઉજણી નગરીનો ભુપ ॥ જેમાં કર્દપના શરખું રૂપ ॥
તેહ તણું શીહાશંણુ શાર ॥ તે લાવો ભોજ ન લાગી વાર ॥
દેખતાં ઊપનુ હેત જ ઘણુ ॥ ... ...
ઓછવ મગલ ઠાંમો ઠાંમ ॥ જોવા મલુ શઉ બાધુ ગાંમ ॥
ધાંન ઈશવરતું મનમાં ધરે ॥ શીધાસંન બેહાની ઇછા કરે ॥

દુહો ॥ રાજા ભોજ પગ ધરે ॥ જોઈ શમુરત લાગ ॥
બોલી શામા પુતલી ॥ રાએ ન ધરશો પાગ ॥

અન્તઃ-દુહો ॥ સુનો ભોજ કેહે પુતલી ॥ હેવો પાકરંમ રાએ ॥
તેનો મહીમા શાંભલો ॥ પાંચે પાતીક જાએ ॥ ૧ ॥
હરશોખ કીરપા કરે ॥ ટળે વાધી ને શોક ॥
મંનવાંચીત ફલ પામશે ॥ જે કો સુણશે લોક ॥ ૨ ॥
ગાએ શીખે ને શાંભલે ॥ તેને નરખાનું અશનાંન ॥
પુન ઉપર જે મંન ધરે ॥ કોમલ રેહેશે મંન ॥ ૩ ॥
પ્રાક્રમી વીકરમ થઓ ॥ શુંણો ભોજ બેએ કરંણુ ॥
હેવાં પારાકંમ જો કરો ॥ તો ધરો શહાશન ચરંણુ ॥ ૪ ॥
પરદુખભાંજણો સુખકરણુ ॥ અજીતે અભેદી થાએ ॥
એ શઈઆશંણુ અવનતું ॥ બીજો નવ ધરે પાઅ ॥ ૫ ॥
હેતું કહી પુતલી આપે ગઈ આકાશ
એ કથા પુરી થઈ કેહે કવી શામળદાશ ॥ ૬ ॥

પરકાયાપરવેશની શંમપુરંણુ લખી છે ॥

વિષયાદિ-૧. સિંહાસનબત્રીસીમાંની આ સાતમી નાપીકની વાર્તા છે. શામા પુતલીએ કહી છે. વિક્રમને એક ગુરૂ પાસેથી પરકાયાપ્રવેશનો મંત્ર એક નાપિકની હાજરીમાં મળતાં અને નાપિકે પ્રાણ તજવાની ધમકી આપતાં વિક્રમે એ મંત્ર તેને શીખવ્યો અને પછી રાજા વિક્રમ પાસે વાઘના શરીરમાં પ્રવેશ કરાવી નાપિક પોતે એકદમ વિક્રમના દેહમાં પેઠો, અને આખરે ઓછી બુદ્ધિવાળા નાપિકે લોભનો માર્યો વિક્રમનો દેહ ત્યાગ્યો એટલે તરત જ વિક્રમે પુનઃ પોતાનો દેહ પ્રાપ્ત કર્યો: આ પ્રસગ આ વાર્તામાં વર્ણવેલો છે.

૨. દુહા, ચોપાઈ અને છપ્પાથી પદબંધ બાંધેલો છે.

વિશેષ-૧. આ વાર્તા જો કે પ્રકટ થયલી છે, પરંતુ છપાયલી વાર્તા કરતાં આતું પૂર નાનું છે. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. લિપિસંવત કે રચનસંવત આપેલો નથી.

૨ સાહિત્યપરિષદ બંડોળ કમીટીની તરફથી રા. રા. અંબાલાલ બુ. જાની બી. એ. એમણે સંશોધીને આ વાર્તા પ્રકટ કરી છે. (પાનાં ૩૬૯ થી ૪૦૩) તેમાં પાઠભેદ વગેરે નોંધી પૂરતી માહિતી આપેલી છે.

---

## અં. ૭૯-ઘ-અબોલા રાણીની વાર્તા-શામળ (ર. સં. )-( લિ. સં. ) પૃ. ૮ અપૂર્ણ

આરંભ-શ્રીગણેશાએ નમઃ ।। પુતલી ચીત્રરંગના ।। વારતા અબોલા રાણીની લખી છે ।।

ચોપાઈ ।। શ્રી શારદા તુજને નમુ । ગણપતી દેવ પાગે શીશ ધરૂ ।।
ચુકવો નાયે ટીયો કાહા । રતન અણુવાને ગોપ છે કાંહાં ।।

વિષયાદિ-૧. સિંહાસન બત્રીશીમાંની ચિત્રાંગદા પુતલીએ કહેલી અબોલા રાણીની છઠ્ઠી વાર્તા છે. એક બ્રાહ્મણે પાનવાળાની દુકાને એક અપ્સરા સરખી યુવતીને જોતાં તેની પુઠ પકડી તેના પર્વતનિવાસમા પ્રવેશ કીધો પરતુ તેની દાસીએ વાવડીમાં નહવાનું કહેતાં તે નાહ્યો એટલે પાછો મૂળને સ્થાને તે આવી પડ્યો આમ નિરાશ થયલા બ્રાહ્મણને પેલી અપ્સરા અપાવવાનું કામ વિક્રમે માથે લીધું અને અપ્સરા અબોલા રાણીની નહીં બોલવાની પ્રતિજ્ઞા વિક્રમે યુબીથી વીરવેતાલની સહાયતાથી તોડાવી; આ પ્રસગ પ્રસ્તુત વાર્તામાં વર્ણવેલો છે.

૨ દુહા, ચોપાઇ અને છપ્પાથી પદબધ બાંધેલો છે.

વિશેષ-૧. પ્રતિ અપૂર્ણ છે છેવટના પાનાં ગયાં છે. વાર્તા અશુદ્ધ છપાયલી છે. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે

૨. સા પ. ભ. ક. તરફથી રા. અંબાલાલ બુ. જાનીએ સશોધીને આ વાર્તા પ્રકટ કરી છે. જુઓ પાનાં ૩૦૩ ની ૩૬૮. એમાંથીથી વાર્તાનું પૂર પાઠભેદ આદિની માહિતી બરોબર મળે તેમ છે.

---

## અં. ૮૦-શિવમાહાત્મ્ય-મહાદેવસુત હરદેવ-(ર. સં. ૧૭૧૪? ૧૭૪૦)-(લિ. સં. )-પૃ. ૧૪-૨૦૩

આરંભ-(પહેલાં ૧૩ પાનાં નહીં હોવાથી રીતસરનો આરંભ નથી.)

ઉપાસન ઉપદેશ કેરા કહા ઉતમ ઠાંમ ।।
હવે ગુરૂ તણાં લક્ષણ કહૂં જે પમાડે શુખ ધાંમ ।। ૨૯ ।।
ક્રોધ લોભ મમતા તજે ।। ચીત રાખે નીરમલ જેહે
દ્રઢ ભગતી જાંણે શી(વ) તણી ભવશાગર તારે તેહે ।। ૩૦ ।।

શોમ દ્દષ્ટી ભાવે જુએ શહુને કપટ ન હોએ લવસેશ ॥
તે શેવતાં શંકર મલે પ્રીતે કરે ઉપદેશ ॥ ૩૧ ॥

... ... ... ...

શીવમંત્ર મહીમા ઘણો શાભલે પુન અપાર ॥
શતાન રીધ પામે શહી ભવ તારે દુસ્તર પાર ॥ ૭૧ ॥
નાના વિધિ સુખ ભોગવી વાશો રહે શીવપુર ગામ ॥
વ્યાશ વાંણી સ્કંદ પુરાણે પ્રથ અધો પુરણ થઓ છે ॥ ૭૨ ॥
વલણુ ॥ થઓ અધો પ્રથમ પુરો બ્રહ્મોત્તર ખંડે એ હે કથા ॥
મહાદેવ સુત હરદેવ કેહે શીવભક્તી કરજો શરવથા ॥ ૭૩ ॥
॥ કડવાં ૧ ॥ ॥ શ્રી ॥

અન્ત–(રાગ અડાણુ)

શંકરનો મહીમા ઘણો જે શંભલે નર ને નાર ॥
શંશારસુખ પાંમે ઘણું પ્રીત કરે શ્રી ત્રીપુરાર ॥ ૮૭ ॥
જે શંભલ્યાવે પ્રીતે કરી તે પાંમે નીરભય ઠાંમ ॥
વૃતપૂજા દરશંણુ શીવ તણાં મુખ ઓચરે જો શીવ નાંમ ॥ ૮૯ ॥
થયા કતારથ રૂષીવર તહ્યો શાંભલ્યો શીવમહીમાએ ॥
એ શુભ કથા કહી સ્કંદ પુરાણે બાવીશમે અધ્યાયે ॥ ૯૦ ॥
એ બ્રહ્મોત્તર ખંડે કહો શીવકથાનો વીસ્તાર ॥
શીવ નાંમ મંગલ સુખ કરે શીવ તારે દૂસ્તર પાર ॥ ૯૧ ॥
વલણુ ॥ શીવ તારે દૂસ્તર પારનીએ એહેવો કરજો દ્રઢ વીશવાશ ॥
માહાદેવસુત હરી(ર)દેવ સ્વાંમી શંકર પૂરે આશ ॥ ૯૨ ॥
( કડવું ૩૬ મું )

રાગધવલ ધંન્યાશ્રી ॥

થઓ શંમાપ્ત શૌનક રૂષી સુતને નીમીશારંણુ મુઝારજી ॥
તે કહો અમે પ્રત બંધો બુધ તેણે અનુશારજી ॥ ૧ ॥
પાંન્ચે અધીક પટદશ શાકે શંવ(ત) ૧૭૨૪ જી ॥
કારતેગ સુદ ત્રયોદશી કુજવારે...અધ્યા બાવીસજી ॥ ૨ ॥
સ્કંધપુરણુ બ્રહ્મોત્તર ખંડે વીસ્તરૂં પ્રાકૃતબંધ વીખ્યાનજી ॥ ૩ ॥
શાડત્રીશ કડવાં રાગની વીવીધ ચાલ છે શારજી ॥
છત્રીશ શત પેર ચોરાશી શંક્ષા વીસ્તારજી ॥ ૪ ॥

પ્રથમે કડવે રાગ રાંમગી ગણપ્રતી શરસ્વતી ધ્યાંનજી ॥'
મંત્ર મહીમા છે પ્રથમ અધ્યાયે વાશાંરહ આક્ષાંનજી ॥ ૫ ॥
( કડવું ૩૭ મું )

**વિષયાદિ-૧.** સ્કંદપુરાણના બ્રહ્મોત્તર ખંડમાં શિવના માહાત્મ્યના તેમ જ પ્રસાદના પ્રસંગો આ આખ્યાનમાં વર્ણવેલા છે.

૨. રાગ અને વલણથી પદબંધ બાંધેલો છે. ઢાલ નથી. કડવાં ૩૭ છે.

**વિશેષ-૧.** આ આખ્યાન પ્રકટ થયલું નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. બે હસ્તાક્ષરે પ્રતિ લખાયલી જણાય છે. પ્રતિ પ્રાચીન નથી પહેલાં ૧૩ પાનાં નથી અને પહેલા કડવાની ૨૮ કડીઓ જતી રહેલી છે. પાનાં કીટ ખાધેલાં છે. છેવટનાં બે એક પાનાં ગયલાં હશે એમ લાગે છે. તેથી કવિની પોતાની ઓળખવાળો ભાગ તેમ ઇતિશ્રીનો ભાગ જણાતો નથી. વિષ્ણુદાસ આદિની રીતિને અનુસરીને કવિએ ૩૭ મા કડવામાં દરેક અધ્યાયમાં રાગ અને વસ્તુની અનુક્રમણિકા આપેલી છે.

૨. અહીં લહીઆનો રચનસંવતમાં હસ્તદોષ થયેલો છે. આ માહાત્મ્ય સં ૧૭૪૦ ના કાર્તિકમાં રચાયાના સ્પષ્ટ ઉલ્લેખો પ્રસ્તુત સંગ્રહની અન્ય પ્રતિઓથી તેમ ગુ. વ. સો. ની અંક ૬૦ વાળી પ્રતિથી મળે છે. ઉપરજ શાકે ૧૬૦૫ આપેલા છે તેમાં ૧૩૫ ઉમેરતાં સંવત ૧૭૪૦ જ આવે; એટલે ૧૭૧૪ નિર્વિવાદ ખોટા છે.

૩. વધુ હકીગત માટે અં. ૬૬-ણ, **'સદાશિવ આખ્યાન'** પાના ૮૭-૮૮ અને **વિશેષ** પા. ૮૯ મું.

---

**अंक ८१-क-अष्टपदि (संस्कृत)-जयदेव-(र. सं. )-(लि. सं. १६७९)- पृ. २७**

પ્રકટ થયલી છે.

**अं. ८१-ख-गंगाष्टक**

પ્રકટ થયલું છે.

**વિશેષ**-પ્રસ્તુત પ્રતિમાં પહેલાં પાનાં ૨૨ માં કેટલાક યંત્રો, તર્પણમંત્ર, નવગ્રહ-સ્તુતિ આદિ અશુદ્ધ લખેલાં છે. વળી ગંગાષ્ટક પછીનાં દશ પાનાંમાં પણ યંત્રાદિ તથા હિન્દી પદોની છૂટીછવાઈ પંક્તિઓ લખેલી છે.

---

**અં. ૮૧-ગ-અશ્વચિકિત્સા-રાજભોજ-( ર. સં. )-( લિ. સં )-પૃ. ૯**

**આરંભ**-સ્વસ્તિ શ્રીગણેસાય નમ ॥ સરસ્વતીપ્રસાદાત્

આપી કાલી મ્ર્મઝતલા કાલાઃ દેહ કાબરાઃ તે ઘોડાતુ નામ દુર્જણુ સલ હારીક દેન આવૈ ॥ ૧ ॥

દેહકાલા પગતીની ૭ કાલાઃ દેહ રાતા તે ઘોડાનુ જામુ પંચ કલ્યાણ-કારક્વૃવિકલ્યાણકારક ॥ ૨ ॥

દેહ હરીણા મુખઃ પુછ ધવલાઃ તે ઘોડાનુ નામ ચઢયા સિત્તરી સિનુ દુહો દીસિ જાઈ સંપૂર્ણ લિક્ષ્મી દેઈઃ

અન્ત—ઘોડી પ્રસુતી ઉપચાર ॥ પ્રથમિ દીની ૧ ઉપવાસ રાખી જઈ । જોની ધ્રત સુપ ઘાલી જઇ । કડવા તેલ સુ ચોપડી જઇ ॥ તાતઇ પાણી સેક કિજઇ । પછઈ ત્રીકુટ ॥ સોવા ॥ હરડઇ ॥ ગુગાલિ ઈંગછીરા ॥...... ઘણિ પરી દીન ૭ કીજે તો પછે રાનઇ રોગ ન થાઇ ॥ તેસીંગ રૂ ભલા હોઈ ॥ રોગ ન ઉપજઇ ॥ ૬૦ ॥ ઘોડાકા આરાઆહાર કી બિધી ॥ ત્રિફલા ॥ ધણા મોથ ॥ બિજોરા ॥ ત્રિકુટા તંતડીક ॥ વરગીત રોહણી ॥ આસંધી ॥ અજમોદ ॥ પટોલ ॥ ગિલોઈ ॥ સીધા સમસ્ત વોપ ૪ અઠંત્ર કીજઇ ॥ પીઝી કરી ગ્રાસ માહઇ દીજઇ ॥ બલમુષ્ટી કરઇ ॥ સર્વ વ્યાધી નિવારણું ॥

ઇતિશ્રી મહારાજ્ય રાજધીરાજ શ્રીભોજ વિરચિતં ॥

વિશેષ—આ અશ્વચિકિત્સા પ્રકટ થયલી નથી. પ્રતિ બાલબોધ લિપિએ લખેલી છે. આ ચિકિત્સા સમાપ્ત થયા પછી અશ્વસંપ્રતિષ્ઠાની પૂજાવિધિ લખેલી છે. તેની પછીનાં પાનાંમાં આદિત્યપૂજા અને સ્તોત્ર લખેલાં છે. તે પછી પિંડદાનવિધિ પણ લખેલી છે.

---

## અં. ૮૨-ક-સ્વર્ગારોહણ પર્વ-સુરભટ્ટ- (ર. સં. ૧૭૦૪) (લિ. સં. ૧૮૨૪)-પૃ. ૪૩

આરંભઃ— (પહેલાં પાંચ પાનાં જીર્ણ તેમ જ તૂટેલાં હોવાથી રીતસરનો આરંભ ઉતાર્યો નથી.)

રાગ મારૂ ॥ કલીજુગે કલપ વ્રક્ષ નહી ફળે ॥ ક્રોધ ... નહી ટલે ॥
સુરભી દુધવંતી શહુ ગાએ ॥ અંન વ્રક્ષ શુભ કલીજુગ મહિ ॥
કુપ શરોવર વ્યાપીક શાર ॥ તે મધે નહી દેશે પાર ॥
શમુદ્રા ગાંમની ત્રટે જેહ ॥ સુભ મેહે સુકાશે તેહ ॥
શલપ ધાંન નીપજે શહી ॥ શલપ સ્નેહે કલીજુગ માંહી ॥
પુત્ર પીતાને નહી આપે અંણુ ॥ માત પીતાથી વલભ ધંન ॥
(કડવું ૪ થું પાના પાંચમામાંથી)

અન્તઃ— (રાગ પંચમ)
પાંડવ વૈકુંઠ પાંમ્યા શહી ॥ એ કથા એટલેથી રહી ॥
શંવત ૧૭૦૪ ચારોતર શાર ॥ જેષ્ટ માશ બારેશ ગુરૂવાર ॥
શ્વર્ગારોહુણી કીધી ગ્રંથ ॥ જેહેમાં શકલ ધરમનો પંથ ॥
ગાંમ કરોલી રેહેવું વાસ ॥ રચીક બ્રંમ ગ્નાતી વેદઆચાર ॥

રૂડી સ્તુતી નારાયણની કરે ॥ સુરભટ સુત તેહેનો મંન ધરે ॥
તેણે ગ્રંથની રચના કહી ॥ રૂદે્કમલ પ્રગટયા શ્રીહરી ॥
જે જન કોઈ સુણે આક્ષાંન ॥ કથા પ્રશંન કરે બહુ માંન ॥
નરનારી સુણે એકે મંન ॥ રોગ દોખ તીહીને નહી, સુખીઉં તંન ॥
પુનરપે ગ્રભ્્આવે નહી, સ્વરગપુર સુખ પાંમે શહી ॥
ગંગા જમના ને શરસ્વતી ॥ તાપી ગોમતી ને પ્રેમાવંતી ॥
નદી ગોમતી, ગલકી, ગૌતમી ચાર ॥ નીમીષારણ ગોમતી કેદાર ॥
ક્ષીપ્રા વેત્રવતી ને નરમદા ॥ શાંભલે સ્નાંન ફ્લે શરવદા ॥
અનેક તીરથ હરી શેવે જેહ ॥ સુણતાં શંદ ફ્લ પામે તેહ ॥
શપતી સુભ મત પાંમે તેહી ॥ તે જંને વૈકુંઠપ્રાપતી લહી ॥
સુરભટ વાંણી ઓચરે ॥ વૈકુઠ ફળ રોહેજે અનુશરે ॥
(કડવું ૨૨ મુ)

કડવાં ॥ ૨૨ ॥ રાગ શપુણ "ઇતી શ્રી આક્ષાંન સ્વર્ગા રોહેણીનું શંપુર્ણ લખુ છે ॥ લખતંગ ઔણેદવાશી બ્રાંમણ દઆશંકર ઘેલાએ લખુ છે ॥ ખરો ખોટો અક્ષર તપાશીને વાંચજો ॥ ખોડ મો દેશો ॥ શંવત ૧૮૨૪ અશ્વન વદ ૭ શોમવારે દીવસ ગટી ૧૩ ચઢે તે શંપુરણ ચોપડો લખો છ ॥ તાંનીના પટેલ નરશંઘ સુત કુબેરનો છે,

વિષયાદિ-૧. કલિયુગનો આરંભ થતા, અને લોકની દૃષ્ટિ બગડતાં યુધિષ્ઠિરે શ્રીમદ્ વેદવ્યાસની સૂચનાથી રાજ્યપાટ છોડી, ચાર ભાઇઓ અને દ્રૌપદી સાથે હિમાલય તરફ પ્રસ્થાન કીધું અને સ્વર્ગમા સત્ય ધર્મની પરીક્ષા ધર્મરાજે કીધી પછી પુનઃ પોતાના ભાઇઓને નીરખી આનંદ પામ્યા, આ પ્રસગ આ આખ્યાનમાં વર્ણવેલો છે મહાભારતના મહા પ્રસ્થાનિકપર્વ અને સ્વર્ગારોહણ પર્વને આધારે પ્રસ્તુત આખ્યાન રચાયલું છે

૨. કડવાં ૨૨ છે રાગથી પદબધ બાંધેલો છે ઢાલ તેમ વલણ દીસતું નથી

વિશેષ-૧. પ્રસ્તુત આખ્યાન પ્રકટ થયુ નથી, પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. પહેલાં પાંચ પાનાં ફાટેલાં તૂટેલાં હોવાથી પદબધ સળગ ઉતારાય એમ ન હોવાથી પાનાં પાંચમાંની છેલ્લી બે લીટીથી ચોથુ કડવુ શરૂ થાય છે ત્યાંથી ઉતારો કરેલો છે

૨. આ કવિ સુરભટને નામે વીરજીનું સુરેખાહરણ આદિ કેટલાક ગ્રન્થો મળ્યા છે, તે મુખ્યત્વે ગાયક મનાયો છે કવિ નહીં, તેથી આ આખ્યાન તેનું છે કે બીજાનું કઇક યત્રતત્ર ફેરફાર સાથે તેને નામે ચડેલું છે તે તપાસવાની જરૂર રહે છે.

## અં. ૮૨-ખ-પાંડવ વિષ્ટિ-ભાઉ (૨-સં. ૧૬૭૬)-
## (લિ. સં. ૧૮૨૫)-પૃ. ૪૪-૧૦૦

આરંભ-શ્રી ગણેશાયનમ ॥ શ્રી શારદા નમ ॥ શ્રી ગરુભ્યો નમ ॥ શ્રી માહાદેવજી શત છે ॥ અથશ્રી આક્ષાંન પાંડવ વીસ્ટીનુ લખુ છે ॥

રાગ કેદારો ॥ પ્રથમે લંબોદર ગુણ સ્તવુ ॥ દોહે કર જોડી વીનવુ ॥
મસ્ટી અનુભવી પાંડવ તણી ॥
સ્વાંમી સુધી બુધી કથા ॥ આઈ શક્તી ઉમઆ માત ॥
તાતને કેહે શ્રી શંભુ શહી રે ॥
શેવકની પુરો આશ ॥ વીઘ્ન કોટીને કરો નાશ રે ॥
સ્વાંમી દાશ છૌ તમ તણો રે ॥ ૩ ॥
શેવંત્રાં શીદૂરે શાર ॥ ગજવદંન મોદીક આહાર ॥
શાર તે કરો સેવક તણી રે ॥ ૪ ॥
બ્રંમતનઆ શરસ્વતી ॥ ક્રીપા કરો હું છૌ મંદમતી ॥
અણછતી બુધ આપો મુને રે ॥ ૫ ॥
રૂદે કમલ પુરો પાશ ॥ મુઢ મત હોએ નાશ ॥
આશને પુરો માહારા મંન તણી રે ॥ ૬ ॥

ઢાઢ ॥ આશ પુરો માહારા મન તણી કવી જોડી કેહે પ્રણાંમ ॥
બુધ ખોડ અક્ષર શઉ શઘલા તે તૂ આંણે ઠાંમ ॥ ૭ ॥

... ... ... ...

અઢાર પર્વશ્રી ભારથમાં ઉદ્યોગ પરવ છે એહ
શોતા વીગતા શહુ શાંભલજો વીસ્તારી કહુ વાત ॥ ૧૦ ॥

(રાગ શારંગ) અરજુનના અભીમાંનથી ॥ આનંદશું રે ॥
ક્ષ્ટી તેહેની કાએ ॥ મંન ગોવંદશું રે ॥
ધર્મરાએ દ્રુપતી શતી ॥ આનંદ૦ । તે માટે કીધી શાર ॥ મં૦ ॥
તે માટે તંમને કહુ ॥ આનંદ૦ ॥ શોતાજંન શાંભલજોષ ॥ મં૦ ॥
કામક્રોધ અભીમાંન તજો ॥ આં૦ ॥ તમે શેવો શ્રી હરી શોએ ॥ મં૦ ॥
તે પેદ પાંમ્યાં અતી ભલાં ॥ આં૦ ॥ ટલે શોખ શંતાપ ॥ મં૦ ॥
વીશ્વાશ આંણો દ્રુઢ કરી ॥ આં૦ ॥ હરી નાંમ શમરે પાપ જાએ ॥ મં૦ ॥
વષ્ટી પાંડવ તણી ॥ આં૦ ॥ શાંભલે નર ને નાર ॥ મં૦ ॥
ભવદુખ શાગર બુડતાં ॥ આં૦ ॥ પાંમ્યાં પેલેપાર ॥ મં૦ ॥
શંવત દશ પદ છોતરો. ॥ આં૦ ॥ શાકે પંદર બેહેતાલીશ ॥ મં૦ ॥

ચૈત્ર' માસ શોહામણો ॥ આં૦ ॥ મુજને ક્રોધી-શાર ॥ મં૦ ॥
કર જોડી વીપ્ર ભાઉઓ કહે ॥ આં ॥ હવે મુગ્તી પાંમાં અપાર ॥ મં૦ ॥

(કડવું ૩૦ મું)

કડવા ૩૦ ॥ રાગ શંપુરણ ॥ શંવત ૧૮૨૫ ના અસ્વન વદ ૧૩ શોમે દીવશ ઘટીકા ૧૪ ચઢતે એ ચોપડો શંપુર્ણ કરો છે ॥ લખતંગ ઔણેદવાશી બ્રાંમણ ઓદીચ શીવાજીને આશરેથી ચરણજીવી ભટ દયાશંકર ઘેલાએ લખો છે ॥ લખનારને દોશ મે દેશો ॥ જેવી પ્રત હુતી તેવું લખું છે ॥ પ્રગણે બલેશરી મધે ગામ ઝઘડા તાંતીના કલબી વોરા નરશેઘસુત કુબેરને એ ચોપડો વાંચવા લખાવો છે ને જે કોઈ વાંચવા તથા લખવા લેઈ જાએ ને ઓલવે તેને માં મારીનું પાતીક ॥ શ્રીધનાથજી શત છે ॥

વિષયાદિ-૧. વિરાટ, રાજાના નગરમાંથી વિદાય લઈ પાંડવો છદ્મસ્થ તરફ સંચરતા હતા ત્યારે કૃષ્ણ પાંડવો તરફથી સમાધાનીનો સંદેશો લેઈ દુર્યોધન સન્મુખ ગયા અને રાજ્યભાગ, અને છેવટે પાચ પણ ગામડાં પાંડવોને આપવા માગણી કરી, પરંતુ તેમ ન માન્યાથી પાંડવોએ યુદ્ધનો નિશ્ચય કીધો. આ પ્રસંગ વિષ્ટિમાં વર્ણવેલો છે. મહાભારતના ઉદ્યોગપર્વને આધારે આ વિષ્ટિ રચાયલી છે.

૨. કડવાં ૩૦ છે. રાગ, દોઢ અને વલણથી પદબંધ બાંધેલો છે, જો કે કેટલાંક કડવામાં દોઢ કે વલણ જણાતું નથી

વિશેષ-૧. પ્રા-કા-ત્રિ. વર્ષ ૬, ૧૮૮૦ ના અંક ૩ માં આ વિષ્ટિ છપાયલી છે. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. પ્રતિ જુની તેમ જ જીર્ણ છે.

૨ છાપેલી પ્રતિમાં 'ઢાળ' છે ત્યારે પ્રસ્તુત પ્રતિમાં 'દોઢ' છે.

૩. કવિની ઓળખ આદિ માટે જુઓ અં ૩૬-ક, પાનું ૧૨૯ અને વિષયાદિ તથા વિશેષ પા ૧૩૦ ૧.

૪. કવિ ભાઉએ દ્રોણપર્વ પણ રચેલું છે જુઓ રા હીરાલાલ ત્રિ. પારેખનો સંગ્રહ ૧-૩૨ (કડવાં ૩૫ છે) સં ૧૮૬૯ ના વરખે ભાદરવા સુદ ૮ શુકરવારે. આજ કવિનું 'ઉદ્યોગ પર્વ' પણ છે; જે વિષે પ્રસ્તુત નામાવલિમાં નોંધ થશે.

૫. રા. હીરાલાલ ત્રિ. પારેખના સંગ્રહમાં ૯ નંબરમાં આ આખ્યાન છે. ઉપલા સાથે મળતું છે, પણ તેના અંતમા કવિની જે ઓળખ આપેલી છે તે વધુ છે, પણ અંક ૭૭-૪ માં આપેલી ઓળખને મળતી છે. માત્ર તેમા આ આખ્યાનની કડી સંખ્યા 'એક સહસ્ર ને એકવીસ, વધ ઓટ અક્ષર કવિ' એમ આપેલી છે.

---

## અં. ૮૨-ગ-કામાવતીનું આખ્યાન-શિવદાસ-(ર. સં. )-(લિ. સં. ૧૮૨૫ )-પૃ. ૧૦૧-૧૩૫

આરંભઃ-શ્રી ગણેશાય નમ ॥ અથ આક્ષાંન કાંમાવતીનું લખું છે ॥ દુહા ॥ પ્રથમે ગણપતી શરસ્વતીને પ્રેમે લાગુ પાએ ॥

ચરીત્ર કહુ કામાવતી ॥ તૂં જશ આપે માએ ॥ ૧ ॥
એક કનક દેશ કુંકુમ નગર ॥ તાંહાં કાંમશેન્ય રાજન ॥
તેહેને શેન્યાની શંક્ષા નહી ॥ શા શેહેસ પ્રધાંન ॥ ૧ ॥
કનકાવતી ઘેર ભારયા ॥ કાંમાવતી કન્યાએ ॥
રૂપવીચીક્ષણ ચાતુરી ॥ શકલ કલા ગુણરાએ ॥ ૪ ॥
યોગવચીક્ષણ કન્યા શોયે ॥ જોતાં મલવા ન આવે કોએ ॥
ગુણગ્રાંમ વસુર કન્યા શહી ॥ તે શરખી કોઈ ભુતલ નહી ॥

અન્તઃ- (ચોપાઇ)

એ કામાવતી ચરીત્ર જે ગાએ ॥ શાંભલતાં સુખ પાંમે કાએ ॥
તેહને કહીંએ વીજોગ નહી પડે॥ સુખશંપત બહુ કીરતી વીસ્તરે ॥
નીતનીત શબલા પામે ભોગ ॥ તેહેનાં કંમના જાશે વીજોગ ॥
શ્રોતા જંનની પોહોંચે આશ ॥ પરમ પદનો પામે વાશ ॥
જીન શાહાસ્ત્ર વીખે એક કથા ॥ શંક્ષેપ માત્રે કહી છે જથા ॥
કેહે **શીવદાશ** આનંદે કહી ॥ કીપા કરો શઊને નરહરી ॥

ઇતી શ્રી કાંમાવતી કથા શંપુર્ણ ॥ શમાપ્ત ॥ જેહેવી પ્રત હુતી તેહેવું લખું છે ॥ તે માટે લખનારને દોશ નહી ॥ શંવત ૧૮૨૫ ના વરખે માગશેર વદ ૬ ગુરૂવારે દીવશ ઘટીકા ૧૩ ચઢને ચોપડો પુરો લખો છે ॥ લખતંગ બોણેદવાશી શીવજીને આશરેથી ચરણજીવી ભટ દઆશંકર ઘોલાએ એ પ્રત પ્રમાંણે લખુ છે ॥ તે એ ચોપડો બવઠ દલાના કણબી વોરા નરશંઘશુત કુબેરે લખાવો હુતો ॥ તેહેને એ ચોપડો ગમો નહી તે એ ચોપડો બોણેદના ભટ દઆશંકર ઘોલાએ લાડવેના ઘાંચી મંગલદાશ વીદમાંન કશંનદાશને વેચાથો આપો છે રૂપૈઆ ॥ ૨॥ શવા બે પુઠા વગરે આપો છે એનો શાહેદ બોણેદના ઘાંચી ગેણીઆહ ગોકલ હસ્તક આપો છે ॥ શ્રીધનાથજી શત છે ॥

**વિષયાદિ**-૧. કનકસેન રાજાની પુત્રી કામાવતીએ પૂર્વજન્મના વાંછિત પુરૂષને પરણવાની પ્રતિજ્ઞા લીધાથી, દર રવિવારે કાલિકા માતાના દર્શને જતાં જે કોઈ પર-પુરૂષ દૃષ્ટિએ પડે તેને હણતી હતી. ચિત્રાંગદ રાજાએ તેના હાથની માગણી કીધી પણ તેને સાત સાત વર્ષ સુધી ભટકાવ્યો ત્યારે તેના પિતાએ ભર બજારે તેને વેચવા કાઢી; આખરે કર્ણકુંવર નામના એક વ્યાપારીએ ચાર ગજ પોહોળો અને ઘણો ઉંડો કુવો ધનથી ભરી આપી તેને વેચાતી લીધી, કામાવતીનો પૂર્વ જન્મનો એ વાંછિત પુરૂષ હતો. આ પ્રસંગ આ પ્રસ્તુત વાર્તામાં વર્ણવેલો છે.

૨. દૂહા, પૂર્વછાયો અને ચોપાઇથી પદબંધ લખેલો છે.

**વિશેષ**-૧ આ વાર્તા પ્રકટ થઇ નથી. જૈન શાસ્ત્રને આધારે આ વાર્તા લખાયલી છે.

૨. જૈની આખ્યાન અવલોકીને બ્રાહ્મણી અને જૈની આખ્યાનમાં રૂઢિ, જમાવટ, આદિના પડતા ફેરફાર નોધવા જેવા છે; તેમ કહેવાય છે કે જૈનો અને બ્રાહ્મણી સાહિત્ય વચ્ચે ઘાડો સંબંધ ન હતો, એ કથન આથી ખોટું પડે છે.

૩. વધુ વિગત માટે જુઓ હ. પુ સ. નો. ભાગ ૧ લો, અં. ૯-ગ, વિશેષ પાનું ૭૨ મું. પ્રેમાનંદના શિષ્ય વીરજીએ પણ આ વાર્તા પ્રતિભા અને કલ્પનાના બળે ઉપજાવી છે, એમ તેના પ્રકાશકો તથા કેટલાક વિદ્વાનોએ કહ્યું છે. (જુઓ પ્રા. કા. ગ્રં. ૭ મો) પરંતુ વીરજીની એવી શક્તિના વિધાનને જૈન આખ્યાન અને શિવદાસની વાર્તા ખોટું પાડે છે.

---

અં.-૮૨-ઘ-પદો- પૃ. ૭

ત્રણ હિન્દી પદ તુલશીદાસનાં છે; સુરદાસનાં ચાર પદ છે.

મીરાંનું આ એક હિન્દી પદ છેઃ-

પલક ન લાગે મેરી ॥ શાંમ બીન પલક ન લાગે મેરી ॥

... ... ... ... ...

મીરાં કે પ્રભુ ગીરધર નાગર । રહુગી તમારી ચેલી ॥

પ્રેમાનંદ અને રામકૃષ્ણનું પણ અકેકુ હિન્દી પદ છે.

તે પછી દશ અવતારની આરતી છે-પ્રથમ મછ તણો અવતાર, માર્યો અઘાસુર પાપી ૦॥

આ આરતી પ્રકટ થયલી છે.

તે પછી સૂર્યનો છંદ છેઃ-

નમૂ આદ આદીતને હાથ જોડી ॥ માહારાં કર્મના બેખ તે લાખો છોડી ॥

આ છંદ છેવટનું ફાટેલું હોવાથી અપૂર્ણ છે.

---

અં. ૮૩-ક-નંદબત્રીશી-શામળ (ર. સં )-
(લિ. સં. ૧૯૦૧)-પૃ. ૧-૪૩

આરંભ-શ્રી ગણેશાએ નમાહા ॥ શ્રી ગરૂભ્યોએ નમાંહા ॥ શ્રી શારદા એ નમાંહા ॥ અથસી નંદબત્રીસી લખી છે ॥

ચોપાઈ ॥ બટુક ભેરવને કરૂ પરણાંમ ॥ જેથી શરે મનોરથ કાંમ ॥ ૧ ॥
દુખની વારે સ્વાંમી વીર ॥ અસ્ટ ભેરવ બલીઆ ભડવીર ॥ ૨ ॥
નોંધારાની વારે ચડે ॥ વીકટ શંકટ પડે તાંહાં આવી અડે ॥
નરનારાંએણ શ્રી રણછોડ ॥ આરાધું બેહુ કરજોડ ॥ ૩ ॥
ઘણાં ભ્રતનાં પુન્ન પાયે ॥ જેથી કાંમ સ્થીર જ થાએ ॥
ઈશવર બુધ આપે મુઝને ઘણી ॥ કહુ થા......શીતણી ॥ ૪ ॥

ચરીત્ર કહુ કામાવતી ॥ તૂં જય આપે માએ ॥ ૧ ॥
એક કનક દેશ કુંકુમ નગર ॥ તાંહાં કાંમસેન્ય રાજન ॥
તેહને શેન્યાની કંઈ શા નહી ॥ શા ચેહેસ પ્રધાંન ॥ ૧ ॥
કનકાવતી ઘેર ભારયા ॥ કાંમાવતી કન્યાએ ॥
રૂપનીવીક્ષણુ ચાતુરી ॥ શકલ કલા ગુણરાએ ॥ ૨ ॥
યોગવનીક્ષણુ કન્યા શોયે ॥ જોતાં મલવા ન આવે કોએ ॥
ગુણગ્રાંમ વગુર કન્યા શહી ॥ તે શરખી કોઈ ભુતલ નહી ॥

અન્તઃ– (ચોપાઇ)

એ કામાવતી ચરીત્ર જે ગાએ ॥ શાંભલતાં સુખ પાંમે કાએ ॥
તેહને કહીંએ વીજોગ નહી પડે ॥ સુખશંપત બહુ કીરતી વીસ્તરે ॥
નીતનીત શબલા પામે ભોગ ॥ તેહેનાં કુંમના જાશે વીજોગ ॥
શ્રોતા જંનની પોહોંચે આશ ॥ પરમ પદનો પાંમે વાશ ॥
જીન શાહાસ્ત્ર વીખે એક કથા ॥ શંક્ષેપ માત્રે કહી છે જથા ॥
કેહે શીવદાશ આનંદે કહી ॥ કીપા કરો શઉને નરહરી ॥

ઇતી શ્રી કાંમાવતી કથા શંપુર્ણ ॥ શમાપ્ત ॥ જેહેવી પ્રત હુતી તેહેવું લખું છે ॥ તે માટે લખનારને દોશ નહી ॥ શંવત ૧૮૨૫ ના વરખે માગશેર વદ ૬ ગુરવારે દીવશ ઘટીકા ૧૩ ચઢને ચોપડો પુરો લખો છે ॥ લખતંગ બોરુદવાથી શીવજીને આશરેથી ચરણજીવી ભટ દયાશંકર ઘોલાએ એ પ્રત પ્રમાંણે લખુ છે ॥ તે એ ચોપડો બવઠ દલાના કણબી વોરા નરશંઘશુત કુબેરે લખાવો હુતો ॥ તેહેને એ ચોપડો ગમો નહી તે એ ચોપડો બોરુદના ભટ દયાશંકર ઘોલાએ લાડવેના ઘાંચી મંગલદાશ વીદમાંન કશંનદાશને વેચાથો આપો છે રૂપૈઆ ॥ ૨ા શવા બે પુઠા વગરે આપો છે એનો શાહેદ બોરુદના ઘાંચી ગેણીઆહ ગોકલ હસ્તક આપો છે ॥ શ્રીધનાયજી શત છે ॥

વિષયાદિ–૧. કનકસેન રાજાની પુત્રી કામાવતીએ પૂર્વજન્મના વાંછિત પુરૂષને પરણવાની પ્રતિજ્ઞા લીધાથી, દર રવિવારે કાલિકા માતાના દર્શને જતાં જે કોઈ પર-પુરૂષ દૃષ્ટિએ પડે તેને હણતી હતી. ચિત્રાંગદ રાજાએ તેના હાથની માગણી કીધી પણ તેને સાત સાત વર્ષ સુધી ભટકાવ્યો ત્યારે તેના પિતાએ ભર બજારે તેને વેચવા કાઢી; આખરે કર્ણકુંવર નામના એક વ્યાપારીએ ચાર ગજ પોહોળો અને ઘણો ઉંડો કુવો ધનથી ભરી આપી તેને વેચાતી લીધી; કામાવતીનો પૂર્વ જન્મનો એ વાંછિત પુરૂષ હતો. આ પ્રસંગ આ પ્રસ્તુત વાર્તામાં વર્ણવેલો છે.

૨. દુહા, પૂર્વછાયો અને ચોપાઇથી પદબંધ લખેલો છે.

વિશેષ–૧ આ વાર્તા પ્રકટ થઇ નથી. જૈન શાસ્ત્રને આધારે આ વાર્તા લખાયલી છે.

૧. જૈની આખ્યાન અવલોકીને બ્રાહ્મણી અને જૈની આખ્યાનમાં રૂઢિ, જમાવટ, આદિના પડતા ફેરફાર નોંધવા જેવા છે, તેમ કહેવાય છે કે જૈનો અને બ્રાહ્મણી સાહિત્ય વચ્ચે ઘાડો સંબંધ ન હતો, એ કથન આથી ખોટું પડે છે.

૩. વધુ વિગત માટે જુઓ હ. પુ. સ. નો. ભાગ ૧ લો, અં. ૯–ગ, વિશેષ પાનું ૭૨ મું. પ્રેમાનંદના શિષ્ય વીરજીએ પણ આ વાર્તા પ્રતિમા અને કલ્પનાના બળે ઉપજાવી છે, એમ તેના પ્રકાશકો તથા કેટલાક વિદ્વાનોએ કહ્યું છે. (જુઓ પ્રા. કા. ગ્રં. ૭ મો) પરંતુ વીરજીની એવી શક્તિના વિધાનને જૈન આખ્યાન અને શિવદાસની વાર્તા ખોટું પાડે છે.

---

અં.–૮૨–ઘ–પદો– પૃ. ૭

ત્રણ હિન્દી પદ તુલશીદાસનાં છે; સુરદાસનાં ચાર પદ છે.

**મીરાંનું** આ એક હિન્દી પદ છેઃ–

પલક ન લાગે મેરી ॥ શાંમ બીન પલક ન લાગે મેરી ॥

... ... ... ... ...

**મીરાં** કે પ્રભુ ગીરધર નાગર । રહુગી તમારી ચેલી ॥

પ્રેમાનંદ અને રામકૃષ્ણનું પણ એકેકું હિન્દી પદ છે.

તે પછી દશ અવતારની આરતી છે–પ્રથમ મછ તણો અવતાર, માર્યો અધાસુર પાપી ૦॥

આ આરતી પ્રકટ થયલી છે.

તે પછી સૂર્યનો છંદ છેઃ–

નમૂ આદ આદીતને હાથ જોડી ॥ માહારાં કર્મના બંધ તે લાખો છોડી ॥

આ છંદ છેવટનું ફાટેલું હોવાથી અપૂર્ણ છે.

---

અં. ૮૩–ક–નંદબત્રીશી–શામળ (ર. સં )–
(લિ. સં. ૧૯૦૧ )–પૃ. ૧–૪૩

આરંભ–શ્રી ગણેશાએ નમાહા ॥ શ્રી ગરુભ્યોએ નમાંહા ॥ શ્રી શારદા એ નંમાંહા ॥ અથસી નંદબત્રીસી લખી છે ॥

ચોપાઈ ॥ બટુક ભેરવને કરૂ પરણાંમ ॥ જેથી શરે મનોરથ કાંમ ॥ ૧ ॥
દુખની વારે સ્વાંમી વીર ॥ અસ્ટ ભેરવ બલીઆ ભડવીર ॥ ૨ ॥
નોંધારાની વારે ચડે ॥ વીકટ શંકટ પડે તાંહાં આવી અડે ॥
નરનારાંએણુ શ્રી રણછોડ ॥ આરાધું બેહુ કરજોડ ॥ ૩ ॥
ધણાં પ્રતનાં પુન્ન પાયે ॥ જેથી કાંમ સ્થીર જ થાએ ॥
ઈશવર બુધ આપે મુહુને ઘણી ॥ કહુ વા......રીતણી ॥ ૪ ॥

અન્ત-દોહરો ॥ નંદરાએ તણી કથા શાંભલે ચાતુરી ભેદ ॥
શોતા વગતાં શાંભલો ॥ કોને ન દેશો ખેદ ॥
શહી શીખ નદરાએની શુણે ॥ શીખે માંહોમાંહે ॥
વીઝોગ ભાગે તેહેના ॥ આશા પુરણ થાએ ॥
ગ્નયાન રૂદીયા માંહાં ઉપજે ॥ કશુધ ન વાપે દેહે ॥
શત રાખુ શતીઆ તણું ॥ રહુ છે જુગ માંહાં નામ ॥
તેમ રાખે શહુ લોકને ॥ કરઝો ઊતમ કામ ॥
શ્રી ગોડ માલવી વીપ્ર સુભ ॥ શ્રી નગર માંહાં વાંશ ॥
શત શરવ ઈશ્વર તણુ ॥ વારૂ બુધ વીલાશ ॥
શેવક શહુ કવી તણો ॥ શિવપુજનો પરતાપ ॥
શાંમલ ભટ કવી કેહે ઈશ્વરકૃપાએ આપ ॥
માંતર પ્રરગણે મોરવી ॥ શીહોઝ શકલઝ સુભ ગાંમ ॥
કુલબી કરણ શરખો વશે ॥ તેહેનુ રખીદાશ છે નાંમ ॥
તેહેને કાંને શાંભલુ ॥ શામલ ભટની શાંખ ॥
તેણે તેડુ મોકલુ ॥ પશાં કરી લખલાભ ॥
કવી તેડો કોડે કરી ॥ શંતોખી દેઈ માંન ॥
વસ્ત્ર ભૂખણુ આદી ભલાં ॥ ભાવે ધરતાં દાંન ॥
નંદરાએ તણી કથાં સુણે ॥ ઝશ શુભ માંહે ॥
પ્રભુ તમારી કીપાં થકી ॥ ઈશ ઊપાંસન આંહે ॥
શાંમલ ભટે સુભ કહુ ॥ નદતણું આંખાંન ॥
શ્રી ગોડમાલવી ગાંમ ॥ વેગમપૂરમાંહાંવાશ ॥
નદરાએ તણી ॥ કથા શાંમલદાશ કવી ॥

શપુરણુ શમાંપ્રત સુભ મશતુ કંલ્યાણ મશતુ ॥ એ ચોપડી શાંહા ફકીર હરીભાઇની છે તે ઝાંણુઝો ને લખનાર દઆરાંમ હરીભાઈ વીગેરે છે શા. ૧૯૦૧ ના ભાદરવા વદ ૬ ને વાર રવેઉએ શંમપુરંણું લખુ છે તારીખ ૨૧ મી શપટંબ્ર શ. ૧૮૪૫ અંગરેજી

**વિષયાદિ-૧.** નંદરાજા અને પોતાની પત્ની ઉપર પ્રધાનને શીયળભંગનો વહેમ જતાં, પ્રધાને રાજાનું ખુન કીધાનો અને પ્રધાનપત્નીએ સતીત્વના પ્રભાવથી રાજાને જીવતો કીધાનો પ્રસંગ પ્રસ્તુત વાર્તામાં વર્ણવેલો છે.

૨. દુહા, ચોપાઈ અને છપ્પાથી પદબંધ બાંધેલો છે.

**વિશેષ-**બૃ. કા. દો. ભાગ ૧ લામાં પ્રસ્તુત વાર્તા પ્રકટ થયલી છે. પ્રતિ જૂની નથી, પરંતુ પાણી પડ્યાથી તેનાં પાનાં ચોટલાં છે, તેમ કેટલાંક પાનાં ખવાયલાં છે. ૨-૩-૪ પાનાં ગયલાં છે. ગુજરાતી લિપિએ પ્રતિ લખેલી છે.

### અં. ૮૩-ખ-કામાવતી-શામળ-(ર. સં. )-
### (લિ. સં. ૧૯૦૧)-પૃ. ૪૫-૯૧

આરંભ-શ્રી ગંણેશશાએ નમાંહાં ॥ શ્રી શારદાએ નમાંહાં ॥ શ્રી ગરુભ્યોએ નમાંહાં ॥ અથ સી આક્ષાંને કામાવંતીના ચરીત્ર કથા લખી છે ॥

પરમથે સી અરૂ શવરશતી ॥ પ્રેમે લાગુ પાંએ ॥
ચરીત્ર કહું કાંમાંવંતી ॥ જશ આપે માએ ॥
એક કંનંક દેશ ઉતંમ નંગર ॥ કામશેન રાજંન ॥
તેહેને શેનંની શંક્ષા નંહી ॥ શાંત શેહેસ્રં પરધાંન ॥
કંનકાવતી ઘેર ભારજા ॥ કાંમાંવંતી કંન્યાએ ॥
રૂપ વચીહણ ચાતુરી ॥ શકળ કળા ગુણું કાએ ॥

અન્ત—(ચોપાઈ)

પંદર વરશે ટળો વીજોગ ॥ શરવ એકઠાં થેઆં શંજોગ ॥
દુખં ભાંગુ શરવ કેરૂં કાએ ॥ કીરપા કરી શ્રી વૈધકુંકરાએ ॥
કાંમાંવંતી ચરીત્ર એ ગાએ ॥ શાંભલતાં સુખં પાંમે કાએ ॥
તેહેને કંહીએ વીઝેગ ન પડે સુખ શંપત બહુ કીરતંન ઝ ઓચરે ॥
નીતનીત શંભળ વાંચે ઝોગ ॥ શદા કાળ ન હોઈ વીઝોગં ॥
ઝેનવ શાશત્રમાંએ કંથા ॥ શંક્ષેપે કહી છે ગ્રંથા ॥
કેહે શીવદાશં આદે કરી ॥ કીરપાં કરી ભંગવંતે વંલી ॥

કામાંવંતીની ચરીત્ર કથાં શંપુરંણુ શંમાંપત ॥ વરધ ખોટ અક્ષર ઝોડીને વાંચઝો ॥ સુભ વરસ્ત કંલાણુ મંશતુ ॥ શા. ૧૯૦૧ ના આશો સુદ ૫ વાર શોમે શંમપુંરંણું કરી છે ॥ શ્રી ગોપાળજી નમાંહાં છે ॥ શ્રી ગણેશાએ નમાંહાં ॥ શ્રી રણછોડજી માહારાજ શત છે ॥ શ્રી ગરુભ્યોએ નમાંહાં શ્રી બાળકરણજી માહારાજ શત છે.

વિષયાદિ-જુઓ પ્રતિ અં. ૮૨ ગ અને તેનો વિશેષ પાનું ૧૫૨-૫૩; તેમ જ હ. પુ. સ. ના. ભાગ ૧ લો પાનું અંક ૭-ગ, પાનું ૭૨.

વિશેષ-પ્રતિ જૂની નથી; ગુજરાતી લિપિએ લખેલી છે, ઘણી જ અશુદ્ધ છે. વચ્ચે ૮૧ મું પાનું ગયલું છે. આ વાર્તા પૂરી થયા પછી પ્રેમાનંદકૃત નરસિંહ મેહેતાની હુંડીનું પાનું એક લખેલું છે. પાણીથી ભીંજાયાથી પાનાં ચોટયાં તેમ ખવાયાં છે.

## અં-૮૩-ગ-ચંદ્રહાસનું આખ્યાન-ભોજ-(ર. સં. )-
## (લિ. સં. ૧૯૦૨) પૃ. ૧-૨૬

આરંભ-શ્રી ગણેશશાએ નમાંહા ॥ શ્રી શારદાએ નેમાંહા ॥ શ્રી ગરુ-ભોયે નેમહાં ॥ શ્રી બાલકરણજી માહારાજની કીરપાથી આક્ષાંન ચંદ્રહાસનુ લંખુ છે ॥ ભોજકુત ॥

રાગ ગોડી ॥

પારવતીસુત લાગુ પાએ ॥ કીરપા કરો મુને શવરશતી માએ ॥
મને ભોજ હેમર મેહેલીઓ ॥ કહું કથા જેણે શથાનેક ગઓ ॥
શારસ્વતપુરથી હેમર જાએ ॥ શેન્યા શકલ તેહેની પુઠલ પલાએ ॥
શેન્યા શળકળ જે પાડવ તંણી ॥ રક્ષા કરે હેમરની ધણી ॥
આકાશમારગ ઉપર રમી ગઓ ॥ કુંતલપોહોર માંહાં પોહોતો થઓ ॥
અરચમ રંણે નવ દીશે વંન ॥ તવ અરજુન વીચારો મંન ॥

અન્ત-(રાગ ધંનારશી)

શ્રીકરન આવા સાંભલા શરવ લોક જેજેકાર ॥
ઘેર ઘેર ગોડી ઉછલે તોરણ બાંધાં બાર ॥
મોટો ઓછવ તાંહાં ભગવંતજીના ॥ ઠામ ઠામ તાંહાં કરાએ ॥
દુસ્ટ બુધ ને મદન બેહુ લાગા (તે)હને પાએ ॥
રાજરીધ ભંડાર સરવે શ્રી કસ્નારપણ તાંહાં કીધાં ॥
ભગવંતે તે પાછું આપું ॥ પીતા પુત્રને રાજ ॥
ચંદ્રહાશ તે કેડે થઓ શીકરન શેવા કાંજ ॥
ત્રણ રાંત તે પુર માંહાં અસ્વ મુકા બેહુ શીએ ॥
આગલ ચકી તે અસ્વ ચાલી ગઆં ઉતર દશાં તેહ
ચંદ્રહાંશનું આક્ષાંન જે કો શાંભળે નર ને નાર ॥
તેહેને ભગત વાછે ઓધારે મોરાર ॥
ને શંશારનો ફેરો ટલે ॥
બેહુ કરજોડી ભોજ કેહે જે ભાવે કરી બેશે શાંભલે ॥
(કડવું ૧૯ મું)

કડવાં ૧૯ ॥ આ આક્ષાંન ચંદ્રહાંશનું શંમપુરણ લખુ છે ॥ પ્રત પરમાંણે ઉતારૂં છે ॥ એકુ હરફ ભુલો ચુંકો હ તપાશીને વાંચી લેજો ॥ શ્રીરંમજી ॥ શુભમશંતુ કલાંણમશંતુ ॥ આ ચોપડો શા. ફકીર વીઠમાંન હરીભાઈ ત્યા દઆરામ વીઠમાંન હરીભાઈનો છે દશકત દઆરાંમનાં છે ॥

એ ચોપડો વાંચવા લઈ જાએ ને ઓલવે તેમાં......નું પાપ છે શંવત ૧૯૦૨ ના. આંખાડ સુદ ૧૦ ને વાર શનેઉએ પુરો કરો છે. દીશનાં આંશરે કલાક. તે પુરો થઓ છે–શ્રીરણછોડજી તા. શી બાલાજી માંહાંરાજ ॥

વિષયાદિ–૧. વિષ્ણુભક્ત રાજકુમાર ચંદ્રહાસ બાલ્યાવસ્થામાં પિતા મરણ પામતાં, અને પ્રધાને રાજ્યપાટ પચાવી લેતાં, શ્રી વિષ્ણુની એકાન્તિક ભક્તિથી કેમ ઉગર્યો અને રાજ્યપાટ કેમ પ્રાપ્ત કીધું, એ પ્રસંગ આ આખ્યાનમાં વર્ણવેલો છે.

૨. શ્રીમહાભારતના અશ્વમેધ પર્વ અધ્યાયના આધારે આ આખ્યાન રચાયલું છે.

૩. કડવાં ૧૯ છે. રાગ અને વલણથી પદબંધ બાંધેલો છે, પરંતુ નોંધવા જોગ બાબત એ છે કે ઘણાંખરાં કડવાંમાં 'વલણ' કડવાંની શરૂઆતની ચાર–છ લીટી પછી 'રાગ'ના 'ઢાલ' કે 'ચાલ'ને સ્થાને વપરાયલું છે, કે જે પ્રકાર કેટલીક પ્રાચીન કૃતિઓમાં જણાય છે.

વિશેષ–આ આખ્યાન પ્રકટ થયલું નથી. આ આખ્યાનના લેખક ભોજ વિષે કાંઈ હકીગત પ્રસ્તુત આખ્યાનથી મળી આવતી નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખાયલી છે. ઘણી જ અશુદ્ધ છે. પાનાં ખવાયલાં છે.

---

## અં. ૮૩–ઘ–નરસિંહ મેહેતાના પુત્રનો વિવાહ–હરિદાસ (ર. સં. ૧૭૭૫ ?) (લિ. સં. ૧૯૦૩) પૃ. ૧–૪૨

આરંભઃ–શ્રી ગણેશશાએ નમાંહા ॥ શ્રી શારદાએ નમાહા ॥ અથ સી આક્ષાંન નરશાઈ મેહેતાના પુત્રનો વેહેવા લખો છે ॥

રાગ રામગ્રી ॥

પ્રથમે પંરણામુ ઊમઆતંનજી ॥ સુરીનર વાંછે માહામુની જંનજી ॥
કરોની પુજા શ્રીની પાવંનજી ॥ વીઘન હરેવા રૂપ રતંનજી ॥

ઢાલ ॥ વીઘંનહરંણ ગુણવંત કહીએ તેજનો અંબાર ॥
પીતા પ્રતી કૈઈલાશનો શુદ્ધ બુદ્ધ સુંદર ન્યાર ॥
માત ઊમીઆ હેમતંનઆ ॥ સ્વામી કારતેક ભ્રાત ॥
લક્ષ લાભ સૂત તેહેને શોભતા ॥ શેના પ્રતી વીક્ષાત ॥
સીંદુરલેપન શદા શોહીએ ॥ એક ઊજવલ દંત ॥
મુખક વાહંન મલપતો દુંદાલો જશવંત ॥

(કડવું ૧ લું)

અન્ત–રાગ ધવલ ધંનાશી ॥

નરશાંઈ મેહેતો શેવે નીત હરીને એહેવું મંનને જાંણીજી ॥
પરંમ કીપા પ્રશોતંમ કેરી કવી કેહે કેમ વીખાંણું ॥ ૩૦ ॥
એ કથા પુરી પુરંણ કીધી કરતા શ્રી ગોવંદજી ॥
વધરણુવ જંનની પરંમ કીપાથી ઊપજે મંન આનંદજી ॥ ૩૧ ॥

ગાતાં શુણતાં મંન વાંચીત ફ્લ કીપા કરે જુગદીશજી ॥ ૩૨ ॥
પદ શો ચાર ને પંચાંણુ, કડવાં છે બાવીશજી ॥
રાગ ચઉદ માંહાં ચાલ જુજની ॥ ૩૩ ॥
બુધમાંને વીસ્તારીજી ॥
કારતેગ શુદી પ્રતીપદા દીપ ઓછવ અનુરાધા ભ્રગુવારજી॥૩૪॥
શાંવત ૧૭૭૫ પચોતર પુરંણુ છે ॥ વીશ છેમો તેણે દીનજી ॥
શીધ જોગ માંહાં પુરંણ કથા થઈ ॥ ૩૫ ॥
હરી બોલો હરીજંનજી ॥
કરતાં શ્રીગોવંદ કરે છે ॥ નીમંત માત્ર અવીધાંનજી ॥ ૩૬ ॥
ભજવોશ્રી ભગવાંન ભાવે શોતાજંન લો ચીત ધરી ॥
**હરીદાશ** કેહે શહુ હરખ શાથે એકવાર મુખબોલો હરી ॥ ૩૭ ॥

શ્રી કડવાં ॥ ૨૨ ॥ છે—॥ શ્રી ઇતીશ્રી નરશાંઈ મ્હેતાના કુઅરનો વેહેવા શંમપુરણ શમાપત શંભ ભવંતુ કલાંણ મશતુ ॥ શાલ ૧૯૦૪ના ભાદરવા શુદ ૧૫ વાર શુકર ॥ તારીઃ ૨૪ શપટંબ્ર શને ૧૮૪૭ અંગરેજી શંમપુરંણ થઉ છે ॥ જેહેવી પ્રત હુતી તેવી લ્ખી છે કાનો માત્ર ત્યા અરક્ષુવથી રહો હોએ તો શંભાલી વાચજો ॥ લખનારને દોશ દેરો નહી ॥ લાલા મોરારની ચોપડીમાંથી ઉતારૂં છે ॥ લા. મેતા ફકીરદાશ હરીભાઇની ચોપડી છે. ને વાંચવા લઇ જાએ ને આપી નહી જાએ અથવા ઓલવશે તેને બાલકરણજી પુછશે ॥ શ્રી ગણેશાએ નમ ॥

**વિષયાદિ–૧.** નરસિંહ મેહેતાના પુત્ર શામળશાનો વિવાહ વડનગરના પ્રધાન મદનને ઘેર થયો અને શ્રીકૃષ્ણે તે વિવાહોત્સવ અતિશય ભવ્ય ઠાઠમાઠથી ઉજવાવ્યો, એ પ્રસંગ અહીં વર્ણવેલા છે.

૨. કડવાં ૨૨ છે. રાગ, ઢાલ અને ઉથલાથી પદબધ બાંધેલા છે.

**વિશેષ–૧.** આ વિવાહ પ્રા. કા ગ્ર. ૮ માં છપાયેલો છે. તેમાં રચનસંવત ૧૭૨૫ છે, જ્યારે પ્રસ્તુત પ્રતિમાં સંવત ૧૭૭૫ છે, દિવસ, યોગ, નક્ષત્ર વગેરેનો ઉલ્લેખ બન્નેમાં એકસરખો છે, એ જોતાં ઉપર આપેલો રચનસંવત યથાર્થ લાગતો નથી. પ્રસ્તુત છેલ્લું કડવું ઘણું અશુદ્ધ ઉતારાયલું છે, તેમ જ કડીઓમાંનાં કેટલાંક પદ પણ પડેલાં છે, એ ઉપરનો ભાગ વાંચનારને જણાશે.

૨. પ્રતિનાં પાનાં પાણીથી ચોટયાં તેમ જ ખવાયાં છે.

૩. આ કવિ મહાકવિ પ્રેમાનંદનો શિષ્ય હોવાનું જણાય છે. તેનાં બીજાં આખ્યાનો ભારતસાર, સીતાવિરહની ચાતુરીઓ, અને નૃસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ પ્રા. કા. ગ્રં. ૯ માં પ્રકટ થયલાં છે, અને તે ૧૭૨૫ ની આસપાસ રચાયાં છે, તેથી પણ ઉપરનો રચનસંવત ૧૭૭૫ અસંગત છે અને સં ૧૭૨૫ જોઇએ, એમ લાગે છે.

## અં. ૮૪-મત્સ્યવેધ (દ્રૌપદી સંવત્સર)-શિવદાસ-
## (ર. સં. ૧૬૬૩)-(લિ. સં. )-પૃ. ૧-૩૦

આરંભ-શ્રી ગણેસાઅનમાં: શ્રીમાહાલક્ષ્મીની કીપાથી મછવેદ લષો છે ॥
રાગ કેદારો ॥

સંકરસુતને પ્રણમુ વીનવુ: અભીનવુ રૂપ મનોહર, તાહરૂ: ૧
સુધબુધનાઅક તું સ્વાંમી; કીપા કરો અંતરજાંમી:
નીજનાંમી બુધી અગોચર આપીએ:

ઢાલ ॥ બુધ અગોચર આપો સ્વાંમી કીપા કરો જુ તાત:
કૃષ્ણ સ્વઅંવર દ્રુપદી કેરો: મુઝ મુક દીજે હાથ: ૩ ॥

અન્ત—રાત પ્રભાત ॥

પછે વેદવાસ નારદ મુની આવા; પાંડવનુ હેત જાંણી:
તેણે દ્રુપદીના વારા કરી આપા: જે પાંડવ ઘેર પટરાંણી:
બોહેતેર દીવસ એક એક તણી ઘેર વસે સાધવી સોએ:
એકાંતથી દેષે તેને ત્રણ વર્ષ બ્હન હોએ: ૧૯
એવો પરઠ કરો રૂપી સવે: વરતો જેજેકાર:
પછે અંતરધાંન આપુ પાંડવને સ્વાંમી જુગદાધાર:
એક સવછર ર(હા) પ્રભુ પાંડવના ઘર માંહાં
કાલંદ્રી પરણીને લાવા રાવતીને મારયા ॥ ૨૧ ॥
પાંડવસુ પાંમા પરીપુરણ કૃષ્ણકીપાથી જાંણુ
ભારથ આદ કથા અત સુંદર, શીવદ વાસ બોલા વાંણુ ॥ ૨૨ ॥
કડાવા ૨૪ સંપુણ છે.

વિશેષ-આ આખ્યાન બૃ કા દો ૪ થા, ભાગમાં છપાયુ છે. પ્રતિ ઘણી જ અશુદ્ધ છે, બાળબોધ લિપિએ લખાયની છે. કાંઇ ખાસ નવીન જાણવા જેવું નથી.

૨ બૃ. કા. દો. ભાગ ૪ થામાં આ આખ્યાનને અંતે રચનસવત, કવિની ઓળખ, અન્યતું પૂરૂ આદિ આપેલા છે. પણ પ્રસ્તુત પ્રતિમાં એ ઉલ્લેખ જણાતો નથી. અં. ૭૭-ખ-(પાનુ ૧૩૧-૨) જોવાથી એ મળી રહેશે.

૩. આ કવિનું જલંધર આખ્યાન (અં. ૬૪-ઝ) બાળચરિત્ર (અં. ૫૩-થ-પાનું ૧૨-૧૩), ચંડી આખ્યાન (અ. ૭૩-ક પાનું ૩૧૨) વગેરે જાણીતા છે.

---

## અં. ૮૫-ક-શિવપુરાણ (શિવમાહાત્મ્ય)-મહાદેવસુત હરદેવ-
## (ર. સં. ૧૭૪૦)-(લિ. સં. )-પૃ. ૧-૧૦૨

આરંભ-શ્રી ગણેશાએ નમાં ॥ શ્રી શારદાએ નમાં ॥ શ્રી ગરૂભ્યોએ નમાં ॥ શ્રી શીવપૂરાંણુ પ્રાકતે લષુ છે ॥ કાઈ દોશ મો દેસો ॥

રાગ રાંમગ્રી ॥

એક દંત ગજવર્ણું બીરાજે ॥ શોભીત અરૂણ રંગઅંગ અત છાજે ॥
કમલ કરેણુ શેવંત્રાંનો હાર ॥ અભેદાએક કરે મોદીક આહાર ॥ ૧ ॥
શૂરવર મૂનીવર જેહેને શેવે ॥ ગણપતી ભજંન કરી હરદેવ ॥ ૫ ॥
પદ પૂરણુ ॥

રાગ રાંમગ્રી ॥

પ્રથમે પૂજુ ગણપતી દેવજી ॥ શૂરીનર સ્વાંમી કરે તાહારે શેવજી ॥ ૧ ॥
શ્રી લંબોદરનૂ લીજે નાંમજી ॥ વીકટ નીવારે દૂરખુધ ઠાંમજી ॥ ૨ ॥
દૂર-મત ઠાંમ ટાલે શહી એહેવા ગવરીપૂત્ર ગંણેસ ॥
ક્ષણુમાત્ર જે કો સમરણ કરે તેહેનાં દૂક્ષ ટાલે લવલેશ ॥ ૩ ॥

અન્ત–રાગ ધવલ ધનાશી ॥

થઓ શંવાદ શૌનક રૂખી સૂતને ॥ નીમશારણ્ય મોઝારજી ॥
તે કહો અમે પ્રાકૂત બંધે ॥ બૂધી તણે અનૂશારજી ॥ ૧ ॥
પાંચે અધીક ખટદશ શત શાકે ॥ શંમત શતર ચાલીશેજી ॥
કારતેગ સુદી તેરશ ભોમવારે ॥ થઆ અધા બાવીશજી ॥ ૨ ॥
સ્કંધ પૂરાંણ બ્રંમોત્ર ખંડ ॥ શંકર માહાત્મ નીધાંનજી ॥
ચંદ્રશેખર આક્ષાંન વીસ્તારૂ ॥ પ્રકૂતબંદ્ધ પીધાંનજી ॥ ૩ ॥
શાડત્રીશ કડવાં રાગ પંનરની વીવીધ ચાલ છે શારજી ॥
એકવીશ શત ઉપર પીશતાળીશ પદ સંક્ષા વીસ્તારજી ॥ ૪ ॥
પ્રથમ કડવે રાગ રામગ્રી ॥ ગણપતી શરસ્વતી ધાંનજી ॥
મંત્રમહીમા છે પ્રથમ અધાએ ॥ દાશાહર આક્ષાંનજી ॥ ૫ ॥

... ... ... ...

શાડત્રીશ કડવાં એ શંગાતે ॥ શીવકથા કહી શારજી ॥
અધીક પૂંન અક્ષર પૂરીને ॥ કવી કરજો ઉપગારજી ॥ ૨૯ ॥
ન જાણું ગત કવી જંન કેરી ॥ પૂછી કરો વેપારજી ॥
રાગબંધ પદ કાએ ન જાણૂ ॥ બુધ છે અલ્પ અપારજી ॥ ૩૦ ॥
સ્વસ્થાંને શીધપૂર કહે કવી અમારૂ ॥ જન્મભોમી ખંભાતજી ॥
વછશ ગોત્ર પદ જ્ઞેડે જાણે ॥ શેહેસ ઊદીચ ગૂજરાતજી ॥ ૩૩ ॥
દેવની પોલ શોમેસ્વર ફલીએ ॥ તાંહાં કવી પૂર ઘર વાશજી ॥
દારીદ્રભંજંન શીવકરણા પૂરંણ કીધો એ અભાશજી ॥ ૩૪ ॥
તાપીતીર સૂરઝે પૂર પાવંન નંદ ગમ પરામાં વાશજી
શીહોશાર શંગ રહૂં હવડાં માલી ફલીઆ પાશજી ॥ ૩૫ ॥

સુભટ ભ્રાત શેહેદેવ, જગનેસ્વર, જાગેસ્વર સુભ નામજી ॥
માતા નામ શ્રીકૃશ્ણ જનૂની જે થઈ ગોકુલ ગામેજી ॥ ૩૬ ॥
શુકલ શેરટી દેવ ગૂરૂને ચર્ણપ્રતાપે ॥ કવી પાંમો અભીધાંનજી ॥
મહાદેવસુત હરદેવ પ્રભુ ॥ શીવ ભગ્તી પર્મે નીધાંનજી ॥ ૩૭ ॥
વલણુ ॥ પર્મ નીધાંન શીવ કેરી ભગતી ॥ પ્રીત કરીને ચીત ધરો ॥
માહાદેવ સુત હરદેવ સ્વાંમી ॥ સદા શીવને અનૂસરો ॥ ૩૮ ॥

॥ કડવા ॥ ॥ ૩૭ ॥ ॥ પદ ॥ ॥ ૨૬૦૪ ॥ શ્રીરાંમજી શત છે ॥ શ્રી ભોલા ચક્ર માધેવ વીશ્વનાથ શત છે ॥ શ્રી ક્રીસ્ણુ દેવ શત છે ॥ ॥ શ્રી ॥ શ્રી બ્રંમા વીસ્નુ ને મહાએસ્વર એ મૂરત ત્રણ એક જાણુ જો પૂન ઘણા હોશે ॥ ઈતીશ્રી સ્કંધ પૂરાંણે બ્રંમોતર ખંડે ॥ શીવ મહાત્મ અધાએ ॥ શંમાપત શ્રી સ્સ્તૂ ॥ શુભ મસ્તૂ ॥ શ્રી મહાદેવજી શત છે ॥ શંકર નાથ શત છે ॥ શ્રી ક્રીસ્ણુ દેવ શત છે ॥ શ્રી રામજી શત છે ॥ શીવકથા લખી છે ॥ એ ચોપડો વાંચવા લેઈ જાએ ને પાછો આપી જાએ. "તેહે જે વાંચાનૂ પૂન છે ॥ એ ચોપડો વાચવા લેઈ જાએ ને ઓલવી રાખે તેહેને માંથે માંડવીનૂ રાજ છે ॥ તે ભાગુ તે પાપ છે ॥ તેને મથિ મૂઝારાનૂ પાપ છે ॥ ચોપડો ઓલવે તેને જે કો સુરત શેહેરમાં ચાડીચૂકલી જુઠું આલ કોઇને માંથે ચઢાવે તેહેનૂ પાપ. ચોપડા વાંચવા લેઈ જાએ ને આપે નહી તેને માંથે એ પાપ છે ॥ જે એ ચોપડો વાંચીને પાછો આપી જશે તેહે અડશેટ ત્રીરથ નાંહાંવાનું પૂંન છે ॥ તેને શ્રી મહાદેવ રખા કરશે ॥ શ્રી ગૌકર્ણ મહાબલ ચોપડો વાંચશે તેની આશા પૂરશે ॥ શ્રી ॥ અપૂજ લીંગ પૂજાનૂ પૂંન છે ॥ શ્રી રામ શત છે શ્રી ॥ શ્રી ક્રીસ્ણુ દેવ શત છે ॥ શ્રી ॥ શ્રી મહાદેવ લીલકંઠ શત છે ॥ શ્રી મહેકાલેસ્વર શત છે ॥ શ્રી ॥ શ્રી કંતારેશર શત છે શ્રી ॥ શ્રી વેજનાથ શત છે ॥ અહાંશી શેહેત્ર રૂખી શત છે ॥ શ્રી ॥ શ્રી તેત્રીશ કોટી દેવ શત છે ॥ શ્રી હરીચંદ્ર શત છે શ્રી ॥ શ્રી નલરાયો જુધીશરી શત છે ॥

વિષયાદિ-૧. શ્રીસ્કંદ પુરાણના બ્રહ્મોત્તર ખંડના બાવીસ અધ્યાયના આધારે શંકરની કૃપાથી ઉદ્ધાર પામેલા ભક્તો અને શંકરની સ્થાપનાથી પવિત્ર થયલાં તીર્થ સ્થળો સંબંધી કથા આ પુરાણમાં વર્ણવેલી છે.

૨. કડવાં ૩૭ છે. રાગ. ઢાલ, અને વલણથી પદબંધ બાંધેલા છે.

વિશેષ-૧. આ માહાત્મ્ય છપાયલું નથી. પ્રતિ ચોખ્ખા અક્ષરે લખાયલી છે, લિપિ ગુજરાતી છે. પ્રતિ જૂની છે, જો કે લિપિ સંવત આપેલો નથી, પણ બાળબોધ લિપિને અનુસરતા કેટલાક અક્ષરોના મરોડ તેમ જ જોડણી ઉપરથી તે જૂની હોવાનું સમજાય છે. પાનાં જરાક જરાક ખવાના માંડ્યાં છે ૩-૪ એ બે પાનાં પડેલાં છે, બાકી આખ્યાન સંપૂર્ણ છે.

૨. વધુ હકીકત માટે જુઓ અં. ૬૬-ળુ સદાશિવ આખ્યાન અને કવિ શામળ સંબંધી ઉલ્લેખ માટે તેનો વિશેષ-૨. પાનું ૮૯ મું; વળી જુઓ અં. ૮૦ પાનાં ૧૪૫ થી ૧૪૭

---

## અં. ૮૫-ખ-વિરાટ પર્વ- નાકર- (ર. સં. ૧૬૦૧)- (લિ. સં )-પૃ. ૧૦૩-૧૫૮

આરંભ—શ્રી ગણેશાએ નમાં ॥ શ્રી ગરૂભ્યોએ નમાં ॥ શ્રી શારદાએ નમાં ॥ અથ આક્ષાંન વઈરાટ પરવ લખીતંગ ॥

રાગ ગોડી અંદોલા ।

ગીરીજાસુતાને સ્તવૂં ॥ પ્રેમ ધરી નઇ પ્રણમૂ ॥
અભીનવૂ રૂપ મનોહર નાહઅરૂ ॥ ૧ ॥
વીધનહરણ ગણપત સ્વાંમી ॥ સ્તવંન કરૂ નીજ શીર નાંમી ॥
સુધ બૂધ સ્વાંમી વાંણી અવીચલ આપજે રે ॥ ૨ ॥

ઢાલ ॥ અવીચલ વાણી આપો મુઝને ॥ ક્રીપા કરી માહારાજ ॥
આદ મધ્ય તૂં સૂરનરનાએક ॥ વીઘન હરો ગુણ રાજ ॥ ૩ ॥
બ્રંમસુતા જે આદે શરસ્વતી ॥ હંશવાહની માત ॥
કર જોડી નાઆકર કેહે મા જશ વીક્ષાત ॥ ૪ ॥
માહારા શ્રી ગૂરૂ ચરંણકમલને વંદી બોલૂ કથાશમંધ ॥
જેમ તેહેતણી કરણાએ કરીને પૂર્ણ હોએ પદ બંધ ॥ ૫ ॥
શ્રીમહાભારથ કથા અતી કોમલ વેદ પાંચમો શાર ॥
તે મધે અતીહાશ અનોપમ વઇરાટ પર્વ વીસ્તાર ॥ ૬ ॥
(કડવું ૧ લું)

અન્તઃ-રાગ પ્રભાતી ॥

વૈરાટ પર્વ કથા પરી પૂરણ પદ અઢારશે ત્રીશ રે ॥
રાગ પંનર ને કડવાં પાશેઠ ઊતંમ કથા અતી હાસ રે ॥ ૯ ॥
સંવત ખટદશ શત એક ઉપર વર્ખે માશ દામોદર રાય રે ॥
દશમી દેવ ને શુધ પક્ષ રે શુભ લગ્ન સોમવાર રે ॥ ૧૦ ॥
ગૂરૂ વૈષ્ણવ ચર્ણકમલ પ્રતાપે કવીજંન અહંપ્રકાશ રે ॥
નીર્મલ ગ્રંથ અર્ધચંદ્ર શરખૂં કૃષ્ણાર્પણકત દાશ રે ॥ ૧૧ ॥
ગાએ વાંચે પૂછે શાંભલે નરસ્ત્રી વર્ણ અઢાર રે ॥
પાંચ માહાપાતીક ને ત્રાશે પાંમે અવીચલ ઠાંમ રે ॥ ૧૨ ॥
વીરક્ષેત્ર મધે વાંણીઓ દેશાવલ કૂલ શાર રે ॥

વીકાનો સુત મુક્ષ વર્ણવે હરીભક્ત સુભ આચાર રે ॥ ૧૩ ॥
કરી ગ્રંથ વાડવ કર શોપી વીરવ પૂરંણુ વીસ્તરવા રે ॥
બ્રધ નાગર કૂલ નાંમ મંદસુંદંનગાએ ભવજલ તરવા રે ॥ ૧૪ ॥
શકલ દાંન જપતપ તીર્થ અક્ષાંન જોગ અભાશ રે ॥
તે ફલ લેહે કેહે ગૂણુ હરીમૂખ નાકર દાશનો દાશ રે ॥ ૧૬ ॥
હરીકથા કોએક જંનજાંણે બાઝી સ્વાંન શંકટ જેમ તાંણે રે ॥
કેહે કવીતા હુ કાંઈ ન જાણુ તાહારી ગત તૂ જાંણે રે ॥ ૧૭ ॥
॥ કડવાં ૪૩ ॥

અતી શ્રી વૈરાટ પર્વ સંપૂરંણુ ॥ શમાપત ॥ સુભસ્વત્ ॥ કલ્યાંણમસ્તૂ ॥ એ ચોપડો પટેલ જીવંન રાઘવજી ગનતિ કળબી કડુઆનો છે પોતીક દશકતે લખા છે એ વાચવા લેઈ જાએ તેને કાશી ગઆનૂ પૂન ને ઓલવે તેને જે કોઈ અધર્મ કરે તે તેને મથિ પાપ છે એ ચોપડામાં પરત શીવપૂરાંણ તથા વૈરાટ પર્વ લખ્યૂ છે શ્રીકૃશ્નુ દેવની ક્રીપા માટે લખ્યૂ છે લખનારને દોશ કાઇ દેશોમાં જે વાચશે તેનાં અઠોતર કૂલ ઓધરે ને શાંભલે તેહેને ગંગાનૂ શનાંન વલે અઠાશી શેહેશ્ર રૂખીની ક્રીપા કરે તે જાણજો શહી શ્રીરાંમ શ્રીક્રીશ્નદેવના ક્રીપા ॥ શદાશીવ આશ પૂરે ॥ નારાએણ શત છે ॥

વિષયાદિ-૧. દ્યુતમાં દુર્યોધન સાથે હાર્યાથી પાંડવો બાર વર્ષ પ્રકટ રીતે વન સેવ્યા પછી એક વર્ષ ગુપ્ત રીતે રહેવા વિરાટ રાજાના નગરમાં રહ્યા, તે સમય દરમ્યાન તેમને ભોગવવાં પડેલાં સંકટો, તેમ જ દુર્યોધને વિરાટ રાજાની ગાયો હરી લેવાથી અર્જુનની સહાયતાથી રાજકુમારનો થયેલો વિજય, ઇત્યાદિ પ્રસંગો આ પર્વમાં વર્ણવેલા છે.

૨. કડવાં ૪૩ છે; જો કે અન્તમાં કવિ ૬૫ કડવાં હોવાનું કહે છે, અને તેનો મેળ આ જ કવિના સભાપર્વનાં ૨૨ કડવાં ઉમેરતાં આવે છે. કેટલીક પ્રતિઓમાં તો આ બે પર્વ સામટાં જ લખાયલાં દીસે છે.

૩. રાગ, ઢાલ અને વલણથી પદબંધ બાંધેલો છે.

વિશેષ-પ્રસ્તુત પર્વ પ્રકટ થયલું નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે; અશુદ્ધ હોવા છતાં સુવાચ્ય છે. જો કે તેનો લિપિસંવત આપેલો નથી પણ અક્ષરનો મરોડ, જોડણી આદિ જોતાં પ્રતિ જૂની જણાય છે.

---

## અં. ૮૫-ગ-કર્ણપર્વ-વિષ્ણુદાસ-(ર-સં. ૧૬૫૫)-(લિ. સં. )-પૃ. ૧-૩૬-( અપૂર્ણ )

આરંભ-શ્રી ગંણેશાએ નમાં ॥ શ્રી શારદાએ નમાં ॥ શ્રી ગરુવોએ નમાં ॥ અથ શ્રી માહાભારથ મધે કર્ણપર્વ લખ્યૂ છે ॥

રાંગ કેદારો-શ્રીગીરી સુતાત્મજને સ્તવૂ ॥ જે ગરૂઓ શ્રીગૂણ રાશે રે ॥
પાએ રે લાગી પ્રેમસુ રૂદે ધરી ॥ સ્વાંમી વીઘંનહર વેગે કરી ॥ ૧ ॥

ઢાલ ॥ શ્રોતાજંન મંન સ્થીર કરીને શાંભલજો શર્વ કોએ ॥
કહુ કંર્ણ પર્વ તણી કથા જે અખીલ પાવંન હોએ ॥ ૫ ॥
નરનાર જે શ્રંવણે ધરે આંણી મંન હોલાશ ॥
કલાંણી કરજો કીપા કર જોડી કેહે વીસ્ણૂદાશ ॥ ૬ ॥
( કડવું ૧ લું )

અન્ત–એ ધર્મરાજા ભ્રાત તહારો ગરૂ તણો અધીકાર ॥
કંર્ણે હણો રથ રાએનો પછે કરો અદ્દભૂત માર ॥ ૨૩ ॥
એ શંર્ણ ઈછિ તાહારૂ તુજ વનાં રાક્ષે કોણ ॥
કર્ણને પાર્થે હણે એહેવૂ કરૂ છે પૂર્વે પોણ ૨૪ ॥
એહને મારવા તતપર થયો એ કોણ તાંહારો ધર્મ ॥
બહુ વીર સુણતાં કરે નંદા દેખી તાહરૂં કર્મ ॥ ૨૫ ॥
શંત શંમૂ કાંઈ છે નહી શહુ શતને આધાર ॥
પણ પ્રાણ શંકટ પડે જારે તારો નહી અધીકાર ॥ ૨૬ ॥
અથવા પડે શંકટ બહુ દ્વીજ ધેન બાલક નાથ ॥
અથવા વીહીવા વેપારમાં શત ન તોલાએ તાર ॥ ૨૭ ॥
તો તેહેનૂ પાતીક નહી સુક્રીત શાશ્ત્ર બોલે વેદ ॥
તો નીરથક રાજા તણો તૂ કાં કરે અહીં ભેદ ॥ ૨૮ ॥
મ્રગ વાધ એક વંન માંહાં રેહે તેહેનૂ બલાહંક એહેવૂ નામ ॥
તહારી પ્રતીગ્ના જોશે નહી ચીતવીએ આણે ગ્નાન ॥
હું શત ઉપરે અતીહાશ કરૂ એમ વદે શ્રીભગવાન ॥ ૨૯ ॥
તે માત તાતને પૂત્ર ભાજો પોક્ષવાનુ કામ ॥ ૩૦ ॥
ધર્મ પોતા તણો પાસે શતવાદી તાંહે ॥
ન હીરી શકે ઊપર કદા આંનંદે ચીત મન માંહે ॥ ૩૧ ॥

વિષયાદિ–૧. મહાભારતના કર્ણ પર્વના આધારે કર્ણ સાથે ચાલેલો યુદ્ધપ્રસંગ અહીં વર્ણવેલો છે.

૨. આખ્યાન અપૂર્ણ હોવાથી કુલ કડવાં કેટલાં છે તે જણાવેલું નથી. આ પ્રતિમાં ૨૬ મા કડવાની ૨૯ તુક સુધીનો અને તેથી એક હટક કડવાની ૨૫–૩૧ તુકો લખેલી છે.

૩. રાગ ઢાલ અને વલણથી પદબંધ બાંધેલો છે, જો કે વચ્ચે વચ્ચે વલણ જણાતું નથી.

વિશેષ–૧. આ પર્વ પ્રકટ થયું નથી. લિપિ ગુજરાતી છે, પાનાં ૩૬ થી પ્રતિ તૂટતી છે. એ રચનસંવત, કવિની ઓળખ કે લિપિસંવત તેમાં આપેલા નથી.

૨. આ આખ્યાન વિષે વધુ માહિતી માટે જુઓ અં. ૬૬–ઘ અને તેનો વિશેષ–૨, ૩. (પાનાં ૮૯–૯૧).

## અં. ૮૬-ક-નરસિંહ મેહેતાના કુંવરનો વિવાહ-હરિદાસ (ર. સં. ૧૭૨૫-૨૬)-(લિ. સં. ૧૮૦૩)-પૃ. ૪ (તૂટક)

આરંભ-(આગલો ભાગ ન હોવાથી રીતસરનો આરંભ નથી.)
... ... ... માહારો જનમતાપ ભે ભાગો ॥
સેવા...દા છું સ્વામી ॥ તમો હરીભગ્ત માહાનીજ નાંમીઃ ॥
મુરખ હુ નવ જાંણૂ વાત ॥ તમને કરૂણા વઇકુંઠ નાથ ॥
એમ કહી ચરણે લાગો શોહે ॥ હરીજંન હરી બોલો શરવ કોએ ॥
વાગાં વાજીત્ર તાંહાં ભલી ભાત આવો જાંન-શે શહુ શાથ ॥
લોક તણે મંન અતી ઊલાશ ॥ બેહુ કર જોડી કેહે હરીદાસ ॥
(કડવું ૨૧)

અન્ત-(ધવલ ધન્યાસી)
એ કથા પરીપુરણ કીધીઃ કરતા શ્રી ગોવંદજી; ॥
વીપ્રજંનની પરમ કીપાથી ઊપજે મંન આંનદજી ॥
કવીજંન કો મૂને ખોડ માં દેશોઃ અંજાણે કીધો કીધો શરમજી ॥૮॥
તાલ રાગ ગત ભેદ નાં જાણુઃ વીખાંણુ પરીબ્રંમજી ॥
ગાતાં સૂણતાં મંનવાંછી ફળઃ કીપા કરો જુગદીશજી ॥
પદ ચારશે પંચાંણું કડવાં છે બાવીશજી
રાગ ચઉદમાં ચાલે જુજવીઃ સુખમાંને વીરતારીજી ॥
કારતગ શુદ પ્રતીપદા દીપ ઓછવી અનુરાધા ભ્રગૂવારજી ॥
શંવત ૧૭ પંચવીશો પૂરણ છવીશો તે દીનજીઃ
સીધ જોગમાં પૂરણ કથા થઈઃ શંખેપે હરી જંનજી ॥
કરતા શ્રી ગોવંદ કરે છે ॥ નમીત વાત અવીધાંનજી ॥
તેહેમાં કઈ અભીમાંન ના ધરવૂં ભજવા શ્રી ભગવાંજી ॥
વલણ ॥ ભજવા શ્રી ભગવાંન ભાવે ॥ શોતાજન લો ચીત ધરી ॥
હરીદાશ કેહે શહુ હરખ શાથે ॥ એક વાર બોલો શ્રી હરીઃ ॥
કડવાં ૨૨ ॥

ઈતી શ્રી નરશઈ મેહેતાનો કુઅરનો વેહેવા શંપૂરણ લખો છેઃ ॥ શંવત ૧૮૦૩ ના માહા વદ ૧૨ વાર શોમે શંપૂરણ લખૂ છે ॥ લખતંગ મોટા મીઠાન જેગોપાળ વાંચજો શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥.

વિષયાદિ-૧. વડનગરના દિવાનને ઘેર નરસિંહ મેહેતાના પુત્ર શામળશાનાં લગ્ન શ્રીકૃષ્ણની કૃપાથી પૂર્ણ આડંબરથી થયાં એ પ્રસગ અહીં વર્ણવેલો છે

૨. કડવાં ૨૨ છે. રાગ, ઢાલ અને વલણથી પદબંધ બાંધેલ છે.

૩. કવિ મહાકવિ પ્રેમાનંદનો શિષ્ય છે.

વિશેષ-૧. પ્રા. કા. ગ્રંથ ૯ માં આ વિવાહ છપાયો છે. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. કડવાં ૨૦ અને ૨૧ માનો મોટા ભાગ તુટક છે.

૨. આ કવિ સંબંધી માહિતી આદિ માટે જુએ અં. ૮૪ ઘ. ને વિશેષ ૩. પાનું ૧૫૮ મું. આ આખ્યાનનો રચનસંવત ૧૯૨૫-૨૬ છે; ૧૭૨૫ માં આરંભ કર્યું અને ૧૭૨૬ ના કાર્તિક સુદ ૧ મે પૂરૂં કર્યું એમ કવિ કહે છે, જુએ અંતની લીટી ૯ મી.

---

## અં. ૮૯-ખ-પદ- ભાલણ

રાગ શાંમેરી ॥ કેહે ભાઈ તુ હૂ તે સૂ કરઃ ॥ પાંમો માંનૂખ દેહઃ ॥
હરીરશ પ્રેમે પ્રાશો નહીઃ ॥ નાં આવો પાપનો છેહઃ ॥
ભાલણ સીખામણ જે કહે ॥ તે તમો ધરજો રે કાંન ॥
કેહે ભાઇ હુ તે સૂ કરઃ ॥

---

## અં. ૮૯ ગ-રણછોડજીનો શલોકો-શામળભટ્ટ-(ર. સં. ૧૭૮૧)-(લિ. સં. ૧૮૦૩)-પૃ. (૮૫૭-૬૫)

આરંભ-શ્રી ગણેશાએ નમાંઃ ॥ શ્રી રણછોડજીનો શલોકો લખો છે ॥
આદ આરાધૂ માતા શરસ્વતી ॥ ક્રીપા કરીને આપો સૂભ મતી ॥
મહારા મન કેરા પૂરીએ કોડ ॥ વરણુ કરીએ શ્રીરણછોડ ॥
ભગત કરીને બોહાડાણો લાવા ॥ હેતે ઠાકોર ડાકોર આવાઃ ॥
પ્રથમ ઉતપત કહુ તેહ તણી : હોશ હૈડે પ્રગટી છે ઘણી ॥
ઠાસરા પ્રગણે છપંન ગાંમ : જાત રજપૂત વીજેનંદ નાંમ
પેહેલી વીશીમાં વરસ જ બાર : તેહેવી ગંગાજલ ગંગાબાઈ નાર ॥

(મધ્ય ભાગ)

ગાંમ સોકોમાં થઈ છે જાંણુ ॥ આવા મહારાજ પૂરંન પૂરાંણ ॥
નાનાં મોટાં સહુ નરખવા આવે ॥ કુંકુંમ ચંદન ચોખે વધાવે ॥
ઢોલ મ્રદંગ વાજે નીસાંણ ॥ ગૂજરાત દેશે થઇ કલ્યાણ ॥
સંવત વીક્રમ બારોતર બાર ॥ કારતંગી પૂનંમ સૂભ્ર ગુરૂવાર ॥
પૂશ નક્ષત્ર સુભ જોગ સાર ॥ અમ્રત ચોઘડીએ પ્રભુ પધાર ॥
કલ્યાંણ વરતાં થઓ પ્રભાતે ॥ દારકાં ધડની કહુ હવે વાત ॥

અન્ત-હમારી પદવી તમને આપી ॥ થાપો જશને શાચૂ તે માની ॥
લોક આવશે જાતરા કરશે ॥ ભેટ શાંમગ્રી આગળ ધરશે ॥

લેશે લેશે તમારા હાથની છાપ ॥ શત કહુ છું પરઠંન થાજે ॥
પાછા ફરીને દ્વારકાં ગઆ ॥ શેવંત્રી વાવે શકુ એકઠા થઆ ॥
ક્ષીપાનંદને કાઢીને લાવાઃ ॥
સ્થાનક જોઇને થાપા રણછોડ ॥ દે છે વધાંમણાં અતી ઘણાં કોડી ॥
રલીઆત થઇ તે નગરની નારી ॥ બાલ ગોપાલજી જાએ બલીહારી ॥

શમપૂરણ લખુ છે ॥ લેખતંગ મોહોટા મીઠા ચાંપાનેર મધે લખું છે સંવત ૧૮૦૩ ના વરખે ફાગણ શુદ ૪ વાર રવેઉ અખર ઓછો અદકો ખરો ખોટો વાંચનાર દોશનાં દેવો પ્રત જોઇને ઉતારી છે જો કોઇ વાંચે તેહને અમારો જે ગોપાલ છે શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥

**વિષયાદિ**–૧. સંઘવી બોડાણો રણછોડજીને દ્વારકાથી ડાકોર કેવી રીતે લેઇ આવ્યો અને કેવી મુશીબતમાં દ્વારકાના ગૂગળીઓથી મૂર્તિનું રક્ષણ કીધું, તેનું વર્ણન આમાં વર્ણવેલું છે.

૨. પદબંધ એક ચોક્કસ માપની ચાલથી બાંધેલો છે, પણ તેનું નામ આપેલું નથી; તેમ પદસંખ્યા પણ નોંધેલી નથી. શલોકો એ શ્લોકનું અશુદ્ધ રૂપ છે; મશંસાનું ગીત એ એનો અર્થ છે.

**વિશેષ**–આ આખ્યાન પ્રકટ થયું છે, પણ છાપેલી પ્રતિ(સં. ૧૯૬૫)ના કરતાં આમાં કેટલીક પંક્તિઓનો ફેર છે, તેમ પાઠફેર પણ છે. તેમ છાપેલી પ્રતિ જોતાં ૪૦ પંક્તિઓ ઉપરાટની આમાં જણાતી નથી.

૨. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. વચ્ચે વચ્ચે પાદ કે તૂક પડેલાં જણાય છે.

૩. છાપેલી પ્રતિથી તેમ બીજાં સાધનોથી જણાયું છે તેમ આ શલોકો શામળભટ્ટનો રચેલો છે. સં. ૧૯૬૫ ની ડાકોરમાં છપાયલી પ્રતિમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે:–

બાટ ચારણ કવિજન સહુને પગે લાગું છુ બાટ બહુને,
**શામળજી** બ્રાહ્મણ, શ્રીગોડ નાત વાસ વેગણપુર દેશ ગુજરાત
ડાકોર જઇને કીધાં દરશન, પૂજ્યા પ્રભુને થયા પ્રસન્ન.
શાખે સાંભળે હેતે જે ગાય, તેને પરિગ્રહ પ્રસન્ન થાય
સંપત સારૂ જે કરશે દાન, આ લોકે જશ ને પરલોકે માન
ગાજે સાંભળશે તેના પહોચશે કોડ, શામળભટ કહે છે જે જે શ્રી રણછોડ.

૪. કવિ નર્મદાશંકરે "જૂનું ગદ્ય" (ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસનું)માં શામળના આખ્યાનોમાં રણછોડજીનો શલોકો સં. ૧૭૮૧ માં રચ્યાનું નોંધ્યું છેઃ પણ ત્યાં તેણે એના માસ, તિથિ, વાર આદિનો કશો ઉલ્લેખ કીધો નથી. આ શલોકો 'બોડાણા આખ્યાન' તરીકે પણ પ્રસિદ્ધ છે, સૂડા બોતેરીમાં સામળના ઉલ્લેખથી જણાય છે તેમ રખીદાસને ત્યાં ગયા પહેલાં (સં. ૧૭૮૫) એણે આ શલોકો રચેલો હોવો જોઇએ.

૫. ડાકોરમાં રણછોડજી ક્યારે પધાર્યા તેની સાલ હજી ચોક્કસ થઈ નથી. ખેડા ગેઝેટીયરમાં પાને ૧૬૭ મે લખેલું છે કે "About the year 1115 there lived a certain Ramdas otherwise known as Bodhana by caste a Khatre" એટલે સં. ૧૧૭૨ માં રણછોડજીની મૂર્તિ ડાકોરમાં આવી

અને એક ખત્રી બોડાણો તેને લાવ્યો. બૃહત્કાવ્યદોહન ભાગ ૭ માં પાને ૭૯૯ થી ૮૦૪ માં ગોપાળદાસને નામે પ્રકટ થયલો બોડાણો, જે શામળનો રણછોડજીનો શલોકો છે અને જે ખોટી સમજ કે ભ્રમથી ગોપાળદાસને નામે ચઢાવાયલો છે, જેમાં ઉપલી પ્રતિ જેટલી જ પદસંખ્યા છે અને બીજી સં. ૧૯૬૫ વાળી પ્રતિ કરતાં ૪૦ તુક ઓછી છે, તેમાં તેમ જ સં. ૧૯૬૫ વાળી પ્રતિમાં મૂર્તિ ડાકોરમાં આવ્યાનો ઉલ્લેખ આ પ્રમાણે છે:-

અમૃત ચોઘડીએ પ્રભુ પધાર્યા, શુભ નક્ષત્ર શુભયોગ સારા.
કલ્યાણ વર્ત્યો થયો પ્રભાત, દ્વારકાગઢની શી કહું વાત.

પરંતુ ડાકોરમાં સંવત ૧૧૧૨ માં એ મૂર્તિ આવ્યાનું માનતાં ખચકાવું પડે છે, દંતકથા તેમ આ પ્રચલિત શલોકો, જેને આધારે ખેડા ગેઝેટીઅરમાં સને ૧૧૧૫નો ઉલ્લેખ થયો હશે એમ મનાય છે, કારણ તેમાં કોઈ પ્રમાણ આપેલું જ નથી, કેવળ આધારભૂત ન ગણાય. બીજાં ઐતિહાસિક સાધનો જોવાની અપેક્ષા રહે છે. ડાકોરનું હાલનું દહેરું સને ૧૭૭૨ માં એટલે ૧૮૨૮ માં સતારાના ગોપાલ જગન્નાથ તાંબેકરે બાંધ્યું છે, પણ તે અગાઉ સૈકાંથી રણછોડરાયજીનું માહાત્મ્ય ડાકોરમાં ગણાયલું છે. કવિ નાકર સં. ૧૫૭૨ માં શ્રી રણછોડરાયજીનાં દર્શને ઉમરેઠ ભણી ગયાનું જણાવે છે, જો કે ડાકોરનું નામ તે લેતા નથી, તે લખે છે:—

સંવત પંદર બોતેર અભ્યાસ, બુદ્ધાષ્ટમી ભાદરવો માસ,
દર્શને ગયાતા ઉમરેઠ ભણી ત્યાં કથા માંડી જોડણી.
(હરિશ્ચન્દ્રાખ્યાન, કડવું ૩૧ મું)

ઉમરેઠ પાસે લીંબડો છે, ત્યાં રણછોડજીનો પહેલો મુકામ હોવાની, અને તેથી તેની એ ડાળ મીઠી થયાની દંતકથા છે અને એ સ્થાન અત્યાર સુધી પણ પ્રસિદ્ધ છે; એ નોંધવાજોગ છે. સ્વ. સા. તનસુખરામભાઇ બૃ. કા. ૭ ની પ્રસ્તાવનામાં મીરાના જીવનમાં પાને ૩૮ મે (૪) એ મૂર્તિ સં. ૧૮૦૦ માં આવ્યા જણાવે છે, પણ તેમણે પોતાની જાણનું મૂળ જણાવેલું નથી, એટલે અત્યારે તો ત્યાંથી શોધ અટકે છે. છતાં સને ૧૧૧૫ માં એટલે સિદ્ધરાજ જયસિંહના રાજકાળમાં સૌરાષ્ટ્રના એક ખુણાના દ્વારકામાંથી ગુજરાતના મધ્ય ભાગ ડાકોરમાં એવી પ્રતાપવંતી મૂર્તિ એક રજપૂત ઠાકોર લાવી શકે, એ માની શકાતું નથી; તે વેળા ગુજરાતનો ડાકોરવાળો ભાગ બહુ અણવિકસેલો અને જંગલમય હોવાનો સંભવ છે; અને તીર્થ તરીકેની તેની પ્રસિદ્ધિ એટલી પ્રાચીનતમ નથી. નરસિંહ-મીરાના અને તેમ ભીમ આદિ પ્રાચીન કવિઓના સમયમાં જે માહાત્મ્ય દ્વારકાંના રણછોડરાયજીનું હતું તે જો મૂળ મૂર્તિ તે અગાઉથી ત્યાંથી ખસેડાઈ હોત તો ટકી ન શકયું હત. આવો મહત્વનો બનાવ વગર લોહી રેડાયે, વગર સંગ્રામ ખેડાયે બને, એ એકદમ માની શકાતું નથી.

---

## અં. ૮૯-ઘ-કામાવતીની કથા-શિવદાસ (ર. સં. )-
## (લિ. સં. ૧૮૦૩) પૃ. ૬૨-૧૦૪

આરંભ—શ્રી ગણેસાય નમાઃ ॥ શ્રી માતા કાલીકાજીની કીપા છે ॥ કામાવતીની કથા લખી છે ॥

પૂરવછાહોઃ વાંણી આપે શરસ્વતી ; પ્રણમી લાગૂ પાએ : ॥
ચરીત્ર કહુ કાંમાવતી : તુ જશ આપે માવ : ॥
**અન્ત–જૈન શાહુસ્ત્ર** વીખે એ કથા : સા ખેવી મે કહી શરત્તથા :
કેહે **સીવદાસ આનંદે** કરી : કીપા કરેમુને શ્રી નરહરી.॥૧૩॥
ઇતીશ્રી જૈન.સાહાસ્ત્રે કામાવતી ચરીત્ર સંમપૂરણ શમાપતેઃ લેખક મોહોટા મીઠા ગનાત દીસાવાલ શ્રી ચાંપાનેર મધે લખ્યૂ છેઃ સંવત ૧૮૦૩ ના વરખે પ્રમાણ અખાડ શુદ ભોમે વારે સંપુરણ કથા કીધી છે. અખર ઓછો અદકો ખરો ખોટો વાંચનાર દોસ ન દેવો પ્રત જોઇને ઊતારી છે જે કોઇ વાંચે તેને અમારો જે ગોપાલા છે શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥

વિષયાદિ–અં૦ ૮૨ગની (પા. ૧૫૨–૩) તથા ભાગ ૧ લાના અં૦ ૯ ગની નોંધ

વિશેષ–જૈન શાસ્ત્રને આધારે આ વાર્તા સંવત સત્તરમા સૈકામાં ખંભાતન વડનગરા નાગર બ્રાહ્મણ શિવદાસ કવિએ લખેલી છે. પ્રતિ ગુજરાતી લિપિએ, જૂની પ્રતના આધારે લખેલી છે. પ્રતિ જૂની છે. વચ્ચે પાનાં ખવાયાં તેમ તરડાયાં પણ છે.

---

## અં. ૮૬–ઙ–અનિરૂદ્ધહરણ(ઉષાહરણ)–પ્રેમાનંદ–(ર. સં. )–(લિ. સં. ૧૮૦૩ )–પૃ. ૧૦૪–૧૪૨ (અપૂર્ણ)

**આરંભ**–શ્રી ગણેશાએ નમાં ॥ શ્રી નરશઇરાએજીની કીપાએ કરીને શ્રી અનીરૂધહરણની કથા લખી છેઃ ॥
શ્રી શંભુસુતને આરાધુંજી ॥ શ્રી ચતુર દશ લોક જેહેને માંનેજી ॥
તેહેના ગુણ સુ લખીએ પાંનેજી ॥
ઢાલઃ ॥ પાંને રે લખા જાએ નહી શ્રી ગુણપતીના ગુણગ્રાંમ ॥
શકલ કારણ સીધ પાંમે મૂખ લેતાં નાંમ ॥
વલણ ॥ પદબંધ બાંધું કથા કારણ આમાં અનીરૂધહરણ ॥
વદે વીપ્ર પ્રેમાનંદ ગ્રંથને ભાવે ભણૂં ॥ કડવૂ ૧
**અન્ત**–ગોવંદની ગત ન જાએ કલી : જાદવશેન્યા આવી મલી :
મંત્રી કેહે ઉઠો નરેશ : દલ જાદવનૂં ચાંપે નરેશ :॥
અનૂચર આવો લાવો વાત : દલ દીશે છે અનાધાત : ॥
મંત્રીને કીધી નેત્રશાંગના : ॥ શેવકને આપો આગના : ॥
દુદભી નાંનાવીધ ગડે ગડે ॥ અસ્ત્ર ધરી વાર વા—(કડવું ૨૪ મું)

વિષયાદિ–જુઓ નોંધ અં૦ ૫૧–કની પાના ૧–૨ ઉપરની

વિશેષ–૧. સં. ૧૮૦૩ માં આ સંવાદ લખેલો જણાય છે. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. કડવા ૨૪ માની ૬ ઠ્ઠી કડીથી અધુરી છે. વચ્ચે પાનાં ખવાયાં છે.

૨. આ ઓખાહરણ છે, માત્ર તેને નામ અનિરૂદ્ધહરણનું આપેલું છે. વાજબી રીતે કહીએ તો ઓખાનું હરણ થવાને બદલે દ્વારકામાંથી અનિરૂદ્ધનું હરણ બાણાસુરના શોણીતપુરમાં થયું હતું, એથી અનિરૂદ્ધહરણ નામ સાર્થ છે. બૃ કા. ભા. ૧ માં આખ્યાન છપાયું છે.

---

## અં. ૮૬-ચ-કામાવતીની વાતો-શિવદાસ-(ર. સં. ૧૭૩૩)-(લિ. સં. ૧૮૮૮)-પૃ. ૬(૪૧-૪૬)

આરંભ-માત્ર છૂટાં ૭ પાનાં છે અને ૪૧ મા પાના ઉપર આમ લખેલું છે:-

અંથ પાછલી વાત કાંમાવતીની લખી છે પાંને એકતાલીસમેથી ચાલી છે

દોઅરો-કાંમાવતી કેહે પ્રાણપતી કો સ્વાંમી સુ દુખ છે તમુને અતી ।।

તમુને ભો કોનો છે નહી તો કાં ચંતા મન આણો શહી ।।

અન્ત-સોતા જંનતી પોચે આસ તે પરમ પદનો પમે વાસ ।।

જઈન શાહાસે વીખે છે એ કથા સંખેપે કહી છે જથા ।।

(દોહરો) શંવત શતર તેત્રીસે ભાદરવા વદી નોમ ને રવીવાર ।।

અષ્ટમી ને આદીત વાર ગ્રંથ પુરણ થઓ નીરધાર ।।

શીવદાસ કવીતા કેહે તમો સુણો સોતા જંન સાર ।।

એક વાર કોહો સી હરી તો ઉતરશો ભવને પાર ।।

વારતા કાંમાવતીની સંપુરણ કરી છે સહી સંવત ૧૮૮૮ પોશ સુદી અગીઆરસ ને વાર બુધે સંપુરંણ સમાપત થઈ છે તે જાણજો. લખીતંગ ગનાંતી શ્રીમાલી સોની ગણપતરામ સંકરદાસના હાથ દસકત છે. પત પરમાંણે લીખી છે શહી. લખનારને દોશ નહી સભાલી ભવચુક વાંચજો.

વિષયાદિ-જુવો નોંધ અં. ૮૨-ગ તથા ૯-ગ તથા અં૦ ૮૬-ઘ ઉપરની.

વિશેષ-૧. અહીં આ વાર્તાનો રચનસંવત સંવત ૧૭૩૩ આપેલો છે,પણ તે યથાયોગ્ય નથી, ઘણી પ્રતોના આધારે સં. આશરે ૧૬૮૩ હોવાનું સમજાય છે. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે.

૨. વધુ માહિતી માટે જુઓ વિશેષ પાનું. અં. ૮૨-ગ ૧૫૩ મું.

---

## અં. ૮૭-ક-સીતાની શોધનાં પદ આહિતરામ-પૃ. ૨

આરંભ-રાગ બીલાવર : ।।

શુગરીને કેહો રાંમજી : કરજો સીતાની પેર :

રાજ સાંમી સુખીઓ થઓ : જઇનેબેઠા છે ઘેર : ।। શુગરી ।।૧।।

શના શહીત શુગરીવ આવીઓ : પરણુ બેઠા જે ઠામ ।।

આવીને પરનામ કરો : કેહે આદીતરામ : શુધર : ૫ પદ ૧

અન્ત–લંકા આવા હનમાનજી : જોઆ ચોક બાજાર :

ગોખછર્જા મંદર માલીઆં : ।। જોઆ લાખ હજાર : ।। લંકા. ।।૧।।

વાડીમાં હનમાન આવીઆ આશોપાલવ થાંમ ।।

જુએ તો માતા રૂદન કરે કહે આદીતરામ ૭ ।। પદ ૪ ।।

વિશેષ–૧. જીર્ણ કાગળ ઉપર પદ ગુજરાતી લિપિએ લખાયલ છે, લખાવટ જૂની નથી. રચ્યાનો કે લિપિનો સંવત્ આપેલો નથી. ઉપરના પદ ૪ થી વિષય અધુરો રહ્યો છે, તેથી પદ તુટક હોવાનું સમજાય છે. કારણ આ વિષયનું એક છુટક પદ આ જ પ્રતિમાં રણછોડના પદ પછી આપેલું છે, તેમાં રામચંદ્ર ને અયોધ્યામાં રાજ્યાભિષેક થયો તેનું વર્ણન કરેલું છે, અને તે પદનો અંક ૧૬ નો છે

૨. લોકોમાં આ પદ પ્રસિદ્ધ છે, ઉંચી જ્ઞાતિની સ્ત્રીઓના કંઠે તે રહેલાં જણાય છે.

---

## અં. ૮૭–ખ–રામચંદ્રની ગરબી–રણછોડ–પૃ. ૭

આરંભ–શ્રી ગણેશાય નમઃ ।। ગરબી રામચંદ્રની લખી છે ।।

રાગ બીલાવર ।। કોઇ શુધ લાવે માહરા રામની ।। તેને નવે નીધ આપું ।।

મોતીડે વધાવીને ।। માહારા રૂદઆમો ચાંપુંઃ ।। કોઇ ।।

છત્રી વીનતી વીનતા તણી ।। નહી કોઇ શરગનો શાથી ।।

ભવશાગરમો બુડતાં રણછોડ ઉગરશો કાંહાંથી, કોઈ. ૫ ।। પદ ૧ ।।

અન્ત–માંનુનીઓ મંગળ ગાએ છે ।। હાંનતનો નહી પારઃ ।।

રણછોડ શાંમી રાજે બેસીઆ, વરતો જેજેકાર, રુંઃ ૮ ।। પદ ૧૫ ।।

વિષયાદિ–સીતાજીની શોધ રામચંદ્રે હનુમાન દ્વારા કરાવી અને રાવણને સંહારી અયોધ્યામાં રાજ્યાભિષેક કરાવ્યો એ પ્રસગ આ ૧૫ પદમાં વર્ણવેલો છે. શૈલી મધુર છે. આ પદ હજી નાગર તેમ અન્ય ઉચ્ચ બ્રાહ્મણ જ્ઞાતિનાં બૈરાંને મોંઢેથી સાંભળવામાં આવે છે. તેના રચનસંવત કે લિપિસંવત આપેલો નથી. પ્રત જીર્ણ કાગળ ઉપર લખાયલી છે ખરી પણ લખાવટ જૂની નથી.

વિશેષ–આ પંદર પદ પછી આદિતરામની સીતા શોધનું ૧૬ મું પદ ઉતારેલું છે. તે પછી રૂઘનાથ કવિની વસંતની સાખી આ પંક્તિવાળી નવ કડીની લખેલી છેઃ–

રતુ આઈ વશંતકી આંબે આવ્યો મોર ।।

આજ પરભુજી ગેર પરોણલાઃ ।। શાખ શાખીઓને દોડાદોડ"

---

## અં. ૮૭–ગ–નરસિંહ મેહેતાનાં પદ ૨–પૃ. ૧

ગરબી–રંગે રમે રંગીલી નાર રંગમો જો ।।

અતિ આનંદ વાધો એહના અંગમો જો ।। રમે ।। તુક ।।

તાલી પાડે ને તાંન રૂડાં કરે જો: ખાએ ધુમડી ને ફેરફુદડી ફરે જો: રમે ૧
નરશઇઆના સ્વામીને વશ કરી જો, તેને આવાગમન નહી ફરી જો: રમે ૭
ગરબી–જમનાકાઠે ઉભો શુંદર શામળો જો, હથ ગેડી ને ખાંધે કામળો જો: જમ.
મેહેતા નરશઇના સ્વામીને કહેજો, હું તો સદાએ તમારી આધીન રહુ જો ॥

વિશેષ–આ બે ગરબી પછી રાધાકૃષ્ણના શૃંગારનાં નરભેરામે તથા દયારામે રચેલાં પદ નવ ઉતારેલાં છ, તેમાં પાંચ નરભેરામનાં અને ચાર દયારામનાં છે.

---

## અં. ૮૭–ઘ–શિવભીલડીસંવાદ–પૃ. ૫

વિશેષ–"શંકર વસે રે કૈલાશમાં"એ તકવાળો આ સંવાદ લોકમાં પ્રચલિત છે; આની ૬૩ કડીઓ આ પ્રતિમાં ઉતારેલી છે. તે ઘણી જ અશુદ્ધ છે. આ સંવાદ પ્રકટ થયેલો છે.

---

## અં. ૮૮-સીતારામપ્રબંધ–સમયસુંદર–પૃ. ૨૮–૯૯

ઘી ॥ જાઉં કરિ આણંદજી ॥
મેઘવાહન લંકા જાઇ બઇઠઉ રાજ કરઇ નિરંદજી ॥ ૯ તિ. ॥
રાક્ષસ દીપ રાપઇ વિદ્યાધર । તિણ રાક્ષસ કહિવાઇજી ॥
પણિ રાક્ષસ અનેરા કેઇ । સુર નહી છઇ ઇણ ઠાઇજી ॥ ૧૦ તિ. ॥
મેઘવાહન વિદ્યાધર વંસંદ્ર । બહુ રાજા હુયા કેઇજી ॥
તસુ અનુક્રમિ રતનાશ્રવ અંગજ । રાવણ રાજ કરેઇજી ॥ ૧૧ તિ. ॥
પ્રબળ પ્રચંડ ત્રિખંડ તણુઉ ધણી । ત્રૈલોક્ય કંટક તેહજી ॥
તેજ પ્રતાપઇ રવિ સરિષઉ । બરિઅસ ગંજણ એહજી ॥ ૧૨ તિ. ॥
બાલપણુઇ બાપઇ પહિરાઉ । દેવ સંબધી હારજી ॥
ત સુરતને બાલક નવ મુહડા । પ્રતિબિંબ્યા અતિસારજી ॥ ૧૩ તિ. ॥
દશ મુંહડા દેવી બાલકના રતનાશ્રવ થયઉ પ્રેમજી ॥
દીધું નામ દસકણ દિવસઇ । એ દસ વદન તે એમજી ॥ ૧૪ તિ. ॥
બારહ વરસ ગયા સાધંતાં । વલિ ઉપરિ ચ્યાર માસજી ॥
તિન દિવસ ઘા કઇ પૂરઇ થયઇ । લહિયઇ લીલ વિલાસજી ॥ ૨૩ તિ. ॥
ઇતિ પાંચમા ખંડ તણી ઢાલ બીજી ॥ રવણ ઉતપતિ જાણુજી ॥
સમય સુંદર કહઇ હું છું છદમસ્થ ॥ કેવલિ વચન પ્રમાણુજી ॥ ૨૪ ॥
સર્વ ગાથા ૯૮ દૂહા ॥ ૧૨ ॥
ઇતિશ્રી સીતારામ પ્રબંધે નવ ખંડે સીતાંસંહરણ નામા પંચમઃ ખંડઃ સમાપ્તઃ ॥ સર્વ ગાથા ૨૪૮ ॥ દૂહા ૧૪ ॥

અન્ત–ઢાલ છઠી ॥ રાગ કેદાર ગઉડી મિશ્રી

વીરા હો દ્વારઈ સેહઈ મોઝા પુરૂષ વિચાર, લાડણુ વી૦ એ વીવાહ રાગી તરી

ઢાલ ॥ એક દિવસ આવી કરી । રામ નઇ પ્રદક્ષણુ દેઇ ।
કેવલી વિધિ સેતી વાદી કરી । સીતેન્દ્ર પ્રસન કરેઇ ॥ ૧ ॥
કેવલી આગલ્યા તવંઇ કહઇ । શ્રી રામચંદ્ર મુણિંદ કે ॥ આંકણી ॥
૨ છી૨ જિન ધર્મકી એહ.
કહુ સામી એ નર કથી । નીસરિ ઉપજિ સ્યઇ કેથિ ॥ કે ॥
મુગતિ લહિસ્યઇ કિણુ તવઇ । મિલ સ્યઇ વલી મુઝ કેથિ ॥ ૨ કે. ॥
(નવમ ખંડની ઢાલ ૭ મીની ૨ જી કડીથી તૂટક)

વિષયાદિ–જૈન ધર્મના સિદ્ધાંતને, અનુસરતું રામાયણ આ સીતારામપ્રબંધમાં કવિ સમયસુંદરે આપેલું છે. વાલ્મિકી રામાયણ અને જૈન રામાયણ વચ્ચે ઘણો મોટો ફેર વસ્તુ, પ્રસંગ, પાત્રોની ઉત્પત્તિ, આદિ સંબંધમાં હોવાનું જણાય છે.

રાગ, ઢાલ અને દેશિઓથી પદ બંધ બાંધેલો છે. કુલ નવ ખંડ આ પ્રબંધના છે.

વિશેષ–આ પ્રબંધ પ્રકટ થયો જાણ્યામાં નથી. પ્રતિ તૂટક છે. પહેલાં ૨૭ પાનાં, એટલે કે પાંચમા ખંડની પહેલી સુધીનો ભાગ ખંડિત છે તેમ નવમા ખંડની સાતમી ઢાલની બીજી કડી પછી ભાગ પણ ખંડિત છે. એટલે કવિની ઓળખ, રચનસંવત કે લિપિસંવતની માહિતી આ પ્રસ્તુત પ્રતિમાંથી સાંપડતી નથી. પ્રતિ બાલબોધ લિપિએ, પડિમાત્રાની ઢબે જૈન શૈલિએ લખાયલી છે, તેથી તે પ્રાચીન હોવાનું સમજાય છે, જો કે કાગળો એટલા જૂના હોવા વિષે શક છે. કેટલાંક પાનાંઓ ઉપર બાજુએ કાકપદ કે ચોકડી કરીને પડેલા અક્ષરો, કે પદો, કે પંક્તિઓ પણ પાછળથી ઉમેરેલાં હોય એમ ભિન્ન હસ્તાક્ષરથી સમજાય છે. ભાષા ઘણી જ પ્રાચીન છે, એમ વિભક્તિના પ્રત્યયોની સંધિથી તેમ ક્રિયાપદોનાં રૂપોથી જણાય છે.

---

## અં.–૮૯–ક–કક્કો–રણછોડ–પૃ. ૩–૬–(તૂટક)

આરંભ–(પાનાં બે ન હોવાથી રીતસરનો આરંભ નથી.)

॥ તણે પરતાપ ॥
ટટા ટાલો મનના ટેક ॥ અંતર જામી જાણો એક ॥
જે જાણુશે તે ઠાઆ જશે ॥ પ્રભુ પીંડમાં પરગટ થશે ॥
લખો અક્ષર તે આવી મલે ॥ ટટા તે કેમ ટાલો ટલે ॥
ઠઠા ઠરસે જે ઠેકાણે ॥ આદ પુરૂશ ને જુગતે જાંણે ॥
કહીએ કારજ નહી સરે ॥ રેણી રાખે તે નર તરે ॥
આપે ઓલખે આતમા રાંમ ॥ ઠઠા એ ઠરવાનો ઠાંમ ॥

અન્ત- પપા પક્ષથી પાપેણુ લાગે ॥ સંત વીનાં ભ્રાંત કોણુ ભાગે ॥
દુરીજંન લોક દુરમતી ઉપજાવે ॥ પંડ પડે પંથુ પાછો આવે ॥
તેથી રામ રંગમાં ખેલો ॥ પપા પનનો સંગત મેહેલો ॥
હયા હરીશું હેત વધારો ॥ ગ્રીજે ઉતરો પેલે પાર ॥
સંત શબ્દ બોલે તે સાચો ॥ પીંડ પોતાનો જાણુવો કાચો ॥
ગરૂપરતાપે થઈ છે દયા ॥ શ્રી અક્ષર સપૂરણુ થયા ॥
કકો કવીતમાં સમાએ ॥ એ રસ રંક રણછોડ ગાએ ॥

શંપુરંણુ સમાપ્ત । શ્રીગુરૂજીના પ્રસાદથી લખુ છે । રાંમજી સત છો ગુરૂજી સત છે ॥

**વિષયાદિ**–પ્રત્યેક વ્યજન ઉપરથી સુચિત તત્ત્વજ્ઞાનનો બોધ જીવને આ કક્કાદ્વારા કવિએ કરેલો છે. સામાન્ય રીતે આપની પેઠે પદવાળી ઢાલથી પદબંધ બાંધેલો છે.

**વિશેષ**–આ કકો પ્રકટ થયેલો જાણ્યામાં નથી. પ્રતિ જોકે ગુજરાતી લિપિએ લખાયલી છે, છતાં 'ક' 'ય' 'ઉ' આદિ ઘણા શબ્દોનો મરોડ બાલબોધ લિપિનો છે. પ્રતિ અશુદ્ધ છે, અને પ્રાચીન નથી.

---

## અં. ૮૯–ખ–છપાયા અને કવિત–અખો–પૃ. ૬–૧૫.

આરંભ–શ્રી રાંમાયેનમઃ ॥ અથ સવાયા કવીત લખાં છે ॥
પર્મે ધાંમ પ્રભુ હરી હું પ્રથંમે કરૂ પ્રણાંમ ॥
પર્મે જો પરીબ્રંમ સદા જ્યાહાં નહી મલે રૂપ ને નાંમ ॥
તાંહાં અણુસતો હુ થઇ પ્રંણુમુ વાયેક વેલાસ ॥
જાંહાં મંન વાંણુ પોચે નહી તાંહાં સુ કહીને સ્તવે દાસ ॥
નિરગુણમાં ગુણુ અણુસતા આરોપી અખે ઓચરૂ ॥
સત સત પરામાત્મા હું નંહી નંહી એહવી સ્તુતિ કરૂં ॥ ૧ ॥
તંમો નીરગુણું ગુણપતિ નામધાંમ ધર ગુણનું આલે ॥
અચુક અંબરલીન દ્રીવત નંહી નીરંગ નીરાલે ॥
તેહને આરોપ્યા ગુણું હંસ સીસ ઢલે જેહેને ચંમર ॥
નીકટ રહી અસ્ટ સીધ નવ નીધ બુધ કહુ અંમર ॥
શ્વર વેણું ધરતી સ્થકી ચીદશક્તિ માહા સરસ્વતી ॥
તેહને અખો જમલ જાંણી સ્થલે જે સર્વાતીત સઉનો પતિ ॥ ૨ ॥

અન્ત- એ જે સુણુમે નરનાર સાર વસ્તુ સ્વે તે થાસે ॥
ખંહા હેમાં એહ દેહ ગલી જલ માંહાં જાસે ॥
જેમ પર્વતે જાયે બરાશ આશ કીધા વાનાં ઉડે ॥

તેમ એ બ્રહ્મવીચાર સાર પામે સતગુરૂ વડે ॥
જે જાણે જે જાણજો બુધમાંને અષે એચરૂ ॥
નિમીત માત્ર અપો કેહેતાપણું તો જાણે જેણે કરૂં ॥ ૩૮ ॥
અદ મંધ અને અંતે બુધ્સુ જુવે વીચારી ॥
તે રજ કૈવલ બ્રન્હ ચર્મ નં હોએ નર ને નારી ॥
એ છપૈયા સત્રીસ દીવસ છે બ્રન્હનીસાંને ॥
અને ચાર કહ્યા પુસુત તે લેષ છે બ્રન્હ દીસાને ॥
સર્વ મલી ચાલીસ એ અષા જે ઉરમાં ધરે ॥
ચીદાનંદ ચીદ પ્રતે શ્રીમુષે હરી ઓચરે ॥ ૪૦ ॥

સંમંપુરણુ સમાસ ॥ ગુરૂજીની કૃપાથી લખુ છે ॥

**વિષયાદિ**–૧ અદ્વૈત વેદાંતના તત્ત્વજ્ઞાનને અનુસરતો બોધ આ ચાળીસ છપૈયા થઈ છે. ૨ કુલ છપૈયા ૪૦ છે.

**વિશેષ**–આ છપૈયા પ્રકટ થયા નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે જો કે ઘણા અક્ષરોને મરોડ બાલબોધ લિપિનો છે. લેખનશૈલી ઘણી જ અશુદ્ધ છે. જો કે ઉપર ૪૦ છપૈયા રચાયલા હોવાનું વર્ણવાયલુ છે, પણ પ્રસ્તુત પ્રતિમાં ૩૯ છપૈયા છે; ૩૯ મો છપૈયો કદાચ લહીઆની ઉતાવળે રહી ગયો જણાય છે.

---

## ક્રં. ૮૧–ग–पंचीकरण– कवीर–पृ० १–५

**आरंभः**–श्री गणेशाय नमहा. ॥ अथ पचकरण कबीरसु ल्युं छे ॥
आद अवीगत सेहेजे भ्रम. ॥ तां की आशा आकाश भ्रम ॥
आकाश भ्रमकी आशा ॥ सभाकाश भ्रम वाए भ्रम ॥
वाए भ्रमकी आशा ॥ स्ते तेज भ्रम ,,
तेज भ्रमकी आशा ॥ पाणी भ्रम ,,

**अन्त**–गुरु कवीरे समजाइआ सेहेजे उतरे पार
सुक्षम स्थु(ळ) छे पचमासु भतम उपना बोध्य :
आतम उपना वीचारे. ॥ मूद्र पचीकरण माहात्मेक : ॥
आतम अनुभव वीचार ॥ गुरु उपदेश दोष .

फड भ्रमाद वीचार : गरु उपदेसे सपुरण समात ॥ इती पचीकरण लखु छे कवीरजीनु छे: ॥ ॥ सरस्वती प्रसाद . गुरुजीनी क्रीपाथी लखु छे :"

**વિષયાદિ**–પંચમહાભૂતનાં તત્ત્વોના અંશોના મિશ્રણથી સૂક્ષ્મ અને સ્થૂલ દેહ કેમ બન્યો, એ પ્રકાર અહીં વર્ણવેલો છે.

**વિશેષ**–આ પંચીકરણ પ્રકટ થયલુ છે. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે.

---

અં. ૮૯- પદો-ગોકુલ- પૃ. ૫-૩

રાગ વસંત-ટોપી પેરી રે સંસારીએ ॥ નથી પેરી રે બાનાં ધારીએ ॥ ટેક ॥
૧. કહુ તેમાં કંઇ કીધુ નહી ॥ મુખે રાંમનું નામ લીધું નહી ॥
કત કરતાં મંન બીધું નહી ॥ ટોપી પેરી. ॥ નથી. ॥
૨. ,, એક વીજળીના ચમકારામાં મોતી પોવી લેજો પલ વારમાં ॥ ટેક ॥
જો પરોવે તો પોરવાએ રે ॥ કરે આળસ તો રહી જાએ રે ॥
ફરી દાવ ન આવે એવો રે ॥ વીજલીનાં જણુકા જેવો રે ॥ વીજલી ॥
૩. ,, જે દેશમાં પ્રગટ દેવ રે તે દેહરૂ પુજાએ તતક્ષેત્ર રે ॥ ટેક ॥
દેરૂં દેવ તણે પરતાપથી ॥ દેરૂં પુજાએ તેના આથી ॥ જે દેશમાં ॥
,, દેરૂં પુજાએ દેવને લીધે રે તેણે દેશનું કારજ સીધાંરે ॥ જે દેશમાં ॥

---

અં. ૯૦-ક-ભગવદ્‌ગીતા-રામકૃષ્ણ-(ર. સં. ૧૬૬૦)-
(લિ. સં. ૧૮૨૪)-પૃ. ૧૧-૨૭ (તૂટક)

આરંભ-(પહેલાં ૧૦ પાનાં ન હોવાથી રીતસર આરંભ નથી.
... ... ... માહારી ગતીને કો નવ કલે ॥
જેમ ઉદક પં ... ... એઃ ॥ આકાશ મન બુધી એ કથા ॥ ૨ ॥
અહંકાર મળી આઠે જાંણઃ ॥ અષ્ટ પ્રકૃતી એ ઝીવ પ્રમાણ :
એણી પ્રકૃતીભેદે ઉતપંનઃ॥ એહેમાં અધીકારી તે મંનઃ ॥ ૩ ॥ (અ. ૭મો)
અન્ત-રાંમકૃષ્ણ કેહે સુણો શ્રી હરીઃ ॥ રહીત કાંમનાએ સ્તુતી કરીઃ ॥ ૩ ॥
વેદાંત મત ગીતાનૂં ગ્નાનઃ ॥ પ્રાકૃત મે વરણવૂ આક્ષાંનઃ ॥ ૪ ॥
ગ્નાંન પક્ષ રસ પીસે જેહઃ મૂગત પાંમેવા નહી સંદેહ ॥ ૫ ॥
શવત શોલ ને સાઠોતરોઃ આસો માસ પક્ષ ઉજલે(!) ॥ ૬ ॥
દીવસ દૂઆદસી ને રવીવારઃ ॥ કથા કલી કીધો નીરતારઃ ॥ ૭ ॥
દુહો શ્રીગૂરૂચરંણ કીરપા થકીઃ ॥ આરંભૂ આક્ષાંનઃ ॥
અષ્ટ દશ અધા લગેઃ ॥ કેવળ બ્રંહગ્નાંનઃ ॥ (અધ્યાય ૧૮ મો)
જો તૂઠેઅ ઝદ્દુપત કેરાઃ ॥ અરજુન જશ વીસ્તારઃ ॥
દૈવે પૂરપવસ્ટી કરીઃ ॥ ભૂઉ ઉતારો ભારઃ ॥ ૮ ॥
નીશ્ચત એ નાંનૂ કહૂંઃ ॥ ખોટો છે વીસ્તારઃ ॥ ૯ ॥
રામકૃષ્ણ એમ વીનવે ॥ મૂગાનો દાતાર ॥ ૯ ॥
મોક્ષપદારથ આપીએ ॥ તરીએ ભવસંસાર ॥
ભવનાં બંધન કાપીએ ॥ ભંજન કીરપાથી મોરાર ॥ ૧૦ ॥

શંપૂરણ સમાપ્ત ॥ શ્રી રરતૂ કલાંણમરતૂ ॥ પરત પરમાંણે લખૂ છે ॥ વધઘટ અક્ષેર થઓ હોયે તે જોડીને વાચજો ॥ લખનારાંને ખોડ નહી ॥ સાજને લાડ વીશા સા. ભીખારીદાસ પરશોતમદાસની ચોપડી છે ॥ શા. દૂલભ ગંગાદાસની ચોપડીથી ઉતારી છે ॥ લખતંગ ગનાતી સાઞને લાડ વીશા સા. દુલભ ગંગાદાશ કડોદીઆએ લખી છે; જે કોઇ વાંચવા તા ઉતારવા લેઇ ઝાએ ને ઓલવી રાખે તેને માથે શવત ૧૮૦૩ ના પાપ તા. ભરૂચના પાપ છે ॥ સંવત ૧૮૨૪ના માગસેર વદ ૭ વાર સનેઉએ સપૂરણ લખી છે તે સહી ॥ જે કોઇ વાંચવા લેઇ ઝાએ તે ધણીને ઠાપકી પચાડજો ધરસુ લખીએ. .

વિષયાદિ-શ્રીમદ્‌ભગવદ્ગીતાના ૧૮ અધ્યાયનો સાર આ ગીતામાં ઉતારેલા છે. દુહા અને ચોપાઇથી પદબંધ બાંધેલો છે.

વિશેષ-આ ગીતા પ્રકટ થયલી જાણ્યામાં નથી. પ્રતિ વિષે જુઓ અં૦ ૯૦-ગ.

---

## અં. ૯૦- ખ-ગોકુળલીલા-વલ્લભ-પૃ. (૨૮-૩૨)

આરંભઃ- શ્રી ગણેશાએનમઃ ॥ ॥ અથ ગોકુલલીલા લખી છે ॥

પ્રથમે પ્રણમૂ ગુર દેવને ॥ પાએ લાગી હું એહ ॥
શદા શરવદા માગીએ ॥ હરિચરણે કે(રે?)હે સનેહ ॥ ૧ ॥
સ્નેહરશ ગાવા મન થઉ ॥ કીરપા કરો માહારાજ ॥
શ્રી ગોકુલલીલ વરણવૂં ॥ જે રમેત કરી વીજરાજ ॥ ૨ ॥

અન્તઃ-અગણીત શોભા ભલીત છે ॥ અગણીત ખેલ વીશાલ ॥
અગણીત શોભા રાંમની ॥ નીત સદા વૃંદાવંન વાસ ॥ ૬૩ ॥
એ લીલા રશ રૂપ છે ॥ પ્રેમહેતની વાત ॥
ધ્યાંન ધરી ગાએ શદા ॥ પાંમે તે વીજ નાથ ॥ ૬૪ ॥
એ લીલા ગોકુલ વીજ તણી ॥ હુ શદા ગાઉ મહારાજ ॥
જનમ ઝનમ એ આપજો ॥ ઝે હરી ... ... માઝ ॥ ૬૫ ॥
કર જોડી વલ્લભ કેહે ॥ ઝે ગોકૂલ લીલા ગાએ ॥
છુટે છોડે જીવને ॥ વલી પાપી પાવન થાએ ॥ ૬૬ ॥
ઇતિ શ્રી ગોકૂલલીલા સમપૂરણ ॥

વિષયાદિ-શ્રીકૃષ્ણે બાળક અવસ્થામાં ગોકુલમાં ગોપીઓ અને રાધા સાથે કરેલા વિહાર આ લીલામાં વર્ણવાયો છે. ઘોળથી પદબધ બાંધેલો છે. કુલ ૬૬ કડી છે.

વિશેષ-આ લીલા ઘણા વૈષ્ણવોને મુખે છે, પ્રતિ વિષે જુઓ અં ૯૦-ગ નો "વિશેષ"

## અં. ૯૦-ગ-દાણલીલા-પ્રેમાનંદ-પૃ. ૩૩-૩૪

આરંભ-શ્રી ગણેશાએ નમાઃ ॥ શ્રી મારગ દાંણલીલા લખી છે ॥
રાગ ॥ ડો ॥ મોહનજી મથુરાંને મારગડે ॥ થઇ બેઠા છો દાંણી રે ॥
મહીઆરીનાં મહી લૂંટે છે ॥ તે વાત રાધાજીએ જાંણી રે ॥
ચંદાવલી રાહી ચંદ્રભાગા ॥ લલીત વીશાખા દાશ રે ॥
રાહી પ્રીઆ સખી તેડી ॥ શુ. વ શાહેલી રે ॥

... ... ... ...

ઘેર ઘેરથી ગોપી થઇ ટોલે ॥ ગોઢ હરીની વાલી રે ॥
પ્રેમાનંદ પ્રભુ પરમેસ્વરને ॥ જીતવા શવકા ચાલી રે ॥
મોહનજી મથુરાંને મારગ થઇ બેઠા છે દાંણી રે ॥ પદ ૧ ॥

અન્ત—જીસા જીવંનજીને હારી સુંદરી ॥ લોકાચાર રહ્યાં વીશરી ॥
વઝાડી જીવનજીએ વાંશલી ગોપીકા થઇ મ્રહેની વાકુલી ॥ જી. ૧.

... ... ... ...

ઉગ્યો ચંદ ને ઉગો ભાંણુ રે ॥ થઇ પ્રીઞ વીનતાને શાંન રે ॥
શરવે સ્તૂતી કરી ॥ પ્રેમાનંદ પ્રભુને પાએ પડી ॥
જીસા જીવંન ને હારી સુંદરી રે ॥ ૮ ॥ પદ ૧૪ ॥

રાગ ધનાશ્રી—નમો નારાએણ શ્રી રાધારાંણી ॥ હુ ... સ્વાંણી ॥ નમો ॥
પડોશણ નણદ શાસૂ જેઠાણી ॥ કરે રીશ જરાએ ના એધાંણી ॥ નમો ॥
સુણે ભણે દાણલીલા તે ધન પ્રાણી ॥ ઝમકીંકર ન શકે તેને તાણી ॥ નમો ॥
એ અદભૂત લીલા બૃધ સુવીખાં ॥ જેમ સાગર માંહાથી બગલે ચાંચ ભરી પાણી,
તેમ પ્રેમાનંદે દાણલીલા વખાણી ॥ શરણાગત મૂને રાખો શારંગપાણી ॥
નમો નારાએણ રાધાં રાણી ॥ પદ ૧૫ ॥

વિષયાદિ-૧. ગોકુળ વૃન્દાવનના માર્ગમાં શ્રીકૃષ્ણે મહીના દાણને નિમિત્તે ગોપીઓને ખાળી અને રાધાએ એ ગોપીઓનું નાયકપદ લેઈ કૃષ્ણ સાથે સંવાદ કર્યો છતાં તેમાં હારી અને કૃષ્ણને શરણે ગઈ. એ પ્રસંગ પ્રસ્તુત લીલામાં વર્ણવેલો છે.
૨. કડવાં ૧૫ છે. રાગથી પદબંધ બાંધેલો છે.

વિશેષ-આ લીલા બૃ. કા. દો. ભાગ ૧ માં પ્રકટ થયલી છે. તેમાં ૧૪ પદ છે ત્યારે આ પ્રતિમાં ૧૫ પદ છે, તેમાં પંદરમું આખુંએ પદ અહીં ઉતાર્યું છે. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. પાનાં કીટ ખાધેલાં છે તેમ પાણીથી ભીંજાયાથી કેટલાક શબ્દો અને અક્ષરો ઉઝરડાયલા છે. પ્રતિ પ્રાચીન નથી, તેમ નવીન નથી.

## અં. ૯૦-ઘ-વિવેકવણઝારો-પ્રેમાનંદ-પૃ. ૪૩-૫૦

**આરંભ**-શ્રી ગણેશાએ નમાઃ ॥ અથ વીવેકવણઝારો લખો છે ॥
રાગ ગોડી ॥ વણજૂં ગણપતી શારદા વણઝારા રે ॥
શદગૂરૂને લાગૂ પાએ ॥ શમઝ મન મારા રે ॥
કાઆ નગર શોહામણું વણ રે ॥ તાંહાં વશવાને કીધું ગામ સમઝ મન મારા રે ।

**અન્ત**—શ્રી ગૂ(જ)રાત દેશ શોહામણો વણ૦ વીરખેત્ર વડોદરૂં ગાંમ શમ૦
ગ્નાત ચોવીશ વીપ્રની વણ૦ કૃષ્ણ સુત પ્રેમાનંદ નાંમ શમ૦
વીવેક વણઝારો આતમા વણ૦ અધ્યાતમ ને ઉપદેશ શમઝ૦
એ વણઝારો ગાએ ને શાંભલે વણ૦ તેહનો ટલે કરમકલેશ.શમ૦
ઝપતપધરમ શરવ અનૂસરે વણ. તેનાં થાએ મનવાંછીત કાંમ શમ૦
ભટ પ્રેમાનંદ કરી ગયો વણ૦ શરવે શમરો સીતારાંમ શમ૦

**વિષયાદિ**-જીવાત્માને સંસાર રૂપી વ્યાપારસૃષ્ટિમાં વ્યાપાર કરવા અર્થે પ્રવૃત્ત થયલો વર્ણવી, પ્રવૃત્તિરૂપી પત્નીના મોહમાં લુબ્ધ થઇ, પરમાત્મતત્ત્વને વીસરી, ખોટ ખમનો અને પછી નિવૃત્તિરૂપી બીજી પત્નીની પ્રેરણાથી પુનઃ પરમાત્મતત્ત્વને પામતો, આ આખ્યાનમાં વર્ણવેલો છે.

**વિશેષ**-આ વણઝારો પ્રા. કા. દો. ભાગ ૨ માં પ્રકટ થયલો છે. આ પ્રેમાનંદની પહેલી કૃતિ લેખાય છે.

---

## અં. ૯૦-ઙ-અર્જુનગીતા-ધનદાસ-પૃ.૫૦-૫૩.

**આરંભ**-શ્રી ગણેશાએ નમાં ॥ અથ અરજૂન ગીતા લખી છે ॥
શ્રી ગુરૂકીપાએ ગાઇએ ને કીરપા શાધૂ ઝન ॥
પરીબ્રંમ માહારો આતમા ને મંન તે અરજૂન. અર્જુન. ૧

**અન્ત**-ભગત મહીમા સાંભલી ॥ મૂઠછા થઇ પ્રથવી પડયો ॥
નયણે વેહે ઝલધાર ॥ અરજૂન ॥ ૪૬ ॥
ગીતાને ઝે અનૂભવે ॥ ગાએ નર ને નાર ॥
*ઝેના(?)હ ભાગ્ય હોએ તે અનૂભવે ॥ ધનદાસ ગીતા ગાએ । અર્જુન ૪૭ ।*

**વિષયાદિ**-ભગવાને કૃષ્ણે ભકતોની દૃઢ ભક્તિ અને આગ્રહને વશ થઈ તેમનાં બીદ સાચવ્યાના પ્રસંગો અર્જુન સમક્ષ પ્રસ્તુત લોકપ્રસિદ્ધ ગીતામાં વર્ણવેલા છે.

---

## અં. ૯૦-ચ-પદ-ગદાધર-પૃ. ૫૩-૫૪

**આરંભ**—ઝશોદાઝી વારોની વીઠસ તમારોઃ કોહો ગોકૂલ કેમ રહીએઃ
એ પરતે ચાલે નહી માહારૂઃ કોહો બાઇ કેણી પેરે રહીએઃ ॥

અન્ત—પૂરણ પુણ્યપ્રભાવ કરીને: સુખ શરવ અંતર ઝાગી ॥
ભક્ત હેત ગોકુલ અત્ર રયા: ગદાધરના સ્વામી ॥

---

## અં. ૯૮-છ-ભ્રમરપચીશી-પ્રેમાનન્દ-પૃ. ૫૪-૬૦ (તૂટક)

આરંભ-શ્રી ગણેશાએ નમઃ અથ ભમરપંચીશી લખી છે ॥

રાગ કેદારો ॥ શ્રીપતી શ્રીગૂરૂ ચરણકમલનૂં ॥ ધ્યાંન રૂદે માંહાં રાખો રે ॥
સંવાદ ઓધવ ગ્રીઝ વીનતાનો ॥ ભ્રંમરગીતાનો ભાંખૂ રે ॥ ૧ ॥
ગૂપ્ત સંદેશો ગોપવધૂને ॥ કોણ શંધાથે કાહાવૂં રે ॥
વીપ્ર પ્રભૂ કેહે ઓધવને ॥ તમને ધટે છે ઝાહાવૂં રે ॥ ૫ ॥

અન્ત-પદ ૧૮ માંથી તૂટક હોવાથી રીતસરનો અન્ત આપેલો નથી.

વિશેષ-આ ભ્રમરપચીશી પ્ર. કા. દો. ભાગ ૩ માં પ્રકટ થયલી છે; જો કે તેમાંનાં કેટલાંક પદ પ્રસ્તુત પ્રતિમાં નથી, છતાં સંદર્ભ અસ્ખલિત છે. કુલ ૧૮ પદ છે. પ્રેમાનંદના દશમસ્કધમાંની ભ્રમરપચીશી સાથે આ સરખાવવા જેવી છે

---

## અં. ૯૧-પાંડવવિષ્ટિ-ભાઉ-( ર.સં. )-પૃ. ૧-૩૪-(અપૂર્ણ)

આરંભ-(પહેલાં બે કડવાં ન હોવાથી રીતસરનો આરંભ નથી.)

રાગગોડી ॥ વૈશંપાયન કેહે સુણ રાએ ॥ શ્રીકૃષ્ણનો તૂને કહુ મહીમાય ॥ ૧ ॥
વીદૂરનૂં દીઠૂં નીશ્ચલ મંન ॥ નાંહાના વીધ નીપાયાં અંન ॥ ૨ ॥
( કડવુ તીજું )

અન્ત-(રાગ વેરાડી) (કડવા ૧૫માંથી વિષ્ટિ તૂટક હોવાથી રીતસર આરંભ નથી.)

સ્વાંમી હુતા અને છે માંહાં તો તાં મે કેમ રહેવાય તારાં : ॥
કાઢી બાહાર આવો વૈશ્વદેવ : કીશ્ણ અરજૂન પાસે તતખેવ : ॥
માંડીને સઘળી કહી વાત ॥ આંણી દાયકો છો ભરમતાત : ॥

કરો શાહે શ્રંમશુતા મુજને ॥
ત્રણુ લોકમાં તાહારી ક્ષાત ॥ અવીચલ વાણી દેઓ માત ॥
દીઓ હાથ મુજ ઉપર કરૂણા કરી રે ॥

ઢાલ ॥ મસ્તક હાથમાં દીઓ મુજને દાશ તમારો જાંણી ॥
કહુ આક્ષાંણુ ડાંગવ રાજાનું ॥ કીપા કરો કલાંણી ॥

અન્ત-(રાગ મેવાડો-ગોડી)

એ કથા હરીવંશ માંહાં ગાતાં શાંભલતાં સુખ થાએ ॥
રૂપી વૈશંપાએન બોલીઆ ॥ તું શાંભલ જનમેજે રાએ ॥ ૯ ॥
શંવત શોલ બોહુતરે કીધો કથાનો વિસ્તાર ॥
વૈશાખ માશ સુદી દુવાદશી પુરંણ ગ્રંથવીસ્તાર ૧૦ કડવાં ૧૫ ॥

વિષયાદિ-૧. હરિવંશના ભવિષ્યપર્વના અધ્યાયને આધારે, આ આખ્યાન વર્ણવેલું છે. દુર્વાસા રૂષિના શ્રાપથી ઘોડી થયલી ઉર્વશી અપ્સરાને ડાંગવ રાજાએ પોતાને ત્યાં રાખતાં શ્રીકૃષ્ણે નારદની પ્રેરણાથી તેને પોતાને હસ્તક સોંપવાનું અને ન સોંપે તો યુદ્ધ કરવાનું આહ્વાન કીધું. ડાંગવ ઘોડી સાથે શરણુ માગતો ત્રણે લોકમાં વિચર્યો; આખરે ભીમસેને સુભદ્રાની પ્રેરણાથી તેને શરણ આપ્યું અને શ્રીકૃષ્ણ સાથે યુદ્ધનો પ્રસંગ આદરપૂર્વક સ્વીકાર્યો અને યુદ્ધ થતાં ઇન્દ્રે કાઢેલા તોડ અનુસાર ભીમના અંગ ઉપર ગદા અને વજ્રનો યોગ થતાં ઘોડી ઉર્વશી પુનઃ અપ્સરા થઈ અને કલહ શાંત પડ્યો. આ પ્રસંગ પ્રસ્તુત આખ્યાનમાં વર્ણવેલો છે.

૨. રાગ, ઢાલ ને ઉથલાથી પદબંધ બાંધેલો છે. કડવાં ૧૫ છે; પદસંખ્યા ૨૯૫ છે.

વિશેષ-પ્રા. કા. ત્રિ. વર્ષ ૭, અંક ૪ માં આ આખ્યાન પ્રકટ થયું છે. પ્રતિ પ્રાચીન નથી; ગુજરાતી લિપિએ લખાયલી છે. લહીઆએ પંદરમા કડવાની છેલ્લી થોડીક પંક્તિઓ પ્રસ્તુત પ્રતિમાં ઉતારેલી નથી અને પાનું કોરૂ રાખેલું છે. એટલે તેમાં કવિની ઓળખ લિપિસંવત આદિ જણાતાં નથી.

---

## અં. ૯૩-ક-વૈદકીય નોંધ સંગ્રહ- પૃ. ૪૭

આરંભ-અભ્રખ મારવાની વિધિ. અભ્રખ કાળા ભાંગી ભૂકો કરે પછે મૂલાના રસમાં ખલ કરે । સુકો દિન ૮ લગે રાખવો । પછે ભાગરાના રસમાં ખરલ કરવો દીન ૮ લગે । પછે તેની ટીકડી ટાંપને માજને કરવી પછે કોરી કુલડીમાં થરે થરે મુકી । મુદ્રા કપડ માટીઇ કરે ગજપુટમાં અગ્નિ હારનો ૪ નો મધુસા મધુગી ... ઠંડુ થયે ને કાડે ખાવાનું વજન વાલ ૧. પ્રમેના ધણીને કેલાંશુ દિજેઃ પછે દરેક પરાદી જે ॥ (૨૦૯)

અન્ત-કથીર મારવાનો ઉપાએ ॥ કથીર તોલા ૪ અજમો તો ૯ હલદ તોલા ૬ વિજઆ તોલા ૬ બાવરની રાખ તોલા ૩ એ સરવ એકત્ર કરિ

ઠીકરાંમા અગ્નિ દિજે ઠીકરા હેઠે ।। પછે થોડો થોડો ભુકો મુકતાં જઇએ, એ વંગ ધારણને ઉપાએ (૩૧૬)

**વિષયાદિ**-ધાતુઓને, ગંધક મારવાના, અને આદ્દાશીશી, પ્રેમેહ આદિ મહા રોગોની દવાઓ તૈયાર કરવા વિવિધને તે લેવાનાં માપ વગેરે આ સંગ્રહમાં છે.

**વિશેષ**-પ્રસ્તુત સંગ્રહ બાલબોધલિપિએ લખેલો છે. કાગળો ને લેખનશૈલી જોતાં તે પ્રાચીન જણાય છે. વૈદક અને રસાયનની દૃષ્ટિથી આ સંગ્રહ કીમતી જણાય છે.

---

**અં. ૯૩-ખ-યાક્ષિણિની સાધના- પૃ. ૪૭-૬૨**

આ મંત્રવિધિ ઘણી જ અશુદ્ધ છે. બાલબોધ લિપિએ લખેલી છે,

---

**અં. ૯૪-દ્વાદશ માસ- રત્નેશ્વર- પૃ. ૮-૨૫ (તૂટક)**

**આરંભ**-(પહેલાં પાનાં ૮ ન હોવાથી રીતસરનો આરંભ નથી.)
લહેરે રે જાય
ભિટ કરૂં ભરથારને થઈ કૂપની છાંહ ।।
અંગે અનંગ વમી રહ્યો ।। રતિના દિન આજ ।।
અવસર વીતે મેહુલો વરસે સે કાજ ।। .
આંબે વલગી બેલડી સાહેલી છે જોય ।।
માહારી બેલડીએ નહીં નાથજી દુખ સા હોય ।। (માસ ૫)

**અન્ત**-એણી વિધિ વિલસે રાધિકા । પ્રેમભરે રંગ ।।
આનંદ પામી અંગના આવ્યા ગોકુલ ચંગ ।।
વૈષ્ણુવ લોક બીરાજતા દર્શાવતી માંહે વાસ ।। માસ ।। ૧૨ ।।
સ્તુતી કીધી રતનેશ્વરે કીધા દ્વાદસ માસ ।।

દૂહો ।। મધુપુર હરિ આવે નાર મોતી વધાવે ।।
રસબસ થઈ રાધા ભાગતી ભોગ બાધા ।।
ઘરઘર થકી ગોપી નીસરે લાજ લોપી ।।
નખસિખ લગી ન્યાલી આરતી જે ઉજ્યાલે ।। માસ ૧૨ ।।

**વિષયાદિ**-પ્રિયતમ કૃષ્ણવિરહથી વિરહાતુર થયલી રાધાની બાર માસની વિરહવેદના અહીં વર્ણવેલી છે. રાગ અને દૂહાથી પદબંધ બાંધેલો છે.

**વિશેષ**-ફા. ફા. ત્રૈ. વર્ષ ૫ મું અંક ૨ જામાં પ્રકટ થયલા છે પહેલાં ૮, ૧૧, મું અને ૧૩ પાનું નથી.

---

અં. ૯૪-ક પદ- પૃ. ૨૫

આરંભ-શ્રી ગોવિંદ જશોદા કહું તન તમારો ॥ કુંવર છે કાંમણગારો ॥
માત્ર ૫ લીટી છે.

---

અં. ૯૪-ખ-ગરબો બહુચરીનો-વલ્લભ ભટ્ટ-પૃ ૨૫-૩૩.

આરંભ-શ્રી ગોપીજન વલ્લભાય નમઃ ગરબો શ્રી બહુચરીનો લખ્યો છે.
પ્રથમે પાર્વતીને પાગે નમું રે લોલ દીન જાંણી વાણી દીજે કહુ સમું રે લોલ ॥
સરસ્વતી તવ ચરણપ્રતાપથી રે લોલ રિદ્ધિસિદ્ધિ બુધ આપો આપથી રે લોલ ॥
કરૂં ગ્યાન ધરૂં ધ્યાંન બહુચરી તણૂં રે લોલ કરો સાર વાર વિવાદસુ કહું ઘણું રે લોલ ॥

અન્ત—આઠ સીધ નવ નીધ સીધને ઓવારણાં રે લોલ
દેવી વાંઝીયાં બંધાવે ચાર પારણાં રે લોલ ॥
મન મોહુ ગોપ ચાચર સોહાંમાણાં રે લોલ
ભટ વલભ મેવાડો માને ભાંમણે રે લોલ ॥

વિશેષ-પ્રતિ માટે જુઓ અં. ૯૪-ઘ.

---

અં. ૯૪-ગ-રાધિકાજીનો ગરબો-વલ્લભ-પૃ. ૩૩-૪૩

આરંભ-આજ અનોપમ દીઠું એક સખી તુઝને કહું રે લોલ ॥
એહુ જણે કીધા ભેદ અનેક કે તે સર્વ હુ લહું રે લોલ ॥
નંદજીનો નંદન નિહાલી કે આવ્યો મુઝ જાણી રે લોલ ॥
મારગ રાધ(ા) દ્રષ્ટે ભાવી રે સંગ સખી ઘણી રે લોલ ॥
નખસિખ સોભગતામાં સીમ કે સકળ શિરોમણી રે લો ॥
રસના એક કહું કેમ મા કે મતિ માહારી હણી રે લો ॥
અન્ત—સર્વ તું તત્ત્વ દયા ને દાન કે ધીરજ નેં દીજીયે રે લો ॥
તેમાં હું કે શ્રી ભગવાન કે સત્તપત દીજીયે રે લો ॥
નાહે ફલ જે કાસીવાસ કે શુક મુખ ઓચરે રે લો ॥
તે નર ના હો ગર્ભવાશી કે ભવ સિંધુ તરે રે લો ॥
અવગુણ એક ને ગુણ પંચાસ શાં શાં વખાંણીયે રે લો ॥
વલ્લભદાસ દાસનો દાસ કે પગરજ જાણીયે રે લોલ ॥

વિશેષ-શ્રીકૃષ્ણ અને રાધાનો પ્રેમપરિચય આ ગરબામાં વર્ણવાયલો છે. આ ગરબો પ્રકટ થયો જાણવામાં નથી. દેવીભક્ત વલ્લભે રચેલો છે. પ્રતિ બાળબોધ

લિપિએ લખાયલી છે, કાગળો જૂના અને જીર્ણ અને પાણી તથા માટીથી ખરડાયલા હોવાથી અક્ષરો ઉઝરડાયલા છે અને પાનાં ખરડાયલાં છે.

---

## અં. ૯૪-ઘ-ઓધવનો ગરબો-વલ્લભ ભટ્ટ-પૃ. ૪૬-૫૫

આરંભ-ઓધવ અરજ અમારી સાંભલો રે કહેજો હરીને જે ॥
મોહન મુકી મનનો આંબલો રે આવો ને વ્રજ વહી ॥
તમ તમ સાંહાંમું નિહાલતાં રે રપે રાણો રીસ ॥
વલતુ વ્રજ ઉપર મન વાલ પાયે પાસે નમાવું શીશ ॥
દિવસ ઘણાની છે વાતડી રે આવી રહી છે હોઠ ॥
હઈએ સુધ ન જાયે રાતડી રે કયાંહાં જઈ કીજે ગોઠ ॥
મન માન્યા વિણુ માનની રે વાત કદી ન કહેવાએ ॥
પીડ ન જાણે કો તનની રે જીવ ઘણૂં અકલાએ ॥
અન્ત-માની લેજો જુગદીસ ગરબો વ્રજરોહણીનો કરો રે ॥
પદ પૂરણુ પંચાસ વચને વચને રસ પડિો ન રયો રે ॥
કેહે તેને વ્રજવાસ મકનમ વચને ગાએ સાંભળે રે ।
વ્રજનો પ્રેમજોગ વિરહી જન મનમાં નીતે હેને મલે રે ।
ભોગવે તે રસભોગ । ભવ ભેહેમાં માહાદેવ ભૂલા ભમે રે ॥
શ્રી પત ગત મત મૂઢ । મન વામા ન આ શ્રુતિ આથમે રે ॥
પુરપ માહા મતી મૂઢ વલ્લભ કર જોડી કેહે છે કરગરી રે ॥
જે જન મન સોહાય બોલો ॥ જે જે જે જે સુપકુ ભરી રે ॥
જે ગોવર્ધનરાય ॥ ઇતિ ગરબો ઓધવજીનો ॥

વિશેષ-કૃષ્ણુ કંસને હણુવા મથુરા આવ્યા, તે પછી વિરહઘેલી વ્રજ વનિતાઓના સાંત્વન અર્થે ઓધવને કૃષ્ણે વૃંદાવન મોકલ્યા અને ઓધવે તેમનાં મનનું સમાધાન કીધું એ પ્રસગ આ ગરબામાં વર્ણવાયલો છે. આ ગરબો પ્રકટ થયો જાણવામાં નથી.

---

## અં૦ ૯૪ ઙ રંગીલા કાનુડાનો ગરબો વિશ્વનાથ જાની પૃ. ૫૫-૬૦.

આરંભઃ-શ્રી ગરબો રંગીલા કાંહાનુડાનો લખ્યો છે. ॥
સખી આવો તો હરી નિહાલીયે ભેતો જોવા વિણુ ન રહેવાય રંગીલો કાહાનુડો ॥
એને સુણીયે ઉપવાડે બોલતો મારૂં ઘરમાંથી મન અકલાય રંગીલો કાહાનુડો ॥
એહેની આંખિકો રંગના જેવડી એના લોચન લાલ ગુલાલ રંગીલો કાહાનુડો ॥
એહેનો લટકો મુને પૂચી રહ્યો એહેની વેણુ રસીક રસાલ રંગીલો કાહાનુડો ॥

અન્ત–

વિશ્વનાથ નાગર કવિ એમ કહે હું કૃષ્ણ રાધાજીનો દાસ રંગીલો કહાનુડો ॥
એ ગરબો ગાએ નેં સાંભલે તેનેં હોએ તે વૈકુંઠવાસ રંગીલો કહાનુડો ॥
ગરબો કાનુડાનો સંપૂર્ણ ॥

વિષયાદિ–વિરહાતુર રાધા અને ગોપીઓ પ્રેમમય સમીલન આમાં વર્ણવેલું છે. આ ગરબો પ્રકટ થયલો જાણ્યામાં નથી. પ્રતિ વિષે જુઓ ટીકા અં૦ ૯૪ ગ.

## અં. ૯૪–ચ–ગરબો–રાધાના દાણનો–વિનાયક–પૃ. ૬૦–૭૧

આરંભ–ગરબો રાધાના દાણનો લખ્યો છે ॥

એકાદશી રાધા નદી નાહી સરૂપે અધા રાધા ઘણું ડાઈ ॥
સરદ સસી સરીષી સોહાઇ ઉરે જે વસી પરીસી મોહાઈ ॥
લલાવે ભરી લાલી લલતાઈ, ગુણેં એવડી ભરી ગલીતાઈ ॥
તરૂણા તનેં તેહવી તરૂણાઈ કહે ન બને મોહ અરૂણાઈ ॥
અંગો અગ આછી ચપલાઈ, વલી તે ઉચાટે ઉમાઈ ॥
ચાલે ગજ ચાલે ચતુરાઈ આવે મનમાં ચતુરાઈ ॥

અન્ત–વડો ધીપ દેહ પાંમી પૂરણાઈ, સાચું દયાદાન જો જાએ અપાઈ ॥
મિથ્યા અભીમાન જો જાએ અપાઈ। લીધે નામ હોએ અજા લેહેલાઇ॥
મહા પાપ તો પ્રભુ મુગતદાઈ–॥ જાણું ન કસેં જવાએ તરાઈ ॥
વિનાએક સંવલભે ગવાઈ ॥

વિષયાદિ–કૃષ્ણે મહીનું દાણ ગોપીઓ પાસેથી માગતાં તેમની નાયિકા રાધા સાથે વાદવિવાદ કૃષ્ણને થયો અને તેમાં કૃષ્ણનો વિજય થયો, એ પ્રસંગ આ ગરબામાં વર્ણવેલો છે. આ ગરબો પ્રકટ થયો જાણ્યામાં નથી. પ્રતિ વિષે જુઓ અં. ૯૪–ગ.

પાનાં ૭૧–૭૨–૭૩ માં કોઇ નામ વિનાના કવિનાં હિન્દી બે કવિત્ત અને બે દોહરા ઉતારેલા છે.

## અં. ૯૪–છ–સખીની ગોઠડીનો ગરબો–પૃ. ૭૩–૭૭

આરંભ–સખી ગોઠડી કીજે તે આપણ મંનની રે॥ એક વાતડી કરું રે પેલા દીનની રે।
હું તો એકલી ગઈ હુતી વંદાવંનમાં રે તાંહાં તો કોએ નહોતું તેમાંન ખીજાંનમાં રે॥

અન્ત–જે એ ગરબો ગાએ ને ભાવે સાંભલે રે ॥ સુખસંપત પામે ને પરમેશ્વર મલે રે ॥
પામે અર્થ કામ ને મોક્ષ અંતે હરી મલે રે ॥ તે તો સાથે જપામેં
જેમ લુણ જલમાં ભલે રે ॥

વિષયાદિ–કૃષ્ણ અને ગોપીનો પ્રેમપરિચય આ ગરબામાં વર્ણવાયલો છે.

## અં. ૯૪-જ-ગરબા-નાથ-પૃ. ૭૮-૧૧૨.

શ્રીકૃષ્ણ અને ગોપીઓ પ્રેમપરિચયના વિવિધ પ્રસંગોના જૂદા જૂદા ગરબાઓ વર્ણવાયલા છે. પ્રતિ ૧૧૨મા પાનાથી તૂટક છે.

---

## અં. ૯૫-છૂટક પદો-પૃ. ૨૯.

**વિશેષ**-રણછોડ, પ્રીતમ, ગોવિંદરામ, ભાલણ (?), ભાણદાસ, ઓધવ, જન કૃષ્ણ, કબીર, ભીખો, રામકૃષ્ણ, નરસિંહ મહેતા (?), સુરસાર આદિનાં ભક્તિ અને શૃંગારનાં પદો આ પ્રતિમાં ઉતારેલાં છે. કબીર, અને સુરસારનાં પદ અને સવૈયા હિન્દી છે.

---

## અં. ૯૬-દશમ સ્કંધ (ભાગવત)-રત્નેશ્વર-(ર. સં. )-(લિ. સં. ૧૯૧૦)-પૃ. ૧-૧૪૩ (તુટક)

**આરંભ**-શ્રીગણેશાય નમોહાઃ ।। શ્રીકૃષ્ણાય નમોહઃ ।। શવત ૧૯૧૦ વર્ષે શાકે ૧૭૭૫ પ્રવાદી નામ શંવતરે શાલીવાહને ।। માશોતંમ માશે શુભકારી વૈશાખ માશે કૃષ્ણપક્ષે પ્રદીપ્રદાયાં ભોમ વાસરે દશમ સ્કંધ પ્રારંભઃ ।।

वीराजते यस्य मुखे शारस्वती लक्ष्मी शदा वक्ष विपेश राजनी(ति)
येने हृदे शान प्रकाश धांम नृशिंहेने आध्य करुं प्रणाम ॥ १ ॥
विश्वशर्जन् विशर्ग आयये नीत्य युक्त नवलक्षणे जये ॥
कृष्णरूप परधांमने नंमुं हूं शदा जगतधांम पर्णमु ॥ २ ॥

પ્રથમથી નવ સ્કંધ કહી વલ્યા શુકદેવ પરીક્ષત શાંભલ્યા ।।
દશમમાં કહે કારણ બોધનું દશમ લક્ષણ દુષ્ટ નીરોધનું ।। ૩ ।।
વારવા વિપદ, દુષ્ટ મારવા, તારવા સ્વકુલ, ધર્મ ધારવા ।।
પૂર્ણતા પ્રથવી પ્રગટયા હરિ ।। એ કથા દશમ મધ્ય વીસ્તરી ।। ૪ ।।

**અંત**-(રાગ વેરાડી)

શ્રીમદ્‌ભાગવતે થયા સત્તર અધ્યાએ ।। દશમસ્કંધે દીપતો કાળી મહીમાએ ।।૪૭।।
રત્નેવત્ને કરયા જાહાં છત્રીસ શ્લોક અડતાળીશ ૨૬ ઓરતાં રાખ્યાં મજલોક ।।૪૮।।

ઇતી શ્રી ભાગવતે મહાપુરાણે દસમસ્કંધે સપ્તદશો અધ્યાયઃ ।।

**વિષયાદિ**-શ્રીમદ્‌ભાગવતના દશમ સ્કંધનો વિસ્તીર્ણ સાર વર્ણવેલો છે. રાગથી પદબંધ બાંધેલો છે. દરેક અધ્યાયના આરંભમાં શ્લોક છે. અધ્યાય સત્તર છે.

**વિશેષ**-આ દશમ સ્કંધ પ્રકટ થયો નથી. પ્રતિ ચોખ્ખા અને મોટા અક્ષરે ગુજરાતી લિપિએ બે હસ્તાક્ષરે લખાઈ છે. અશુદ્ધ છે, અધ્યાય સત્તરથી તૂટક છે. દરેક અધ્યાયને અંતે કવિએ ભાગવતના મૂળ કેટલા શ્લોક ઉપરથી પોતે કેટલા શ્લોકમાં પદબંધ બાંધ્યા છે તે જણાવેલું છે.

---

**અંક ૯૭–ક–ગોરખદત્તાત્રેયસંવાદ–(લિ. સં. ૧૯૧૬)–પૃ. ૧–૨૨**

આરંભ–શ્રી ગણેશાએ નમાંહાં ॥ શ્રી ગરૂભોએ નમાંહાં ॥ શ્રી શારદાએ નમાંહાં ॥ શ્રીસ્ત ગંરૂદેવની કીરપાથી ॥ અથ ગોરખ દતાત્રીનો શંવાદ લખો છે ॥

ભ્રમ તુ એક છે ભેદ ન આંણીશ લગાર ॥ ૧ ॥
શત્ય શત્ય કહુ તુજને માંનજે નીરધાર ॥ ૨ ॥
શાંતાં પાતાં તુ નહી ॥ ગતે તાં દેતા તુ ન હોએ ॥
તાંહારી સીસતાં એ શરવ થાંએ ॥ માંન એ શત શોએ ॥
કામ ક્રોધ તુજને નહી ॥ શત્રુ મીત્ર નહી કોએ ॥
શરીર જોગે સરવ ભાશે ॥ ખોટુ સરવ હોએ ॥ ૩૬ ॥

અન્ત–દતુતોવાચ ॥ રૂદે સ્થાનિક જેહેતુ ॥ પ્રાંણુ વારક તેહેતુ નામ ॥
શ્વાશોશ્વાશ તે કરે છે ॥ એકથી દશ થઓં પ્રમાંણુ ॥
સુક્ષમ વીચાર તુઅને કહ્યો મર્મ તે શોએ ॥
જોગશાધન કરે શહી ગનાંની વીના જાણુ અજાણુ તુ હોએ ॥
જોગ કરી સીધ થઓ ॥ વચન કહ્યું શહી ॥
ગ્નાંન વિના તુ જાંણજે ॥ અવિચલ પદ પામે નહી ॥
અવીચલ પદ પાંમવા જોગનું નથી કાંમ ॥
સ્ત (સત) ગુરૂકીરપાએ ભાઈ નાંમ ટલી થાએ અનાંમ ॥

ઇતી દતુ ગોરખનો શવાદ શંમપુરણુ ॥ શમાર્તં સુભં ભવતુ ॥ રાંમાએ નમાંહાં ॥ કલાણુમસ્તુ ॥ શ્રી નીરજન શત છે સીવોહં ॥ શ્રી છે ॥ શ્રી છે ॥ શમજીને વાંચજો અલ્પ બુધીએ શ્રી ગુરૂની કીરપાથી શવાદ પુરણુ લખાઓ છે ॥ શ્રી નીરજન નીરાકાર શ્રી રણછોડજી મહારાજ સ્ત છે ॥

વિષયાદિ–અદ્વૈત વેદાંતનું તત્ત્વજ્ઞાન દત્તાત્રેય અને ગોરખના સંવાદ રૂપે વર્ણવેલું છે.

વિશેષ–આ સંવાદ પ્રકટ થયો જાણ્યામાં નથી. પ્રતિ ગુજરાતી લિપિએ સંવત ૧૯૧૬ માં લખાઈ છે, ઘણી જ અશુદ્ધ છે. આરંભમાં કડી ૨ પછી એકદમ ૩૬, ૩૭ એમ કડીની સંખ્યાનો નિર્દેશ ૧૭૫ મી કડી સુધી કરી પછીથી કડીની સંખ્યા આપવાનું માંડી વાળેલું છે. પાણીએ ભીંજવાથી કેટલાંક પાનાં ચોંટી ગયલાં છે.

---

**અં. ૯૭–ખ–હિંડોળાનાં પદ–પૃ. ૨૨–૨૫**

પરમાનંદ, ચતુર્ભુજ, ગિરિધર, રામકૃષ્ણ, નંદદાસ અને મુકુંદનું અકેકું પદ મળી કુલ ૭ પદ હિંડોળાનાં અને શ્રી કૃષ્ણલીલાનાં ઉતારેલાં છે. પ્રતિ ગુજરાતી લિપિએ લખાયલી છે.

## અં. ૯૭-ગ-ભગવદ્‌ગીતા-રામકૃષ્ણ-(ર. સં. ૧૬૬૦.)-(લિ. સં. ૧૯૧૬)-પૃ. ૨૬-૬૬

આરંભ-શ્રીહરીકરણાએ નમાં ॥ શ્રીગણેશએ નમાં ॥ શ્રીગરુભ્યોએ નમાં ॥ અથ ભગવતં ગીતા લીખતે ॥

દોહા ॥ આંદ શી ગરૂને નંમુ ॥ આંદ પુરશનું ધાંન ॥
ભગવંત ગીતા બોલસુ ॥ કેવલં બ્યમ ગ્નાંન ॥ ॥ ૧ ॥
અરજુન કેરે કારણે ॥ જગતહીત ઉપદેશ ॥
કહુ મત વેદાંતનો ॥ તે તુ ચીત ધરેશ ॥ ॥ ૨ ॥

અન્ત-રાંમભક્ત કેહે સુણો શ્રી હરી ॥ રહીત કાંમનાં મેં સ્તુતી કરી ॥ ૯ ॥
વેદાંત મત ગીતાનું ગ્નાન ॥ એ ઊપર કીધું આક્ષાંન ॥ ૧૦ ॥
શ્રી ગુરૂચરણકીપાએ કરી ॥ અમ્રત હરીરસ મુકો હરી ॥ ૧૧ ॥
ગ્નાંન પાંત્ર કરી પીશે જેહ ॥ મુકતી સૂપ ભણીજે તેહ ॥ ૧૨ ॥
સ્વત શોલ સાંઠોતરો આંશો માશ પખ્ય ઉજલો ॥ ૧૩ ॥
દીન દવાંદશી ને રવીવાર ॥ કર્યા હવી પુરણ વીસતાંર ॥ ૧૪ ॥

... ... ... ...

નીવ્રત મારગ નાંનો કરો રે ॥ નહી કીધું વીસ્તાંર ॥ ૨૭ ॥
રામભક્ત એમ વિનવે રે ॥ પ્રભુભક્ત આંધાંર ॥
મોક્ષપદારથ પાંમીએ રે ॥ છુટીએ ભવશંશાર ॥ ૨૮ ॥ (અધ્યાય ૧૮)

ઇતી શ્રી માંહાંભાંરથે ॥ શ્રીકૃષ્ણઅરજુનશંવાદે ભગવતગીતાં શંપુરંણું ॥ શ્રી છે ॥ શ્રી છે ॥ એ શ્રી ક્રરણઅરજુનશંવાદે ભગવતગીતાં શ્રી ગરૂ બ્રાહ્મણ કાંલા શ્રીહરીનાં કલ્પવક્ષ પુરવ દીધાં એ છે તેમણે દઆં હેત એ દેહે નાંમ ઉપર દર્આ કરી મગાંવીએ આંપીને સ્તવચન બોલાં જે તુ માંરાં દાશનો દાંશ થાંઆં નેં ગીતાં કડી ચોપાંઈ શહીત લખી લે ને અહો રાંત દીવશં શ્રીભગવતગીતાંનું ઊચારણ કરજે તેથી ભગવત તાંહાં રેમો હોમદલો બંયકાંર. મેલાંવશે ને ગઉલોકનો વાંશ આંપશે એવાં ગંરૂદેવનાં વચનથી શપુરણ લખાઈ છે શમજીને વાંચજો દોશ દેવો નહી ॥ શાલ ૧૯૧૬ માં શ્રી રાંધાંક્રસ્ણનો સ્થાપન કરેલો ઉતમ માંશ પંરશોતમ માશ પરથમ આશો સુદ ઊજવલ પક્ષ પર દોશની ત્રીઓદસી વાંર ગરેઉએ શપુરણ લખાંઉ છે ॥

વિષય-શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના અઢાર અધ્યાયનો સાર છે. દુહા, ચોપાઈથી પદબંધ બાંધેલો છે.

વિશેષ-આ ભગવદ્‌ગીતા પ્રકટ થઈ નથી. પ્રતિ અશુદ્ધ છે અને તે ગુજરાતી લિપિએ લખાયલી છે. પાનાં પાણીથી ચોંટેલાં છે.

---

## અં. ૯૭-ઘ-ગોપાલગીતા-ગોપાલ-(ર. સં. )-
## (લિ. સં ૧૯૧૬)-પૃ. ૧-૧૧ (તૂટક)

આરંભ-શ્રી ગણેશશાએ નમાં ॥ શ્રી શારદાએ નમ ॥ શ્રીગરૂભોએ નમાં ॥ અથ શ્રી ઇસ્ટ ગંરૂદેવ બ્રમ દેહે ધારણ પુરવ દીશાનાં વાસી ત્રીલોકમાં શચરાચર વ્યાપીક કાંલાં કરણ અવતારી પુરૂષ ભગત સ્તં હેતકારી ગરૂજી માંહારાજની કીરપાથી ॥ અથ શ્રી ગનાન વાંચા ગરૂ સીખ શવાંદ ગોપાલ ગીતા લખીતંગ ॥ આકાશ નામે સીસી ખપરી ॥ હાંર નાંમે ગુરી ॥ પરમાંરથ શુધીની વાસ અરથે ॥ ઓઉતયો શ્રી પરાંત માંને ॥

જય જય શ્રી આંધ્ય નીરજન ॥ અવીચલ શુધી નીવાંરણ ॥
શત શંરૂપ શનાંત શાંખી ॥ તેહેનૂં કરૂ વીખાણ ॥ ૧ ॥
શાં કરું વીનતી બેહુ કરજોડી ॥ શતગુરૂ ચઇતન દેવા ॥
કીરપા કરોને મ(તિ) સ્વાંમી ॥ બૂધ વાધે તતક્ષેવ ॥ ૨ ॥

અન્ત-પ્રતિ તૂટક હોવાથી રીતસરનો અંત નથી.

વિષયાદિ-અદ્વૈત વેદાંતનું તત્ત્વજ્ઞાન આ ગીતામાં વર્ણવેલું છે.
કડવાં ૩ થી કડી ૩૬ થી પ્રતિ તૂટક છે, રાગ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે.

વિશેષ-પ્રતિ તૂટક હોવાથી રચનસંવત કે લિપિસંવત જણાતા નથી. પ્રતિ અશુદ્ધ છે અને ગુજરાતી લિપિએ લખાયલી છે પાણીથી પાનાં ચોંટેલાં છે.

---

## અં. ૯૮-ક-સિંહાસનબત્રીશી-સામળભટ્ટ-(લિ. સં. ૧૯૩૮-૯)
## ક--વાર્તા ૧ લી વીક્રમની તથા ભરથરીની (ભેગી) પૃ. ૧-૫૦

આરંભ-શ્રી ગણેશશાએ નમાં : અથ શીધાંશન બત્રીશી મધ આદ કથા લખી છે ॥

શ્રી શારદા સુખદાએની । મતદેણી તુ માત ॥
વેણાપુસ્તકધારણી । વાંણી દેવી વીક્ષાત ॥ ૧ ॥
હેતકારી હંસવાહેની । શ્રંમપુની શ્રંમ રૂપ ॥
ડંડકમંડલ ધારણી । અરંણંવ અકલ અનુપ ॥ ૨ ॥
જેહને ત્રુઠી શરસ્વતી ॥ તેહેને શાંહાંની ખોટ ॥
કવી કેહેવાએ કીપાસથકી ॥ મેહેર તણી એ મોટ ॥ ૩ ॥
... ... ... ... ...

(કવિની ઓળખ)

પરમ મનોહર પરમ પવીત્ર । વરણવુ વાક વીક્રમચરીત્ર ॥
ગુણનીધી દેશવડો ગુજરાત । વીરવ બાધા માંહાં તે વીક્ષાત ॥ ૨૫ ॥

- પુઠલ પરગણાં અધીક અનેક । માતર પરગણે વડી વીવેક ॥
સીહુજ ગાંમ શીરોમણ શાર । દેવાધીદેવ મોહોટો દાતાર ॥ ૨૬ ॥
વીરેસ્વર શીવની નીરમલ નાંમ । તેહ કરે મનવાંછીત કાંમ ॥
તેહેનો મહીમા છે અતી ઘણો । ચઢે લાકુ શવા એ મણ તણો ॥ ૨૭ ॥
... ... ... ... ...
લાએક લીંવામાં । કણુબી કુલ કાઉછ કેહીએ ॥
વાશણુવંશ વીવેક । માંનરાજ માહારાજ જ લહીએ ॥
રાજશસુત રામદાશ ॥ બેહેકં બરાશાં જેહવી ॥
કેશર જેહવી ખુશબોઇ ॥ તોલ તરતીએ તેહેવી ॥
ચોદ વીધ્યા ગુણ જાંણુ । જાત જાત વાંત સુણે નવી ।
દાંનમાંન શત માનથી । તેણે શંતોખો શામલ કવી ॥

અન્ત–સીહાંશન શાંહાંમુ જોઇશ મો । નીહાંલી શપના માંહાં એ દેશ ।
દુખ ભાંજે દુનીયાં તણાં । તો શીધાશંન પર બેશ ॥ ૯૩
ખરૂં કહેતામાં ખીજશો । વરવી લાગશે વાંણુ ।
દુખ લાગાથી શુખ થશે । નહીતર હોશે હાંણુ ॥ ૯૪ ॥
એમ કહીને પુતલી આપે ગઇ આકાશ ।
એ કથા પુરી થઈ । કેહે કવી શાંમલદાશ । ૯૫ ॥
શોતા વીગતા સમજતા । કેહે કવીતા કર જોડ ।
શાંમલભટ કેહે બોલજો । જે જે સી રણછોડ । ૯૬ ।

ઇતી શ્રીવીક્રંમચરીત્ર સીંઘાશંનબત્રીશે પ્રથમ કથા શંપુરણ શુભંમસ્તુ ॥ કલાંણ મસ્તુ ॥ આઇ ૨ અસ્તુ ॥ ૧॥ શંવત ૧૮૪૮ ના વરખે આશાડ શુદ ૫ વાર સોમે લખી છે ॥

વિષયાદિ–રાજા ભોજને વિક્રમના સિંહાસન ઉપર બેસવા જતાં ક્રમે ક્રમે ૩૨ પુતલીઓ ખાળે છે અને વિક્રમનાં પરદુઃખભંજનનાં કામો સંભળાવી તેવો થવા પ્રેરે છે, એ પ્રસંગો સિંહાસન બત્રીશીમાં વર્ણવેલા છે. પહેલી વાર્તામાં વિક્રમના સિંહાસનની ભોજને પ્રાપ્તિ, તે પછી તેની ઉત્પત્તિ અને પ્રતિષ્ઠા વર્ણવી છે, અને વિક્રમના મોટા ભાઇ ભરથરીનો વૈરાગ્ય અને વિક્રમને થયલી રાજ્યપ્રાપ્તિ અને તે પછી તેણે કુંભારનું દુઃખ ટાળ્યાનો પ્રસંગ વર્ણવેલો છે. દૂહા, ચોપાઈ અને છપ્પાથી પદબંધ બાંધેલો છે.

વિશેષ–પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. સંવત ૧૮૩૮ માં લખાયલી હોઇ ને વાર્તાના રચનસમયની સમીપતર છે. આ વાર્તા પ્રકટ થયલી છે. પણ તેમાં ને આમાં કેટલોક પાઠફેર છે. આ વાર્તાની પછી સરસ્વતી પુતલીએ કહેલી વાતનું એક પાનું લખી અધુરી મૂકેલી છે. પ્રતિ જૂની તેમ જ જીર્ણ છેઃ વચ્ચે વચ્ચે પાનાં ખવાયલાં છે, કહી કે પંક્તિની સંખ્યા લખવાનો કોઈ ચોક્કસ નિયમ જળવાયલો નથી.

## અં. ૯૮-ખ-વાતા-સ્ત્રીચરિત્ર-પુતલી શીલવતી-સામળભટ્ટ

**આરંભ**-શ્રી ગણેશાએ નમાં...યાસંન બત્રીશીમાંથી વારતા સ્ત્રીચરીત્રની લખી છે ॥

ચોપૈઈ ॥ શી વીષ્ણુ ને શારસ્વતી માતજી આપો શુભ મતી ॥ ૧ ॥
અધીક મન પુરો આશ ॥ કરો માતા રશનાએ વાશ ॥ ૨ ॥
દીજીએ મુજને મનોહર મતી ॥ શુભ અક્ષેર બાલા વાસતી ॥ ૩ ॥
એ...મે ગણુપતી ધીર ॥ ભોજરાજ નરમલ ગુણુ નીર ॥ ૪ ॥
... ... ... ... ...
જમણો પાગ ધરે જેટલે ॥ સીલવંતી બોલી તેટલે ॥
રખે રાએ તુ ધરે તુ પાએ ॥ આશન બેસે શુખ નહી થાએ ॥

**અન્ત**-શીહજ ગામ શીરોમણી ॥ માતર પ્રગણાં માંહાં ॥
વડો દેવ વીરેશ્વરો ॥ તેહ બીરાજે તાંહાં ॥ ૫ ॥
તેહ ગામે કણુબી વશો ॥ વાશણુ કેરે વંશ ॥
કાઉજી કુલ દીપક ભલો ॥ રખીઅલ ઈસ્વરનો અંશ ॥ ૭ ॥
રખીદાશ રાજશ વડો ॥ નજીસુત મેહેરાંણુ ॥
લેખ લખાવા તેમણે ॥ પરમારથ પુરાંણુ ॥ ૮ ॥
પાંચ પુત્ર પરતાપીક પવિત્ર ॥ વેણી વીવેક વડ હથ ॥
દાનમાંન ડહાપણુપણે ॥ શુભ વરતે શમરથ ॥ ૯ ॥
ઝવેર જશઝીતણુ શદા ॥ હરીએબ ગુણુવંત ગંગ ॥
લખુ લાએક લક્ષણુ શહી ॥ જીવણુ શદા શુધ રંગ ॥ ૧૦ ॥
શામજી વીર સલક્ષણો ॥ માધુ ઓધુ બે તંન ॥
એકએકથી આગલા ॥ જુગ જાણીતા જન ॥ ૧૧ ॥
રખઅલ તણા છો રાજવી, ભુપ જેહેવા ભત્રીજ ॥
બહુ પ્રાક્રમ બહુ ચાતુરી ॥ બુધશાગરનાં બીજ ॥ ૧૨ ॥
શીગોડ માલવી વીપ્ર શુભ ॥ ગુજરાત માંહાં ગુણુનીધ ॥
વાશી બેગંમપુર તણો ॥ વીખાંણુ વડેરા વીધ ॥ ૧૩ ॥
શામલ ભટ તાંહાં તેડીઓ ॥ વીખાંણુ શુણી ને વાત ॥
પીતા પુરશોતમ તણો ॥ ખટ દરશણુ માંહાં ક્ષાત ॥ ૧૪ ॥
પૃથવી કરી પશાએતે ॥ ખાંનપાંન ધનધાંન ॥
કર જોડીને એમ કહુ ॥ દેઈને ઝાઝાં માંન ॥ ૧૫ ॥
ગુમાંન ભાટ દશોદીએ ॥ જેહેવો વીવેક વઇતાલ ॥
શોપો ગ્રંથ તે ભાટને ॥ આંણી અદકો વાહાલ ॥ ૧૬

શીગોડ માલવી વીપ્ર શુભ ॥ ગુણુનીધ ગુર્જર ગાંમ ॥
પુરાંણુ કરાં પરમારથી ॥ જેહેનું નવ ખંડ માંહા નાંમ ॥ ૧૭ ॥
શીહાશનબત્રીશનો ॥ કરો ગ્રંથ ગુણુ ગેહ ॥
પુનવંત પુરૂખને શ્રીએ ઘણો ॥ નીરમલ જનને નેહે ॥ ૧૮ ॥
ભાટ ચારણુ કે બ્રાંમણાં ॥ ખોડ મો દેશો કોએ ॥
શદબુધી દીધી શારદા ॥ હરીઇછાથી હોએ ॥ ૧૯ ॥
... ... ... ...
ભોજ પ્રતે કહી પુતલી ॥ આપે ગઇ આકાશ ॥
એ કથા પુરણુ થઇ ॥ કેહે કવી શાંમલદાશ ॥ ૨૮ ॥

ઇતી શી વિક્રમચરીત્રે પરમારથપુરાંણે ॥ કવી શાંમલદાસકીતાઅં ॥ શીહાશંનબત્રીશી મધેની ત્રીચરીત્રની કથા શમપુરણું ॥ શમાપતં ॥ સંવત ૧૮૭૯ ના વરખે માશોતંમ માસે ફાલગુન માશે શુકલ પક્ષે અષ્ટમીને રવીવાશરે ॥ રાત્ર પોહોર ડોડ શમે શંપુરણુ કરી છે ॥ સાંમી પરત માફક ઉતારી છે ॥ અક્ષેર અદ્દો ઓછો શંભાલી વાંચજે॥ લખનારને દોશ દેવો નહી ॥ એ ચોપડી સોની શીવદાશ દઆલદાસની છે । પોતાને હસ્તે ઉતારી છે॥ એ ચોપડી જો કોઇ વાંચવા લેઇ જાએ ને રાખે અથવા ચોરી લેઇ જઇને રાખે અથવા કોઇ પાસે મગાવીને રાખે અથવા ભુલે ચુકે રાખે તેને માતા હરશીધ પુછશે તે જાંણુજો કથા વાંચીને ધરમ ઉપર મંન શૈ રાખજે॥ ધરમે કરીને જેએ થાશે શહી ॥ શંપુરણુ ॥

**વિષયાદિ**-વિક્રમના સિંહાસનની પુતલીએ ૨૯ મી સ્ત્રીચરિત્રની વાર્તા કહેલી છે, એમાં વિક્રમનું પુરૂષ જ ચતુર હોવાનું અભિમાન એક વણીકપુત્રીએ તેના પુત્રની વહુ થઇને કેવી રીતે સતીત્વ જાળવીને તોડયું, એ પ્રસંગ વર્ણવેલો છે.

**વિશેષ**-પ્રતિ વાર્તાની રચનાસમય પછી ૩૫-૪૦ વર્ષને અંતરે લખાયલી છે. તેની લિપિ ગુજરાતી છે. પાનાં જીર્ણ છે. આ પાનાંને અંતે કવિએ પોતાની તેમજ પોતાના મુરબ્બી રખીઅલની ઓળખ આપેલી છે.

---

## અં. ૯૮-ગ-વાર્તા પાનની-સામળ ભટ્ટ-(લિ. સં. ૧૯૩૯)-પૃ. ૧-૨૮.

**આરંભ**-શ્રી ગણેશાએ નમાહાં ॥ અથ પાનની વાર્તા લખી છે ॥ પૂતળી કરપૂરગોરા છે. ॥
દોહારો॥ પ્રથમ શીવ પ્રપંતપ પણાંમુ ॥ ગણપતં ગુણુનીધ નાંમ ॥
દુંદાળો દુખભંજણો ॥ કરતો વાંછીત કાંમ ॥ ૧ ॥

શંતદાએક તુ શારદાં ॥ હંશવાહેની માંત ॥
વેણાપુશતંગધારણી ॥ વાણી દેવી ખાંત ॥ ૨ ॥
કંસ્ણુ કીરપાલ કરૂણાં નીધી ॥ નંદ નંદન નરનાથ ॥
ગીરીધર ગદાધર ચક્રધર ॥ મોરલી ધરે હીત હાથ ॥ ૩ ॥

અન્ત–ગુણશાગર ગુઝ(ર)ધરાં ॥ શીહઝ ગાંમ શુજાંણુ ॥
કાંળીજી કુલ કલબી વડો ॥ મંનજી પુત્ર મેહેરાંણુ ॥ ૭૩૩ ॥
રખીદાશ રાઝશ ગુણે ॥ પૂત તણો જે પૂર ॥
લેખાંમાં માંહાં લાએક લહો ॥ નાએપણાળ શુર ॥ ૭૩૪ ॥
પ્રમાંરથ પાત્રેઅ કરાં ॥ નીરમલ શુભ નવાંણુ ॥
પ્રવાર પનોતો પૂત્ર શુભ ॥શકલ શાહાશ્ત્ર શુજાંણુ ॥ ૭૩૫ ॥
ભલું વંન ભાટે ભણ્યું ॥ શુણુ રૂડાં રખીદાશ ॥
કાવીએ કાલીદાશ શમો ॥ વેગંનપૂમાં વાશ ॥ ૭૩૬ ॥
કીરતમાંને શુણી અમો ॥ અકલ અમાંરી આંજ ॥
તેહેને તેડું મોકલો ॥ મંનજી સુત્ર માંહારજ ॥ ૭૩૭ ॥
પ્રીત ઉપજે પૂત પર ॥ ધરમે મંન રેહે ધીર ॥
બુધે બત્રીરીશી કરી ॥ અપુટ્ર પૂત જે સાથ ॥
વરણવ વીક્રમ વીરતુ ॥ ૭૩૮ ॥
**શમચરીત્ર જે સાંભલે ॥ પૂરણુ મંન પવીત્ર ॥**
**તે શમોવડ જાંણજો ॥ વારૂ વીક્રમચરીત્ર ॥ ૭૩૯ ॥**
કેહે કવી હુ જાંણુ નહી ॥ શુભ અખેરની શુધ ॥
અતરમાં કોહો અધીપતી ॥ બહુ પ્રકારે બુધ ॥ ૭૪૦ ॥
કેહે પૂતલી ભોજને ॥ એહેવો થએો તે રાએ ॥
એહેવાં પ્રાક્રમ જો કરો ॥ ધરો શીહાશંન પાએ ॥ ૭૪૧ ॥
એમ કહીને પૂતલી ॥ આંપે ગઇ આંકાશ ॥
એહ કથા પૂરણ થઈ ॥ કેહે કવી શામલદાસ ॥ ૭૪૨ ॥

ઇતી શ્રી વીક્રમચરીત્રે શીહાંશનબત્રીશે ॥ કવી શામલદાસ વીરચીત્રાં પાંનની વારત્રા શામપૂરંણુ ॥ શંમાં પ્રત ॥ લખતંગ મોઢ વાણીઆ શા. ખુશાલ કીકા શાએ લખી છે પોતીકે હાથે શવત ૧૮૨૯ ના ચઇત્રર શુદ ૧૩ ભોમે શંમપૂરણુ થઇ છે.

વિષયાદિ–આ વાર્તા સિંહાસનબત્રીશીમાંની કર્પૂરગૌરા પૂતળીએ કહેલી છે. રાજસભામાં વિક્રમ આગળ એક તંબોલીએ પાન આણી, તેનાં ઉત્પત્તિ સ્થાન, ગુણ અમૃતમય કે વિષમય આદિનો પ્રશ્ન કીધો અને વિક્રમે તેની શોધ કરી જીવના જોખમે

પરમાર્થ કીધું, એ પ્રસંગ અહીં વર્ણવેલો છે. કુલ કડી ૭૪૨ છે. ચોપાઇ, દૂહા અને છપ્પાથી પદબંધ બાંધેલો છે.

વિશેષ-આ વાર્તા ઘણી જ અશુદ્ધ રીતે છપાયલી છે, પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. તેનો લિપિસંવત ૧૯૩૯ છે. એટલે તે રચન સંવતનાવિશેષ સમીપે છે. પ્રાચીન ભાષાના સંસ્કારો કહીંક કહીંક જળવાયલા છે.

---

## અં. ૯૯-કપીલકર્દમચરિત્ર-વલ્લભ-પૃ. ૧-૧૭ (તૂટક)

આરંભ-શ્રીગરબ્યો નમ ॥ શ્રીસરસ્વતીયે નમ ॥ અથ આખ્યાંન કપીલજીનું ॥ આખ્યાંન કરદમનું કપીલજીનું ॥ અધા વીસ ॥

રાગ રાંમગ્રી ॥ પરીક્ષત રાજા પુછે વાતજી ॥ કોહો બ્રહ્મજોગી પુંરની ક્ષાંતજી ॥ ૧ ॥

સ્વયંભું મનુની પ્રજા છે જેહજી॥ ઉતપત વીસ્તારી કોહો તેહજી॥૧॥

... ... ... ... ...

સેવી સેવે પધારીઆ એમ પુંછે છે રૂષીધીસરે ॥

હવે ત્રત્તીય સ્કંદ ભાગવત તણા થઆ અધા પૂંરણ એકવીસ રો॥૧૮॥

॥ ૨૧ ॥ કડવાં ૧ ॥

અન્ત-( રાગ ધન્યાસી )

સ્થાવર જંગમ રહો વ્યાપી હરી સકલ સ્થાંનક તુ રહે ॥

સરવ ભુતમાં નિવાસ તાહારો લેહે વેદવાંણી એમ કેહે ॥ ૫ ॥

તુહ તાંરણું, તુઅ મારણુ, દુપનિવારણ્ય હરિ મુગતી તુથી પાંમિએ ॥

તાહારી કૈપાથી સંસારદોસ હરિ એક ક્ષણી વાંમિએ ॥ ૬ ॥

રવિસસી સરળ નક્ષત્રમંડલ જે ત્રૈભોવંન રચના કરી તહી ॥

શ્રી હરી... ... ... ... (કડવું ૧૩ અધ્યાય ૩૩)

વિષયાદિ-શ્રીમદ્‌ભાગવતના તૃતીય સ્કંધના અધ્યાય ૨૦-૩૩ના આધારે કપીલ કર્દમનું ચરિત્ર વર્ણવેલુ છે. રાગ અને વલણથી પદબંધ બાંધેલો છે, જો કે વચ્ચે વચ્ચે વલણ જણાતું નથી. કડવાં ૧૨ પૂરાં અને તેરમું અધુરૂં છે.

વિશેષ-ગુજરાતીપ્રેસના પદબંધ ભાગવતમાં આ સ્કંધ છપાયો છે, જો કે તેમાં તેના સંશોધકનું ઉમેરણ તેમ જ પાઠફેર ઘણાં છે. આ પ્રતિ ઘણી જ અશુદ્ધ છે. ૨૦ થી ૩૩ અધ્યાય આમાં આપેલા છે. ૩૩ થી તૂટક છે. પાનાં છૂટાં છે. બાલબોધ લિપિ પણ વચ્ચે વચ્ચે 'ભ', 'અ', 'એ', 'છે,' આદિ અક્ષરો ગુજરાતી લિપિના છે.

---

## અં. ૧૦૦-ક-શિક્ષા-મોહન- પૃ. ૩-૬૧

આરંભ-(પહેલાં બે પાનાં નહીં હોવાથી રીતસરનો આરંભ નથી.)

વી...ભ્રાંત અમાનઃ જનક... શ. વીક્ષાતઃ ॥

.. વીષ્ણુ ગુરૂ ૯૯ જે દેવ: વીદા... ગ ચારે સેવઃ ॥ ૧૨ ॥

નેત્ર...ણા ને વીવા નેત્રઃ મુક્તા ગી. . દાએ વચણ ॥
બાહુ ચરણ બ્ય કર પાગ: વીદા નરક તંણી માંહે ભાગ ॥ ૧૩ ॥
સહસ્ત્ર અસ્ત્ર એ વીદા માહિઃ કવચ રોપ સેના હો ઝાંહાં તહિ ॥
... રંજણ પુણ વીક તસ ॥ વાંરણ વૈરી વીખય અરાત્ય ॥ ૧૪ ॥

અન્તઃ-ગીરજાપત ગંગાધર નાથ ॥ કરા ચંદ્ર સમ કોટી અનાથ ॥
મોર્જે પાપીસ ઉચાં થકી ॥ ભુમ ન તલપે હોડ ઝ બકી ॥ ૨૦૯॥
એ સુકંને નંઇ બકી દેશ ॥ અનરથ કારજ હાંણ અસે ॥ ૨૨૩ ॥
ભોજન કરવો નીત વહેવાર ॥ સકત સમોવડ પ્રાગ પ્રસાર ॥
કેહેવું વેહવું સગવડ કાજ ॥ લખમી વરજીત રાખણ લાજ ॥ ૨૨૪ ॥
એ સીક્ષા સુધારાનું મુલ ॥ અંતર જામ હોએ અનંકૂલ ॥
સકલ કારજ સંભારે સાથ ॥ હરજી ગ્રહી ન મેહેલે હાથ ॥ ૨૨૫ ॥
સીક્ષા સવણ કરે જે ભણે ॥ તેહેના સકલ મનોરથ મણે ॥
સુણે તે સીખ કૂસલ તાં થાએ ધરમપરાયણ રેહે ચીત પ્રાંણ ॥
સદાકાલ વરતે કલાંણ ॥ મોહોન કેહે તંમો સુણ— સરી ॥
વીદાની લય મુકવી નહી ૨૨૫(?૨૨૭ ॥

શ્રી શ્રી શ્રી ઇતી સીખ સંમપુરણ સુભં ભવંતુ કલાંણમસ્તુ ॥ શ્રી શ્રી શ્રી છે છે છે એ ચોપડી હાંસોટ વાસ્તવગ મેહેતા વેણી મચ્યારંમે લખુ છે એ ચોપડી ભાઈદાસ વનમાલીની છે જે ઓલવે તેહેને સનાસીઆનો પાપ છે.

**વિષયાદિ**-૧. વિદ્યાથી પ્રાપ્ત થયલા ગુણ અને કાર્ય કરવાની આવતી શક્તિનો બોધ આ શિક્ષામાં કરેલો છે.

૨. ચોપાઇથી પદબંધ બાંધેલો છે. કુલ કડી ૨૧૨ છે, જો કે લહીઆએ ૨૨૫ નો આંક લખ્યો છે. ૨૦૮ મી કડીથી એકદમ ૨૨૩ મી કડીનો આંક લખેલો છે.

**વિશેષ**-આ શિક્ષા પ્રકટ થયેલી જાણવામાં નથી, ભાષા તેમ શૈલી સરળ અને સહજ છે. વિષય જાણવા અને વિચારવા જોગ છે. પ્રતિ જૂની તેમ જ જીર્ણ છે, ગુજરાતી લિપિએ લખેલી છે, જો કે કેટલાક અક્ષરોનો મરોડ બાળબોધ લિપિનો છે.

---

## અં. ૧૦૦-ખ-રત્નેશ્વરમહિમા-ભટ્ટ ભવાનીશંકર-
## પૃ. ૬૨-૧૨૫ (તૂટક)

**આરંભ**-શ્રી ગણેસસાંએ નાંમ ॥ શ્રી સારદાએ નાંમ શ્રી ગરૂભ્યો નાંમ ॥ અથ શ્રી રતનેસ્વર માહાદેવનું આક્ષાંન લખુ છે ॥
રાગ રાંમગ્રી॥ શ્રી ગણપતી ને આદે આરાધુ ॥ ચરણે નાંમી સીસ રે ॥
માતા જેહેની પારવતી ॥ ને પીતા શ્રી જુગદીસ રે ॥ ૧ ॥

લક્ષલાભ છે પુત્ર જેહેના ॥ પ્રરીધ જે સંસાર રે ॥
સીધીબુધી નારી સંગે ॥ લંબોદર માહારાજ રે ॥ ૨ ॥
... ... ... ... ...
જેમ પાંગું થઇને મનમાં ઇછે તરવા મોટો સીધુ રે ॥
તેમ મે તો ગ્રથ આરંભો ॥ પ્રસન કરવા સંભુ રે ॥ ૧૨ ॥
રતનેસ્વરની કથા કરતાં ॥ જીવને આનંદ થાએ રે ॥
માટે દીન જાંણી, દયા આંણી ॥ આપો વાંણી માએ રે ॥ ૧૩ ॥
દયા કરી માતા તમો ॥ કરો સેવકની સાહેરે ॥
કથા કરવી અતી સુંદર ॥ જેથી આનંદ થાએ રે ॥ ૧૪ ॥
વલણુ ॥ આંનદ થાએ સર(વ) કોને ॥ સાંભલોતાં સુખ થાએ રે ॥
કેહે ભટ ભવાનીશંકર ॥ રતનેસ્વર મહીમાય રે ॥ ૧૫ ॥
કડવાં ॥ ૧ ॥

અન્ત-( રાગ દેસાખની ચાલ ટુકડી )
( પ્રતિ તુટક હોવાથી રીતસરનો અન્ત નથી. )
ધુમર કેસર ટાટ મોટી ॥ માહામોટુ છે પેટ ॥
ચંતા ઉપની અતી ઘણી ॥ સમુદ્ર કેરે ભેટ ॥ ૨૦ ॥
રતનેસ્વરના દાસ જે ॥ પોપટ થઇ બેઠા વાડી માંહ ॥
વીકટાસુરે જાલ નાંખી ॥ અસુર... ... ...
( કડવું ૮ મું )

વિષયાદિ-૧. નર્મદા અને સમુદ્રના સંગમ ઉપરના રત્નેશ્વર મહાદેવની સ્થાપના અને માહાત્મ્ય વર્ણવેલું છે.

૨. રાગ ચાલ અને વલણથી પદબંધ બાંધેલો છે. કડવાં ૮ માની તુક ૨૫ મીથી પાનાં તૂટેલાં છે અને ૧૨ મા કડવાની સાતમી તુકથી પ્રતિ તુટક છે.

વિશેષ-આ માહાત્મ્ય છપાયું જાણવામાં નથી. પ્રતિ જૂની તેમ જ જીર્ણ છે; ગુજરાતી લિપિએ લખેલી છે. છતાં કેટલાક અક્ષરોનો મરોડ બાલબોધ લિપિનો છે.

---

## અં. ૧૦૧-પરચુણ પદ- ( લિ. સં. ૧૯૫૫ )

હિન્દી તેમ જ ગુજરાતી પદો અને આરતીઓ ઉતારેલાં છે.

ગોવિંદ, સુરદાસ, કૃષ્ણદાસ, અને પરમાનંદ, મલદાસ, ચતુર્ભુજ આદિનાં હિન્દી પદ છે. નરસિંહ મેહેતો, મણિરામ, રોહીદાસ, તુલસી, ગોપાલ આદિનાં છૂટક પદ તથા આરતીઓ છે.

વિશેષ-પ્રતિ ભાવસાર ગોસાઇ ઇશ્વરજીની લખેલી છે.

---

અં. ૧૦૨-ક-યુદ્ધકાંડ-વિષ્ણુદાસ-(ર. સં. )-
(લિ. સં. ૧૭૮૧)-પૃ. ૩૦૦-૩૪૪

આરંભ-(કડવાં ૨૫ પડેલાં હોવાથી રીતસરનો આરંભ નથી.)

પૂત્ર તેં પ્રાક્રમ બહુ કરૂં ॥ કીધો સબલ સંગ્રામ ॥
કેહે મૂઆ કે જીવે છે ॥ શંણા માંહે લક્ષ માંડવા રાંમ ॥ ૧૫ ॥
કૂઅર કેહે તે મૂઆં સરખા ॥ છે રે બેહુ વીર ॥
ભંગ પાંમો તે સરવકો ॥ રાખો પીતાજી ધીર ॥ ૧૬ ॥
રાવણ કેહે એક સત કહુ ॥ માહારે તૂ આધાર ॥
જાઆ રાંણ વીખે ઊતાવળો ॥ બેહુ ભાઈને જઈ માર ॥ ૧૭ ॥
પેહેલાં જઈ ભભીક્ષણના ॥ પ્રથમ લેજે પ્રાંણ ॥
પછે હણે સુગ્રીવને ॥ તૂ મુકજે બહુ બાંણ ॥ ૧૮ ॥
(કડવું ૨૬ મું)

અન્ત-રાગ દેશાખ ॥

રઘૂનાથની આગ્ના લેઈ ॥ શરવ કો વલા નીધીપ ॥
સુગ્રીવ ચાલો કીકંધા ॥ બાકી ગયા સ્વસ્થાંશાંધન ॥ ૩૫ ॥
પછે ભભીખણ લંકાં ગઓ ॥ નીજ રૂદે રાખી ધીર ॥
હવે ધરમ જુગતે રાજ તેં ॥ કરતા હવા રઘૂવીર ॥ ૩૬ ॥
વંન ખેડી વસૂધા અંન પાકે ॥ માગો વરસે મેહ ॥
ધંન પુરંણા આ તે મેદની ॥ દુખસોખ વરજીત દેહ ॥ ૩૭ ॥
અગીઆર સેહસ્ર વરખ લગે ॥ જેણે કરૂ રાજ અપાર ॥
હવે ઉતરકંડ વીખે કથા ॥ તેહનો છે વીસ્તાર ॥ ૩૮ ॥
જૂધકંડ તણી કથા ॥ જેહે સાંભલે નર ને નાર ॥
તે ફરી નાવે કહીએ ॥ માતા જઠર મૂઝાર ॥ ૩૯ ॥
ગોમતી ગંગા સ્વશતી ॥ વસધા વીખે જેએ હોએ ॥
રઘૂનાથના જશ સાંભલે ॥ તેણે તીરથના ફ્લ હોએ ॥ ૪૦ ॥
જગીન જાગાદીક કરી ॥ શંતોખે શ્રીભગવાંન ॥
તે પૂરંણા હોઈ શરવ સાંભલે ॥ રઘૂનાથના જસગાન ॥ ૪૧ ॥
ઊથલો॥ રઘૂનાથ જસગાંન જેહો ॥ ભવસૂચીતમાં ધરે ॥
વીષ્ણુદાસ કેહે તેને સદા ॥ શ્રી રઘૂવીર કીપા કરે ॥ ૪૨ ॥
કડવાં ॥ ૪૭ ॥

ઈતીશ્રી જૂધકાંડની કથા શપૂરાંણ ॥ શમાપત ॥ જેહેવી પ્રત હુતી તેહેવી લખી છે ॥ લક્ષનારને દોસ દેવો નહી ॥

**વિષયાદિ**–વાલ્મીકિ રામાયણના યુદ્ધકાંડના આધારે રાવણ સાથે રામલક્ષ્મણાદિના યુદ્ધના તેમ જ રાવણની હાર અને અયોધ્યામાં પુનરાગમનના પ્રસંગો વર્ણવેલા છે.

રાગ અને ઢાલથી પદબંધ બાંધેલો છે. કુલ કડવાં ૪૭ છે.

**વિશેષ**–આ યુદ્ધકાંડ પ્રકટ થયો જાણવામાં નથી. પ્રતિ જૂની તેમ જ જીર્ણ છે; ગુજરાતી લિપિએ લખેલી છે, જો કે કેટલાક અક્ષરોનો મરોડ બાલબોધ લિપિનો છે.

---

## અં. ૧૦૨–ખ ઉત્તરકાંડ–રામજન કૂઅર–(ર. સં. ૧૭૧૬)–(લિ. સં. ૧૭૯૧)– પૃ. ૩૪૭–૪૬૧

**આરંભ**–શ્રીગણેશાએનમઃ શ્રીસારદાયનમઃ શ્રીગૂરૂભ્યોએનમઃ શ્રીરામજીની કીપા છે ॥ ઇતીશ્રી ઓતરકંડની કથા લખીતંગ ॥

રાગ અસવારી ॥ પ્રથમ ગજાનંન વીનવૂ ॥ હૂ પ્રણુંમી લાગૂ પાએરે ॥
ગૂણ રાએરે ॥ હુ શ્રવંન કરૂ મૂખ તાહરૂરે ॥ ૧ ॥
આઇ હસ વાંહાંણી સ્વરસ્વતી ॥ ત્રેલોક વીક્ષાંત રે ॥
માત રે સાહપણુ કર માહારૂરે ॥

ઢાલ ॥ તૂ સાહ્ય મારી કરે માતા ॥ દીન જોણી મંન ॥
તાહરી કીરપા માટે અનૂભવૂ ॥॥ રઘૂનાથ ગૂણપાવંન ॥ ૩ ॥
સહી અંમલ જસ રઘૂનાથના ॥ કો સૂણે અથવા ગાએ ॥
સંસારથી નીરમે થઇ ॥ વઇકૂઠ મારેગ પૂલાએ ॥ ૪ ॥
તે માટે મંન સ્થીર કરી ॥ જંન સાંભલજો શ્રવ કોએ ॥
કહુ કથા ઓતરકાંડની ॥ જે એ અ...લ પાવંન હોએ ॥ ૫ ॥
માહારા શ્રી ગુરૂને ચરંણે નમૂં ॥ કવી તણે લાગે પાએ ॥
ભટ બાલકૃષ્ણની કીપાથી ॥ એ ગ્રંથ પૂરંણા સાએ ॥ ૬ ॥

ઉથલો ॥ થઇ રહો જે એ જે એ કાર ભાખઓ ॥ તેમાં કાંઇ સંધે નહી ॥
રાંમજન કૂઅર કેહે ॥ હવે રૂક્ષી સહુ આવા સહી ॥ ૨૫ ॥
॥ કડવૂં ॥ ૧ ॥

**અન્ત**–(રાગ પ્રભાતી)

સત કોટી રાંમ આંણા શોએ ॥ ઉતર કંડ તે મધે હોએ ॥ ૧ ॥
નગ્રનીવાસીશુ અવસમેવ ॥ સરગ પધારા દેવાધીદેવ ॥ ૨ ॥
ભાવ ધરીએ જન ગાએ ॥ ગરભવાસ કેરાં દુખ જાએ ॥ ૩ ॥
ઊતરકાંડ કથા એ શાર ॥ શંક્ષેપે કીધો વીસ્તાર ॥ ૪ ॥
શેખનાગે નવ પૂરંણા નવ થાએ ॥ તો વીસ્તારી મે કેમ જાએ ॥ ૫ ॥
તે માટે વઇશ્નવ જેએ હોએ ॥ મુઝને ખોડ મ દેસો કોએ ॥ ૬ ॥

હુ અલાપડ બુધ ન જાંણુ મોડી ॥ કવમાંણે મત માહારી થોડી ॥ ૭ ॥
લઘૂ દીરઘ અક્ષરનાં માન ॥ તેહ તણુ નવ જાંણું ગ્નાંન ॥ ૮ ॥
આગેના કવીતા માહાપાત્ર ॥ તે આગળ હુ કહી માત્ર ॥ ૯ ॥
કાંહાં સસી તારા સાહેર કૂંપ ॥ કાંહાં રાંક ને કાંહાં તે ભૂપ ॥ ૧૦ ॥
કાંહાં ચંપ આ ઓલ કેહેવાએ ॥ ચંદન જમલ કરીર ન પાએ ॥ ૧૧ ॥
કાંહાં રવી દીપક જમલેં નહી શુધ્ર ॥ તેમ તે આગલ માહારી બૂધ ॥૧૨॥
તેહ તણો મે લેઇ આગાર ॥ મંન પ્રમાણે કીધો વીસ્તાર ॥ ૧૩ ॥
આદ સકત શાહાએ થઆ અંત ॥ તો ગ્રંથ મે માંડો સત ॥ ૧૪ ॥
પદ એકવીસસે છત્રીશ શોએ ॥ શુભ કડવાં ૫૭ વંન હોએ ॥૧૫॥
ભર બાલકરશ્ણ કરૂણા કરી જાંણા ॥ બૂંધ આપી સીર મૂકા પાંણા ॥૧૬॥
તેહ તણી કીપાએ કરી ॥ ઉતરકંડ કથા વીસ્તરી ॥ ૧૭ ॥
શવત ૧૭૧૬ બોત્રા (? સોળ) સાર ॥ આસો વદ તૃતીયા
સોમવાર ॥ ૧૮ ॥
તદીન પૂરંણા હવૂ આખાંન ॥ શાહ કરી મૂને શ્રીભગવાંન ॥૧૯॥
વાસે સ્તભતીરથ છે જાંહુ ॥ કવીતા ગ્નીનાત મંકૂર કૂલ મેહે ॥૨૦॥
અકખરત્તર મધે મૂઝવાસ ॥ વઇશ્નવ જનના કાહાવૂં દાસ ॥૨૧॥
કવી કૂઅર કેહે રાઘવરાએ ॥ મૂઝને કરજો પરમ કીપાએ ॥૨૨ ॥
॥ કડવાં ૫૭ ॥

શપૂરાંણા ॥ ઇતીશ્રી રાંમકથા ઊતરકંડની શમપૂરંણા ॥

વિષયાદિ-વાલ્મિકી રામાયણના ઉત્તરકાંડનો સાર આ આખ્યાનમાં ઉતારેલો છે. રાગ, ઢાલ અને ઊથલાથી પદબંધ બાંધેલો છે, જો કે કોઈ કોઈ કડવામાં કાં તો ઢાલ કે કાં તો ઉથલો જણાતો નથી.

વિશેષ-આ કાંડ પ્રકટ થયો નથી. રચાયા પછી ૬૫ વર્ષે લખાયલો છે. પ્રતિ જૂની તેમ જ જીર્ણ છે. ગુજરાતી લિપિએ લખેલી છે, જો કે કેટલાક અક્ષરનો મરોડ બાલબોધ લિપિનો છે.

---

## અં. ૧૦૨-ગ-જાલંધર આખ્યાન-શિવદાસ-(ર. સં. ૧૭૩૭)-(લિ. સં. ૧૭૮૧)-પૃ. ૪૬૩-૪૭૯

આરંભ-(પાનું ૪૬૨ ન હોવાથી રીતસર આરંભ નથી.)
શેહરી ॥ વાસી દ્વારકાં વેગે કરી ॥ ૮ ॥
જરાસંગ જીતો સીસૂપાલ ॥ સૂખમાંણી હરંણા કરૂ ગોપાલ ॥
અ...હરી પરંણા જેહ ॥ આક્રમ અવ સુણા મે તેહ ॥ ૯ ॥
એ કથા મે શ્રવણે શુણી ॥ વલી એક પૂછુ તમને ભણી ॥

કેમ નરકાસૂર મારો હરી ॥ સોલ સેહેસ્ત્ર કંના કેમ વરી ॥ ૧૦ ॥
નરકાસૂર પાપી ને ઘેર ॥ સોલ સેહેસ્ત્ર લાવો કેહી પેર ॥
કોહોનો સૂંત એ બલીયો બહુ ॥ કોહો સ્વાંમી મૂહુને કારંણુ સહુ ॥ ૧૧ ॥
... ... ... ... ...
વ્રધાપ્રતી (વૃંદાપતિ) જાલધર જેહ ॥ સુદ્ર તેજથી પ્રગટો તેહ ॥
કથાનો કહૂ ઊપાએ ॥ વૈશમપાએંન કહિ શુણુ રાએ ॥ ૧૫ ॥
કેહે સીવદાસ આનંદે કરી॥ કીપા કરો મૂઝને શ્રીહરી॥૧૬॥
કડવાં ॥ ૧ ॥

અન્ત-(રાગ પ્રભાતી)
એ નરકાસુર તણુ આક્ષાંન ॥ શુણતાં કીપા કરે ભગર્વાન ॥ ૧૬ ॥
શ્રી પદમહા(પુ)રાંણ કથા છે પેહેલી ॥ વ્રદાચરીત્ર કર રસરેલી ॥૧૭॥
શ્રીક્રશ્ણે હાથે તેહેને મારી ॥ વઇકૂંઠ થાપો નીરધારી ॥
એ કથા જે ધરસે કરંણુ ॥ તે પદ લેહેસે હરીના ચરંણુ ॥ ૧૮ ॥
જેઍ રશના એ ગૂણ ગાસે ॥ તે ક્રશ્ણકીપાથી વઇકુઠ ભાસે ॥
કથા સમધ ન જાંણૂ જોડી ॥ ડવ પ્રમાંણે માહારી મત થોડી ॥ ૧૯ ॥
કવીકુલ શુભ ગ્નાત નાગરની॥ વાસ ત્રંબાવટીત્રટ શાગરની॥
માહારો શ્રી ગૂરૂ વાસ ભૂદર શુભ જાત ॥ નીગમ ચાર ધરે હાથ ॥૨૦॥
એ કથા ગૂરૂમૂંખથી લીધી ॥ દીવસ ત્રણ માંહાં પૂરંણ કીધી॥
કેહે સીવદાસ હુ તાહારો બાલ ॥ શદા ભગ્રત આપો ગોપાલ ॥૨૧॥
કડવાં ૧૫ ॥

શવત ૧૭૩૭ ના વરખે આશાડ સુદ ૧ વાર સોમે શપૂરંણ શમાપત ॥ જેહવી પ્રત હુતી તેહવી લખી છે ॥ શવત ૧૭૮૧ ના વરખે ભાદુરવા શુદ ૧૦ વાર સોમે લખી છે ॥ લખનારને દોસ દેસો માં જેહવી પ્રત હતી તેહવી લખી છે ॥ લખતંગનાં દોશ ગીનાતી વીશાવડે શાજ કે મીઠા વીઠલદાસે લખી. છે ॥ શ્રી રાંમજી શત છે ॥ શ્રી........શ્રી ગોપીનાથની કીપા છે. ગોવરધંનનાથજી શત છે ॥ શ્રી રણછોડજી શત છે ॥

વિષયાદિ-૧. નરકાસુરને કૃષ્ણે મારી સોળ સહસ્ર રાજકન્યાઓ આણી અને દેવમાતા અદિતિને કુંડલ આપ્યાં, એ કથા અહીં વર્ણવેલી છે.

૨. કડવાં ૧૫ છે; રાગ, ઢાલ અને ઉથલાથી પદબંધ બાંધેલા છે, જો કે વચ્ચે વચ્ચે ઢાલ કે ઉથલો જણાતો નથી.

વિશેષ-આ કથા પ્રકટ થઇ નથી: પ્રતિ જૂની તેમ જ જીર્ણ છે; ગુજરાતી લિપિએ લખેલી છે. જો કે કેટલાક અક્ષરનો મરોડ બાલબોધ લિપિનો છે. પ્રત રચનસંવતની સમીપતર લખાયલી છે.

---

## અં. ૧૦૨–ઘ–કપોતનું આખ્યાન–કૃષ્ણ–(૨ સં. (લિ. સં. ૧૭૮૯)–પૃ. ૪૮૦–૪૮૬

આરંભ–શ્રી ગાંણુંશશાહે નમઃ શ્રી શા(ર)દાએ નમ ॥ શ્રી ગુરૂભ્યો નમઃ ॥ શ્રી રાંમજી શત છે શ્રી નાથજી શત છે, અથ શ્રી આખાંન કપોતનુ લખુ છે ॥– પ્રથમે રાગ કેદારો ॥

પ્રથમે ગણપતી ચરંણા ॥ પૂજશ વીરા વીઘેનહરંણુ ॥
ભવતર માહા મંગળ જશ જેહેનો રે ॥ ૧ ॥
શીષ દેવ શરસ્વતી ધાણીં ॥ દો મતી મંન પાવંન થાણીં ॥
જેમ ગણીમાહાત્મ ગોદાવરી રે ॥ ૨ ॥
વલણું ॥ ગોદાવરીમહાત્મનો મહીમાએ ॥ મૂખ કહો નવ જાએ ॥
સુર તેત્રીસ સેહેસ્ત્ર અઠાસી ॥ વેદ ચતૂરમૂખ ગાએ ॥ ૩ ॥
તેહ માંહાં એક અનોપમ કથા છે ॥ કપોતનૂં આક્ષાંન ॥
તે બોલીસ વીધીપૂરવક સાથે ॥ પૂરંણા તાંહાં અમ્રીતપાંન ॥૪ ॥
(કડવું ૧ લું.)

અન્ત–(રાગ ધંનાશી)

દયાનીધી ઉપગાર નીતે ॥ અનૂંભવે આત્મગ્નાંન ॥
તે સકલ તીરથ સરૂપ જાંણો ॥ જીવંનમૂંગ્તી સંમાન ॥ ૧૧ ॥
એ આક્ષાંન કપોતનૂં ॥ જે કરે શ્રવણે પાંન ॥
તે અંત કાલે સ્વરગ પાંમે ॥ ચઢી પૂખપ વીમાંન ॥ ૧૨ ॥
ઉથલો ॥ ચઢી વીમાંન અગર સમાંન રે ॥ અનૂંભવે મંન અભાસી ॥
શ્રોતા વીગતા ને ઉભા અતા ॥ કવી કૃષ્ણ કેહે વડકૂંહવાસી ॥ ૧૩ ॥
કડવાં ॥ ૧૦ ॥

ઇતીશ્રી કપોતનૂં આખાંન શપૂરંણુ શમાપત ॥ શવત ૧૭૮૯ ના વરખે ભાદ્રુવા શુદ ૧૩ વાર ગરઉએ લખુ છે શપૂરંણા શમાપત જેહેવી પરત તેવી લખુ છે લખનારને દોસ દેસો માં ॥ લખતંગ ॥ ૨ ॥ મીઠા વીઠલદાશ નાંદારા ગીનાતી વીસાવડે શાહાજને લખુ ॥ શ્રી રાંમજી રાંમજી શ્રી નાથજી શત છે શ્રીરાંણછોડજી છે.

**વિષયાદિ–૧.** ગોદાવરીના તટે જંગલમાં વસતા કપોતકુટુંબોમાંથી એક નરકપોત સિવાયનાં બીજાં સર્વ કપોતોને વ્યાધ ઉપાડી પાંજરામા પૂરે છે, અને ભક્તિપરાયણ કપોતિનીની વાહારે તેનો પતિ કપોત ચઢે છે અને જંગલમાથી વ્યાધની ઝુપડી આસપાસ ઘાસ ગોઠવી તેને બાળે છે અને વ્યાધ પાંજરામાંથી પક્ષીઓને છોડી મૂકે છે, અને એમ કપોતિની તથા તેનાં બચ્ચાં ઉગરે છે,–એ પ્રસંગ આ આખ્યાનમાં વર્ણવેલો છે.

૨. ગોદાવરી–માહાત્મ્યનો આધાર આમાં કવિએ લીધેલો છે.

૩. રાગ, ઢાલ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે. કડવાં ૧૦ છે.

વિશેષ-૧. આ આખ્યાન પ્રકટ થયું નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. પ્રતિ અશુદ્ધ છે.

૨. આ કવિ ભરૂચ તરફનો છે, અને નર્મદાની ઉત્તર બાજુ જાણમાં આવેલો નથી જણાતો. તેની ઓળખ માટે જુઓ. અં. ૬૪ ચ-રૂકિમણી હરણ, પાનું ૬૬-૬૭.

૩. આ આખ્યાનની પછી હરિદાસ અને સુરદાસ અને નંદદાસનું એકેકું પદ છે.

૪. ધીરા આદિ કેટલાક કવિઓએ આ વિષયનાં રસભર છૂટક પદ લખ્યાં છે.

---

## અં. ૧૦૨-ઙ-બભ્રુવાહન આખ્યાન-વિષ્ણુદાસ-પૃ. ૪૯૦-૫૦૫

આરંભ-(પાનું ૪૮૯ મું ન હોવાથી રીતસરનો આરંભ નથી.)

રાગ રામગ્રીરી ।।......એ મૂની ઓચરે ।। અધપ્રીત વાણીએ ।।
આંણી આનંદ અતી ઘણોએ ।। ૧ ।।
અસ્વ ગ્રહો તેણે કહૂ ઉપાએ ।। રાએ વચન શ્રવંણે શુણોએ ।। ૨ ।।
ચાલ ।। રાએ વચન શ્રવંણે શુણો ।। પાંડવ તંણો હેએ જેઅ ।।
પ્રભાતની વેળા સમે ।। મણીપુરનાં તેહ ।। ૩ ।।

અન્ત-(રાગ દેસાખ)
આગળ રત્નપોહોરે વીખજે ।। જાંહાં મોરધ્વજ છે રાએ ।। ૧૧ ।।
તાંહાં જૂધ તે સબળુ થશે ।। એમ કેહે રૂખી જેએમૂન ।।
એ કથા મે તૂજને કહી ।। શુણુ જનમેજેએ રાજંન ।। ૧૨ ।।।
એકમંના જેએ સાંભલે ।। પલ ધરી અતી ઓલાસ ।।
વૈકૂંઠ પદ પામે સહી ।। ઊધ(ા)રે શ્રી અવીનાસ ।। ૧૩ ।।
વલાંણુ ।। ઊધારે શ્રી અવીનાસ સ્વામી ।। આસા પૂરે મંન તણી ।।
વીષ્ણુદાશ કેહે તેહેને કીપા કરે ।। શ્રી કૃષ્ણ વૈકુઠનો ધણી ।। ૧૪ ।।
।। કડવાં ૧૯ ।।

ઇતીશ્રી બભ્રુંવાહનનૂં આખાંન સપૂરંણુ સમાપ્ત ।। સંવત ૧૭૮૧ ના વરખે ભાદુરવા શુદ ૧૫ વાર શુકરે ને દીને સપૂરંણા લખુ છે લખતં નંદોરા ગ્નીનાતી વીસાવડે સાજને મીઠા વીઠલદાસે લખુ છે. જેહવી પ્રત હુતી તેહેવી ઊતારી છે લખનારને દોસ દેસો માંહાં ।। શ્રી નાથજી સત છે શ્રી શ્રી રણછોડજી સત છે શ્રી આચારજીની કીપા છે.

વિષયાદિ-૧. જુઓ અં. ૬૬-જ પાનું ૮૧ મું.

૨. રાગ, ઢાલ અને વલણથી પદબંધ બાંધેલો છે. કડવાં ૧૯ છે.

વિશેષ-૧. આ આખ્યાન પ્રકટ થયું નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. પાનાં વચ્ચે ટૂટેલાં અને ફાટેલાં છે. કડવૂં ૧ લું અને પાનું ૪૮૯ મું પ્રતિમાં નથી. આ આખ્યાન પછી સુરજના છંદની બે કડી લખેલી છે.

## નં. ૧૦૨-ચ-મત્સ્યવેધ-શિવદાસ-(ર. સં. ૧૬૭૩)-(લિ. સં. ૧૭૮૧)-(પૃ. ૫૦૬-૫૩૦)

આરંભ-શ્રીગંણાશાહે નમ ॥ શ્રી શારદાએ નમ ॥ શ્રી ગૂરૂભ્યોએ નમ ॥ શ્રી મછવધ દ્રુપદીનો વસવર (સ્વયંવર) લખો છે ॥

શ્રી શંકરશુતને નમુ ॥ પ્રેમ ધરીને પ્રણામુ ॥
અનુભવૂ રૂપ અનોપમ તાહ્હરૂં રે ॥ ૧ ॥
ઢાલ ॥ બૂંધ અગોચર આપોને ॥ ક્રીપા કરી મૂઝ તાત ॥
કહુ શવર દ્રુપદકુઅરીનો ॥ સીર મેહેલો હાથ ॥ ૩ ॥
માહારા શ્રી ગૂરૂચરંણે વદીને ॥ બોલુ એ આક્ષાંન ॥
દ્રુપદીહરંણા કથા કહુ ॥ તાંહાં પૂર્ણો કર ભાગવાંન ॥ ૪ ॥
માહાભારથ આદ પરર્વ તે વેદ પાંચમો જાંણો ॥
જે ગાતા શુણતાં નરનારી ॥ પદ પાંમે નીરવાંણુ ॥ ૫ ॥
(કડવું ૧ લું)

અન્ત (રાગ પ્રભાતી) ભારથ આદપરવ કથાએ ॥ પૂરંણા થઈ આખાંન રે ॥૨૨॥
વૈસમપાએન કેહે જનમેજેએ ॥ પાંડવ વન અતીહાસ રે ॥
દ્રુપદી સવર શાંભલે ॥ પોહોચે મંનની આસ રે ॥ ૨૩ ॥
કથાબંધ દ્રુપદ પાંચસે ને ઉપર પોચીતર રે ॥
સોલ રાગ કડવાં ૨૩ ॥ તેત્રીસ ॥ હારંણ થઈ પુરાંણ રે ॥ ૨૪ ॥
શંવત ૧૬૭૩ વરખે મકર સંક્રાંતનો દીન રે ॥
તે દાડે આરભ કરો ને ॥ આંણાદ આંણી પ્રેમ રે ॥ ૨૫ ॥
એક માસ માંહ્હાં પૂરંણા કથા થઈ ॥ શમરા મંન અવીનાસ રે ॥
શ્રીગૂરૂચરંણાક્રીપાએ કરી ॥ બૂંધી આપી ભુદર વાસરે ॥ ૨૬ ॥
બુધીમાંને આક્ષાંન કરૂં એ ॥ આંણી મંન આનંદ રે ॥
દક્ષણા દશા વીજાપહોર માંહે કીધો એ પદબંધ રે ॥ ૨૭ ॥
કવી નાગર સ્થંભતીરથનીવાસી ॥ કાંમેશરનો દાસ રે ॥
સદા મત આપો હરી સુઝને ॥ કેહે સેવક સીવદાસ રે ॥
કડવાં ॥ ૨૩ ॥ પદ ૫૫૫ ॥

શ્રી મછવેધ આદ પરવની કથા સપુરંણા શવત ૧૭૮૧ ના વરખેં ભાદ્રવા માસે ક્રષ્ણ પખે શતમી ૭ ગુરવારે લખીતંગ નાદિર ગીનાતી વીસવડો શાજને લખતંગ સેવક મીઠા વીઠલદાસ લખુ છે લખનારને દોસ દેશો માં જેહેવી પરત તેહેવી ઊતારી છે... શ્રીરાંમજી શત છે શ્રી નાથજી શત છે શ્રી

રણછોડરાએજીની કીપા છે શ્રી માહાલખમીની કીપા છે શ્રી નંદકેશવજી શાહ છે શ્રી કતારનાથની કીપા છે.

વિષયાદિ-૧. વિષય માટે જુઓ અ. ૭૭ ખ-વિષયાદિ ૧, પાનું ૧૩૨ મું.

૨. રાગ, ઢાલ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે. કડવાં ૨૩ છે, પદ ૬૦૯ છે, જો કે લહીયાએ ૫૭૫ ની સખ્યા નોંધી છે, પણ તેમાં તેની ભૂલ છે.

૩. જુઓ વિગત માટે અં. ૭૭ ખ વિશેષ પાનું ૧૩૨ મું. અં. ૮૪ પાનું ૧૫૯ મું. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે, વચ્ચે પાના ૫૫માનો પાછલો અડધો ભાગ કોરો છે, અને તેમ પાના ૫૩૧ માનો પાછલો પા ભાગ અને ૫૩૨ માનો આગલો અડધો ભાગ કોરો છે. આથી પ્રતિ તૂટક છે.

---

## અં. ૧૦૨-છ-શુકદેવઆખ્યાન-વસ્તો-(ર. સં. ૧૬૨૪)-(લિ. સં. ૧૭૯૧)-પૃ. ૫૩૭-૫૪૨ (તૂટક)

આરંભ-શ્રી ગાંણેસાએ નમઃ ।। શ્રી શારદાએ નમઃ શ્રી સુખદેવના આખાન લખીતંગ ।।

રાગ ધંનાસી ।।

ગુણાંપતી શાંમી ગુણા લંબોદર ।। સુણો બર્દ નમી વલી વીધણાહર ।।
છ જયશવંતા શીશ બલી ।। અપ મુખ વાંણી આપો નીરમલી ।।

ઢાલ ।। નીરમલી વાંણી મંન જાણી ।। ભગતભાવે થાપો ।।
સીવ તણા સુતને પૂજીએ ।। એકમંના રહી કરજોડ ।।
પારવતીપુત્ર તૂં રૂદઆ તણી જડ મોડ ।। ૩ ।। (કડવું ૧ લું)

રાગ ગોડી ચૌપૈ ।। સમરથ લેઇએ સરડો ।। એવાં દીવ લોચન દાક્ષ ।।
સાંતીપર્વ તણી કથા કહુ શંસાર પૂરો સાક્ષાત્ ।। ૮ ।।

વલાંણુ ।। શંશાર હુ કથા કહુ ।। ભાવ આપે ભગવતી ।।
દાસ વસ્તો દીન બોલે સાર કરો માતા સરસ્વતી ।। ૯ ।। કડવાં ।। ૨ ।।

રાગ ગોડી ।। સરસ્વતીએ તાં કીધી સાર ।। હૈઅડે હરખ ન માએ ।।
સંવત શોળચોવીસો શાર ।। માઘ સુધ બારશ ગૂરૂવાર ।।
ગૂરૂવારે ગુણા ગાસૂ કરી ।। વીપ્રપ્રસાદે વાણી હેવી ।।
તે બ્રાંમણના પુંજુ પાય ।। વાડવવચને ગ્રંથ બંધાએ ।। ૨ ।।

અન્ત-રાગ રામગ્રી ।। વાશ વાણી ઓચરે ।। વીનીતા વીધન શભાર ।।
લોકવાએક એમ કહે ।। વાંઝીઆનું જીવું બાળ ।। ૮ ।।

વલાંણુ ।। પુત્ર વંના પરીવાર શુનો ।। નરનારી ચંતા કરે ।।
પુત્રકારણ વાશજીએ ।। પોહો......વરે ।। ૧૦ ।। કડવાં ૧૦ ।।

**વિષયાદિ**-૧. મહાભારતના શાંતિપર્વના આધારે તત્ત્વજ્ઞાની અને નિવૃત્તિપરાયણ વ્યાસ પુત્રવાસનાથી અપ્સરાને વરી, શુકદેવને ઉત્પન્ન કરે છે અને તેને જ્ઞાનસંપન્ન કેવી રીતે કરે છે, એ પ્રસંગ પ્રસ્તુત આખ્યાનમાં વર્ણવેલો છે. જુઓ અં. ૬૨ ત, પાનું ૮૭ મું.

૨. રાગ, ઢાલ અને વલણથી પદબંધ બાંધેલો છે, જો કે કેટલેક સ્થળે ઢાલ ને બદલે વલણ લખેલું છે અને ક્યાંક વલણ પણ કડવાને અંતે નથી.

**વિશેષ**-આ આખ્યાન બૃ. કા. દો. ભાગ ૪ થામાં પાને ૨૪૭-૨૮૮ માં પ્રકટ થયું છે. આ પ્રતિમાં કવિનું પોતાનું નિવાસસ્થાન અને નામ સિવાયની વધુ ઓળખ આપેલી નથી, જ્યારે કેટલીક બીજી પ્રતોમાં તે જુઓ અં. ૬૨ ત-પાનું ૮૭ મું; તથા અં. ૬૪ ગ-પાનું ૯૩ મું.

૨. બૃ. કા. દો. માં રચનસંવત ૧૬૭૩ છે, પણ મહીનામાં ફેર છે:-

"સંવત સોળ ચોત્રીસો સાર, માગશિર શુદ દ્વાદશી ગુરૂવાર."

અંતમાં પાદનોંધમાં (પાનું ૨૮૮) આ કડી સ્વ. ઈચ્છારામભાઈએ ટાંકી છે:-

સંવત સોળસેં પર ત્રેપન, ભેગી એકને કીધો પાવન,
માગશર વદ તેરસ જાણ પુરણ કીધું શુકાખ્યાન.

પરંતુ પ્રસ્તુત પ્રતિ ત્રુટક હોવાથી આ કડી તેમાં હોવા ન હોવાનો નિશ્ચય થવો શક્ય નથી.

૩. પ્રતિ જૂની તેમ જ જીર્ણ છે; ગુજરાતીલિપિએ લખેલી છે; દરેક પાનાની છેલ્લી લીટીના ઘણા ખરા અક્ષરો કરપાઈ ગયા છે, તેમ પાનાં ખવાયલાં અને તૂટેલાં છે.

---

## અં.-૧૦૩-ક-સૌસિક પર્વ-વિષ્ણુદાસ-( ૨. સં. )-
## ( લિ. સં. ૧૭૯૭) પૃ.-૧-૧૮

**આરંભ**-શ્રી ગણેશશાએ નમઃ શ્રી શારદાએ નમઃ શ્રી ગરૂભોએ નમઃ અથ શ્રી માહાભારથ પરબ મધે શોવતી પરબની કથા લખી છે ॥

રાગ ગોડી ॥ શંજે કેહે સાંભલ શુભ મતી ॥ ઝારે ભોમ પડો મહીપતી ॥ ૧ ॥
તારે માહારથી ત્રણે જેહે ॥ રાએ શમીપે આવ્યા તેહે ॥
અતી દુખ હઇડા માંહાં ધરે ॥ રૂદંન કરે જલ નહીણે ભરે ॥ ૨ ॥
કેહે દરજોધંન વાએક સુણો ॥ અધ્રંમે કરી મુને ભીમે હણો ॥ ૪ ॥
તે દૃઃખ માંહે નીરવાંણ ॥ નથી જાતા મહારા પ્રાંણ ॥ ૫ ॥
એહેવૂ વાએક સ્વણે સાંભલી ॥ દ્રોણપુત્ર પછે બોલો વલી ॥ ૬ ॥
પુરણ વેર મન માંહે ધરૂં ॥ જે નપાંડવી હુ પ્રથંવી કરૂં ॥ ૭ ॥
(કડવું ૧ લું)

**અન્ત**-(રાગ દેશાખ) અઢાર ક્ષોહણી દળ ઝારે ॥ મલૂ એકે ઠાર ॥
ભોમીભાર ઉતારવા ॥ તારે ભક્ષ કરૂં ત્રીપુરાર ॥ ૪ ॥
અસ્વસ્થાંમાં પ્રેરીઓ ॥ એક ખડગ આપૂ હાથ ॥
ડેરા વીખે ભેદ ગઓ ॥ તાંહાં ઉગરા જણ શાત ॥

તે સ્થકી કે। બળીઓ નથી ॥ જે કરી ગંન વીચાર ॥
સકલ શુતાં પામીએ ॥ શેવીએ શ્રી ત્રીપૂરાર ॥
ધંન ધંન્ય પ્રુત્ર પરીવાર સહુ ॥ આપે શ્રી મહાદેવ ॥
તે માટે મંનસ્યા દેહ ધરીને ॥ કીજીએ હરીની શેવ ॥
હવે વઇશંમપાએન ઓચરે ॥ સુણ્ જનમેજે રાએ ॥
એ શોપ્રતી પરવ કથાને। ॥ કહો શરવ ઉપાએ ॥ ૮ ॥
એ માંહાભારથકથા નર સાંભળે ॥ ચીત ધરીને કો ગાએ ॥
શરવ જનમના પાતીક છૂટે ॥ વૈધકુઠમારેગ પસાએ ॥ ૯ ॥
વૈધકુઠમારેગ પસાએ રે ॥ તેહેમાં કાંઇ જ શંષે નહી ॥
વીશગૂદાશ કેહે હવે કહીશે ॥ શંત્રીક પરવ વીખે શહી ॥ ૧૦ ॥

કડવાં ૧૫ ॥ પદ ૨૯૫ ॥ ઇતીશ્રી શંપુરણ્ લખુ ॥

વિષયાદિ-મહાભારતના સૌપ્તિક પર્વના આધારે આ પર્વ લખેલું છે. દુર્યોધનને ભીમે ગદાથી હણ્યા પછી, તેને સાંત્વન આપતાં અશ્વત્થામાએ નપાંડવી પૃથવી કરી પાંડવોનું નિકંદન કાઢવાની પ્રતિજ્ઞા કરી, પણ તેની પ્રતિજ્ઞા અમોઘ હોવાથી કૃષ્ણે ખુબીથી દ્રૌપદીના પાંચ પુત્રોને તેઓ સૂતા હતા તે વેળા અશ્વત્થામાને હાથે હણાવા દીધા અને પાંડવોને ઉગાર્યા; તે પછી પાંડવોનું મન કૃષ્ણે વળાવ્યું અને અશ્વત્થામા બ્રાહ્મણપુત્ર હોવાથી તેની હત્યા થતી અટકાવી-આ પ્રસંગ પ્રસ્તુત પર્વમાં વર્ણવેલો છે.

વિશેષ-૧. આ પર્વ પ્રકટ થયું નથી. વિષ્ણુદાસે આખુયે મહાભારત રચ્યું હોવાનું સંભવિત છે. અને આ પર્વ તેનો એક ભાગ છે, એમ "હવે કહીશે શંત્રીક (શાન્તિ) પરવ વીખે શહી"એ વચનનો ટેકો છે.

૨. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. જોડણી અશુદ્ધ છે. અક્ષરો ચોખ્ખા છે. શરૂઆતનાં કૂટેલાં પાનાં સાંધેલાં છે, એટલે કેટલાક શબ્દો પડેલા છે, તેમ પાનું ૮ મું કૂટેલું છે.

---

## નં. ૧૦૩-ખ-મુસળપર્વ-શિવદાસ-(ર. સં. )-
## (લિ. સં. ૧૭૯૭)-પૃ. ૧૯-૩૨

આરંભ-શ્રી ગણેશાએનમઃ શ્રી શારદાએ નમઃ શ્રી ગુરૂભ્યેઅ નમ; અથ શ્રી મૂશલપરવ તણી કથા લખી છે. શંવત ૧૭૯૭ ના માગશેર વદિ ૪ બૂધે.
રાગ નટ ॥ પ્રથમે પણ્મુ ગણુપતી દેવ ॥ સુરીજંન મુનીજંન કરે જેહેની શેવ ॥
લક્ષ લાભ, સુત સુધ બૂધ નાર ॥ શીદુરે શોભીત શંણગાર ॥
એકદંત ને ગજમૂખ શાર ॥ શદા કરે મોદીકને। આહાર ॥
જેણે તુને શમરો મંન ધરી ॥ ઇછા તેહેની પુરંણ્ કરી ॥
... ... ... ... ...

માહારા મંનમાં ઈચ્છા ઘણી ॥ કથા કહુ દુવ્યાદશ સ્કંધ તણી
શ્રી ગુરુચરણકમલ મંન ધરી ॥ કહુ કથા કેમ ગઆ શ્રી હરી ॥

અન્ત–(રાગ પ્રભાતી)

**શ્રી મહાભારથ માંહાં વીસ્તાર ॥ શ્રી ભાગવંત શંકેપે શાર ॥**
એ શાંભલતાં જન વઈકુઠ જાએ ॥ ગાતાં પદ આપે જદુરાએ ॥
હરીગુણ કહેતાં નાવે પાર ॥ કેમ કહી શકુ વીસ્તાર ॥
**પદ બશે ઊપર પાંચાશ ॥** ગાએ શાંભલે તેને વૈઇકુઠવાશ ॥
**શ્રી ગુરુ પાવન ભુદર વાસ ॥** જે મુક્ષ કથા સુણી ઓલાશ ॥
કવીતા કુલ નાગર સુલ જાણુ ॥ કામેસ્વર કરણા મુખ આંણુ ॥ ૧૮ ॥
**શાગરત્રટ ત્રંબાવટી વાશ ॥ વીશણુભગત જંન કેહે શીવદાશ ॥ ૧૯ ॥**
કડવા દસ મધે વીસ્તાર ॥ કડવાં ૧૦ ॥

શાંમપુરણ ॥ ઈતિ શ્રી મુશળ લખુ છે શંવત ૧૭૯૭ ના વરખે માગશેર વદિ ૭ વાર શંનેઉ લખૂ છે જેહેવી પ્રીત હુતી તેહવૂ ઉતાર છે ॥ લખનારને દોશ દેશો માં ॥ અક્ષર ઓ છે અદકો હોએ તપાશી વંચજો એ ચોપડી મેતા મંનહરદાશ રાઘવજીની છે પોતે ઉતારી છે.

**વિષયાદિ**–૧. શ્રીકૃષ્ણના વંશજ યાદવો શ્રીપ્રભાસ ક્ષેત્રમાં આપસ આપસમાં લડી કેમ સંહાર પામ્યા, કેવા સંજોગોમાં શ્રીકૃષ્ણ સ્વધામ સીધાર્યા, અને યુધિષ્ઠિરાદિ પાંડવો પણ સ્વર્ગે સીધાર્યા, એ પ્રસંગ પ્રસ્તુત પર્વમાં વર્ણવેલો છે. શ્રીમદ્‌ભાગવતના બારમા સ્કંધના અધ્યાયને આધારે આ પર્વ લખાયલું છે, જો કે પર્વનું નામ તો શ્રીમહાભારતનાં આ જ નામના પર્વ ઉપરથી લીધુ છે.

૨. રાગ, ઢાળ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે, જોકે વચ્ચે ઢાલ કે ઉથલો જણાતા નથી. કડવાં ૧૦ છે.

**વિશેષ**–આ પર્વ છપાયું નથી. પ્રતિ પ્રાચીન છે. ગુજરાતી લિપિએ લખેલી છે.

---

## ચં. ૧૦૩–ગ–પ્રસ્થાન પર્વ–વિષ્ણુદાસ–(ર. સં. ૧૬૯૧)–(લિ. સં. ૧૭૯૭)–પૃ. ૩૨–૪૫

**આરંભ**–શ્રી ગણેશાએ નમઃ શ્રી શારદાએ નમઃ શ્રી ગુરુભ્યો નમઃ
અત શ્રી પરતાંન પરવની કથા લખી છે ॥
રાગ કેદારો ॥ શ્રી શંકર સુતને ધાઉં ॥ પદ વંદીને મંનશા ગાઉં ॥
પાવંન ચાઉં ॥ નીરમલ વાંણી પાંમવા રે ॥
શેઈલસુતા જેહની માત ॥ સ્વાંમી કારતેગ ભણીએ ભાત ॥
વીક્ષાત ભુવાંન ત્રણ માંહા જે નીર ॥ ૧ ॥
ઢાલ ॥ ભુવાંન ત્રણ માંહાં પ્રથમ પુજે ॥ શુદ્ધ બુદ્ધ સ્વામી જેહ ॥

માહારા મંનમાં ઇચ્છા ઘણી ॥ કથા કહુ દુવ્યાદશ સ્કંધ તણી
શ્રી ગુરૂચરણકમલ મંન ધરી ॥ કહુ કથા કેમ ગઆ શ્રી હરી ॥

અન્ત-(રાગ પ્રભાતી)

**શ્રી મહાભારથ માંહાં વીસ્તાર ॥ શ્રી ભાગવંત શંકેપે શાર ॥**
એ શાંભલતાં જન વઈકુંઠ જાએ ॥ ગાતાં પદ આપે જદુરાએ ॥
હરીગુણ કહેતાં નાવે પાર ॥ કેમ કહી શકુ વીસ્તાર ॥
**પદ બશે ઊપર પાંચાશ ॥** ગાએ શાંભલે તેને વૈઇકુંઠવાશ ॥
**શ્રી ગુરૂ પાવન ભુદર વાસ ॥** જે મુક્ષ કથા સુણી ઓલાશ ॥
**કવીતા કુલ નાગર** સુભ જાણુ ॥ કામેસ્વર કરણા મુખ આંણુ ॥ ૧૮ ॥
**શાગરૂત્રટ ત્રંબાવટી વાશ ॥** વીશ્ણુભગ્ત જંન કેહે **શીવદાશ ॥ ૧૯ ॥**
કડવા દસ મધે વીસ્તાર ॥ કડવાં ૧૦ ॥

શાંમપૂરણ ॥ ઇતિ શ્રી મુશળ લખુ છે શંવત ૧૭૯૭ ના વરખે માગશેર વદિ ૭ વાર શંનેઉ લખૂ છે જેહેવી પ્રીત હુતી તેહવૂ ઉતારૂ છે ॥ લખનારને દોશ દેશો માં ॥ અક્ષર ઓછા અદકો હોએ તપાશી વંચજો એ ચોપડી મેતા મંનહરદાશ રાંધવજીની છે પોતે ઉતારી છે.

**વિષયાદિ**-૧. શ્રીકૃષ્ણના વંશજ યાદવો શ્રીપ્રભાસ ક્ષેત્રમાં આપસ આપસમાં લડી કેમ સંહાર પામ્યા, કેવા સંજોગોમાં શ્રીકૃષ્ણ સ્વધામ સીધાર્યા, અને યુધિષ્ઠિરાદિ પાંડવો પણ સ્વર્ગે સીધાર્યા, એ પ્રસંગ પ્રસ્તુત પર્વમાં વર્ણવેલો છે. શ્રીમદ્‌ભાગવતના બારમા સ્કંધના અધ્યાયને આધારે આ પર્વ લખાયલું છે, જો કે પર્વનું નામ તો શ્રીમહાભારતનાં આ જ નામના પર્વ ઉપરથી લીધુ છે.

૨. રાગ, ઢાલ અને ઊથલાથી પદબંધ બાંધેલો છે, જોકે વચ્ચે ઢાલ કે ઉથલો જણાતા નથી. કડવાં ૧૦ છે.

**વિશેષ**-આ પર્વ છપાયું નથી. પ્રતિ પ્રાચીન છે. ગુજરાતી લિપિએ લખેલી છે.

---

## અં. ૧૦૩-ગ-પ્રસ્થાન પર્વ-વિષ્ણુદાસ-( ૨. સં. ૧૬૯૧ )-( લિ. સં. ૧૭૯૭ )-પૃ. ૩૨-૪૫

**આરંભ**-શ્રી ગણેશશાએ નમઃ શ્રી શારદાએ નમઃ શ્રી ગુરૂભોએ નમઃ
અત શ્રી પરતાંન પરવની કથા લખી છે ॥
રાગ કેદારો ॥ શ્રી શંકર સુતને ધાઉં ॥ પદ વંદીને મંનશા ગાઊં ॥
પાંવંન થાઊં ॥ નીરમલ વાંણી પાંમવા રે ॥
શેઇલસુતા જેહની માત ॥ સ્વાંમી કારતેગ ભણીએ ભાત ॥
વીક્ષાત ભુવાંન ત્રણ માંહા જે નીર ॥ ૧ ॥
ઢાલ ॥ ભુવાંન ત્રણ માંહાં પ્રથમ પુજે ॥ શુધ બુદ્ધ સ્વાંમી જેહ ॥

લક્ષ લાભ સુતજ ઊમઆતંન ॥ સ્તવંન કરે સુર તેહ ॥
શકલ શીધની તુઅજ દાતા ॥ કરે દાસની શાર ॥
શ્રી માહાભારથની કથા કહુ ॥ જે સુણતાં પાંમે પાર ॥ ૧૩ ॥ કડવૂ ૧ લું ॥
પ્રસ્તાંન પરવની કથા કોહો ॥ જેમ પાંમૂ મંન ઓહલાશ ॥
તારે વૈઇશંમપાએ ન ઓચરા ॥ સુણ જનમેજે રાએ ॥
કહુ પરવ શસ દશાસુ સહી ॥ જે સાંભળે અધ જાએ ॥ ૧૦ ॥ કડવૂ ૧ લું.

અન્ત-(રાગ પ્રભાતી)

વૈશંપાએન કેહે સુણ રાએ ॥ ધરંમ રાજંન શોધવાને જાએ ॥
હવે એ કથા શંપૂરંણ હવી ॥ શરગા રોહેણી માંહાં કેહેશે કવી ॥
પદ ખશેં ઉપર ચાલીશ ॥ કડવાં નવ ઉપર દશ ॥
અવા ત્રણ રૂહ્યા માંહાં ધરી ॥ પ્રાકેત ભૂધ વાણી ઊચરી ॥
સંવત શોલ એકાંણુંશો એ ॥ શ્રાવંણ માસ ઊજલ પક્ષ હોએ ॥
એકાદશીને દીને ગ્રેતીવાર ॥ તે દીને એ કીધો વીસ્તાર ॥
હુ અગ્નાંન મટિ છઊ બાલ ॥ કીપા કરો મુને શ્રીગોપાલ ॥ ૧૬ ॥
અક્ષરે દીરઘ ન જાંણૂ જોડી ॥ કવી પણે માહારી મત થોડી ॥
આદ શક્તિનો આધાર ॥ તો હુ ગ્રંથ પાંમો પાર ॥
તે મટિ વીસ્તુવ જે હોએ ॥ મૂજને ક્ષોડ મ દેશો કાએ ॥
શંકલ દવીજનો લેઈ અભાશ ॥ પછે બોલો માહારી બૂધ પ્રકાશ ॥ ૧૮ ॥
ભારતકથા ભાવે ધરે મંન ॥ તેના પ્રીતૂ પાંમે સ્વરગ શદાંન ॥
એહ કથા શાંભલશે કોઅ ॥ પ્રાતીક તેહેનાં પ્રલે હોએ ॥ ૧૯ ॥
એ કીરશ્ન કથા જે શેહેજે ગાઅ ॥ તે નીશે વૈધકુઠ જાએ ॥
શ્રીહરી તેહેને પ્રૂરે આશ ॥ બેહુ કર જોડી કેહે વીશણદાશ ॥ ૨૦ ॥

કડવાં ॥ ૯ ॥ શપૂંરાંણ શમાપત ॥ શંવત ૧૭૯૭ ના વરખે માગશેર વદિ ૧૦ વ. ભૂમો. લ. મેતા. મંનેહરદાશ રાધવજી ગનાત દશા નાગર.

**વિષયાદિ**– ૧. કલિકાલનો પ્રભાવ થયલો જાણી રાજ્યપાટ પરિક્ષિતને આપી યુધિષ્ઠિરાદિ પાંચ પાંડવો અને દ્રૌપદીએ હિમાલય તરફ પ્રયાણ કર્યાનો અને માર્ગમાં યુધિષ્ઠિર સિવાયના અન્ય ભાઈઓનું પતન થયાનો અને યુધિષ્ઠિરે સદેહે સ્વર્ગમાં પ્રયાણ કર્યાનો પ્રસંગ વર્ણવેલો છે.

૨. મહાભારતના ૧૭ મા મહાપ્રસ્થાનિક પર્વને આધારે આ પર્વ લખાયલું છે.

૩. કડવાં ૯ છે. રાગ, ઢાલ અને ઊથલાથી પદબંધ બાંધેલો છે.

**વિશેષ**-આ પર્વ પ્રકટ થયું નથી, પ્રતિ જૂની અને ગુજરાતી લિપિએ લખાઈ છે.

---

## અં. ૧૦૩-ઘ-સ્વર્ગારોહણી-વિષ્ણુદાસ-(ર. સં. )-
## (લિ. સં. ૧૭૯૭)-પૃ. ૪૫-૫૪ (ત્રુટક)

આરંભ-શ્રી ગણેશશાએ નમઃ શ્રી શારદાએ નમઃ અથ શ્રી સ્વરગારોહણી લખી છે ॥

રાગ અશાવરી ॥ પ્રથમ વીનાએક વીનવૂ ॥ શ્રી ગુરઆ ગણુપતી રાએ ॥
પાએ રે લાગી પ્રેમ રૂદે ધરુ ॥ લંબોદર દાલીદ્ર હર હુ ॥
સ્તવન કરૂ શીશ નાંમી ॥ સ્વામી રે વીઘ્ન હરો વેગે કરી રે ॥
ચાલ ॥ સ્વાંમી વીઘ્ન શીઘ્ર થઈ હરો ॥ મંન તણી પૂરો હાંમ ॥
સુભક એક તાં પારવતીસુત ॥ તુને કરૂ પ્રણામ ॥
ધન ધન્ય ધાતા નદની ॥ વંદની સુર વીક્ષાત ॥
મુને દીન જાણી દયા આંણી ॥ કીપા કરો મુઝ માત ॥
**સ્વર્ગારોહેણીની** કથા ॥ કહુ ધરી મંન ઓહુલાશ ॥
જેણે શાંભલે સુખ પાંમીએ ॥ કર જોડી કેહે **વીશણુદાશ** ॥
વઇશમપાએન રૂખી તણાં ॥ પ્રેમસુ પ્રણુમી પાએ ॥
રાએ જનમેજેએ એમ પ્રશ્ન પુછે ॥ હેઇડે હરખ નવ માએ ॥ ૬ ॥
મહારા પુરવજ પાંડુના સુત ॥ ધ્રુતાસ્ટરના સુત જેહ ॥
સ્વર્ગને પાંમી પછે ॥ કવણ સ્થાનક જઇ વશા તેહ ॥ ૭ ॥ (કડવું ૧ લું)

અન્ત-(પ્રતિ ત્રુટક હોવાથી રીતસરનો અંત નથી.) રાગ દેશાખ ॥
સુત પુરાંણીક ઊચરે વાંણી એ ॥ આણી મોન આનંદ મંન અતિ ઘણો રે ॥
હરખ ઘણો પાંમ્યો જનમેજે રાયે રે ॥ સાંભલ્યો મહીમા ભારથ તણો રે ॥
ઢાલ ॥ ભારથ તણો મહીમા જનમેજે કહો નવ જાએ ॥
પછે કાંએ તાંહાં રહી ॥ કરતા હવે તે રાએ ॥
મંન માંહાં અતી શંતુસ્ટ હવા ॥ જે સ્વાંમી શ્રી જુગદીશ ॥
જગ્ન અંતે અમર શરવ ॥ વદતા હવા આશીષ ॥
હરખતાં અહી કુલ ઊપનો ॥ આસ્તીક મંન શંતોક ॥
પરી પૂરણ એ જગ્ન કરાવી ॥ રાજા હવા નીરદોક્ષ ॥
જગ્ન કરાવા આવા હુતા ॥ માનૂભાવ રૂખ જે હોએ ॥
દેને દાંન આપી અપરમીત ॥ રાએ શંતોક્ષા શ્રવ કોએ ॥
જે જગ્ન માંડવને વીખે ॥ આવા હુતા રૂક્ષદેવ ॥
તાંહાં સ્થકા પછે શીઘ્ર થઇ ॥ શહુ શંચ—(કડવું ૭ મુ અધુરૂ)

વિષયાદિ-૧. મહાભારતના સ્વર્ગારોહણ પર્વને આધારે, પાંડવો અને કૌરવોની સ્વર્ગમાં થયલી સ્થિતિ આ પવમાં વર્ણવી છે. આમા યુધિષ્ઠિરના સત્ય ધર્મની પણ કસોટી દર્શાવેલી છે.

૨. રાગ, ઢાલ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે.

વિશેષ-૧. આ પર્વ છપાયુ નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. કડવા સાતમાની છઠ્ઠી કડીથી અધવચ પ્રતિ ત્રુટક છે. પરંતુ જણાય છે તેમ પ્રસ્તુત પર્વનું આ ઉત્લું કડવું હશે.

૨. પ્રતિનાં ૫૫ માં પાનાથી તે ૨૮૭ પાનાં જતાં રહેલાં છે, અને તેમાં મહાભારતનાં અન્યપર્વો લખેલાં હશે, એમ આખી પોથીના વસ્તુસંગ્રહથી સમજાય છે.

---

## અં. ૧૦૩-ઙ-સ્રીપર્વ-વિષ્ણુદાસ-(ર-સં. ૧૭૧૫) (લિ. સં. ૧૭૯૭) પૃ. ૨૮૮ (ત્રુટક)

અન્ત-(આગળનાં પાનાં પડેલાં હોવાથી માત્ર અન્ત જ રહેલો છે.

રૂદંન કરતા શર્વ ॥
વીલાપ કરે શંત્યવંત રાજા તથી(?) મંનથી ગર્વ ॥
આશવાશના કરતા હવા શાહશીક ધર્મકૂમાર ॥
પછે શાથ શર્વ જે હતી તે કર્ણનો શારોધાર ॥
પછે ગંગાગટ વીશ્રંમ કીધો કૌરવ પાંડવ જેહ
અહી થકી પૂરંણ હવી સ્રીપર્વ કથા રશ એહ ॥
વૈશંમપાએન બોલીઆ તુ સુણ જનમેજે રાએ ॥
સ્રીસ્નાનપર્વ ... ... ... સર્વ ઉલાસ ॥
એકવીશ અધ્યા વીખે છે વીસ્તાર શઘલો જાણુ ॥
એક મને જે શાંભળે ઉધારે શારંગપાણુ ॥
રાગ ને કડવા વીશ પાવંન ॥ કથા કીધી એહ ॥
પદ ખટ શત એકાંણૂ શહી પૂરંણ થઇ તાં તેહ ॥
શંવત શતર પંનોતરા ને માશ માગશેર ધંન્ય ॥
શુકલ પક્ષે ને પંચમીં ગુરૂવાર પૂજ પાવંન ॥
એ કથા કેહે રે શાંભસે વલી પ્રસ્ણું કરે જે કોઅ ॥
શંશારભવ વ્હેલાં તરે અભવાશ નાવે શોઅ ॥
વલી અનેક દુખથી નીવર તેને ઉપજે ચિત્ત ગ્નાંન ॥
વૈકુઠપદ પાંમે શહી ઊધારે શ્રી ભગવાંન ॥ ૨૧
ઉથલો ॥ ઊધારે શ્રી ભગવાંન રે તે જનમમાંથી નીશરે ॥
કર જોડી વીસ્નુદાશ કેહે તેહેને ક્રીસ્ણુ દેવ ક્રીપા કરે

ઇતી શ્રી મહાભારથ સ્રીપરવ શંપ્રાંણુ થઉ છે ॥ સંવત ૧૭૯૭ ના માહા શુદિ ૧૧ વા. શુકરે લા. મેતા મંનેર રાઘવજી

વિષયાદિ-૧. દુર્યોધનાદિ કૌરવોના મરણ પછી સ્મશાનમાં તેમની માતા ગાંધારી અને અન્ય રાણીઓએ શોક પ્રકટ કર્યાનો પ્રસંગ મહાભારતના પર્વ સ્ત્રીપર્વને આધારે વર્ણવેલો છે.

૨. કડવાં ૨૦ અને પદ ૬૯૧ હોવાનું પ્રતિમાં નોંધેલું છે.

વિશેષ-આ પર્વ પ્રકટ થયુ નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. પ્રસ્તુત પર્વનું માત્ર એક જ પાનુ અવશેષ રહેલું છે.

---

## અં. ૧૦૩-ચ-શલ્યપર્વ-વિષ્ણુદાસ-(ર. સં. )-(લિ. સં. ૧૭૭૭)-પૃ. ૨૮૮-૩૦૨.

આરંભ-શ્રીગણેશાએ નમઃ શ્રી નાથજીની કીરપા છે. શ્રીશારદાએ નમઃ અથશ્રી માહાભારથે મધે શલપરર્વની કથા છે તે લખતંગ ॥

રાગ ધંન્યાશી ॥ શ્રી ગણપતીને વીનવૂ ॥ પ્રણમૂ લાગી પાએ રે ॥
શુભ મતી મુજને આપીએ રે સ્વામીશ્રી ગુણરાએ ॥
ઢાલ ॥ ગુણરાએ મત આપો મુને હુ દીન જાંણી બાલ ॥
મુને કીપા કરજો ગજનં(વ)દન ॥ મત આપ બુધ વીશા(લ) ॥
હંશવાહંની સ્વરશતી આઇ પૂરો મંનની આશ ॥
મુને કલાંણી કરજો કીપા કર જોડી કેહે વીશણદાશ ॥
શલપંવ તણી કથા જે અખીલ પાવંન હોએ ॥
કહુ બુધમાંને વીસ્તારી ॥ શાંભલજો શર્વ કોએ ॥
જનમેજે એ ઊચરે સુણ વૈશંમપાએન વાત ॥
જુધ કરતાં રણ વીખે કેમ શલ પાંમો પાત ॥
સંગ્રામ કેમ રણ માંહાં હવો તે જુધ અપરમીત હોએ ॥
તે કથા કાહો માંડી મુહને શુખ શખલ પાંમૂ શોઅ ॥ (કડવૂ ૧ લું).

અન્ત-રાગ દેશાખ ॥ શાત બાંણે સુંદર તેનો રથ ભાંનો ખેવ ॥
એક બાંણે શીશ છેદુ રહા નીરખે દેવ ॥
તે શરવ મરતાં શલ શેન્યા રહુ રંણમાં શોઅ ॥
પછે ધ્રદ્રસુતના મારથી રંણ પાડા તે શ્રવ કોઅ ॥
દરજોધંન અશ્વે ચઢી નાહાશી ગઓ નીરધાર ॥
પછે દ્રોણસુત, કીપા, કૂતવરમા રહા રંણ એ ચાર ॥
તુજ પૂત્રની સેન્યા વીખે ॥ બાકી શરર્વ પડુ ઉજાણ ॥
ધૂત્રાસ્ટર એહવૂ શાંભલી ॥ બોલીઓ મુખે વાણ ॥
તુ કેહે રે ફીજે વીસ્તારી હુ દુખ પાંમો મંન ॥

મુજ પુત્ર કહી નાથી ગઓ તે કેહે શત વચંન ॥
શંજે કેહે છે તાંહાં સ્યઝી શાંચરો મારગ માહે ॥
નીસ્વાશ મેહેલી અતી ધણો ॥ બહુ દુઃખ ધરતો તાંહે ॥
જેહેવૂ કર તેહવૂ થઉ એમ દુખ ધરતો મંન ॥
ક્રીપા અન દ્રહ મધ જલસ્થંભી રહો દરજોધંન ॥
તારે ક્રીપાચારજ, દ્રોણસુત ને કૃતવરમા જેહ ॥
રથ લાવીને દ્રોહે શમીપ રહા આવી તાંહે ॥
દરજોધંનસુ પ્રેમ વાણી ઉચરા નીરધાર ॥
તે ગદા પર્વ વીખે કથા તેહેનો કરીશ વીસ્તાર ॥
વૈશંપાએન ઓચરે રાએ જનમેજેએ અવીધાર ॥
એ શલ પર્વ તણી કથાનો કહો શર્વ વિસ્તાર ॥
એક મંને જે શાંભળે આંણી મંન ઊલાશ ॥
વૈકુંઠપદ પામે શહી ઊધારે શ્રી અવીનાશ ॥ ૧૬ ॥
ઊથલો ॥ ઊધરો શ્રી અવીનાશ સ્વાંમી આશ પૂરો મંન તણી ॥
વીશ્નુદાશ કેહે તેહેને શ્રીકરણજી ॥
ક્રીપા કીપા કરે તાંહાં અતી ઘણી ॥ ૧૭ ॥

કડવાં ૧૫ ॥ પદ ૨૯૯ ॥ ઈતી શ્રી શલ પર્વ મહાભારથ કથા શંપુરણ ॥ લખતંગ મંનોહર રાઘવજી ગનાત નાગર દશની ચોપડી શંવત ૧૭૯૭ મહા શુદિ ૧૪ શોમે.

**વિષયાદિ-૧.** શ્રીમહાભારતના શલ્ય પર્વને આધારે, રણમાં કર્ણ પડ્યા પછી શલ્યના સેનાપતિપદે દુર્યોધનના સૈન્યે મચાવેલો સંગ્રામ અને અંતે યુધિષ્ઠિરને હાથે તેનો થયેલો પરાજ્ય પ્રસ્તુત પર્વમાં વર્ણવેલો છે.

૨. રાગ, ઢાલ અને ઊથલાથી પદબધ બાંધેલો છે. કડવાં ૧૫ છે. પદ ૨૯૯ છે.

**વિશેષ**-આ પર્વ છપાયું નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. પ્રતિ જીર્ણ છે. પાનાં મધ્યે જીવાતે કોરેલાં છે.

---

## અં. ૧૦૩-છ-એકાદશસ્કંધ (ભાગવત)-રામભક્ત નારાયણ ભટ્ટ-(ર. સં. )-(લિ. સં. ૧૭૯૭)-પૃ. ૩૦૨-૩૩૯

**આરંભ**-શ્રી ગણેશ શાએ નમઃ શ્રી શારદાએ નમઃ શ્રી ગરૂભોએ નમઃ શ્રી ક્રીષ્ણાંચરીત્ર એકાંદશ કંધ્યની કથા અક્રુંન ઓધવ ક્રીષ્ણાંનો સંવાદ લખો છે ॥ રાગ કેદારો ॥ પ્રથમે રે પ્રણમુ શ્રી ગુરૂદેવજી ॥ સ્વસ્તશ્રીની કરૂ શેવજી ॥
અસ્તમેવ સુજૂ પદ શ્રી ગુરૂ તણાજી ॥

ગરૂ સ્વરૂપે ગુણવતી ॥ આદે કરૂ તેહેની સુતીજી ॥
ઈછુ છઉ હરી જશ વીસ્તારવ્યા ॥ શ્રી વાગ્ર દેવી પ્રણમુજી ॥
દેઆ કરો હરી ગુણ સ્તવૂજી ॥ એકાદશમ સ્કંધની કથા કહુ રે ॥
શ્રી પરીક્ષતનો શંવાદ કથા કહુ છઉ આદ અનાદે ॥
શ્રી ભગવાને ઓધવને કરી રે ॥

વલણ ॥ ઓધવને ઊદ(પ)વેશે કરીને પ્રાંણી માત્રને હેત ॥
પાર નવ જાંણુ હરી પ્રાક્રમનો કંઇ એક કહુ શંક્ષેપ ॥
પ્રભૂજીના નાભ સ્થકી ॥ એક અંબુજ વીરવ રૂપ જેહેનૂ નામ ॥
તે મધે બ્રાંહ્માની ઊનપત ॥ બ્રાંહ્મા નવ દેખે ધ્રાંમ ॥ કડવાં ૧ ॥

અન્ત—રાગ ધંન્યાશી ॥પરીક્ષત પુછે સ્વાંમીજી ॥ પ્રભુજી એ સુ કરૂ રે ॥
કેમ છાંડો લીલાવંત દેહ ॥ શગુણ રૂપ કેમ વરૂ રે ॥
સુકજી કેહે સુણો રાએ ॥ ત્યારે સુર બ્રહ્માંદીક આવીઆ રે ॥
જોવા પ્રભુનુ પ્રયાણ ॥ દેવતાએ રએ વધાવીઆ રે ॥
ઈંદ્રાદીક શહુ દેવતા ॥ જે જે વાણી ઓચરે રે ॥
મુની જન્મ દેહે અભીષેક ॥ નારદજી કીરતંન કરે રે ॥
ગુરર્વ ગંધ્રર્વ જેહ ॥ શીધ વીધ્યાધર આવીઆ રે ॥
કીનર રાક્ષસ જક્ષ ॥ બંદીજંન પ્રભૂને સ્તવે રે ॥
કીરશુંજીનાં રે દરશણું કા જ શહુ કો દેવ પધારીઆ રે ॥
અસ્વ સ્થલ સુખ કેરે ॥ શેખ નાગ તાંહાં આવીઆ રે ॥
ઉંડગત કરો નમસ્કાર ॥ ગુણ ગોવંદના ઓચરા રે ॥
વરતો હવે જે જે કાર ॥ પુરૂપવીશ્ટી દેવતા કરે રે ॥
વલતા શ્રી જુગદીશ ॥ ઇશ બ્રંહ્માને નીરખતાં રે ॥
મેલાં કમલલોચંન ॥ મનુશભાવને મુક્તા રે ॥
જેહેવો વીઝ તણો જાતકાર ॥ દેવતાએ એમ પેખળી રે ॥
હરી પાંમ્યા અંતરધાંન્ય ॥ બ્રંહ્માદીકે એમ દેખળી રે ॥
કરે વારોવાર નમસ્કાર ॥ કર શંપુસ્ટ જોડી રહ્યા રે ॥
આ(ગા)તા હરીગુણગ્રાંમ ॥ આપ આપણે સ્થાંનેકે ગઆ રે ॥
દુદભી વાજે રે આકાશ ॥ અંતરીખ તાંહાં જે જે કરે રે
ધંન ધંન એહ અવતાર ॥ હરીજંન એહવૂ ઓચરે રે ॥
શ્રી એકાદશસ્કંધ અધ્યા એકત્રીશ પુરંણ થયા રે ॥
ક્રીશ્ણુંજી લીલાવંત આનંદે વૈકુંઠ પરવરા રે ॥
નાંમનો એહ આપો આહાર ॥ પુન્યનો પાર નવ લહુ રે ॥

એ પદ મુક્ષ દાતાર ॥ કવી કેહે અદકુ સુ કહુ રે ॥
કથા અમ્રીતરશ પાંન ॥ શ્રધ્યાએ જે જંન કહે રે ॥
તે પામે બ્રંહ્મ શાક્ષાત ॥ ભવસાગર શેહેજે તરે રે ॥
સ્વાંન કીટનુ ભક્ષણ એહેવૂ દેહ જે જાંણશે રે ॥
તે છૂટે ભવશંશાર ॥ ગ્રભવાશ આવે નહી રે ॥
ત્રુટે બંધન કર્મ ॥ હરીસેવા જેણે બહી રે ॥.
ભટ નારાંએણ વેકુંઠ ॥ કથા કહી રે ॥
રશ કેળવીએ ॥ મેળવીએ પદ બંધ રામભગ્ત ગાઉ ઉદાશ રે ॥
શ્રીગુરૂચરણું પશાઅ ॥ એ કથા અક્ષાંન પુરણ કર રે ॥
રામ ભગ્ત ગુણ ગાએ તંનમન હરીચરણે ધરૂ રે ॥ (કડવું ૧૯ મું)

શ્રીમદભાગવંત એકાદશમ સકંધ્યની કથા શંપુરંણ થઈ છે ॥ શુભ ભવંતુ ॥ કલાંણમસ્તુ શંવત ૧૭૯૭ ના વરખે આખાડ શુદિ પરવેઉ લખુ છે॥ લખતંગ મેતા મનહર રાગવજીએ ઊતારૂ છે.

**વિષયાદિ-૧.** કૃષ્ણે ઉદ્ધવને ભક્તિનો ઉપદેશ કર્યાનો પ્રસંગ શ્રીમદ્દ્ભાગવતના એકાદશમ સ્કંધને આધારે આમાં વર્ણવેલો છે.

૨. રાગ અને વલણથી પદબંધ બાંધેલો છે. કડવાં ૧૯ છે.

**વિશેષ-૧** પ્રસ્તુત સ્કંધ પ્રકટ થયો નથી. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. આખી પ્રતિમાં પ્રસ્તુત એકાદશ સ્કંધ સિવાય મહાભારતનાં પર્વો લખેલાં છે.

---

## અં. ૧૦૪-ઉદ્યોગ પર્વ-ભાઉ- (ર. સં )-(લિ. સં ૧૮૨૧)- પૃ. ૧-૨૦૩

**આરંભ-**શ્રી ગણેશાય નમ; શ્રી સરસ્વરસ્તીએ નમ: શ્રી ગૂરૂભે નમ; શ્રી વીસ્વનાથની ક્રીપા ॥ અથ આક્ષાંન શ્રી મહાભારથ ઉધ્યોગ પ્રરવ લક્ષીતે.॥

દુહા॥ પ્રથમે ગણપતી વ્રણવૂ કર જોડી પ્રણ્યામ ॥
માગૂ અવીચલ વાંણ ॥ મન ઊનક્રષ્ટ છિ ઘણી ॥
શ્રી શીવજી મૂખ ધરજો પ્રાંણ ॥ ૧ ॥
તૂ સ્વાંમી શમરથ છિ અનેક વાંછત ફળ દાતાર ॥
નાંમે નવનીધ પાંમીએ અને સુધ બૂધનુ દાતાર ॥ ૨ ॥
મૂષકવાહન તાંહાં રઉે અને ગજમૂખવદન વીસાલ ॥
વસ્ત્ર પીરોદક પેરંણે ॥ કંઠે શવંત્ર માલ. ॥ ૩ ॥

' શાંભલ સ્વાંમી વીનતી કહૂ છી કરી પ્રણુંમ ॥
વરટે કરૂ પાંડવ તણી તે પૂરંણ કરજો સ્વાંમ ॥ ૪ ॥

... ... ... ... ...

ચોપૈ અનંત ભટ તે બ્રાંહ્મણ શાહી ॥ તીણે ઘણી કથા પ્રીછવી કહી ॥
તો મૈ જાણ્યા અક્ષર સુદ્ધી ॥ દયા કરીને આપી બુદ્ધ ॥ ૧૧ ॥
માંહાંભારથ કુત વેદ વ્યાશ ॥ ઊદ્યોગ પ્રર્વ વાચૂ ઓહોલાશ ॥
તે કહે વને ઈચ્છા ધરૂં ॥ પ્રણૂંમ શકલ શભાને કહુ ॥ ૧૨ ॥

અન્ત–એહ કથા કલસ હેવું જાણી ॥ લષયુ શ્રી ભારથ પુરાણ ॥
અડસટ તીરથ કીધે સ્નાંન ॥ ગ્રહણ કાલ આપે માહા દાંણ ॥ ૬૧ ॥
કલપ કોટી કાસીમાં રહે ॥ તે ફલ વાંચે ગાએ કેહે ॥
પ્રેમ ધરી ધરી શાંભલશે નારી ॥ ભલો પુત્ર પાંમે નીરધાર ॥ ૬૨ ॥
પાતીક સાંચ્યાં હોએ જેહ ॥ ગાતાં સુણતાં જાએ તેહ ॥
એકમનાં રાષો વીસ્વાસ ॥ કવી કથા કેહે ભાઉ દાસ ॥ ૬૩ ॥
એહ કથા સાંભલસે જેહ ॥ અંતે વૈકુઠ પામે તેહ ॥
આગલ સાંભલવા ઇછા ધરી ॥ દ્રોણ પર્વનો આદર કરી ॥ ૬૪ ॥
તેહેમાં છે સહુ વીસ્તાર ॥ પુન્ય અર્થ ને ધર્મ વીચાર ॥
તેથી ભારથ પુરંણ થસે ॥ સુણે પુરૂસોતંમ પદ પામસે ॥ ૧૭૬૫ ॥

ઇતીશ્રી ઉધ્યોગ પર્વ સંપુર્ણ સમાપતં ॥ શ્લોક ॥ याद्दशं पुस्तकं दृष्ट्वा ताद्दशं लषीतं मया ॥ यदी सुधमसुधं वा मम दोषो न दीयते ॥

ઇતી શ્રી માહાભારથે ઉધ્યોગ પર્વ વૈટી પાંડવની લષી છે જેહેવી પ્રત તેહેવુ લષુ છે લષનારને દોસ મો દેસો ॥ શ્રી ૧૮૨૧ શ્રાવણ સુદ ૧૨ શોમે દીવસ પોહોર ચઢતે શંપુરણ થઉ છે.

વિષયાદિ–૧. વિરાટ્ રાજાને ત્યાંનો વર્ષ એકનો ગુપ્ત નિવાસ પ્રકટ થયા પછી, પાંડવોએ દુર્યોધન સાથે પોતાનો રાજ્યભાગ મેળવવાના સદેશા શ્રીકૃષ્ણ દ્વારા ચલાવ્યા અને તેમાં ન ફાવતાં યુદ્ધની તૈયારી કરી–એ પ્રસંગ પ્રસ્તુત પર્વમાં વર્ણવેલો છે.

૨ દૂહા અને ચોપાઈથી પદબંધ બાંધેલ છે કુલ કડી ૧૭૬૫ છે.

વિશેષ–પ્રા. કા. ત્રૈ. અંકમાં આ કવિનું આખ્યાન પાંડવ વિષ્ટિને નામે પ્રકટ થયલું છે. પણ તે રાગ, ઢાળ અને કડવાંથી બાંધેલું છે, તેને ઉદ્યોગ પર્વનું નામ કવિએ આપેલું નથી. તેમાં અંતે કવિની ઓળખ આદિ તેમ ગ્રંથરચનાનો કાળ પણ આપેલો છે. તેથી સમન્વય છે તેમ પ્રસ્તુત આખ્યાન કાં તો ભાઉનું નહીં હોય, અગર તેણે આ ઉદ્યોગ પર્વ રચ્યા પછી પાંડવ વિષ્ટિ ફરીથી નવેસર નવા બધારણથી બાંધી પણ હોય.

૨. પ્રતિ ગુજરાતી લિપિએ લખાયલી છે. જો કે વચ્ચે ૧૦૮–૧૧૧ એ પાનાં બાલબોધ લિપિએ લખેલાં છે અને પાનાં ૧૧૨–૨૦૨ એક ત્રીજા જ હસ્તાક્ષરે લખાયલાં છે.

## અં. ૧૦૫-ક-હંસાવતી-શામળભટ-પૃ. ૧૧-૨૩ ૯ (તૂટક)

આરંભ-(પહેલા ૧૦ પાનાં પડેલાં હોવાથી રીતસરનો આરંભ નથી.)
જહલકે મોહોર પતાકા શાર ॥ મણીપુરશ રખુ દીશે નીરધાર ॥
સુંદર શરોવર ભરીઆ નીર ॥ તાહા જઇ જલ પીધુ નીર ॥
વળી જલ પાઉ ગોડલા ॥ નવાંણુ કરા પાલના ॥
સુદર નાર ભરે છે નીર ॥ કુવર ઉભા બેહુ શરોવર તીર ॥
પ્રેમદાને પુછે શુ જોણુ ॥ રાય નગરતું શુ છે નામ ॥
શામા કેહે તુ સાભલ રે રાએ ॥ કનકપુર એ નગર કહેવાએ
કરનાક્રત રાજાનું નામ ॥ રત્ના નાગર એનો પરધાંન ॥
જોઇ નગરને સુખીયા થાએ ॥ કુવર બેહુ આવા નગરજ માંહે ॥
સાંજ પડી શુરજ આઠમો ॥ ઘડી ચાર નગરમાં હા ભમે ॥

અન્ત-ચોપાઇ શભા મધે બેઠા રાજંન ॥ લોક તણા તાહા હરખા મંન ॥
દેશ દેશથી આવે વાત ॥ જશ બોલે ચારણ ને ભાટ ॥
કવી જન તાંહાં કરી વીખાણ ॥ રાજકુવર બનો ચતુરસુજાણ ॥
શભા મધે આવે જોગંદ્ર ॥ જેવો શોભીએ પોતે ઇંદ્ર ॥
ઘણા રાએ શભામા આવે શહી ॥ દેશ દેશ વારતા વીસ્તારી ॥
કેહે કુવીતા જાએ નહી કહુ ॥ શરવે આનંદે સુખીઊ થઊ ॥
દોહરો॥ પ્રેમે બેઠી આશંને ॥ શરખે સરખી જોડ ॥
શામલભટે શાચુ ક(હુ) ॥ જે જે શી રંણછોડ ॥
ચોપાઇ॥ શામલ ભટ તાહા વરણવે ॥ હંશાવલી આક્ષાં ॥
ગાએ શીખે ને સાંભલે ॥ તેહને ગંગાઅસ્નાન ॥ ૧
શતવાદી જે હંશાવલી, ગાએ શુણે મહીમાએ ॥
વીજોગ ભાગે તેહ તણો, આશા પુરંણ થાએ ॥
ચોપાઇ॥ ચાર ખંડની શુદ્ધ, જુજવી ॥ ચારે ખંડી શમાસ હવે ॥
સંપુરણ લખુ છે. ઇતી ખંડ ચારની કથા શંપુરંણ ॥

તરવાડી મેવાડા બ્રાંમણ અંતક પાઠેક. લખમીરાંમ હરગોવન ચોપડી હંશાવલીની છે જે કોઈ વાચવા લેઈ જાએ ને ઓલવે તેને માથે જેતા અઉ બ્રાંમણ ગાએ અસ્તી હસા છે॥ શુભં ભવતુ સંવત. ૧૮૮૫ ના પોશ વદ ૮ વાર બુધે લખી છે.

**વિષયાદિ**-૧. અપર માતાની ભંભેરણીથી પ્રવાસે નીકળેલા રાજકુંવરો ફરતા ફરતા કનકપુરમાં આવી પહોંચે છે અને મોટા રાજકુમાર ઉત્તર પ્રધાનપુત્રીના પ્રેમમાં પડે છે, પરંતુ તે ન મળવાથી કાશી જઇ કરવત મુકાવે છે; પછી એક તપસ્વી યતિના

પ્રતાપે જીવતો થઈ એ કન્યા પાછી પામે છે અને પુનઃ પિતાનું રાજ્યપાટ મેળવે છે- આ પ્રસંગ પ્રસ્તુત વાર્તામાં વર્ણવેલો છે.

૨. મુખ્યત્વે દોહરા અને ચોપાઇથી પદબંધ બાંધેલો છે, વચ્ચે વચ્ચે કેટલેક સ્થળે રાગબંધ થોડાક ભાગમાં કરુણ અને વીરરસ પણ છે.

૩. પદસંખ્યાની નોંધનું ઠેકાણું નથી.

**વિશેષ-૧.** આ વાર્તા પ્રકટ થઈ નથી. સામળ ભટ્ટની આ વાર્તા પ્રસિદ્ધ હોય એમ જણાતું નથી, જો કે તેણે રચેલી હોવાનું કહેવાયું છે ખરૂં.

૨. પાટણના મધુસુદન વ્યાસે પણ હંસાવતીની વાર્તા સંવત ૧૬૧૫ માં રચેલી છે. તે પણ અપ્રસિદ્ધ છે. તેની પ્રતિ સ. ૧૮૩૦ માં લખાયેલી રા. રા. અબાલાલ બુલાખીરામ જાનીની પાસે છે પણ તે સાથે આને જરાએ મળતાપણું છે નહિ. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. આરંભનાં ૧૦ પાનાં પડેલાં છે, તેથી વાર્તા ત્રુટક છે. વાર્તાના ચાર ખડ છે. દરેક ખંડને અંતે આવો ઉલ્લેખ છે. "ચાર ખંડની બુધ જુજવી ॥-ખંડાની શમાપ્ત હવી."

---

**અં. ૧૦૫-ખ-ગણપતિ વરદાન (પદ) પૃ. ૧-૨.**

નમો ગંણપતી ગંણપતી નમો નમો રે ॥
પ્રીતા શીવ ઇશ્વર ॥ માતા પારવતી ॥
એ રીધ સીધ કે દાતાર નમો નમો રે ॥

કડી ૭ છે.

**અં. ૧૦૫-ગ-**चाव मंजरी (पद) कबीर પૃ ૨

हाए हाऐ जाहा न मतेवरी जीने मार मनकुजरे कीया ॥

**અં. ૧૦૫-ઘ-ગણેશવરદાન (પદ) પૃ.-૩-૪.**

कृष्ण अवतार (पद-हिन्दी) पृ ४-६
मक्रम प्राकटमां त्रण हिन्दी पद पृ ५-७

---

**અં. ૧૦૬-ક-બ્રાહ્મણના પુત્રની વાર્તા-સામળ-પૃ.-૭-(તૂટક)**

આરંભ-(પહેલાં બે પાનાં પડ્યાથી રીતસરનો આરંભ નથી.)

કેહે......કેહેવો દેશ કેહેવુ નગર ॥ કેહે દે શબલાવો કાનઃ ॥ ૨૧ ॥
કેહેવો રાજા ને ॥ કેવું રીધધર ॥ કેહેવો એ દ(ા)ત(ા)રઃ ॥ ૨૨ ॥
કેવાં પારક(ાં) પરમારથથી ॥ કહેવા કર્શ પરકામઃ ॥
મહીમા કોહો મહીપતી તણો ॥ ધરી રહુ અ નામ ॥ ૨૩ ॥
તેહેવો જોઉ તો પગ ધરૂ નહીતર કરૂ પુજન ॥
ભોક્ષ શમુ ઉતાર વલી ॥ ધન આજનો દીન ॥ ૨૪ ॥

અન્ત–ગઈ વીધત્ર લખીયા લેખઃ ॥ વાર ન લાગી પલક જ એકઃ ॥
પાછી વલી રે આવી તાંહિ ॥ં રાજા વીકરમ બેઠાં જાંએ ॥ ૮૭ ॥
રાજા કહે લખુ જે કરમઃ ॥ મુજને તે સંભલાવો મરમઃ॥
કેહે વીધાત્ર નહી મુજ ગત ॥ પરથમ પુછુ સામું સાત ॥ ૮૮ ॥
ઉદરે ગરભ રહો જે દીશ ॥ તે દાડે લખાતું શીશ ॥
જે લખનારો છે હોનાર ॥ તેહેનું નામ કરણી કીરતાર ॥ ૮૯ ॥
પુરવજંનમ શાચા પરતાપ ॥

વિષયાદિ–૧. બત્રીસ પુતળીમાંની ૩ જી પુતળીએ કહેલી કથા. વિક્રમે ટુંકા આયુષ્યવાળા બ્રાહ્મણના પુત્રને અને અમૃતકુંપીથી સજીવન કીધાનો પ્રસંગ વર્ણવેલો છે.

૨. ચોપાઈ, દોહરાથી પદબંધ બાંધેલો છે.

વિશેષ–આ વાર્તા રા. અંબાલાલ બુ. જાનીએ સંશોધેલી સિંહાસનબત્રીશીના ભાગ ૧ લામાં પહેલી વાર્તા તરીકે પ્રકટ થઈ છે. ગુજરાતી લિપિએ લખી છે. પ્રતિ જો કે કાગળ ઉપરથી જુની જણાય છે. પણ પ્રાચીન નથી. તે લગાર ખવાયલી છે.

---

## નં. ૧૦૬–ખ–રામકથા–ભવાન–પૃ.

આરંભ–શ્રી ગણેશાએ નમાઃ॥ શ્રી શારદાએ નમાઃ ॥ શ્રી ગરૂભોએ નમાઃ ॥ આખશાંન રાંમકથા લખી છેઃ॥ રાગ ગરબીનો લખો છેઃ॥
રૂડી રાંમકથા સુખદેવને પુછે રે પ્રીખત રાએઃ ॥
ત્રણ ભોવનમાં શુણતાં શભીનાં પ્રાછીત પ્રલે થાએઃ॥ ટેક ૧ ॥ઃ ॥
શુકદેવજી વાંણી ઓચરેઃ ॥ પરીખત રાજા શરવણે ધરેઃ ॥
શઉ દેવતા પુરપની વ્રશટી કરેઃ ॥ રૂઃ ॥ ૨ ॥ઃ ॥
રાજા દશરથે તેડાવા છે રે રૂશીઃ ॥ રાંમને રાજે બેશવાની વાત પુછીઃ॥
અજોધામાં શરવે થયાં છે ખુસીઃ ॥ રૂડી ૩ ॥ઃ ॥ ( પદ ૧ લું )

અન્ત–રઘુવરનં(દન)ની કીરતી ગાશેઃ ॥ તેનો જનમારો શફલ થાશેઃ ॥
વીમાનિ બેશીને વઇકુંઠ જો ( જાશે)ઃ ॥ આનંદ ભયો રામ જીતા ને
રાવણ હારોઃ ॥ ૧૨ ॥
રાંમકથા પુરાંપુરણ થઈઃ ॥ સુખપરમાંણે શંક્ષેપે કહીઃ ॥
શાંત પદ ને તાશી ચોપાઇ થઇઃ ॥ આનંદઃ ॥ ૧૩ ॥
કેહે ભવાંન લાલાને સેહે લાગીઃ ॥ પદ બાંધાં છે ચરણે લાગીઃ॥
ગાશે તેને જમની બેએ ભાગીઃ ॥ આનંદઃ ॥ ૧૪ ॥
સંપુરંણ ॥ રાંમ લખમણ ભ્રત શત્રુગંણઃ ॥ શતીઆ શતી સીતાઃ ॥
નામ લેતાં રખે બીતાં પ્રાણી રખે મંણુયો બીતાંઃ ॥

વિષયાદિ-૧. આ કથામાં રામચંદ્રના રાજ્યાભિષેકની તૈયારીઓના આરંભથી તે તેમના વનનિવાસ, અને રાવણના પરાજય પછી પુનઃ રાજ્યપ્રાપ્તિ પર્યંતનો પ્રસંગ વર્ણવેલો છે.

૨. ગરબીઓથી પદબંધ બાંધેલો છે. પદ (ગરબી) ૭ છે અને કડી ૮૩ છે.

વિશેષ-આ કથા પ્રકટ થયલી જાણ્યામાં નથી. પ્રતિ જૂની નથી; ગુજરાતી લિપિએ લખેલી છે.

---

## અં. ૧૦૬-ગ-અબોલા-થોભણુ-પૃ. ૧ (તૂટક)

આરંભ-શ્રી ગણેશાએ નમાઃ ॥ અરથ અબોલા લખે છેઃ ॥

પાધરી વાટે ચાલ પાતલીઆ શીદને આડો થાએ છેઃ
પર નારીનો પાલવડો તે ઘોલે દાડે શીદ શાહે છેઃ ॥
વેણુ વગાડી મોય માંદી(ડી) વાત કરી શીખ શાહે છેઃ ॥
થોભેણુના શામી શુણુ ગોપીશુ ગેરશ લુતી ખાએ છેઃ ॥ ૧ ॥
ખુણે બેશીને શું શમજવું જઘડો કરવો જારેઃ ॥
થોભેણુના શામી શુણુ ગોપીશુ દાંણુ લેવુ છે મારેઃ ॥
દાંણુના દોકડા આપશો રોકડા રીત કરી શું ખટકેઃ ॥
નાંચજી નવી લોબરી ખાવા કડી ખતણુ જડશેઃ ॥
જતન કરીને બાંધજો છોડે જોજો છુટી પડશેઃ ॥
થોભેણુના શાંમી શાચુ કેહેતાં તમને રીશ ચડશેઃ ॥ ૨ ॥
રીશ ચડે તો રશનાં બોલીએ તે કાન આગલ વીનવુઃ ॥
મુખડે મીઠાં વેણુ બોલીને કાન મનાવે કડવુંઃ ॥
ચોડે ગજે ચોક બાંધીને શામ શાચુ શુ વડવુઃ ॥
થોભેણુના શાંમી શુણુ ગોપીશુ જોર જોરાવડી પડવુઃ ॥ ૩ ॥
વડવુ જગડવુ વાતમાં ગાટમાં એમ શું કાંન કાપડીઃ ॥
કોઈ મલશે માથાંની નાંર અંગ બીડાવશે ચાપડીઃ ॥
જાપડી રે તાર બલ શુ આવરુઃ ॥ કોન હાજેરની બેટીઃ ॥
રવીશશીનાં અજવાલામાં

વિષયાદિ-દાણુ લેવા શ્રીકૃષ્ણે ગોપીઓને સતાવેલી, એ પ્રસંગ ઉપાલંભ રૂપે વર્ણવેલો છે. પદબંધ કાઠીયાવાડી ચોપાઇના માપે બંધાયલો છે. અહીં તો માત્ર ચાર જ અબોલા ઉતારેલા છે.

વિશેષ-આવી ધાટીનો ઉપાલંભવાળો પદબંધ કાઠીયાવાડમાં પ્રચલિત છે. આ અબોલા પ્રકટ થયા નથી.

---

## અં. ૧૦૬–ઘ–મીરાંનું ચરિત–દયારામ–પૃ.–૧–૪–(તૂટક)

**વિશેષ**–આ ચરિત દયારામ કાવ્યસંગ્રહમાં પ્રકટ થયલું છે. કડી માત્ર ૩૨ જ ઉતારેલી છે. કંઈ નવીન નથી.

---

## અં. ૧૦૬–ઙ–કાલિકાનો ગરબો–સામળ ભટ્ટ–પૃ. ૧–૪

**આરંભ**–શ્રી ગણેશાએ નમાઃ ।। શ્રી શારદાએ નમઃ ।। શ્રી ગરૂભોએ નમાઃ ।। શ્રી અંબાજી શત છેઃ ।। ગરબો કાલીકાનો લખો છેઃ ।। ગરબો કાલીકાની ઊતપતીનો લખો છેઃ ।।

પુજુ ગણપતીના પાએઃ પુજુ અંબીકાની પાવડી રેઃ ।।
શેવું શલખંનપુરી રાએઃ ।। મયા કરો મુજ માવડી રેઃ ।।
ચતુર દેશ ચાંપાનેર વશે કરૂનાનીધ કાલીકા રેઃ ।।
કરે તુ (ત)રણુનો મેર એવી બહુ ગુણી બાલીકા રેઃ ।।

**અન્ત**–થયો શુરનો શરદાર નરપતીને તે તો નડો રેઃ ।।
શામદ શોલે હજાર પ્રથવી પાડી પોતે પડો રેઃ ।।
શાંમદ શોલે હજાર મારી નાંખી મીટ માવડી રેઃ ।।

... ... ... ...

શામલભટ સીગોડ પીતા પરશોતંમજી તણા રેઃ ।।
ગાએ ગરબો કરજોડ જશ મહીમા વાધે ગંણા રેઃ ।।
ગાએ સીખે નરનાર કીરપા કાલીકાની છે ગણી રેઃ ।।
શામલ કેહે વારોવાર જે જે બોલો તીપુરાં તણી રેઃ ।।

શપુરંણુ લખો છેઃ ।। લખનારને દોશ નહી વરધ ખોટ ઓએ તે શભાલીને વાચજોઃ એમાં લખનારને દોશ નહીઃ ।। શાબી પરત પરમાને લખુ છેઃ ।।

**વિષયાદિ**–ચાંપાનેરના છેલ્લા રાજા પતાઈ રાવલની પડતી તેના દુષ્ટ નીતિભર્યો વર્તનથી કેવી રીતે થઇ, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે.

**વિશેષ**–૧. આ ગરબો અમદાવાદવાળા સ્વ. બાલાજી ભગવાનજીએ સંગ્રહી પ્રકટ કરેલા 'અંબિકેન્દુશેખરકાવ્ય' આવૃત્તિ પહેલીમાં પાને ૧૫૩ મે 'પતાઈ રાવળનો ગરબો' એ નામે પ્રકટ થયલો છે. લોકોમાં અને ખાસ કરીને સ્ત્રીઓમાં તો તે બહુ જ પ્રચલિત અને માનીતો છે.

૨. સામળ ભટ્ટે બહુચરાજીની ઉત્પત્તિનો ગરબો પણ લખેલો છે. આથી જણાય છે કે સામળ ભટ્ટે દેવીનાં સ્તવનો મહિ પણ પ્રખ્યાત અને લોકમાન્ય કવિ હતા.

---

## અં. ૧૦૬-ચ-કલજુગનો ગરબો-વલ્લભ ધોળા ભટ્ટ-
## (ર. સં. )-(લિ. સં )-પૃ. ૧-૫-(તુટક)

**આરંભ**-શ્રી ગણેશાએ નમઃ શ્રી શારદાએ નમઃ શ્રી ગરૂબોએ નમઃ અથ ગરબો કલજુગનો લખો છે: ॥ શ્રી બેચરાજી શત છેઃ—

પરમેશવરીને પાએ નમું એ બહુચરી કહુ કલીજુગના કરમઃ ॥
અકલ નથી કાંઇ એવડી હો બહુચરી કહુ શંગનાએ રાખજો શ(ર)મઃ ॥

**વિષયાદિ**-આમાં કલિજુગથી દુનીયામાં વ્યાપેલા અધર્મ અને અનીતિનાં કામો વીરરસના ઉછળતા ઉદ્ગારોથી અને અંતરની ચીરાતી લાગણીથી વર્ણવેલાં છે.

**વિશેષ**-આ ગરબો ઉંડી લાગણીથી ભરપૂર છે. સ્વ. બાલાજી ભગવાનજીએ સંગ્રહી પ્રસિદ્ધ કરેલા 'અભિકૈન્દુરોખરકાવ્ય'ની પહેલી આવૃત્તિમાં પાને ૧૨૩-૧૨૬ મે પ્રકટ થયો છે. પ્રતિ નવી છે, જો કે કાગળ જૂના છે.

---

## અં. ૧૦૬-છ-પદો-કૃષ્ણચરિત-(કવિનું નામ નથી) ૮ લીટી-પૃ.

**શ્રીજીને વિનતિ ચતુર્ભુજદાસ**

શ્રીગોવરધનવાસી શામ રે લાલા। તુમ વીણુ રહ્યો નવ જાય હો ॥
બીજ રાજ લડંતા લાડી લેજો-

**વિશેષ**-અર્ધ હિન્દી-ગુજરાતી, આ વિનતિ ગુજરાતમાં સ્ત્રીઓને ઘણી જ પ્રિય છે.
કાફી બે-ધીરાની. **પદ**-નરસિંહ મેહેતા ૧, પરભાતીયાં બે નરસિંહ મહેતા;
કક્કો (અધૂરો) કક્કા કર સતગુરૂનો સગ. (પ્રકટ થયલો છે.) પાનું ૧ છે.

**રામસ્તુતિ-રઘુનંદન કૃત-પૃ. ૨.**

हिन्दी पदो--मुकुंद, पुरुषोत्तम,
रामरक्षा स्तोत्र संस्कृत-પ્રકટ થયલું છે.

---

## અં. ૧૦૭-ક-જાલંધરનું આખ્યાન-શિવદાસ-
## (લિ. સં. ૧૮૩૮)-પૃ ૧-૪૬

**આરંભ**-શ્રી ગણેશાય નમઃ ॥ શી ગુરૂવે નમઃ ॥ શ્રી રાંમજીની કીપા છે ॥ અથ આક્ષાંન જાલંધરનું લખું છે ॥

રાગ ગોડી ॥ પ્રથમે પ્રણુમું આદ અનંત ॥ કીપા કરો શ્રીકમલાકંથ ॥
જશ આપો ગુણપતી ગૂણ રાએ ॥ પ્રેમ ધરી તુજને લાગુ પાએ ॥૧॥
પ્રથમ આરંભ કરતાં કાંમ ॥ ગણૂપત તારૂં લીજે નાંમ ॥
શુભ અરથે તુને શમરે જાંહાં ॥ કારજ શકલ શીધ્ર પામે તાંહાં ॥૨॥

× × × ×

શ્રી ગુરૂચરણ કમલ મંન ધરી ॥ કથા કહુ જશ આપો હરી ॥
એ કથા ભવશાગર નાવ ॥ શાંભલજે ચીત આણી ભાવ ॥
નરકાશુર કેરૂ આક્ષાંન ॥ જે રંણ મારો શ્રી ભગવાંન ॥
માહાભારથ પરમ રશાલ ॥ તે માંહાં શ્રી હરીવંશ વીશાલ ॥
માંહાં અનંત ગુણ ગોવંદજી તણા ॥ બીજાં પ્રાકંણ(મ) છે અતી ઘણાં ॥

... ... ... ...

કેમ નરકાશુર મારો હરી ॥ શોલ શેહેશ્ત્ર કંના કેમ વરી ॥
નરકાશુર પાપીને ઘેર ॥ શોલ શેહેશ્ર કેમ સોપો કેહી પેર ॥

... ... ... ...

તેહ હું ક્રશ્ણકથા કહુ આજ ॥ ચીત ધરી શાંભલો માહારાજ ॥
જેએ કરવે જાલધર રાએ ॥ નરકાશુર પ્રગટો કાએ ॥
કંધાં(દા) પ્રાપગતિ જાલધર જેહ ॥ રૂદ્રુ તેજથી પ્રગટો તેહ ॥
કથાનો કહુ ઉપાએ ॥ વેશંપાએને કેહે શુણી રાએ ॥
કેહે સીવદાસ આનંદે કરી ॥ કીરપા કરો સુજને શ્રીહરી ॥ ૧૬ ॥
॥ કડવાં ૧ ॥

અન્ત—રાગ પરભાતી ॥

હું પરભુચરીત ન પામું પાર ॥ કેઈ પર કહુ વીશતાર ॥
શેખ નાગે કહા નવ જાએ ॥ તો મેં મુઢ કેમ કેહેવાએ ॥ ૧૬ ॥
એ નરકાસુર તણું આખાંન ॥ સુંણતાં ક્રીપા કરે ભગવાંન ॥
સી પદંમપુરંણ કથા છે પેહેલી ॥ વ્રંદાચરીત કહુ રસ મેહેલી ॥૧૭॥
શ્રી ક્રશ્ણે હાથે તેહેને મારી ॥ વૈકુઠ પુર થાવો નીરધારી ॥
એ કથા જે ધરશે કરણ ॥ તે પદ લેશે હરીનાં ચરંણ ॥ ૧૮ ॥
જે ર(સ)નાએ ગુણ ગાસે ॥ તે ક્રશ્ણક્રીપાથી વૈકુંઠ જાસે ॥
કથાસંબંધ ન જાણુ જોડી ॥ કવ પ્રમાણે માહારી મત થોડી ॥
કવી કુલ સ(ક્ષુ)દ્ર ગનાતી નાગરી ॥ વાશ ત્રંબાવટી ત્રટ શાગર ॥
માહારો શ્રીગુરૂ વાસ ભુદરસુભ જાત ॥ નીગંમ ચાર ધરે હાથ ॥૨૦॥
એ કથા ગુરૂમુખથી લીધી ॥ દીવસ ત્રંણમાં પુરંણ કીધી ॥
કેહે સીવદાસ હુ તારો બાલ ॥ સદા ભગતી આપો ગોપાલ ॥ ૨૧ ॥
કડવાં ૧૫ ॥

સંવત ૧૭૭૩૭ના વરખે આખાડ સુદ ૧ ॥ શોમે ॥ શીમાપત ॥ જેહેવી પ્રત હુતી તેહેવી લખી છે ॥ સંમત ૧૮૯૯ ના વરખે ॥ આશો સુદ ૧૫ વાર રવીએ પુરંણ લખી છે ॥ લખનારને દોસ મા દેસો ॥ જેહેવી પ્રત તેહેવી

લખી છે ॥ લખતંગ વરાછા વાશ્રી(સી) પટેલ લલુ વીદમાંન મોનભાઇએ લખુ છે ॥ સી રાંમજી સત છે ॥ એ ચોપડી વાંચવા લેઈ જાએ જે ઓલવે તેહેને માહાદેવ કપીલનાથ પુછે ॥

**વિષયાદિ–૧.** પ્રસ્તુત આખ્યાનમાં શ્રીપદ્મપુરાણના આખ્યાનને આધારે જાલંધર અને તેની સતી સ્ત્રી વૃંદાના પાતિવ્રત્યનો ભંગ શ્રી વિષ્ણુએ કરેલો. તેનું આખ્યાન વર્ણવેલું છે શ્રી વિષ્ણુએ કપટથી જાલંધરનો સંહાર કેવી રીતે કર્યો અને પછી તે નરકાસુર રૂપે કેમ અવતર્યો એ પ્રસંગ અહીં વર્ણવેલો છે.

૨. કડવાં ૧૫ છે. રાગ, અને ઊથલાથી પદબંધ બાંધેલો છે.

**વિશેષ–૧.** આ આખ્યાન પ્રકટ થયલું નથી. સંવત ૧૭૩૭ની પ્રતિ ઉપરથી આ પ્રતિ ઉતરાયલી હોવાનું સમજાય છે, જો કે લહીઆએ તેમ સ્પષ્ટ નથી લખ્યું, પણ માત્ર સંવત આપેલો છે. આ આખ્યાનની અન્ય પ્રતિમાં આ જ સંવત આપેલો છે. પ્રતિ જૂની નથી; ગુજરાતી લિપિએ લખેલી છે અને અશુદ્ધ છે.

૨. પ્રસ્તુત નામાવલિના અં. ૬૪ ક. (અપૂર્ણ–પાનું ૩૭ મું), અં. ૭૭–ગ– (પાનું ૧૩૩), અને અં. ૧૦૨–ગ–(પાનું–૧૯૯–૨૦૦) માં આ આખ્યાન છે. વધુ વિગત માટે પાના ૧૩૩ નો 'વિષયાદિ' અને વિશેષ જુઓ.

૩. આ આખ્યાનની પછી એ ચૈતામ(વ)ણિ માત્ર ૭ લીટીઓ લખેલી છે. રચનારનું નામ નથી. જીવને ઉપાલંભ રૂપે તે લખાયલી છે.

---

## અં. ૧૦૭–ખ–કપોતનું આખ્યાન–કૃઢ–(૨ સં. )– (લિ. સં. ૧૮૯૯)–પૃ. ૪૭–૬૬

આરંભ–શ્રીગણેસસાએ નમાંઃ ॥ શ્રી ગુરૂભ્યોએ નમં । શ્રીરાંમજી સત છે॥ એ આખાંન કપોતનું લખું છે ॥ પ્રથમે ॥

રાગ કેદારો ॥ પ્રથંમે ગણુપતી ચરંણુ ॥ પુંજસ વીર વીઘંન હરંણુ ॥
ભવતર માંહાં મંગલ જસ જેહેનો રે ॥ ૧ ॥
સીધ દેવ સરસ્વતી ધ્યાઉં ॥ દો મતી મન પાવંન થાઉં ॥
જેમ ગઉતમ માહાત્મામાં ગોદાવરી ॥ ૨ ॥

ઢાલ ॥ ગોદાવરી માહાત્માનો મહીમાએ ॥ મુખ કહ્યો નવ જાએ ॥
સુર તેત્રીસ સેહેત્ર અઠાસી ॥ વેદ ચતુર મુખ ગાએ ॥ ૪ ॥
તેહ માંહે એક અનોપમ કથા છે ॥ કપોતનું આક્ષાંન ॥
તે બોલીસ વીધીપુરવક સાથે ॥ પુરંણુ તાંહાં અમરીતપાન ॥
પ્રથમ સરસ્ટી બ્રંમાએ કીધી ॥ જો જંન કોડ પંચાશ ॥
તેહેમાં ડંડકા અરંણુ મંનોહર ॥ જેહાં શ્રીસંભુનો વાસ ॥ ૫ ॥

અન્ત-( ધંનાસી )

એ આક્ષાંન કપોતનું ॥ જે કરે શ્રવણે પાંન ॥
તે અંતકાલે સ્વરગ પાંમે ॥ ચડી પુરણ વીમાંન ॥ ૧૨ ॥
ઉથલો ॥ ચડી વીમાંન અંમર સમાંન રે ॥ અનુભવે મંન અભાશી ॥
સોતા વીગતા ને ઊભા એતાપ કવી પુઠ કેહે વઈકુંડવાશી ॥૧૩॥
કડવાં ૧૦

ઇતીશ્રી કપોતનુ આક્ષાંન સંમપુરંણ શંમાંપત ॥ સવત ૧૮૯૯ ના વરખે અસંવંન વદ ૩ ॥ ને વાર બુધે સંમપુરંણ લખું છે ॥ જેહેવી પ્રત હુતી તેહેવું લખું છે ॥ લખનારને દોસ મો દેસો ॥ લખતંગ વરાછાવાસી પટેલ ॥ લલ્લુ વીદમાંન મોનભાઈએ લખુ છે ॥ સંમપુરંણ ॥ સંમાપત ॥ સંવત ૧૮૯૯ના વરખે અશવન વદ ૩ને વાર બુધે શંમપુરંણ છે ॥

**વિષયાદિ**-૧. ગોદાવરીમાહાત્મ્યને આધારે આ કથા લખાયલી છે. ગોદાવરીતટે પંચવટીના વનમાં એક કપોત પોતાની કપોતિની અને બાલકો સાથે રહેતો હતો; તે ચરવા ગયો ત્યારે એક પારધી તેની ગર્ભવંતી સ્ત્રીને ઉપાડી ગયો. કપોતે પાછા ફરતાં સ્ત્રીને ન દીઠાથી કલ્પાંત કીધું અને ગૌતમ ઋષિના પ્રતાપથી તેની ભાળ મેળવી; પછી ભારે વરસાદની હેલીવેળા ચાંચમાં અગ્નિકણ આણી પારધીનો તાપ તે વડે ઉરાડી અને પોતાની સ્ત્રી પાછી મેળવી; આ પ્રસંગ પ્રસ્તુત કથામાં વર્ણવેલો છે. આમાં કરુણ રસ ગાઢ છે, અને ગૃહસ્થાશ્રમનું માહાત્મ્ય વર્ણવેલું છે.

૨. કડવાં દશ છે. પંક્તિઓની સંખ્યા જો કે વચ્ચે વચ્ચે નોંધેલી છે, પણ ક્રમ જળવાયો નથી. રાગ, ઢાલ, વલણ અને ઊથલાથી પદબંધ બાંધેલો છે. બે ત્રણ સ્થલે વલણે ઢાલનું સ્થાન લીધું છે, કે જે પ્રકાર કેટલાંક પ્રાચીન આખ્યાનોમાં પરિચિત છે.

**વિશેષ**-૧. આ આખ્યાન પ્રકટ થયું નથી. કવિની ઓળખ આમાં આપેલી નથી, પણ તે સુરતનો છે, એમ બીજી પ્રતિઓના આધારે જણાયલું છે. આ નામાવલિના અં. ૬૪-ધ માં પાને ૬૬ મે કવિએ પોતાના 'રુક્મિણીહરણ' માં પોતાના નિવાસ, જ્ઞાતિ આદિની ઓળખ આપેલી છે, તે જોવી તેમ પાને ૬૭ મે 'વિષયાદિ-૨' જુઓ.

૨. આ નામાવલિના અં. ૧૦૨-ધમાં પાને ૨૦૧ મે આ આખ્યાનની બીજી પ્રતિ છે તે અને તેનો 'વિષયાદિ', 'વિશેષ' જુઓ.

૩ પ્રસ્તુત પ્રતિ કંઇક અર્વાચીન છે; ગુજરાતી લિપિએ લખેલી છે અને ઘણી જ અશુદ્ધ છે. પાના ૬૦ માથી પાનાનો ક્રમ લહીઆએ નોંધેલો જણાતો નથી.

---

## અં. ૧૦૭-પ્રકીર્ણ પદો-

નરસિંહ મેહેતો પદ (૨); આધારસનું પદ (કવિનું નામ નથી.); બાલ ભટ્ટ (અર્ધ હિન્દી-ગુજરાતી) પદ બે; દાણલીલાનો ગરબો (અધૂરો) પાનું ૧, કવિનું નામ નથી. વેહેદેવનું પદ ૨, વલ્લભચંદ, રણછોડ, સીતાવિયોગનું પદ

(કવિનું નામ નથી.) 'વનચર વીરા વધામણી કોણ દેશથી આવ્યો !' એ આદિ પદો ચાર છે.

**સુરજનો છંદ હરિભટ**–પૃ. ૩ (રાગ છંદ) (ભુજંગી) 'નમો આદ આદીતને હાથ જોડી, મારા કર્મના બંધ તું નાંખ છોડી.'

**વ્રાણસમય** (हिन्दी) પૃ. ૫. પ્રતિ જૂની તેમ જ જીર્ણ છે. લિ. સં. ૧૯૨૫ છે. લિપિ ગુજરાતી હોવા છતાં ઘણા અક્ષરોનો મરોડ બાલબોધ લિપિનો છે. આ આખ્યાન રાધાકૃષ્ણના પ્રસંગ સંબંધી છે.

मानसमय ( सवैया ) ( हिन्दी ) પૃ. ૭. પ્રતિ સંબંધી ટીકા ઉપર જુઓ. રાધાકૃષ્ણના પ્રેમપ્રસંગનું વર્ણન.

प्रचूर्ण पद सुरदास (બે પદ), मीरां (બે પદ), प्रेमानंद.

## અં. ૧૦૮–પ્રકીર્ણ પદો

ગોવિંદદાસ પૃષ્ઠ ૩; કૃષ્ણદાસ–પૃષ્ઠ ૨; મંગલદાસ (૨); (મોહન થાળનું પદ) પૃ. ૩; રાંકેઈઓ (૧) (રાંકેઈ આયો સ્વામી); શામદાસ; નરસિંહ મેહેતો; (પૃ. ૫૬, ૮૦, નરસિંહ આયો સ્વામી)

**પદો** (हिन्दी)-कृष्णदास; प्रेमानद; माधो (राग सामेरी अने साखी तरीके दुहा-ओथी मिश्रित)-कृष्णलीलानुं वर्णन; प्रेमानंदस्वामी गोपिकृष्णनो, शृगार पृष्ठ चार; शामदास पृष्ठ बे; गोविंददास, छीतस्वामी, गदाधर; कल्याणगिरि माणेकचद; परमानद; सूरदास; आशुकरण; पीपो; गरीबदास; विष्णुदास (हिन्दोलो); छोमसुत; गिरिधरलाल; नारायणदास; गोविंददास, चतुर्भुज; नन्ददास; रामदास; चतूरदास; गोपालदास, विचित्रदास; दास; जगन्नाथ कविराय; तोजन; धोधी; कवीर (४)

कृष्णाकृत रुक्मिणीविवाह पृ. ७३-७९

**વિશેષ**–૧. આમાં ઘણાંખરાં પદો શ્રીકૃષ્ણકીર્તનનાં અને હિન્દોલાનાં છે અને સુરદાસ, કૃષ્ણદાસ તથા પ્રેમાનંદનાં પદોનો મોટો ભાગ છે.

૨. પ્રતિ જીર્ણ તથા જૂની છે. લિપિ ગુજરાતી હોવા છતાં અક્ષરોનો મરોડ બાળબોધ લિપિનો છે. વચ્ચે વચ્ચે નાનાં નાનાં પાનાં સાથે સાથે ગોઠવીને ચોપડી બાંધેલી છે.

## અં. ૧૦૯–ક–બાર માસ–અખો–(લિ. સં. ૧૭૪૭)–પૃ. ૧. તૂટક

આરંભ–(રીતસરનો આરંભ નથી.)

કાલે લેખે નહી છુંદ લેખુ જસુ જિમ જળ ॥ બારે० ॥ ૭ ॥
જેસ્ટ પદ જોતાં એહજ ભાસે મુનિ ઈસ્વર ઓળખી આપ ગાલો ॥
શ્રી ગુરૂ સંતનાં ચરંણુ સેવો સદા બ્રહ્મ અસેનીનું કર્મ બાલો ॥

જેષ્ટ માસે જલ જ્યાંહાં ત્યાંહાં ઉલટે ॥ અવની અંકોર જિમ મુકિ લીલો ॥
અંગ અંગમાં આતમા પ્રકટે જે આદ અહંકારના કાઢે ખીલા ॥ બારે ૮ ॥
આષાઢ માંહે પજા દેહેલે નર નીશરે ॥ દેહે મહરૂપીઉ ઉગ્ર મોટુ
એહેમાં ગરકાવ થઆ સુર નાગ નર ॥ સત્ય દીશે પણુ માંહાં ખોટુ ॥
આબ્યોલાં વાહાનાં બહુ અધવચ ગયા ખટદરસંન ખટપટ કરતા ॥
આવી અચાનક હાથ હરીયે ગ્રહ્યો તેહ નર નીશરયા નેટ ભરતા ॥
બારે૦ ॥ ૯ ॥

અન્ત–બારે માસ પુરણ થયા તેહને જે જંત અર્થ એહેનો પ્રીછે ॥
વપુ વીમલ આકાસવત થઈ રહ્યા સીવપદે લીન હવો જીવન ઇછિ ॥
સીખે સાંભલે જે જન અનુભવે તે નર તાં તદરૂપ થાએ ॥
પરતક્ષ રાંમ રસનાને ઓલખી અખા શતગુરૂ બાલક હોયે તેહેમ
ગાયે ॥ બારે૦ ૧૩ ॥

**વિષયાદિ**–બારે માસની ઋતુનાં લક્ષણનું નિરૂપણ કરી તે દ્વારા જીવને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ અખાએ આ મહીના દ્વારા કરેલો છે. વિચાર ગૂઢ અને મર્માળા હોવા છતાં રસિક અને બોધગ્રાહી ભાષામાં લખાયલા છે.

**વિશેષ**–૧. આ માસ અખાની કૃતિઓ સાથે સળંગ પ્રકટ થયલા જાણ્યામાં નથી. પ્રતિ જૂની છે. બાલબોધ લિપિએ લખાયલી હોવા છતાં ઘણા અક્ષરોનો મરોડ ગુજરાતી લિપિનો છે. માસ ત્રટક છે, માત્ર એક જ પાનું અને છ કડી છે.

૨. "કાન્તમાલા" સ્વ. કવિ મણિશંકર રત્નજી ભટ્ટની સ્મારક નિમિત્ત પ્રકટ થયલી ગ્રંથાવલિ(૧૯-જુન, ૧૯૨૪)માં પ્રાચીન કાવ્યોના સંશોધક રા. અંબાલાલ બુ. જાનીએ (૧૮૪) સંશોધીને સહિક અખાના બાર માસ ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસની રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઇની પ્રતિ ઉપરથી પ્રકટ કરેલા છે. (પાનું ૪૨૦–૪૨૨)

---

**સં. ૧૦૯–ख–योगशत–(र. सं. )–(लि सं १७४१)—पृ. २–३६**

**आरंभ**—श्रीगणेशाय नमः ॥ श्रीगिरिधारीणे नम ॥ ॥
प्रणम्य धन्वंतरिमादिदेवं सुरासुरैर्वंदितपादपद्मं ॥
परोपकाराय सतां हितार्थं विरच्यते योगशताभिधानं ॥ १ ॥
कृत्स्नस्य तंत्रस्य गृहितधाम्ना चिकित्सिताद्विप्रकृतस्य दूरं ॥
विदर्ग्धवैद्यप्रतिपूजितस्य करिष्यते योगशतस्य बंधः ॥ २ ॥
परिक्ष(क्ष्य) हेत्वामयलक्षणानि चिकित्सितहेन चिकित्सकेन ॥
निरामदेहस्य हि भेषजानि भवंति युक्तान्यमृतोपमानि ॥ ३ ॥
शरीरनेत्रव्रणरोहणानि विषानि भूतानि च बालतंत्रं ॥
रसायनं पंचविधं च कर्म अष्टांगमाहुः प्रवदंति वैद्याः ॥ ४॥

अन्त—अथ क्षेपक ॥ सैंधवं मिरिचं चैव सर्विया कुष्टमेव च ॥
वस्तमूत्रेण पिष्टानि नश्यं तद्रीनिवारणं ॥ १२८ ॥
शरीख बकड गोमूत्र कृष्णामिरिच सैंधवै ॥
अजनं स्यात्प्रबोधाय शरस्तेन शिलाश्चवै: ॥ १२९ ॥
मधुक सारसिधु छ वचोजण कणा समा. ॥
श्लक्ष्णं पिष्ठांमरयान कुर्यात्संप्रबोधन ॥ १३० ॥

इति श्री अभिन्यास चिकित्सा ॥ इति सन्निपात कुलिका समाप्ता ॥ संवत १७४७ ना वर्षे आषाढ मासे कृष्णपक्षे ८ बुधे लषतं॥ कोठारी रणछोड कासी ॥ ए चोपडी नांहानां काशीनी छे ॥ ॥ ॥ ॥ ॥

**વિષયાદિ**-૧. પ્રસ્તુત ગ્રંથ વૈદકનો છે. સંસ્કૃત ભાષામાં રચાયલો છે અને વચ્ચે વચ્ચે ઔષધ બનાવવાની કે વાપરવાની સૂચનાને લગતી એકાદ લીટી ગુજરાતી ભાષાની આપી છે, તેમ ઔષધો અને વનસ્પતીનાં નામ પણ ગુજરાતી ભાષાનાં છે.

૨. શ્લેષ્મ, વાતવિકાર, જ્વરવિકાર, નેત્રવિકાર, અને મૂત્રાશયના રોગઆદિની ચિકિત્સા અને તેના ઉપાયો, ધાતુ, ભસ્મો અને ચૂર્ણોની કૃતિ અને તેનાં નિદાન વગેરે વર્ણવેલું છે.

**વિશેષ**-૧. આ ગ્રંથ પ્રકટ થયો જણાયામાં નથી. પ્રતિ જો કે બાલબોધ લિપિએ લખેલી છે, છતાં 'ખ' 'સ' 'ચ' 'અ' આદિ અક્ષરોનો મરોડ ગુજરાતી લિપિનો છે. શ્લોકાદિની અંક સખ્યા બરોબર ક્રમસર નથી. પ્રત્યેક બાબતના શ્લોકની સંખ્યા નિરનિરાળી છે અને પાના ૩૩માના 'ઠક્કુહચિકિત્સા'ના વિષયથી પામો આક શરૂ કરી અંત પર્યંત ૧૩૦ સુધી ચાલુ રાખેલો છે.

૨. પાના ૩૪ અને ૩૫મા મા चूर्णाधिकारनो અપૂર્ણ વિષય લખેલો છે અને તેમાં गुल्मे दिग्वादि, शूल हिंग्वादि, गुलमशार्दूल, नारायक અને ज्वराकुश એ ચૂર્ણોના સસ્કૃત શ્લોકો ઉતારેલા છે.

૩ પાના ૩૬મા માં 'રામબાણુ હરીતાલ'-હરતાલ મારવાનો અને તેનો ઔષધ તરીકે લેવાનો વિધિ ગુજરાતી ભાષામાં રચેલો છે.

---

## અં. ૧૦૯—ગ કપિલ મુનિનું આખ્યાન—રામભક્ત (ર સં. )—(લિ. સં. ૧૭૪૮)—પૃ. ૧-૧૬

**આરંભ**—શ્રીગણેશાયે નમઃ ॥ કપીલ મુનીનુ આક્ષાન ॥
રાગ ધન્યાસી ॥ પ્રથમિ પ્રણેમુ શ્રી ગુરૂસ્વામીજી ॥ બેહુ કરજોડી મસ્તક નાંમીજી ॥
ગણપતી શરસ્વતી ચરણે લાગુજી ॥ હરી જશ બોલવા વાંણી માગુજી ॥
કર્દમ રૂષીનુ કુલ તે ધન્યજી ॥ જાહાં અવતરયા કપીલજી મુન્યજી ॥ ૧ ॥
વલણુ ॥ કપીલ મુનીએ અવતાર લીધો ભગવતી વાચા પાલવા ॥
શાંષ જોગ પ્રગટ કરયો ॥ અગન્યાંનના મોહો ટાલવા ॥ ૨ ॥
શ્રી ભાગવત સ્કંધ તણુ । લક્ષણુ ભક્તીરસમાં ભેદીયે ॥

મોહા જાલ જડ અગન્યાંન લક્ષણુ ॥ જ્ઞાંન ખડગે છેદવા ॥ ૩ ॥
ત્રતીય સ્કંધે અધ્યા તેત્રીશ નીરોપણુ નીરધારીયે ॥
ચોવીશ પુહિ નત્ર રહ્યા તે કપીલમુખે વીસ્તારીયે ॥ ૪ ॥

અન્ત–( રાગ કેદારો )

એણે માર્ગિ કરી અનેક જોગી ॥ બ્રહ્મપદારથ પાંમ્યા ॥
એહેવુ કહીને કપીલ ચાલ્યા ॥ માતાનાં મોહો વાંમ્યા ॥ ૪૩ ॥
તે વાર પુઠી દેવહુતીયે જોગ ધારણા કીધી ॥
શાક્ષાત પદ પાર બ્રહ્મનિ પાંમી કપીલિ આગન્યા દીધી ॥ ૪૪ ॥
તત્ર તત્વમાં લઈ મેલવ્યા શરસ્વતીમાં લે પાંમી ॥
ઉદક સંઘાતિ એક થઇનિ ગઇ જન્મ મ્રુત ભય વાંમી ॥ ૪૫ ॥
તે માટે એ ક્ષેત્ર સરસ્વતી ॥ પુન્ય થકે અતિ પુન્ય ॥
ત્રિલોકયમાં વીક્ષાત સુધ કર સુણો પરીક્ષત રાજંન ॥ ૪૬ ॥
એ આક્ષાંન સુણે સંભલાવિ ॥ નરનારી જે ગાએ ॥
દેવહુતીની ગતીનિ પાંમી ॥ વીષ્ણુલોક તે જાયે ॥ ૪૭ ॥
ઉથલો ॥ વીષ્ણુલોક તેહેનિ નહી દુલભ જેહેનિ હરીનુ ધ્યાંન ॥
રામભક્તને ચરણે રાખો ભગવાન ॥ ૪૬ ॥ કડવાં ૫ ॥

ઇતી કપીલ મુનીનુ આક્ષાંન જ્ઞાનપ્રબોધ સંપુરણુ ॥ લખતંગ કોઠારી રણછોડ કાશી સંવત ૧૭૪૮ના ભાદ્રવા શુદ ૧૨ દીને

વિષયાદિ–૧. શ્રીમદ્ ભાગવત તૃતીય સ્કંધના આધારે આ આખ્યાન રચાયલું છે. કપિલ મુનિએ પોતાની માતા દેવહુતિને તત્ત્વજ્ઞાનનો પ્રબોધ કરી સંસારમાંથી રાગનો ત્યાગ કરાવ્યો, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે.

૨. કડવાં ૫ છે. રાગ, વલણુ અને ઊથલાથી પદબંધ બાંધેલો છે. આમાં વલણુ ઢાલની ગરજ સારે છે, કે જે સરણી કેટલાંક પ્રાચીન આખ્યાનોમાં જોવામાં આવે છે.

વિશેષ–૧. આ આખ્યાન પ્રકટ થયું નથી. આ પ્રતિ બાલબોધ લિપિએ લખેલી છે, પણ કેટલાક અક્ષરોનો મરોડ ગુજરાતી લિપિનો છે. પ્રતિ જૂની તેમ જ જીર્ણ છે. છેલ્લું પાનું ફાટેલું છે.

૨. છેલ્લા પાના ઉપર 'શ્રીરામસ્તુતિ'ની ૧૦ કડીઓ લખેલી છે, અને તે ત્રુટક છે. પાનું ફાટેલું હોવાથી ઉતારાય એવી નથી.

૩. આ કવિ સંવત ૧૭૬૦ ની આસપાસ થઈ ગયલો છે, તેની ભગવદ્ગીતા, યોગવાસિષ્ઠ સાર વગેરે પ્રચલિત છે. આ નામાવલિના અં. ૫૨–અ (પાનું ૭ મું). અં. ૭ (પાનું ૧૭૭ ૭).

**નં. ક- ૧૧૦-શિવપુરાણ-હરદેવ-(ર. સં. ૧૭૪૦)-**
**(લિ. સં ૧૭૬૮)-પૃ. ૭-૧૫૩ (તૂટક)**

**આરંભ**-(પેહેલાં ૭ પાનાં ન હોવાથી રીતસરનો આરંભ આપેલો નથી.)

પોતા મનોરથ મંદીર ચાલો ॥ ઉલટ અંગ ન માએ ॥ ૭૦ ॥
શીવ શંભુનો મહીમા ઘણો સાંભલે પૂન અપાર ॥
શનમાંન રીધ પાંમે શહી ॥ ભવતરે દુસ્તર પાર ॥ ૭૧ ॥
નાહાંના વીધી સુખ ભોગવીને ॥ દાશારહ શીવપૂરે ગઓ ॥
વ્યાશ વાણી સ્કંધપૂરાંણે ॥ પ્રથંમ અધાયો પૂરંણ થઓ ॥
વલણ ॥ થઓ અધા પ્રથંમ પૂરંણ ॥ બ્રમોતર ખંડ કથા ॥
મહાદેવસુત હરદેવ કેહે ॥ શીવભગતી કરજો શરવથા ॥
॥ કડવાં ૧ ॥

**અન્ત**-રાગ ધવલ ધંનાશી ॥

થઓ શવાદ શૌનક રૂખી સુતને નીમીશારણ્યવ સુઝારજી ॥
તે કહો અમે પ્રાકૃતબંધે ॥ બુધ તણે અનુશારજી ॥ ૧ ॥
પાંચે અધીક ખટ દશ શત શામે ॥ શંવત ૧૭ ચાલીશેજી ॥
કારતેગ સુદ તેરશ ગુરૂવારે ॥ કથા અધા બાવીશજી ॥ ૨ ॥
સ્કંધ પુરાંણ બ્રમોતર ખંડ ॥ શંકરમાહાતંમ નીશાંનજી ॥
ચંદ્રશેખર આખાન વીસ્તારૂ ॥ પ્રાકૃત બંધનજી ॥ ૩ ॥
શાત્રીશ કડવાં રાગ પંનરની વીવીધ ચાલ છે શારજી ॥
એક વીશ શત ઉપર પીસ્તાલીશ ॥ પદ શંખા વીસ્તારજી ॥ ૪ ॥
પ્રથમ કડવે રાગ રામગ્રી ॥ ગણપતી શરસ્વતી ધાંનજી ॥
મંત્ર મહીમા છે પ્રથમ અધાએ ॥ દાશાહર આખાંનજી ॥ ૫ ॥
× × × ×
એ રીતે પરીપૂરંણ કીધુ ॥ ચંદ્રશેખર આક્ષાનજી ॥
પરમ ગુરૂ શંકરને શેવૂ ॥ રૂદે કમલ પરીધાંનજી ॥ ૨૮ ॥
શાડત્રીશ કડવાં એ સંઘાતે શીવકથા કહી શારજી ॥
અધીક નુન અખેર પૂરીને ॥ કવી કરજો ઉપગારજી ॥ ૨૯ ॥
ન જાણું ગતી કવીજન કેરી ॥ પૂછી કરો વીસ્તારજી ॥
રાગ પદબંધ કાંઈ ન ઝાંણુ ॥ બુધ છે અલપ અપારજી ॥ ૩૦ ॥
... ... ... ...
સ્વસ્થાંને શીહુપૂર અમારો જન્મભુમી પરભાતજી ॥
વછશ ગોત્ર પદ છઠે ઝાંણો ॥ શહસ્ત્ર ઉદીચ ગુજરાતજી ॥ ૩૧ ॥

દેવને પોલ શોમેશ્વર ફલીઉ તાંહાં પૂરવ ધરવાશજી ॥
દારીદ્ર ભંઝન શીવકરણા પૂરણ ॥ કીધો એ અભાશજી ॥ ૩૪ ॥
તાપીતીર સુરઝપુર પાવંન બેગમપરા માંહાં વાશજી ॥
શીહોરા શંથા રહુ હવડાં માલી ફલીઆ પાશેજી ॥ ૩૫ ॥
સુભટ ભાત શેહેદેવ જગ્નેશ્વર જાગેશ્વર શુભ નાંમજી ॥
માતા નામ શ્રીકૃશ્ણ ઝનુનીનુ ॥ ઝે થઈ ગોકૂલ ગાંમજી ॥ ૩૬ ॥
અંબા કેરૂ પૂજન કરતાં ॥ શ્રી કૃષ્ણ પરઝે પાંમીજી ॥
તે નાંમે અભીધાંન પીઆનું ॥ નીત શેવે શીવ સ્વાંમીજી ॥ ૩૭ ॥
શ્રી દેવગુરૂને ચરણ પ્રતાપે ॥ કવી પાંમા અભીધાંનજી ॥
માહાદેવ સુત હરદેવ પ્રભુ ॥ શીવભગતી પરમ નીધાંનજી ॥ ૩૮ ॥
પરમ નીધાંન શંભુ ભગતી ॥ પ્રીતી કરી તે ચીત ધરો ॥
માહાદેવસુત હરદેવ સ્વાંમી ॥ શદાશીવને અનુસરો ॥ ૩૯ ॥
કડવાં ૩૭ ॥

પદ ૨૧૮૮ ॥ રાગ શંપૂરંણ-શુભં ભવતુ ॥ શવત ૧૭૬૩ના વરખે અશ્વણ વદી ૧૪ વાર શોમે ॥ શમાપ્ત ॥ શવત ૧૭૮૯ના વરખે આશો વદ ૫ વાર શોમે ॥ લખતંગ જગદીશદાશ વણારશીદાશ ॥ ઝેહેવી પ્રત હુતી તેહેવી ઉતારી છે ॥ માટે લખનારને દોશ નહી ॥ અખેર ખરો તથા ખોટો હોએ તે સંભાલીને વાંચજો ॥ મે માહારી બુધ પરમાંણે ઉતારૂ છે ॥ શ્રી ગોપાલજી શત છે ॥ શ્રીનાથજી શત છે ॥ શ્રી માહાલખમીની કીપા છે ॥

વિષયાદિ-જુઓ અં. ૬૬-ણ (પા ૮૮), અં ૮૦ (પા. ૧૪૭), અને અં. ૮૫-ક ના 'વિષયાદિ' અને 'વિશેષ'.

વિશેષ-પ્રત જૂની તથા જીર્ણ છે, ગુજરાતી લિપિએ લખેલી છે; માત્ર પહેલાં ૭ પાનાં કોઇએ કાપી લીધેલાં છે તેથી પ્રસ્તુત આખ્યાન ત્રુટક રહ્યું છે. કવિએ રચ્યા પછી ૨૮ વર્ષને અંતરે આ પ્રતિ ઉતરાયલી છે.

---

## અં. ૧૧૦-ખ-રણયજ્ઞ-પ્રેમાનંદ (ર સં. ૧૭૪૧)-
## (લિ. સં. ૧૭૮૭)-પૃ. ૧૫૩-૧૯૩

આરંભ-શ્રી ગણેશાએ નમ· ॥ શ્રી શારદાએ નમઃ શ્રીગુરૂભ્યો નમઃ । અથ શ્રી રંણઝગ્ન શ્રીરાંમજીનો લખો છે.

શ્રી રાગ-શ્રી ગુરૂ કમલાપતીને ॥ ચરંણ વંદી કરૂં પ્રણાંમ ॥
સ્મરંણ કરતાં શારંગધરનું ॥ શરે શઘલાં કામ ॥ ૧ ॥
શાંમીજી શતમુખ જુઓ ॥ શાંણી શેવક ઝન ॥

શંશારશાગર દુસ્તર તરવા ॥ ગાઉં ગુણ ગોવંદ ॥ ૨ ॥
શાર કથા શ્રવણે પાંન કરતાં ॥ ત્રીવીધ તાપને ટાલે ॥
શ્રી રામચંદ્ર તણા ગુણ ગાતાં ॥ આંતીક પાંચ પરઝાલે ॥ ૩ ॥
(કડવું ૧ લું)

**અન્ત**—લવ કુશ મુકા નંદીપુર માંહાં ॥ વેશ રાખવા શ્રીરાંમજી ॥
એ રેણુ જગ્નની કથા સંખેપે ॥ કહા હરી ગુણગ્રાંમજી ॥
કડવાં છવીશ પદ પૂરણ શાત શેહે ॥ બાર રાગ દસ દેશીજી ॥
કથા કવી નંદાવતી માંહાં ॥ હરીલીલા ઉતમ પ્રવીશીજી ॥
સંવંત ૧૭ એતાલીશા વરખે ચઈત્ર સુદી દીન બીજી ॥
રવીવારે કથા થઈ પૂરણ ॥ કોઈ રશીયા લેજો સ્વાદજી ॥
દેશાઇ મેહેતા શંકરદાશ ॥ સુજને આગના દીધીજી ॥
શંખેપે કથા કહી કાંઈ હુતી પૂરવે તે મે વીસ્તારજી ॥
ગુજરાત મધ્યે ગામ વડોદરૂ ॥ પાવન પુર વીરખેત્રજી ॥
જાંહાં વઈશ્ણવ જંન ઉપજે બહુ આતી વાહાલા પંકજનેત્રજી ॥
ચતુરવંશ ગ્નાતે બ્રાંહાંમણની ભટ પ્રેમાનંદ નામજી ॥
બુધ અનુશાર એ કથા જોડી શ્રી રઘુપતીના ગુણગ્રાંમજી ॥
ભણે શાંભલે જે જંન શીખે તેહેનાં ભવ દૂખ જાએજી ॥
બ્રંમહતાદીક પ્રાતીક નાહારો ॥ જગ્ન તીરથ ફલ થાએજી ॥
સુભ ભવતુ કલાણ કરી ॥ શરવ મંગલ હરીનુ નાંમજી ॥
ભટ પ્રેમાનંદ કેહે કર જોડી ॥ રાખો શરણે શીમીતા સ્વાંમીજી ॥
કડવાં ૨૭ ॥

પૂરંણ થાએજી શંવત શતર શતાશીના કારતેગ સુદ ૩ શુકલ પખેજી ॥ વાર શોમે પૂરંણ થયો વીસ્તારજી જેહેવી પરત હુતી તેહેવી ઉતારી લીધી છે માટે લખનારને દોશ નહી દએ ॥ મે માહારી બુધ પરમાંણે ઉતારી છે અખેર ખરો તથા ખોટો હોએ તે શંભાળીને વાંચજો શ્રીનાથજી શત છે.

**વિષયાદિ**—૧. વાલ્મિકી રામાયણના યુદ્ધકાંડ અનુસાર લંકામાં સીતાની પ્રાપ્તિ અર્થે રામે રાવણ સાથે મચાવેલા રણસંગ્રામનું વર્ણન પ્રસ્તુત 'રણયજ્ઞ'માં કહેલું છે

૨ કડવાં ૨૭ છે, જો કે કવિ ૨૬ હોવાનું લખે છે. રાગ, ઢાળ અને વલણથી પદ બધ બાંધેલો છે.

**વિશેષ**—૧ આ રણયજ્ઞ બૃ. કા ભા. ૩ માં તથા પ્રાચીન કા. નિ અંક ૨ માં છપાયો છે તે ૧૭૪૧ મા રચાયો છે, અને પ્રેમાનંદ જણાવે છે તેમ તેણે આની પુનરાવૃત્તિ આ સાલમાં કરી છે. પ્રતિ લગભગ પ્રેમાનંદના સમયની છે, ગુજરાતી લિપિએ લખેલી છે. 'જ' અને 'ગ્ન' માં ઝાઝો ફેર તો નથી. છેલ્લાં બે પાનાંમાં લખાણની આસપાસ વેલો, મોર, ફુલના છોડવા વગેરે કાઢેલાં છે.

૨. આ પ્રતિ આખ્યાન રચાયા પછી ૩૫-૩૬ વર્ષના અંતરે ઉતરાયલી છે.

## અં. ૧૧૦-ગ-શૃગાલ પુરી-કૃંઢ-(ર. સં. ૧૬૮૪)-
## (લિ. સં. ૧૭૮૭)-પૃ. ૧૯૩-૨૦૫

આરંભ-શ્રી ગણેશશાએ નમઃ શ્રી શારદાએ નમઃ શ્રી ગરૂભ્યોએ નમઃ
શ્રી અથ શૃગાલપૂરી લખી છે ॥
રાગ ધંન્યાશી ॥
શીવકાંચી રે નગરી લંગારે કાર ॥ પ્રતુલ કમલની રે ॥ દશ ઝોઝન વીસ્તાર ॥૧॥
રત્નકનક પેરે ॥ મણી ગ્રેહે ઝોત પ્રકાશ ॥ અઘ નહી લેપે રે ॥ ઝેમ વઇકૂઠ
કઇલાશ ॥ ૨ ॥
ઢાલ ॥ કૈલાશ સુ ઝન નીવાશ સુરમુની ॥ વીબુધ ઝન વીશ્રાંમ ॥
સુખે ત્રપીતી તલ ધરમ અરથશ(શુ) ॥ કાંમ મોખ અભીરાંમ ॥૩॥
શશ પૂરી માંહાં વીમલ થલ છે ॥ કોટી ઉપમા ઝોગ ॥
ખટદશ કલા નવ રશ નીધી ॥ શંપૂરંણુ અખેભોગ ॥ ૪ ॥
તાંહાં શ્રીવંતા શા શૃગાલ શા શેઠે ॥ કરૂ પૂત્ર મદાંન ॥
તેહેને શદાશીવ શંતુષ્ટ થઆ ॥ એ અનોપમ આખાંન ॥ ૫ ॥
તે કૂતોહલ કહુ વીધીપૂરવક ॥ ભગીરથ મહીમાએ ॥
એ કથા અઘવીધશની ॥ ત્રેતાપ દૂર પલાએ ॥ ૬ ॥
તે શૃગાલશા તવીક પૂરવ ઝન્મે ॥ માહા દાતા કોણુ ॥
તે પ્રથમ પેહેલાં આપતો ॥ નીત શવાભાર શોવરંણુ ॥ ૭ ॥
(કડવું ૧ લું)

અન્ત-(રાગ ધવલ ધંન્યાશ્રી)
શાહા શૃગાલ પૂરી પ્રઝા સંઘાતે ॥ બેઠા પૂરૂપ વેમાંનજી
શંભુએ કર ગ્રહી શાંનીધ લીધાં ॥ કીધાં આપ શર્માનજી ॥ ૮ ॥
અદભુત ઓછવ વેદ દુદભી ॥ વરતો ઝેઝેકારજી ॥
પૂઝાનાં ફલ પરતખ પાંમા ॥ શાગતી વીશ્વધારજી ॥ ૯ ॥
એ અનુભવરશ ગાતાં સુણતાં ॥ ફલ પાંમે ઝાંએ કાશીજી ॥
જીવન મુગત અમર મુની શરખા ॥ અંતે વઇકૂઠ વાશીજી ॥ ૧૦ ॥
શંવત ૧૬ ચુવાસીઓ ॥ આખાડ ઉજલ પખજી
પ્રતીપદા શનીવાર શંખેપે ॥ પાંમી કથા પ્રતખજી ॥ ૧૧ ॥
બુધમાને આખાન કરૂએ ॥ વરણુવ વીખભા દઢજી ॥
શતગુરૂ વૈશણુવ શંત કીપાએ ॥ કર જોડી કહે કવી કુઢજી ॥ ૧૨ ॥
કડવાં ॥ ૧૨ ॥

ઇતીશ્રી શગાલ પૂરી શંપૂરણ ॥ શવત ૧૭૮૭ ના વરખે મહા સુદ ૧૦ વાર શુકરે શપૂરણ ॥ કર છે ॥ જેહેવી પ્રત હુતી તેહવી ઉતારી છે માટે લખનારને દોશ નહી ॥ માટે અખેર ખરા ખોટા હોય્યે તે સંભાલીને વાંચજો ॥ શ્રીરાંમજી શત છે ॥ શ્રીનાયજી શત છે ॥ શ્રીમહાલખમીજીની કીપા છે ॥ શ્રીમાતા તાપીની કીપા છે ॥ શ્રી રણછોડજી.

**વિષયાદિ**–૧. શિવભક્ત શગાલશા શેઠનું અભ્યાગતને જમાડ્યા પછી જમવાનું અડગ વ્રત તોડાવવા શિવે એક દિવસે તેના એકના એક પુત્ર ચેલૈયાનું માંસ તેને જ હાથે શિરચ્છેદ કરાવી, તેને અને તેની પત્નીના હાથે આંખમાંથી વિના એક પણ આંસુ સર્યે તે ખાંડીને પોતાને જમાડવાનો આગ્રહ કરી, કસોટી કીધી અને તેમાં શગાલશા શેઠ પાર ઉતર્યો, એ પ્રસંગ પ્રસ્તુત આખ્યાનમાં વર્ણવેલો છે.

૨ કડવાં ૧૨ છે. રાગ અને ઢાલથી પદબંધ બાંધેલો છે, વલણ કે ઉથલો જણાતાં નથી.

**વિશેષ**–૧. પ્રસ્તુત આખ્યાન પ્રકટ થયું નથી. સામાન્ય રીતે વિષ્ણુએ અઘોરપથી સાધુનો વેષ લેઈ શગાળશાની કસોટી કર્યાનું જાણવામાં છે, ત્યારે આ કાવ્યમાં **શિવે એને તાવ્યાનું** વર્ણવ્યું છે, એટલે મહત્વનો ફેર છે.

૨. ભોજાભક્તે પાંચ કડવાંમાં **ચેલૈયા આખ્યાન**ને નામે શગાળશાનું આખ્યાન લખ્યું છે; જુઓ બૃ. કા. દો. ભા. ૫ મો. પૃ. ૬૨૧–૬૨૫.

૩. કવિ નાકરે પણ "શૃગાલપુરી' લખ્યુ છે અને તેનો હવે પછીના અંકમાં ઉલ્લેખ થશે.

૪. પ્રતિ સંવત ૧૭૮૭ ની છે, એટલે જૂની છે; ગુજરાતી લિપિએ લખાયલી છે. પ્રસ્તુત આખ્યાન લખનારા લહીઆએ લીટી પૂરી થતાં કાનો પણ અક્ષરથી છૂટા પાડેલા છે.

૫ આ કવિ સં. ૧૬૫૨ ની આસપાસ અનાવલ સ્વસ્થાનના સૂપા ગામમાં થયો છે. જુઓ અં. ૬૪-ઘ ના 'વિષયાદિ'–૨, પાનું ૬૫ સુ.

---

## અં. ૧૧૦-ઘ-ચંદ્રાવલામાલા-કવિ કૂઢ-(ર. સં. )–
## (લિ. સં. ૧૭૮૭)-પૃ. ૨૦૬-૨૧૯.

*આરંભ–શ્રી ગણેશાએ નમઃ ॥ શ્રી શારદાએ નમઃ શ્રી ગુરૂભ્યોએ* નમઃ શ્રી નાયજી શત છે ॥ શ્રી ચંદ્રાવલા માલા આખાડાના ॥
રાગ શાંમેરી ॥ શ્રી વીનાએક વીસ્તરે ॥ સ્વામી સુધ બુધ કેથરે ॥

> વીઘનરાજ વાણી વીખે ॥ વર દેઓજી (ઞ)શ વંત ॥ વર૦–
> વરદેઓજી નીરધાર ઞશવંત વીધાતા ॥ ભવદુખભાંજની ભારત માતા
> માલા આખાડાને ભ્રાં(ભા)મણે જાઉ ચતુભુજ ચંદ્રાવલા ગાઉ ॥
> જે ઝુગદીશ રે ॥ ૧ ॥

એક શમે મથુરાં પૂરીમાં ॥ આવીઆ નારદ રૂખ રે ॥
કંશ રાએ ચરણે નમો ॥ કરી સ્વાગત ભોજંન ભખ રે ॥
કરી સ્વાગત ભોજંન ભૂપાલે ॥ ક્રીપા કીધી મુનીનાથ ક્રીપાલે ॥
સ્વામીજી ચાર પદારથ લહીએ કૂશલખેમની વારતા કહીએ ઝે૦ ૨
રૂખી કેહે રાએ શાંભલો ॥ રાજ આવૂં મરંણુ અકાલ રે ॥
બાંધાં પૂર પીંડારનાં ॥ ઝારે ગોકૂલમાં ગોવાલ ॥
ગોકૂલ ગોપે ઉંડ ઝ દીધા ॥ દાણુ શમે દેશ આપણા કીધા ॥
હું હવડાં આવો છૌ તાંથી કાલા કૂશલ પૂછો છો કાંહાંથી ઝે૦ ૩

અન્ત–આપૂં રાઝ ઉગ્રશેનને વરતાવી તેહેની આણ રે ॥
દૂદ(દું)બી વાગાં દેવનાં ॥ ધન શ્રીપ્ર(પ)તી શારંગપ્રાં(પા)ણુ રે ॥
પ્રદખણા દેઇ લાગો પાએ મોહો તોડ મથુરાં પૂર ઓછવ થાએ ઝે૦ ૭૪
પછે આપૂ રાઝ ઉગ્રેશેનને ॥ વરતાવી તેહેની આંણુ રે ॥
પછે કૂબઝા આકૂડ(ર) આશ્રમે ગઆ ॥ ગોવંદ ગરૂડારૂઢ રે ॥
આશ શફલ થઈ દાસની ॥ કર જોડી કેહે કવી કૂઢ ॥
કૂઢ મુઢ કેહે હું બલી જાઉ ॥ ચરણ શરણ રાખો ગુણ ગાઉં
પૂંઝાનાદ પ્રીત પરમેશ્વર શદાદાશ દામોદર દો વર ॥ ઝે૦ ૭૫
ચંદ્રાવલા શપૂરંણ લખા છે ॥ જેહેવી પ્રત હુતી તેહેવી ઉતારી છે ॥
માટે લખનારને દોશ નહી ॥ અખેર ખરો ખોટો શંભાલી વાંચજો ॥

વિષયાદિ–૧. મથુરામાં ધનુર્યજ્ઞવેળા કૃષ્ણે કંસને કેવી રીતે માર્યો અને માતા-પિતાને બંધનથી છોડાવ્યાં, એ પ્રસંગ વર્ણવેલો છે.

૨. ૭૫ તુક છે. રાગ સામેરી છે, પણ રચના જૂની તરેહની છે. કાઠીયાવાડમાં "રામવાલા" અને 'ચંદ્રાવલા' આદિ આવી રચનાઓ સુપ્રસિદ્ધ અને લોકપ્રિય છે.

વિશેષ–૧. આ ચંદ્રાવલા પ્રકટ થયા નથી. પ્રત જૂની અને જીર્ણ છે, ગુજરાતી લિપિએ લખાયલી છે એનો લિપિ સંવત જો કે અહીં આપેલો નથી પણ આગલ પાછલનાં આખ્યાનોનો લિપિસંવત જોતાં તે સંવત ૧૭૮૭ હશે એમ સ્પષ્ટ સમજાય છે.

૨. કવિની ઓળખ માટે જુઓ અં. ૧૧૦–ગ, અને અં. ૬૪–ધ

---

## અં. ૧૧૦–ઙ–યોગવાસિષ્ઠ–રામભક્ત–(૨–સં.) (લિ. સં. ૧૭૮૭)–પૃ.–૨૨૦–૨૬૦

આરંભ–શ્રી ગણેશાશાએ નમઃ શ્રી શારદાએ નમઃ ॥ શ્રી ગરૂભો નમઃ શ્રી નાથજી શત છે શ્રી માહાલખમીની ક્રીપા છે ॥ અથ ઝોગવસીસ્ટનું પ્રાકૃત આરંભા પૂત ॥

રાગ શ્રી ગોડી ॥ શ્રી ગુરૂને ચરણે નમી ॥ કેહે **રામભક્ત** કરજોડ ॥
રશીક કથા રઘુનાથની ॥ કેહેવા સુઝને કોડ ॥ ૧ ॥
શ્રી શુકદેવ દયા કરો ॥ જેમ બોલુ પદ નીરવાંણુ ॥
શાગર તરવા શાંચરૂ ને ॥ પીલકાતુ પ્રાંણુ ॥ ૨ ॥
કૂભ તણી ગત કેટલી ॥ વારેધી કેમ શમાએ ॥
આકાશના શેખા નહી ॥ ચડ(ર)કલે કેમ ઉડાએ ॥ ૩ ॥
ગંગાજમુનાં શરસ્વતી ॥ તાંહાં કૂભ કેહી માત્ર ॥
...દ કવી કેમ વરણવૂ ॥ ગુરૂ દ(દે)વ શરમા માત્ર ॥ ૪ ॥
... ... ... ...
શ્રી જોગ **વસીસ્ટ** તણો મહીમા ન ઝાંણુ પાર ॥
ગરથ ગોચર ગુહારથ ॥ તે કેમ કહુ વીસ્તાર ॥ ૭ ॥
શંકેપ માત્ર કરી ॥ કહુ મે શંમત્રે નહી કેહેવાએ ॥
ભેદ નવ લહુ ખીઝતાં ॥ પ્રાક્રમ ન પ્રીછાએ ॥ ૮ ॥
શ્રી **વીશ્વનાથ** વંદન થકી ॥ શાંભલુ અચુત ગ્નાંન ॥
દીન ઝાંણી દઆ આણી કરાવૂ અંમ્રીત પાંન ॥ ૯ ॥
(કડવૂ ૧ લુ)

અન્ત–છાંડો મોહો અવદા ગઇ સુધ વાંછના પાવંન થઈ ॥
વવેક ગ્નાંન ધરઉ ધાંન ન શંખયા ન રહે ભગવાંન ॥ ૨૬ ॥
અથવા નંદ પદ પાંમુ રાએ ॥ વેમાંન બેશી વયકૂઠ ઝાએ ॥
દીનકરની પેરે નીરમલ જોત ॥ ઝાંણે ગગન થયો ઉદોત ॥ ૨૭ ॥
વચી(સિ)સ્ટ કેહે શાભળો ભગવાંન ॥ તંનમ થયો બલી રાઝન ॥
વઇરાશ(ચ)નની નીરમલ મતી ॥ પીતાપૂત્ર પાંમો એક ગતી ॥ ૨૮ ॥
વચી(સિ)સ્ટ કેહે શુ કહીએ કથી ॥ વંન ગએ કંઈ મુગતી ઝ નથી ॥
મંનશા સુધ કરો ભગવાંન ॥ નહી લેપે જો અંતર ગ્નાન ॥ ૨૯ ॥
રાજકાજ કરતાં વહેવાર ॥ નહી લેપે માઆ શંશાર ॥
અંતર એશું ધરો અભીરાંમ ॥ બાહાઝો કર કરતાં કામ ॥ ૩૦ ॥
અભીમુગ્તી હોશે રઘુવીર ॥ નહી લેપે જેમ પંકઝ નીર ॥
**રામભગ્ત** ઝાંણો શરવથા ॥ શરગ એકવીશમે એ કથા ॥
**શરગ એકવીશ પૂરાં છે**–॥ ૬૮૨ ॥ શુભમતુ આઈશમશતુ ॥ શવત **૧૭૮૭ ના વરખે ફાગણ સુદ ૧૫ વાર શુકરે એ શંપૂરંમ કરૂ છે જેહેવી પ્રત હુતી તેહેવી ઉતારી છે માટે લખનારને દોશ નહી ॥ અખેર ખરો ખોટો હોએ તે શંભાલી વાચઝો ॥ મે મહારી બુધ પરમાંણે ઉતારૂ છે લખતંગ**

શાઃ જગદીશદાશ વંણારશીદાસ જાતે લાડ વીશા શ્રી રામજી શત છે ।। શ્રી મહાદેવજી શત છે શ્રી માત તાપીની કીપા છે. શ્રી મહાલખમીજીની કીપા છે.

વિષયાદિ-૧. શ્રી યોગવાસિષ્ઠના પહેલા પ્રકરણના આધારે ૨૧ સર્ગનો સારોદ્ધાર આ આખ્યાનમાં કહેલો છે. શ્રી રામચંદ્રને વસિષ્ઠે તત્ત્વજ્ઞાનનો આપેલો બોધ આમાં વર્ણવ્યો છે.

૨. રાગ, ઢાલ, દૂહા અને ચોપાઇથી પદબંધ બાંધેલો છે. સર્ગ ૨૧ છે, પદ ૬૮૨ છે.

વિશેષ-૧. આ આખ્યાન પ્રકટ થયું નથી; પ્રકટ કરવા યોગ્ય છે. પ્રતિ જૂની અને જીર્ણ છે, ગુજરાતી લિપિએ લખાયલી છે. લહીઆએ અક્ષરનો કાનો લીટી પૂરી થતાં બીજી લીટીમાં ક્વચિત્ ક્વચિત્ લખેલો છે. ૨૨૯ મા પાના પછી પાનાના આંક લખેલાં નથી.

૨. આ જ કવિની ભગવદ્ગીતા સુપ્રસિદ્ધ અને લોકપ્રિય છે. તે સં. ૧૬૬૦ માં થયો છે. તેની ઓળખ આદિ માટે જુઓ અં. ૫૪-૬ (પા. ૨૧-૨૨) ના "વિષયાદિ" તથા "વિશેષો." વળી જુઓ ૯૭-ગ, (પા ૧૮૮) અં. ૯૦-ક (પૃ. ૧૧૭), તેમ જ આ કવિના જ્ઞાનભક્તિના કલશરૂપ 'એકાદશસ્કંધ' માટે જુઓ અં. ૧૦૩-છ (પા. ૨૧૨-૪) કવિએ તેમાં પોતાની ઓળખ કંઇક આપી છે.

---

## અં. ૧૧૦-ચ-સુદામાચરિત- (ર-સં )- (લિ-સં. ૧૭૮૭)-પૃ.-૧૧-(૨૬૧-૨૭૨)

આરંભ-શ્રી ગણેશાશાએ નમ ।। શ્રી શારદાએ નમ ।। શ્રી ગરબો નમ ।। અથ શ્રી સુદામા ચરીત્ર લખુ છે ।।

રામ રેમાપત રઘુપતી ર(ા)ઘવ ।। ક્રીસ્ણુ ગોપાલ ગોવરધંનધ(ધા)રી ।।
નાદર શબકે શીરપર કાદર ।। સુંદર તંન ધંન શાંમ મોરારી ।।
સુરત ખુબ અજાએબ સુરત ।। આલંમકા મેહેબુબ બીહારી ।।
ઝગમગ ઝગે જમાલ ઝગતમે ।। હીલમીલ દીલ કીજે બલીહારી ।। ૧ ।।
શત શલાંમ ઓર ભેટ બંદગી ।। તે શકૂન્ને અપને દીલ આંને ।।
જીઉ જીઉ ધ્યાદ કરે એહ બંદા ।। લીઉ લીઉ વે અપના કરમાંને ।।
દેખોજી કરંમ કીઆ બાંહામણુ પર ।। દીઆજુ કુછ અપને જીઆનાંને ।।
એશા કોણુ બીના ગીરીધારી ।। જો ગરીબકે દૂખકૂ ભાંને ।। ૨ ।।
બોહોત ગરીબ સુદામા બાંહામન ।। નીકટ ફેલાકત મે જબ અટકા ।।
શતપે વંન લગે ચાદરકૂ ।। શીર બાંધા જખુનશા પટકા ।।
જુતી ગઇ ટુટકે કટકે ।। કીશી બાતશે દીલ નહી મીટકા ।। ૩ ।।

અન્ત-ગરમ કીઓ પાનીકો બાશંન ।। બોહોત સુગંધ શમારમ ગાથા ।।
ચોકી ધરી પ્રુરશાકારી ।। તાંહાં સુદામા બેઠ બહાયા ।।

કછો કાછ મેહેબુબ ખુબે દીલ મીલ ગુશલ કરાઆ ॥
પૂછ અંગુછા ઉપરાંના ધોતી ॥ સુરંગ બરંગ તબહી પેહેનાઆ ॥૫॥
આશંન બેઠે ઇઆદ કરે દીલ ॥ ધરા ક્રીસ્ણુ શાહેબકા ધાંન ॥
નીજ દેપર શીર રાખ સુદામા કરે તાંહાં હજાર શુકરાંના ॥
દીઆ ભોગ જબ લગ વેઈઆ ॥ ભગત ઓર મન કરમાંના ।
જીશ સાહેબકી કરે ગુલાંમી ॥ તીનેહી ફલ શેવાકા જાના ॥ ૫૨ ॥

શવત ૧૭૮૭ ના વરખે ચઇતર સુદ ૭ વાર ગરેઉ ॥ જેહેવી પ્રત હુતી તેહેવી ઉતારી છ ॥ માટે લખનારને દોશ નહી ॥ અખેર ખરો ખોટો હોએ તે શંભાલી વાંચજો ॥ લખનારને દે(ા)શ નહી ॥ શપૂરંણુ છે ॥ લખતંગ શા. જગદીશદાશ વારાણશીદાશ ગ્નાતે લાડ વીશા ચોપડી સુરત મધે ઉતારી.

**વિષયાદિ**–ભક્ત સુદામાનું દારિદ્રય કૃષ્ણે કેમ ભાગ્યુ, તેનું વર્ણન ઉર્દુ ભાષામાં કવિએ લખેલુ છે. લાવણીની ઢાલ પ્રમાણે ચાર ચાર લીટીના કુલ ૫૨ તુક છે. ઉર્દુ ભાષામા સં. ૧૭૮૭ મા આવું કાવ્ય રચાય એ એક નવીનતા છે.

**વિશેષ**–આ આખ્યાન પ્રકટ થયુ જાણવામાં નથી. પ્રકટ કરવા યોગ્ય છે. સારા ભાવ વર્ણવેલા છે. પ્રતિ જુની અને જીર્ણ છે, ગુજરાતી લિપિએ લખાએલી છે.

---

## અં. ૧૧૦–છ–ચંડિકાનું આખ્યાન–શિવદાસ–( ર સં. )–
## (લિ. સં. ૧૭૮૭)–પૃ. ૭–(તૂટક)

**આરંભ**–શ્રી ગણેશશાએ નમાં શ્રી સારદાએ નમ શ્રી ગુરૂભો નમઃ શ્રી મહાલખમીની ક્રીપા છેઃ શ્રી નાથજી શત છેઃ શ્રી અથ ચંડીકા(આ)ઇનું આખાંન લખુ છે ॥

રાગ કેદારો ॥ શ્રી હરીને લાગૂ પાએ કરૂણાનીધી કરજો શાહાંએ ॥
ગુણ રંગે ગાતા જશ આપે ઘણો ॥૧॥
શુભ અરથ શમરો તુને ॥ અવીચલ બુધ મને ॥
ઉમીઆ અંગ થકી તુ ઉપનો રે ॥૨॥
ઢાલ ॥ ઉપનો ઉમઆ અંગ સ્થકી ॥ ગજવદન સુખકકાર ॥
શીદુર ચરચીત સુઢ શોભે ॥ કંઠ મણીએ હાર ॥ ૩ ॥
... ... ... ...
મુની મારકૂડ રખીએ કર ॥ જે પૂરણ પરમ નીધાંન ॥
શાહા શ્રી પાઠ કથા કહુ ॥ જે ભગવંતી આખાંન ॥

**અન્ત**–(ચોથા કડવાથી કડી ૧૬ મી તૂટક છે. એટલે રીત સરનો અન્ત નથી.)

**વિષયાદિ**–આ જ આખ્યાનની બીજી પ્રતિ માટે જુઓ અં. ૭૩–૬ તેમ જ આ કવિની ઓળખ તેમ અન્ય કવિઓના આ વિષયનાં આખ્યાન માટે જુઓ અં. ૭૩–૬ ને વિશેષ પૃ. ૧૧૮–૯ ની નોંધ.

## અં. ૧૧૦-જ-ઓખાહરણ-નાકર-(ર. સં. )
## (લિ. સં. ૧૭૯૩)-પૃ. ૩૦

આરંભઃ-શ્રી ગણેશાએ નમઃ શ્રી શારદાએ નમઃ શ્રી ગરૂભ્યો નમઃ શ્રી શરસ્વતીની કૃપા છે શ્રી ગોપાલજીની દયા છે અથ શ્રીઓખાહરણ લખુ છે ॥

રાગ ગોડી ॥ પ્રથમે લંબોદર કરૂ પ્રણામ રે ॥ માગુ રે સુધબુધ શારદા રે ॥
સ્વાંગી સીદુરે કીજે શણગાર રે ॥ મોદીક આહાર તમને અરપીએ રે ॥૧॥
ઢાલ ॥ હરે મોદીક આહાર તમને અરપીએ રે ગમંન વાંચીએ તે આપ ॥
શેવક તાહારો રે સાધ છઉ ॥ સ્થાંનકે સ્થીર કરો સ્થાપ ॥
વલણ ॥ મહેશ્વર જેહનો તાત કહીએ પૂરે મનોરથ કાંમ ॥
પ્રથમે લંબોદર પ્રણમુ ॥ માગુ તે સુધબુધ શારદા ॥ ૩ ॥
રાગ આંદોલ ॥ સ્વામીજી બાણાસુરે માહાતપ માંડો રે છાંડો રે મોહો
રાજ્યવર તણો રે ॥
સ્વાંમીજી એકમને ધાઇઓ રૂડો ઈશ રે ॥ જાંણ્યુ જૂગદીશ સનમુખ રે ॥ર॥
ઢાલ ॥ શનમુખ જુએ ને કારજ હોએ ॥ માંડીઓ તાંહાં ખપ ॥
માહા વંન માંહાં જઇને બેઠો ॥ આચરે છે તપ ॥
અન્ત-(રાગ દેશાખ) હવે પાછાં વલાં ॥ દૂખ ॥ ભાંજીયાં રે ॥
આવાં મંડપ માંહે ॥ મલાં મન માંનીઆં રે ॥ ૮ ॥
ઓખા અનુરધ લેઇ વલો ॥ દૂખ ॥ આવા દ્વારકાં માંહે ॥ મલાં ॥૧૦॥
એકમને જે શાંભલે ॥ દૂખ ॥ કથા ને હરીવંશ ॥ મલાં ॥ ૧૦ ॥
ક્રીશ્ણજી એમ ઓચરે ॥ દૂખ ॥ તેહેનો ન જાએ નીરવંશ ॥ મલાં ॥૧૧॥
હવે એક મંને જે ગાએરે ॥ દૂખ ॥ નરનારી ન આવે અભવાશ ॥ મલાં ॥૧૨॥
દેશાવાલ કૂલ અવતરે ॥ દૂખ ॥ તેહેનો વડોદરા માંહે વાશ ॥ મલાં ॥૧૩॥
વીકાનો સુત વીનવે ॥ દૂખ ॥ નાકર હરીનો દાશ ॥ મલાં મનમાંની
આં રે ॥૧૪॥ કડવાં ૩૫ ॥

(રાગ બીહાગડો)
ઓખા બાઈ ચાલાં રે ચાલંણહાર ॥ ઓખા બાઇ ચાલાં શાસરે ॥૧॥
ઓખા બાઇએ મેહેલાં માએ ને બાપ ॥ મેહેલાં મંદીર માલીયાં રે ॥૨॥
... ... ... ...
ઓખા અનુરધને રે રૂડઉ રખે રે ॥ પછે લાગાં ગોત્રજને પાએ ॥
કંકણડોરા તાંહાં છોડીઆં રે ॥ કરજોડી કેહે માધવદાશ ॥
ઓખા થયુ નહી વીશરે ॥૧૮॥ કડવાં ૩૬॥

(આડત્રીસમા કડવામાં દરેક કડવાનો રાગ અને તેના વિષયની અનુક્રમણિકા પદબંધ આપેલી છે. અને આડત્રીસમા કડવામાં આખાપે ઓખાહરણના પ્રસંગના સારોદ્ધારનું ગદાધર કવિનું પદ આપેલું છે.)

શંપૂરણ જેહેવી પ્રત હુતી તેહેવી ઉતારી છે માટે લખનારને દોશ મે દેશો ॥ અખેર ખરો તથા ખોટો હોએ તે તપાશીને વાંચજો ॥ મે માહારી બુધ પરમાણે ઉતારૂ છે શવત ૧૭૯૩ના ફાંગણ સુદ ૧૩ ગરેઉ ॥

વિષયાદિ-૧. હરિવંશના વિષ્ણુ પર્વના અધ્યાયના આધારે, બાણાસુરે પોતાની પુત્રી ઉષા સાથે ગુપ્ત રીતે સંસાર ભોગવનાર કૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધને કેદ કરતાં, કૃષ્ણ અને બાણાસુર વચ્ચે મચેલો રણસંગ્રામ અને પછી ઉષાનું અનિરૂદ્ધ સાથેનું લગ્ન એ પ્રસંગો આખ્યાનમાં વર્ણવેલા છે.

૨. રાગ, ઢાલ અને વલણથી પદબંધ બાંધેલો છે.

વિશેષ-૧. આ આખ્યાન પ્રકટ થયું નથી; પ્રતિ જૂની છે. ગુજરાતી લિપિએ લખાયલી છે.

૨. આ આખ્યાન સંબંધમાં વિશેષ જાણવા જોગ એ છે કે આમાં ભીમ, નરસિંહ-મેહેતો, ચતુર્ભુજ, ગદાધર, વિષ્ણુદાસ, અને માધવદાસનાં પદ વચ્ચે વચ્ચે નાંખેલાં છે. નાકરના ઓખાહરણની જૂની પ્રતિમાં આવો પ્રકાર જણાતો નથી, તેથી પ્રસ્તુત પ્રતિ જે પ્રતિને આધારે લખાયલી છે તેમાં કોઇએ એ પદો વચ્ચે ગોઠવ્યાં હશે, એવો સંભવ છે. આ જ અનુમાનને કડવું ૩૬ મું અને ૩૮ મું ટેકો આપે છે. ૩૫ મામાં પ્રસંગની ઇતિશ્રી સ્વાભાવિક રીતે થયલી હોવા છતાં ૩૬ કડવામાં સ્વશુર ગૃહમાં પરણીને જતાં ઓખા અને અનિરૂદ્ધની લગ્નક્રિયાની સમાપ્તિના અંતની જે રૂઢિ મૂલક ક્રીડાઓ વર્ણવી છે, તે અને ૩૮ મા કડવાનો સારોદ્ધાર, પાછળથી ઉમેરેલા છે, એમ સમજાય છે.

---

ઓં. ११०–ज्ञ–पद (हिन्दी)–कबीर (पृ. २८–३०); सुरदास–(पृ. २८–२९); परमानंददास.

---

પદ–નરસિંહ મેહેતો (પૃ. ૨૯–૩૩); ભીમ પૃ. (૨૯–૩૦); કેશવ (૨)–શ્રી કૃષ્ણનું મથુરામાં આગમન; રામકૃષ્ણ.

---

## અં. ૧૧૧–રૂ–શિવભીલડી સંવાદ–ભાલણ–(૨ સં. )–( લિ. સં. ૧૭૫૮)–પૃ. ૪–૭

આરંભ–(પહેલાં ૩ પાનાં ન હોવાથી રીતસરનો આરંભ નોંધેલો નથી.)

... ... ॥ ... નહી કો સમતોલ ॥

તેહ તંણી હુ સુંદરી ॥ વીચારી બોલ ॥ ૪૧ ॥
શંકર કહે રે કામની ॥ ભીલને શુ વખાંણે ॥
હુ પતી છઉ કઇલાશનો ॥ તે તું શાચુ જાંણ ॥ ૪૨ ॥
અધમ જાત માંહા ભીલની ॥ મુખ બોલે વીચારી ॥
પસુગત નીશા તેહેની ॥ સુ હરખે નારી ॥ ૪૩ ॥

અન્ત-ગીરીજા કઇલાશે આવીઆં ॥ ઉમીઆને ઇશ ॥
ઉમીયા કેહે સ્વાંમી મન રખે ધેરતા રીશ ॥ ૮૮ ॥
સ્વ(શિવ) સ્કતી (શકિત) એક છે ॥ જુઓ મંન વીચારી ॥
એહવુ શાંભળી ઇસ્વર હશા ॥ વરતો જે જે કાર ॥ ૮૯ ॥
ઇશાવરસંવાદ પૂરણ થઓ ॥ શાંભલે જે ગાએ ॥
સુખ પામે સંસાર માંહાં ॥ અંતે વંઇકુંઠ જાંએ ॥ ૯૦ ॥
એકમનાં સંભુને સ્તવે ॥ પોહોચે મનની આશ ॥
ભાલણ પ્રભુ રાખજો ॥ નીત ચરણની પાંશ ॥ ૯૪ ॥

સંપૂરણ થઉ છે ॥ ભીલડીનો રાશ લખો છે તે પૂરણ ॥ લખનારને દોશ મો દેશો ॥ જેવું આવ્‌હુ તેવું લખું છે હરી પરતાપથી લખુ છે એમાં ખોટ વરથ હોએ તે સી ક્રસ્ણના પરતાપથી લખુ છે ॥ માટે વરધ અખેર હોએ તે તુ જડતા આ હો ॥

**વિષયાદિ**-૧. તપ કરવા શિવ વનમાં સીધારતાં, પાર્વતીએ ભીલડીને વેશે તેમને છળ્યા અને તપ મૂકાવ્યું, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે.

૨. કડી ૯૧ છે, જો કે લહીઆએ ભૂલમાં ૯૦ પછી ૯૪ નો અંક લખ્યો છે.

**વિશેષ**-૧. આ સંવાદ બૃ. કા. દો. ભાગ ૧ માં પાને ૬૭૧-૬૭૬ મે પ્રકટ થયલો છે. તેમાં તેમ જ અં. ૫૪-ઞ (પાનું ૨૩) વાળી પ્રતિમાં ૯૦ તુક છે (તેનો વિશેષ જુઓ પાનું ૨૪). ત્યારે આમાં ૯૪ તુક વધારે છે.

૨. આ કવિતા બીજા ગ્રંથો માટે જુઓ અં. ૧૦૨-ઘ પાનું ૨૦૧-૨.

૩. પ્રતિ જૂની તેમ જ જીર્ણ છે, ગુજરાતી લિપિએ લખેલી છે. પ્રસ્તુત સંવાદનો લિ. સ. જો કે લહીઆએ નોંધેલો નથી, પણ પાછળના આખ્યાનથી તેમ જ લેખન-શૈલીથી તે સં. ૧૭૫૮ હોવાનું સમજાય છે.

---

## અં. ૧૧૧-અ-સુદામાચરિત્ર-પ્રેમાનંદ-(ર. સં. ૧૭૩૮)-(લિ. સં. ૧૭૫૮)-પૃ. ૧-૨૭

આરંભ-શ્રી ગણેશાએ નમ ॥ શ્રી સારદાએ નમઃ શ્રી ક્રીરણ સંત છે ॥ આખાંન સુદામા ચરીત્ર લખતંગ ॥

શ્રી ગરૂદેવ ગણુપતી સંમરૂ ॥ અંબાં સ્વેર સ્વંત ॥
પ્રબલ મતી ॥ વીમલ વાંણી પાંમવા રે ॥
રામારમણુ રૂદયા રાખૂ ॥ શ્રી ભગવંતલીલાં ભાંખૂ ॥ ૧ ॥
ભગતંરસ ચાખૂ ॥ જો ચાખો સુક શાંમીએ રે ॥ ૨ ॥
વલણુ ॥ સુક સાંમી કહે સાંભલ રાજા ॥ પરીખત પુન પવીત્ર ॥
દશમ સ્કંદ અધા એક ॥ કહુ સુદાંમાચરીત્ર ॥ ૩ ॥

અન્ત-(રાગ ધનાશી)

વેદધાન અગ્નીહોત્ર હોમે ॥ આંહનીશે હરીનૂં ધાંન ॥
માંલાં ન મુકે ભગતં ન ચુકે ॥ વર્ષ્સ્વવં રૂપી ભગવંત ॥ ૯ ॥.
એ સુદામાંચરીત્ર જે સાંભલે ॥ દાલીદ્ર હેલાં જાએ ॥
જન્મદુખ વાંમે મુગત્રી પાંમે ॥ ભલો માંધવ રાએ ॥ ૧૦ ॥
છે વીરક્ષેત્ર મધે વડોદરા ॥ ગુજરાત મધે ગાંમ ॥
ચતુરવંશી ગ્નાતી બ્રાંમણુ ॥ કવી પ્રેમાનંદ (નાંમ) ॥ ૧૧ ॥
શવત શતર આંડત્રીશ માંહ્યાં ॥ શાંવણુ શુદી નીર્ધાન ॥
તા (તી)થી ત્રીતીઆ ભ્રગુવાર ॥ પદબંધ કીધાં આક્ષાંન ॥ ૧૨ ॥
ઊદર નીમીત્ર પરદેશ કીધો ॥ શેવું નદર બાંર ॥
નંદી પુરમાંહ્યાં કથા કહી ॥ જથા બૂધી અનશાંર ॥ ૧૩ ॥
ઊથલો ॥ બુધીમાંને કહી કથા ॥ કરનારે લીલાં કરી ॥
ભટ પ્રેમાનંદ નાંમે શીશ ॥ શેતાંજન ઓલક્ને શ્રી હરી ॥ ૧૪ ॥

॥ શ્રી રાંમ ॥ શ્રી રાંમ ॥ ॥ પૂ(ર)ણુ ॥ ઇતીશી સુદાંમાચરીત્ર લખુ છે ॥ આખાંન શંપૂરણુ ॥ શવત ૧૭૫૮ વરખે ભાદ્રવાં વદી ૧૩ વાર ભોમે ॥ એ ચોપડી વંનમાલી વેણીની છે જે વાંચવા લેઇ જાએ ને ઓલવે તેને માતાં પુણ્યાંઇ દેખે ॥ તેને શ્રીકરણુ દેખો ॥ શ્રીકલ્યાંણુ મતુ ॥

**વિષયાદિ**–૧. ભક્ત સુદામાનું દારિદ્રય તેમના મિત્ર ભગવાન શ્રીકૃષ્ણે કેમ વિદાર્યું, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે.

૨. કડવાં ૧૪ છે. રાગ, વલણુ અને ઊથલાથી પદબંધ બાંધેલો છે.

**વિશેષ**–આ આખ્યાન બૃ. કા. ભા. ૧ લામાં પ્રકટ થયલું છે. પ્રતિ જૂની અને જીર્ણ છે, ગુજરાતી લિપિમાં લખેલી છે. સંવત ૧૭૩૮ માં રચાયલું છે, અને સંવત ૧૭૫૮ માં આ પ્રતિ ઉતારાયલી છે. કવિના જીવનકાળમાં જ ૨૦ વર્ષને અંતરે તેના કાવ્યની પ્રતિબિંબિત પ્રતિને આ નોંધવાયોગ્ય દૃષ્ટાંત છે; આ પ્રતિમાં ભાષા પ્રાચીન નથી, પણ લગભગ અર્વાચીન ભાષાને જ મળતી છે. વળી બીજી એક નોંધવા જેવી એ બાબત છે કે કેટલીક પ્રાચીન પ્રતિઓમાં જણાયું છે તેમ આમાં પણ કેટલાંક કડવામાં 'ઢાલ'ને સ્થાને કાં તો 'વલણુ' કે 'ઊથલો' એમ લખેલું છે; અને કેટલાંકમાં કેવળ 'રાગ' જ છે.

---

## અં. ૧૧૧-ગ-પ્રકીર્ણ પદ-પૃષ્ઠ ૧-૪.

નરસિંહ-(કૃષ્ણનો સત્કાર(૧)-ભીમ-(જીવને પ્રબોધ); કેશવ-મથુરાંમાં-કૃષ્ણનું આગમન-(૨)-રામ કૃષ્ણ-(કૃષ્ણ અને ગોપીનું મીલન)-બે પદ.

રામગ્રી-પધારા વાલા કુંકાને પગલે ॥ લડશડતા મોહણજી
આવા ડગમગતે ડગલે ॥ ૧ ॥
દુધે મેહે વોડો નારશંઘઆને આંગણડે રંગસે
શાકેર કેરા કરા પડા રે રંગ ચઢો ઢગલે ॥ ૩ ॥

हिन्दीपद—हिन्दी-कबीर, (जीवन प्रबोध), सुरदास (कृष्णमीलन ॥ बे पद.
परमानंद,

---

## અં. ૧૧૨-ક-વામનાખ્યાન-પ્રેમાનંદ-(ર. સં. )
## (લિ. સં. ૧૮૬૮)-પૃ. ૧-૭-(ત્રૂટક)

આરંભ-(કડવાં ૧૦ અને ૧૧ માની કડી ૧૯ સુધીનો ભાગ નહીં હોવાથી રીતસરનો આરંભ છે નહીં.)

શુક કહે...બ્રાંમણ જુગદીશ છે ॥ બંધીઝે હેતું જાંણ ॥
વેરી થાશે વાંમનો ॥ .. રે સુકશો પ્રાંણી(ણ) ॥ શુક કેહે બલી રાએને ॥ ૨૦ ॥
હુ તાહારો શત્રુ છુઉ શહી ॥ દેઉ છઉ શાખા દાંઝે ॥
હે પરમેશ્વર છે વાંમનો ॥ તુને છળવા કાજે ॥ શુક કેહે બલી રાએને ॥ ૩૧ ॥

અન્ત-(ધંન્યાથી) હેવું કેહી બલ રાએને ॥ મોકલ્યો પાતાલ ॥
લોક કેહે બલી બંધાઓ ॥ પણ બધાઆ ગોવાલ ॥ ૬ ॥
ઇંદ્રાશન ઇંદ્રનું રાખું ॥ દેવતા શુખીઆ થઆ
બલીદુવારે ભક્તવછલ પોલીઆ થઇને રહ્યા ॥ ૭ ॥
હે કથા શ્રી વાંમન તણી કો જાણે પ્રીતે શાંભલે ॥
વલે ફલ તીરથં તંણ ॥ ને કોટીક પ્રાતીક પ્રજલે ॥ ૮ ॥
શુતાં બેસ(તા) ને કારજ કરતાં ॥ લીજે હરીનું નાંમ ॥
પ્રેમાનંદ પ્રભુ મુગ્તી આપે શમરો શ્રીતા રામ ॥ ૯ ॥

ઇતીશ્રી વાંમનજીનો જનમ ॥ બલીની કથા શંપુરણ ॥ સ્તુ ॥ શુભ ભવંતુ ॥ શ્રી ગોકુળ ચન્દ્રમાજીની કીપા છે ॥

વિષયાદિ-૧. શ્રીમદ્‌ભાગવતના સપ્તમ સ્કંધને આધારે વામન રૂપ ધરી હરિએ બલિરાજાને સ્વર્ગ અને પૃથ્વીનું રાજ્યપાટ છોડાવી પાતાળમાં કેમ ચાંપ્યો, એ પ્રસંગ વર્ણવેલ છે.

૨. રાગ, ચાલ અને વલણથી પદબંધ બાંધેલો છે. કડવાં ૧૫ છે.

વિશેષ-૧. બૃ. કા. દો. ભાગ ૪ થામાં તથા પ્રા. કા. ત્રિ. ના એક અંકમાં પ્રકટ થયેલું છે.

૨. પ્રત સં. ૧૮૬૪ ની લખાયલી છે, લિપિ માથાંબાંધેલી ગુજરાતી છે. પાનાના અંક બાંધેલા નથી. આમાં આખ્યાન તેમ પદો બન્ને છે.

## અં. ૧૧૨-ખ પ્રકીર્ણ હિન્દી પદ પૃ. ૧-૨

સચીત્રનું પદ ૧, પરમાનંદનાં ૨ અને રસીકનું પદ ૧.

## અં. ૧૧૨-ગ-નરસિંહ મેહેતાની હુંડી-પ્રેમાનંદ (ર. સં. ૧૭)-(લિ. સં ૧૮૬૮)-પૃ. ૧-૧૩

આરંભઃ-શ્રી ગણેશાએ નમાઃ ।। શ્રી શારદાએ નમાં ।। શ્રી ગોકુલચંદ્રમાજીની કીરપાથી ।। મેહેતા નરશૈંઇની હુડી લખી છે ।।

રાગ કેદારો ।। શ્રી ગરૂગોવંદને ચરણે લાગુજી ।। શુધ બુધ શારદા વાણી માંગુજી ।।

અંતરગતમાં ઈછા છે ઘણીજી ।। ભાવે તે ભાખુ હુડી શ્રીમેહેતા તણીજી ।।

વલણ ।। હુડી શ્રી મેહેતા તણી વરણવુ માંહે ।।

ધંન મેહેતો નરશાઇઆં ।। જેણે જુનાધઢ સ્વસ્થાન ।। ૨ ।।

અન્તઃ-(રાગ ધંનાશી) આવી નરશઇઆને પાગે પડીઆ ।। શાચો તાહારો શેઠા

વાંણોતર ને તુ ખરો ।। બાકી શરવે દૈઇવની વેઠ ।। ૧૧ ।।

નરશાઇ મેહેતે કાગલ વાંચ્યો ।। જે લખો શ્રી માહારાજે ।। ૧૨ ।।

ધંન માહારા નાથજી ।। તુ વીના કોણ રાખે લાજે ।।

છે વીરખેત્ર વડોદર ।। ગુજરાત મધે ગાંમ ।।

ચતુરવંશી ગ્નાત બ્રાંમણ ।। કવી પ્રેમાનંદ નાંમ ।। ૧૩ ।।

એકમંને જે શાંભલે ।। તેની પોચે આશ ।।

કર જોડી પ્રેમાનંદ વીનવે ।। શેવક હરીનો દાશ ।। ૧૪ ।। કડવા ૭ ।।

ઈતીશ્રી હુડીશ્રી નરશાઈ મેહેતાજીની શપુરણ શામા પ્રતથી ઉતારી છે અખેર ભૂલીચુકો માફ કરવો ।। લા. તુલશીદાશ દુલભ મેહેતા ગનાતે મોડ પ્રીશો અંરાડનવાશી ।। શ્રી સુરત સેવક શ્રી દેવકીનંદનજી માહારાજ નાની એ ચોપડી છે શવત ૧૮૬૮ના વરખે જેઠ વદ ૧૪ વા. શોમે ને દીને શવારે પુરી લખી છે—

વિષયાદિ-૧ દ્વારકા જતાં પ્રવાસીઓના રૂપીઆ લઈ જૂનાગઢથી નરસિંહ મહેતાએ દ્વારકાંના શેઠ શામળશા(કૃષ્ણ)ના નામની હુંડી લખી અને તે શામલશાહે રૂપ લઈ પ્રભુએ સ્વીકારી, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે.

૨. રાગ, ઢાલ અને વલણથી પદબંધ બાંધેલો છે. કડવાં ૭ છે.

૧. વિશેષ–આ હુંડી બૃ. કા. ભા. ૨ જામાં પ્રકટ થઇ છે. મથાળાં બાંધેલી ગુજરાતી લિપિએ લખેલી છે. તેમાં નોંધવા જોગ એક બાબત છે કે એક કડવામાં 'ઢાલ' ને સ્થાને 'વલણ' છે, અને પાંચ કડવાંમાં 'ઢાલ' પણ નથી.

૨. આના પછી કવિ કહાનનાં બે હિન્દી પદો કૃષ્ણગોપીવિલાસનાં છે.

---

## અં. ૧૧૨–ઘ–શકુનાવલિ–(લિ. સં. ૧૮૬૪)–પૃ. ૧–૪

આરંભ–શ્રી ગણેશાએ નમા ॥

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ |
| ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ |
| ૨૬ | ૨૭ | | | |

એ આંક ઉપર ચીતવીને શોપારી મુકીએ વલતે તેનો વિચાર લખ્યા છે તે શહી સીધ છે.

૧ શ્રી વાસુદેવ પુછે ॥ વીદુર કેહે એણે શકનો કામ કંમ કરીએ ને શરવ કંમ શ્રીધ પામે શહી એ તે જાણજી ॥

૨ શ્રી નારદ પુછે શ્રી મહા પુરખ કેહે જે ॥ એણો શકનો મન વાછન કામ શીધી વરખે શહી જાણજી ॥

અન્ત–૨૬ શ્રી વાસુદેવ પુછે નારદ રૂખીશ કેહે એણે આકે જેવુ પુન છેએ તેવુ પાશે આપણ દીનથી વાર જશુરે શહી.

૨૭ શ્રી રૂખમણી પુછે શ્રી કરશ્નુ કેહેજે એણે આકે શુકંન મંનમાં જેવુ ચીતવીએ તેવુ પામીએ શહી જાણજે

વિષયાદિ–મનની કામના સફલ અથવા સફલ જશે, તેનું સૂચન કોઇ ને કોઇ દેવ કે ઋષિને નામે કરેલું છે. આ સહુ ગદ્યમાં લખેલું છે.

વિશેષ–આ શકુનાવલિ પ્રકટ થઇ નથી. સં. ૧૮૧૮ માં લખેલી છે.

---

## અં. ૧૧૨-ઙ-સેવાફલ-(હિં. કા.)-સુરદાસ પૃ. ૧-૩.

કુલ કડીઓ ૨૫ છે. આમાં પ્રભુ-કૃષ્ણજીની નિત્ય પૂજાસેવા કરવાનો પ્રકાર અને તેનું ફલ કહેલું છે.

આની પછી એક ગુજરાતી લિપિએ લખેલું અને બહુધા સંસ્કૃત લાગતું એક **કૃષ્ણસ્તોત્ર** ત્રુટક ૭।। કડીનું છે. જે કંઇક શુદ્ધ કરી નીચે આપ્યું છે:-

"ભજે વ્રજૈકમંડનં, સમસ્તપાપખંડનં, સ્વભક્તચિત્તરંજનં, સદૈવ નંદનંદનં ॥ ૧ ॥
સુપીચ્છગુચ્છમસ્તકં, સુનાદવેણુહસ્તકં, અનંગરંગસાગરં નમામિ કૃષ્ણનાગરં ॥ ૨ ॥
નવીનગોપનાગરં, નવીનકેલિમંદિરં, નવીનમેઘસુંદરં, ભજે વ્રજૈકમંદરં ॥ ૭ ॥
સદૈવ પાપપંકજં મહારમાનસો નિજં દધિતિનંદ-બાલકં,

આની પછી રાગ બિલાવરનાં '**કૃષ્ણભજન**'નાં પાંચ પાંચ કડીનાં **બે હિન્દી પદો** છે, રાગ સારંગનું **એક** અને આશાવરીનું એક એમ બે હિન્દી પદ **પરમાનંદદાસ**-નાં, સારંગનું એક **કુંભદાસનતું અને એક ચત્રભુજનું** એમ બે હિન્દી પદ કૃષ્ણ-ભક્તિનાં છે.

---

## અં. ૧૧૨-ચ-પ્રકીર્ણ ગુજરાતી પદ-પૃ. ૧-૨
## રામાષ્ટક-સં. ૧૫૯૯-જીગનાથ

પ્રથમે ઈશના પુત્રને પાહે લાગું, કહું **રામનાં ચરિત્ર** ને બુધ માગું ॥
પેહેલાં જે રખાણા ગવાં રખપાળ, ત્યાંહાં અસુરનીગ્રેહ કીધો જ સાર ॥૧॥
ત્રીકાલ ભણે સાંભળે નર નાર તેહને અવીચલ પદ આપજો સાર ॥
શાકે ચૈ(ચૌ)દ ચોહોશેઠે શ્રુત કીધી, શ્રાવણ સુદ **એકાદશી**હે શુધ લીધી
કેહે **જીગનાથ** કુળે કષ્ટ ભાગુ, પ્રભુ રાઘવ તોરડે ચરણે લાગું ॥

**વિશેષ**-સમજાય છે તેમ આ શાકે ૧૪૬૪ એટલે સં. ૧૫૯૯માં રચાયલું રામાષ્ટક છે. **ભુજંગી** છંદની ચાલ છે. કવિનું નામ **જીગનાથ** છે.

પુરણ બ્રહ્મ પુરાણે પરખું નિગમ રૂપ નારાએણ નીરખું ॥
કરૂં પ્રણામ ચરણ અવીનાશી ॥ શેખસુખાસન વૈકુંઠવાસી ॥૧॥
સરસ્વતી અતી કરે નીત રંગ ॥ અનુદીન ચરણ પખાળે ગંગ ॥
અગનીત ભગતાંજન તમ સાથ, સોળે સેહેસ્ત્રપતી કમલાનાથ ॥૫॥
આદ અનાદ અનાથ અનંત ॥ **વિષ્ણુદાસ** હરીચરણ શેવંત ॥

આના પછી 'શારંગ'નું **પરમાનંદનું એક** અને રાગ 'અડાણા'નું **શામદાસનું એક**, એમ બે હિન્દી પદો બબ્બે કડીનાં છે.

---

## અં. ૧૧૨-છ-ભવાનીનો છંદ-લઘુ નાકર-પૃ. ૨-

આરંભ-શ્રી ભવાનીના છંદ લખો છે ॥

રાગ ગોડી ॥ જય જગદંબે નમો નમો ॥ અશુરસીહારણી સુરહિતકારીણી ॥
પ્રકટીત રૂપ મનોહરણા ॥ બીન તીલક ચરણુ શીરચંપીત ॥
હરતી પ્રાણુ મહીખાશુરણા ॥ ૧ ॥
જયે જગદંબે નમો નમો અંબે નમો નમો ॥ જેયે શહીવાહની
નમો નમો ॥ ૨ ॥

અન્ત-અર્ધપાદ પુજા પ્રભુ ॥ પ્રેમવંતી ચરણ કમલ મમ શીશ ॥
કેહે લઘુ નાકર ઉછંગી અખલા ॥ ઝટાધર જુગદીશ ॥ ૫ ॥
જયે જગદંબે નમો નમ ॥ અંબે નમો નમ ॥ જે શહેવાસી નમો નમ ॥

વિષયાદિ-અંબાજીની સ્તુતિ છે. પાંચ કડી છે. કવિનું નામ 'લઘુ નાકર' કદાચ સં. ૧૬૦૧ વાળો વડોદરાનો દિશાવાળ વાણીઓ નાકર હશે એમ વિશેષ સંભવે છે.

વિશેષ-આ છંદ પ્રકટ થયો નથી. લિપિ માથાંબાંધેલી ગુજરાતી છે.

વિશેષ-આની પછી રાગ 'મારૂ'નું વામનચરિતનું, 'સુર સુઢીત'નું એક હિન્દી પદ ૯ કડીનું છે. પછી 'કાહાનડા'નાં 'પ્રેમાનંદ'નાં બે, 'રસિક'નું એક અને 'સુર સુઢીત'નું એક એમ ચાર હિન્દી પદ છે. પછી 'બીલાવલ'નું એક 'કરાનદાસ'નું, એક 'ગોપાલ'નું એક કુંભનદાસનું, એમ ત્રણ હિન્દી પદ છે. પછી 'સારંગ'નું 'પ્રેમાનંદ'નું અને 'ટોડી'નું કુંભનદાસ'નું એમ બે હિન્દી પદ છે. આ ઉપરાંત પ્રેમાનંદ, વીઠીદાસ, દ્વારકેશ, જગન્નાથ, નંદદાસ, કૃષ્ણદાસ, માર્કંડસ્વામી, ચત્રભુજ, સગુણદાસનાં પદો ૧૮ પૃષ્ઠમાં આપેલાં છે. તે પછી

નરસિંહ મેહેતાનું નીચેનું ૩ કડીનું પદ છે.

દેશાખ-બાલક બાડવાં રે પરવત મેલ પાછો ધરણી,
કોમળ કર તાહારો કરમાશે તે શા કીધાં કરણી ॥૧॥
હવી આગળ ચશકો લા(નાં)ખશો બોહે નહીં બલવંત ॥
બ્રીજવાસીને કાજે વાહાલા આવડી શી માંડી ખંત ॥૨॥
કોહોને કાજે વાહાલા કીજે રંચક દુધ દહીને કાજે ॥
ગોપી ગાલી દઈને ખીજે ॥ ૩ ॥
બાલક કહે શામલીઓ શાભલી માન પરઉપગારે સ્તુન ॥
નરશૈઆચો શામી શ્રી ગોકુલ રાખું વીખે થયા મુનીજન બાલક ૪

આની પછી કૃષ્ણની બાલક્રીડાનાં પ્રેમાનંદ, કૃષ્ણદાસ અને ચિત્તસ્વામીનાં ત્રણ હિંદી પદ છે. પછી બે પાનાં કોરાં છે.

## અં. ૧૧૨-જ-સુદામાચરિત્ર-પ્રેમાનંદ-પૃ. ૧-૨૨ (તૂટક)

આરંભ-શ્રી ગણેશાએ નમા ॥ શ્રી પરમ ગરૂભ્યોએ નમા ॥ અથ ॥
શ્રી સુદામાચરીત્ર લખુ છે ॥ રાગ કેદારો ॥

શ્રી ગરૂગણુ પ્રતી શમરૂ અબાંજી સ્વરસ્તીાં નીરમલ મતી વીમલ વાણી આપીએ ॥
રંશ રામાંણુ રૂદે રાંખુ શ્રી ભાંગવંતલીલા ભાખું ॥ હરીરશ ચાખુ એમં કહીઉ શુખ
સ્વામી રે ॥

વલણુ ॥ શુખ સ્વાંમી કેહે ॥ શાંભલો રાજા ॥ પરીખત પુન પવીત્ર ॥
દશકંધ અશીમે કહુ ॥ સુદાંમા ચત્ર ॥

અન્ત-(કડવું બારમાથી તૂટક હોવાથી રીતસરનો અન્ત છે નહીં.)
(રાગ મેવાડાની ચાલ)

જો ચંદન કુબજાનું લીધુ ॥ તો રૂપ કમલાનું કીધું ॥
જો ભાજીપત્રનો કીધો હાર ॥ તો વીદુર તરો ભવશંશાર ॥
શ્રીહરી શહુને કરે પ્રતીહાર ॥ પણ માહારા કરમ કઠોર અપાર ॥
વીનેક આન શુદાંમે ગ્રહુ ॥ ધંને કરી મુજને મદ થાન-

વિશેષ-આ ચરિત જૂ કા દો. ભા. ૧ લામાં પ્રકટ થયુ છે. પ્રતિ ૧૮૭૯ ની હોવાનું સમજાય છે, લિપિ માયાબાંધેલી ગુજરાતી છે. નોંધવા જોગ વસ્તુ એ છે કે 'ઢાલ' કે 'ચાલ' આ પ્રતિમાં જણાતા નથી; માત્ર કડવા ૧ લામાં 'ઢાલ' ને સ્થળે 'વલણુ' લખેલો છે, જે પ્રકાર પ્રાચીન પ્રતિઓમાં મોજુદ છે.

વિશેષ-આની પછી સાડાઆઠ પૃષ્ઠ(ચાર પાના)માં 'રણછોડ'નાં 'કૃષ્ણ રાધા-વિલાસ'નાં ૧૫ થી ૧૯ એમ પાંચ સુલલિત પદ છે. પછી ત્રણ પાનાં કોરાં છે. પછી નન્દદાસના બાર મહીના શરૂ કરી એક કડી લખી ત્યાથી અધુરૂં મૂકી, 'સુરદાસ'નાં ત્રણ હિંદી અને ભગવાનદાસનું એક ગુજરાતી એમ ચાર પદ ઉતાર્યાં છે. પછી એક પૃષ્ઠ કોરૂ મૂકેલું છે.

---

## અં. ૧૧૨-ઝ-બાર માસ નંદકીશોર-પૃ. ૧-૬

આરંભ-શ્રી ગણેસાએ નમા ॥ શ્રી શારદાએ નમાં ॥ શ્રીગુરૂભોએ નમાં
અથ બારે માસ લખા છે ॥

કારતેક મારી કાંહાનજી શાહેલી રે ॥ શો અપરાધે શાંમ ગઆ મને મેહેલી રો॥
અવગુણ અમારા શેહેતા શાહેલી રે ॥ જે હરીએ ઉતારાં હેત ગયા મને મેહેલી રો॥

અન્ત-પ્રેમ હતો તો હમે મલા શાહેલી રે આ જોવા મલીઆ લોક લજા મેહેલી રે
જેમ રણમાં વેંદ્રભી વલવલે શાહેલી રે ॥ તમ પ્રભુ કરતી હાકાર ॥ લજા૦
પાથરણાં પુલે ભરાં શાહેલી રે ॥ પ્રભુ સરજે મારો કાજ ॥ લજા મેલી રે ॥

શાશુનાં મહેણાં શહી શાહેલી રે ।। ગોવીંદ તમારે કાજ લજા મેલી રે ।।
પ્રભુ પ્રેમે કરી આરતી ।। શાહેલી રે ।। ગોવીંદજીને લાગુ પાએ ।। લજા૦
બારમાશ પુરણ થયા ।।

વિષયાદિ–ગોપીનો કૃષ્ણના વિયોગનો વિરહ વર્ણવેલો છે. ગરબીથી પદબંધ બાંધેલો છે. પદો ઘણાં સુંદર અને ભાવવાહી છે. ભાષા પણ લલિત છે.

વિશેષ–૧. આ બાર માસ પ્રકટ થયા જાણ્યામાં નથી. પ્રતિની લિપિ માથાં-બાંધેલી ગુજરાતી છે.

૨. આની પછી 'કેદારા'નું ૭ કડીથી અધુરૂં એક ગુજરાતી પદ છે. અધુરૂં હોવાથી કવિનું નામ નથી જણાયું. તે પછી એક પૃષ્ઠ કોરૂં રાખી **ભગવાનદાસ**નાં બબ્બે કડીનાં બે હિંદી પદ છે. તે પછી વિષ્ણુદાસ, નંદદાસ, સુરદાસ, ચતુરભુજ, પરમાનન્દદાસ આદિનાં હિન્દી છૂટક પદો એની પંદરેકની સંખ્યા છે. પ્રત ખંડિત, ત્રુટિત અને ફાટેલી છે.

---

## અં. ૧૧૩–ક–બારમાસ–(ગુ. કા.)–નંદકિશોર–(લિ. સં. )–પૃ. ૧–૫

આરંભ–શ્રી ગણેશાય નમઃ ।। અથ માશ બારે લખ્યા છેઃ

કારતેગ માસે કાંહાનજી શાહેલી રે રેં અપરાધે શ્યાંમ ગયા મુને મેલી રે ।।૧।।
કારતેગ કઠણ કહાયો શાહેલી રે હોડા હંસ **નંદકિશોર** ગયા મુને મેલી રે ।।૭।।

અન્ત—

અશ્વનમાં સખિ આવશે વનમાલિરે । મારે થાશે હરિશું હેત આજ દિવાલિ રે ।।૧।।
પ્રેમે કરતિ આરતિ વંનમાલિ રે ।। વલી નિચ હશંતિ આજ દિવા૦ ।।૬।।
અશ્વિનમાં આવિ મલ્યા વંન૦ ।। હો જીવણ **નંદકિશોર** આજ૦ ।।૭।।
શ્રીઇતિ માશ બારે શંપૂર્ણ ।।૧૨।।

વિષયાદિ–૧. શ્રી કૃષ્ણની પ્રીતિ સંભારી તેના વિરહથી દરેક મહીનામાં જે શોક-સંતાપ તન અને મનને વિરહિણી ગોપીને થયા તેના બારે માસ સુંદર રીતે પણ સંક્ષેપમાં આમાં આલેખ્યા છે. આમાં ઋતુજ્ઞાન તથા તે પરત્વેનું અવલોકન પણ પ્રમાણમાં સારૂં દીસે છે.

૨ બાર પદ છે. દરેકની કડી ૭ છે.

વિશેષ–૧. અં. ૧૨૨–ઝ પૃ. ૨૪૭ માં આ બાર માસ પ્રકટ થયા છે, તે જુઓ.

૨. પ્રત કા. ત્રિ. અં. માં આ માસ પ્રકટ થયલા નથી.

---

## અં. ૧૧૩–ખ–પદ–(ગુ. કા.) કવિ રાજે–(પૃ. ૬–૯).

આરંભ—

શ્રી ।। હું વારી જાઉં રે વિઠલા ઘેર આવો રે । માહારા હૈડાં ટાહાડાં થાય હશી બોલાવો રે ।।૧।।
હું શેરિ બાહારી રાજ કરૂં ઘેર૦ હરિ ઉપર વેરૂં ફૂલ હશી૦ ।।૨।।
ક્યાં કરો રે કાહાંનજી ઘેર૦ માહારિ વિનતિ માંનો નાથ હશી૦ ।।૩।।
રાજેના રશિયા નાથજી ઘેર૦ પ્રભુ પૂરો અમારિ આશ હશી૦ ।।૭।। પદ ૧.

વહાલો વાટડી જોતા આવિયા શાહેલી રે ॥ શેવકનિ કરવા સાર લજ્યા મેહેલી રે. ॥૨॥
રાજેના રશિયા નાથજી સા૦ ॥ તે પૂરણ પ્રેમદયાળ લજ્યા મેહેલી રે ॥ ૭ ॥ પદ ૨

મારેગ મુકો મહાવજી ઘેર જાઉં રે ॥ મારે મારે માથે મહિનું માંટ ખોટી થાઉં રે ॥ ૧ ॥
રાજેના રશિયા નાથજી ઘેર૦ ॥ મારા પ્રાંણ તમારી પાશ ખોટી૦ ॥ ૭ ॥ પદ ૩

બાઈ જાં બોલિ હડિયાં વહુઆરૂ રે ॥ આવડી કાંહી લાગિ વાર સેવા સારૂ રે ॥ ૧ ॥
ચર્યાં કલંક નહિ ઉતરે વહુ૦ ॥ પછે કરયો કોટિ ઉપાય સેવા૦ ॥ ૬ ॥
રાજેના રશિયા નાથજી વહુ૦ ॥ તે મુકે નહી નિરવાણિ સેવા૦ ॥ ૭ ॥ પદ ૪

સાસુજી તમે સાંભળો આ વાટ રે ॥ તમો કાહો છો આવડાં વેણ કહું તે માંટ રે ॥ ૧ ॥
નવ લખ ગાયો નંદનિ આ૦ ॥ તેને વેહેતાં લાગી વાર. કહું૦ ॥ ૪ ॥
બાયો બોરંભા કરે આ૦ ॥ તે સામી માંડિ સીંગ. કહું૦ ॥ ૫ ॥
તે મેં કાનને કહું જે હાંક આ૦ ॥ તમે લ્યો છો તેનું નામ. કહું૦ ॥ ૬ ॥
રાજેના રશિયા નાથજી આ૦ ॥ તમો કરજો અમારી શાય. કહું૦ ॥ ૭ ॥ પદ ૫

કાંમણ કીધાં કાહાનજી કાંઈ અમને રે ॥ કાંઇય ન સુઝે હાંમ. સુ કહું તમને રે ॥ ૧ ॥
રાજેના રશિયા નાથજી કાંઈ૦ ॥ પ્રભુ પ્રાણજીવન આધાર. સુ૦ ॥ ૭ ॥ પદ ૬

મથુરાં માંહે તગ્યો અવતરયા કાંનુડા રે ॥ પછે આવ્યા ગોકુળ માંહે ઢંગ રૂડા રે ॥ ૧ ॥
માખણ ખાઈ માગિને કાં૦ ॥ ગરજે ચરાવિ ગાય. ઢંગ૦ ॥ ૬ ॥
રાજેના કાં૦ ॥ તે ભક્ત વઈસ ભગવાંન. ઢંગ૦ ॥ ૭ ॥ પદ ૭

મોહનજી તમો મોરલિ હું વારિ રે ॥ અગ્યો ધરતાં તમારૂં ધ્યાન આરા તમારિ રે ॥ ૧ ॥
રાજેના હું૦ ॥ તમો પુરો દુખનાં વાર. આ૦ ॥ ૭ ॥ પદ ૮

જાતાં વળતાં વાટમાં અમો હારી રે ॥ નૈણે બાંન્યો નેહ મારિ મારી રે ॥ ૧ ॥
હસતાં રમતાં એકઠાં અમો૦ ॥ તે સુખ શુ કહેવાય. મારિ૦ ॥ ૪ ॥
રાજેના અમો૦ ॥ સુખ સાગર કહેવાય. મારિ૦ ॥ ૫ ॥ પદ ૯

અમો સહિ સમાંણિ શાંચરયાં શરોવરિયે રે ॥ તાં કાંઠડે ઉભા કાહાંન પાણીડાં સહિયે રે ॥ ૧ ॥
સોના તે કેરે બેહલું, સરો૦ ॥ ઉઢણી રતન જડાવ. પાણિડાં૦ ॥ ૨ ॥
ભવનો ફેરો ભાગસે સરો૦ ॥ રાજેના રસિયા નાથ પાણિડાં૦ ॥ ૫ ॥ પદ ૧૦

એક હસું ને હાણ કોને કહિએ રે ॥ અલબેલીનાં આલ કો કેમ સહિયે રે ॥ ૧ ॥
રાજેના રસિયા નાથજીને દિઠા રે ॥ એ વાટે લાધુ હેત લાગ્યા મિઠા રે ॥ ૬ ॥ પદ ૧૧

વાત કેરો વેગળા રહિ શુંણ વાહાલા રે ॥ પેઢા દેખિ દુરિજન લોક એશા ચાલા રે ॥ ૧ ॥
રાજેના રશિયાશામજી આ વાટે રે ॥ તે મુકે નહિ નિરવાણ કહું તે માટે રે ॥૫॥ પદ ૧૨

**વિષયાદિ**—ગોકુળમાં કૃષ્ણની ગોપીઓ સાથેની બાલલીલા અને વિનોદ આ બાર પદમાં કવિ રાજેએ રસભરિત વાણીમાં વર્ણવ્યાં છે. આમાં કલ્પનાનાં ઉડ્ડયન અને ચમકારા સારા છે.

---

## અં. ૧૧૩-ગ-વાંસલીનાં પદ (ગુ. કા.)-હરિજન-પૃ. ૯-૧૩

આરંભ-પદ વાંસલીનાં લખ્યાં છે.

રાગ કેદારો ॥
હાં રે કાંઈ મનડાં વેધ્યાં માહારાં તારી મોરલીએ કાંઇ કાલ જ માહારાં છેદ્યાં. તારી ॥ ૧ ॥
વૃંદાવનમાં વેણુ વજાડી કરયો મધુરો સાદ ઘરમાંથિ ઘેહેલી થઈ મેં તજી સરવ મરજાદ. તારી ॥ ૨ ॥
જહિએ જિયે વાંસલીને તમો વજાડી પેહેલી રે
હરિજન પ્રભૂ પાતલા રે હું તહીંની થઇ ઘેલી, તારી ॥ ૪ ॥ પદ ૧

એણે લીધા હરિ અમ પ્રાંણ રે વેરણ વાંસલડી
સુણ સહીએર ચતુરસુજાણ વેધિ મારી વાંસલડી ॥ ૧ ॥
એણે હરિશું પ્રીત કહી જેમ આવે મજીઠનો રંગ રે
હરિજન પ્રભૂ પાતલા રે એણે રાખી રહયા સંગ. વેરણ ॥ ૫ ॥ પદ ૨

મુને મારયા રે કટારીના ઘાયે તારી મોરલીએ (૧)
હવે એ ગત થઈ છે માહારી. તારી. ૬
મુને મારય મારે ૦ તેણે પ્રવેણ ॥ ૪ ॥ પદ ૩

મોં જાશો રે સહીએર કોય જમુના ઘાટડીયે ॥
વાહાલો મારે રે મોહોના બાણ એણી વાટડીયે ॥ ૧ ॥
રાત દિવસ વિલખ્યાં કરૂં ને કેમ કરી રાખું ધિર રે
હરિજન પ્રભૂ પાતલાનાં લોચન લાગ્યાં તીર. એણે ॥ પદ ૨ (? ૪)

કેમ જીવું રે મોરિ માત મનડાં વેધ્યાં રે
મુને લાગો છે કારી ધાય કાલ જ છેદ્યાં રે ॥ ૧ ॥
દ્રવ્ય ચોર સહુકો લેહે પણ ન લેહે ચિતનો ચોર રે ॥
સનમુખ જોતાં શામલીયા રે કાંપે કાલજ કોર મનડાં૦ ॥ કેમ૦ ॥ ૨ ॥
હજિનના પ્રભુ વાત લીયો રે પડયો અમારી કેડ મનડાં૦ પદ ૫

કેમ જીવૂં રે મોરિ માત। મોહન મન હરયું, મુને સુખ નહિ દિન ને રાત કાંઇ કામણ કર્યું ॥ ૧ ॥
હરિજનના પ્રભૂ સનમુખ મલીયા રે ॥ પ્રેમ મીત ને તોલો મોહન૦ ॥ કેમ૦ ॥ પદ ૬

હરિ કામણગારા કાહન તેં કાંઇ કીધાંજી ॥ હરિ સનમુખ જોતાં શામ ચિત હરી લીધાંજી ॥
સનમુખ જોતાં ચિત વિત ચોરયું શ્રવણે સુણતાં વેણુ રે।
રહિરહ્યા મોહન મુખ ન્યાહાલું લાલચ લાગાં નેણુ તે કાંઇ૦ ॥ ૨ ॥
મીટડી જોતાં મોહનજીના પ્રેહેવલ થાયે વ્રજનારિ રે
હરિજનના પ્રભુ જુગ વશ કીધું તારી કીકી કામણગારી. તેં કાંઇ ॥ પદ ૭

હું તો ઘેલી થઇ રે ગોવિંદ નહી જાઉં સાસરડે ॥ હું તો પડી પ્રેમના ફંદ. નહીં૦
રંગે એઠાં મુને શામલીયાનો પાશ વરશવરા લાગો રે
હરિજન૦ નહીં૦ હું તો૦૪ ॥ પદ ૮ ॥

નહિ જાયુરે મોરી માત મહીયર મન લાગું ॥ અહીં આવ્યાગમનનું આજ માહારૂં દુખ ભાગું।

સાસરૂં માહારૂં શૂલી શરખું મહીયર મોહનવેલ રે
નિશદિન હરિનું મુખડું જોતી વાધે રંગની રેલ રે ॥ નહીં૦ ॥ અહીં૦ ॥ ૧ ॥
મા મોહનજી સાથે શબનું મનડું બાંધું રે
હરિજનના પ્રભુ સનમુખ મળીયા [રત્ન] અમુલખ લાધું
॥ મહીયર૦ ॥ નહીં૦ ॥ અહીં૦ ॥ ૪ પદ ૯

વારિ જાવું રે મીઠડા લાલ તાહારા મુખડા પર ॥
મારો જીવ કરૂં કુરબાન તાહારા લટકા પર ॥

અંબુજ વરણી રે આંખલડી ને મુખ પુનેમનો ચંદ રે
ચંચલ ચાલ સોહામણી જોઈ શુધ ગઈ છૌં ભૂલી રે
હરિજન૰ વારી૰ ॥ માહારો૰ ૪ ॥ પદ ૧૦

અલબેલા રે આત્મારામ મિઠડાં સાં બોલો સલુણા રે સુંદરશ્યામ । મિઠડાં૰ ॥ ૧ ॥
આંખડલી અણીઆલી હરિની કીકી કામણગારી રે ।
હરિજનના પ્રભુ હસી બોલંતા તનમન નાંખુ વારી રે ॥ મીઠડા૰ પદ ૧૧

એવો નાગર નંદકુમાર મિઠડો લાગે છે ॥ એનાં મિઠડાં લોચનબાણ રૂદયામાં વાગે છે ॥
પિહેર સાસરૂં પેણ સોહાવે સહીયેર સું કહું તુજને રે
હરિજનના પ્રભુ પાતલીયાની લે લાગિ છે મુજને ॥ મીઠડો૰ ॥ ૪ ॥ પદ ૧૨ ॥

વિષયાદિ—આ કૃષ્ણની બાળલીલા અને ગોપીઓ સાથેની દાણલીલા, આદિનાં પદો છે. આ પદો કવિ રાજેનાં રચેલાં છે.

---

## અં. ૧૧૩-ઘ-સતીમાનો ગરબો-(ગુ. કા.)-નાનાસુત દુર્લભરામ-પૃ. ૧૩-૧૯

આરંભ-શ્રી ॥ શ્રીગણેશાય નમઃ ॥ શ્રી અંબીકાજી શત્ય છે ॥

આ કુ(ક)લ જુગમાં રે શતી મા જોર થયાં ॥ નાગરની ન્યાતમાં રે માન ભલાં જો રયાં
સરશ્વતિ માવને વિનવુ ને ગણપતિ લાગુ પાય રે ॥ શતી મા જોર થયાં ॥ ૧ ॥
સંવત ૧૭૯૭ના ભાદરવા વદ શાર રે ॥ એકાદશી શુભ વાર ગરૂએ
શત ચડુ નિરધાર ॥ શતી૰ ॥ ૨ ॥
જે દાંડાના સ્વામિજી પધારયા તે દાંડાનું જાણૂં રે દુધ પિઇને પ્રાણ જ રાખ્યો
ઘરમાં હોયે નવ જાંણૂં રે ॥ શતી૰ ॥ ૩ ॥
પેહેલાં પોહોરનું શત ચડું જે વારનો કાગળ વાંચ્યો રે ॥ આપ રૂપ થઈ
પોતે બેઠાં બેઠાં પૂરવ જનમનો સાધો રે ॥ શતી૰ ॥ ૪ ॥
સુરતમાં એવો શોર થયો જે નાગરમાં શતિ થાયે રે ॥ જાતા મોટા જેણે
સાંભલ્યું સહુકો જોવાં જાય ॥ શતી૰ ॥ ૫ ॥

અંત-સંવત ૧૭૯૭ ના ભાદરવા વદ ચાર રે ॥ દુઆદશી શુભ વાર ભૃગુએ શતિ થયાં નિરધાર રે શતિ૦ ॥ ૭ ॥

... ... ... ....

કંણપિઠ કેરા ચોકમાં તે અંબાજીનો ગુલામ રે ॥ તેણે યે ગરબો બાંધ્યો છે નાનાસુત દુલભરામ

સતીમા જોર થયાં નાગરિ ન્યાતે રે માંન ઘણાં રે થયાં ॥ ૭૭ ॥
ઈતિશ્રી શતિમાનો ગરબો શંપૂરણું ॥ શ્રીવલ્લભ ॥

વિષયાદિ-૧. આમાં એક સતીના પ્રાણાર્પણની હકીગત નીચે પ્રમાણે વર્ણવી છે: સુરતના નાગર(નામ આપ્યું નથી)ની ધર્મપત્ની સદાબાઇએ પોતાનો પતિ પરદેશમાં મરી ગયાનો સંસારો પડતાં મરવાનો નિશ્ચય કર્યો અને તેનો કાગળ આવતાં સુધી દુધથી દેહ ટકાવ્યો. અને જેવો કાગળ આવ્યો કે તરત સતી થવાની પ્રતિજ્ઞા પ્રકટ કરી. તેના સગા સદાનંદને આ બાબતની ખબર પડતા તેણે તથા અન્ય સગાંઓએ સત ચઢયા વગર સતી થવાનો ડોળ નહીં કરવા કહ્યું, પણ તેણે ન માન્યું ત્યારે તેને તાળામાં પૂરી. પણ તાળું આપોઆપ ઉઘડી ગયુ અને સતીએ કકુ કાઢી આપી પરચા બતાવ્યા અને સતી થવા દેવાની પરવાનગી માગવા નવાબને ત્યાં સદાનંદને મોકલ્યા. ત્યાં ઠાકોર કશનદાસ, દિવાનજી માણેકચંદ અને વજીર સાહેબે તજવીજ કરી તેને સતી થવાની પરવાનગી આપી. એટલે સતી બળદ જોતરાવી રથે બેઠા, આગળ ઘોડેશ્વાર થઇ સદાનંદ ચાલ્યા; રથ નાણાંવટમાંથી ડોશીવટ અને ત્યાંથી લાલ દરવાજે ગયો, ત્યાં કુંકુમના હાથ દેતો, રથ અશ્વિની કુમાર થઇ ગુપ્તેશ્વર પહોંચતાં રાત પડ્યાથી સદાબાઇએ સૂર્યાસ્ત પછી નહીં બળવું એવા શાસ્ત્રનિયમને પાળવા રાતનો થોડોક ભાગ પાસેની મુનશીની વાડીમાં પડાવ નાંખ્યો. પછી મધ્યરાત થતાં ગોર આદિ સઘળાં તાપીમાં નાહ્યાં, હવન કર્યો, ધોળું વસ્ત્ર પહેર્યું અને પ્હો ફાટતાં યોગ્ય વિધિથી ચિતા ઉપર ચઢી અગ્નિ લગાડયો, અને બળી મુઆં. બળતાં તેના ભત્રીજા વેણીલાલને આશિષ સાથે નાળિએર આપ્યું

૨. કડી ૭૭ છે. આ ગરબો અપ્રકટ છે.

વિશેષ-૧. સતી કેવી વિધિથી થવાતું અને તે માટે હાકેમની રજા લીધા પછી સતી મા પરચા દેખાડતાં કુંકુમના થાપા દેતાં અને આશિષ દેતાં કેવા ઠાઠથી સ્મશાને જતી અને ત્યાં શું શું કરી બળી મરતી તેનો ચિતાર યથાસ્થિત છતાં યાથાતથ્ય રીતે આપ્યો છે. સં. ૧૭૯૭ ભાદરવા વદ ૧૨ બારસ અને શુક્રે આ બનાવ બન્યો

૨ કુળમાં સતી થયાની નિશાની તરીકે હજી કેટલાક નાગરો વંશપરંપરાથી ઉતરી આવેલા સતી માયે આપેલા નાળીએરની નિત્ય પૂજા કરે છે અને તે દેવપૂજામાં રાખે છે.

---

## અં. ૧૧૩-ઙ-પદ-(ગુ. કા.) કવિ રાજે-પૃ. ૧૯-૨૦

સુણુ સાહેલિ સાંમલિઆનાં સુખ હૈડે શાલે રે ॥ સુણુ
એમ દાસ રાજેના પ્રભુ પોખંતાં વાલ વાટડી માંહે રોકંતા
વલી સ્નેહ ધરી શિસંતોખતાં ॥ સુણુ૦ ॥ ૫ પદ ૩
પાતલીયા લાલ શા માટે રિસાવ્યા રે અંતરગતની વાતો રે નથી બોલતા ॥

તમો રાજેનો ઝાલો હાથે આહારે રંગીલો વર છે માર્યે હવિ એકવાર બોલો રે
અમ સાથ પાતલીયા૦ પદ ૪
મારા શામલીયા માટે દિલ બાંગો રે અમને કહોની.
મારા પાતલીયા કી નૈઇ ચીતડાં બાંધ્યાં રે અમને કાહોની.
તમો દાસ રાજેનાં પ્રભુ બાલો બાલપણે મળતા વાટે,
આ જાય છે સમો સાંભળોની, તમો દયા કરી દુખ ટાલોની, મારા૦ પા૦ પદ ૫
**વિશેષ**-કુલ ત્રણ પદ છે.

---

## નં. ૧૧૩-૨-પદ-(ગુ. કા.)-જન વિઠ્ઠલ-પૃ. ૨૦-૨૭ (તૂટક)

આમાં કૃષ્ણભક્તિનાં ગોપીઓના કૃષ્ણ વિરહનાં પદ ૨૦ છે અને ૨૧ મું અધુરૂં છે. આના પછી પ્રતિમાં ચાર પાનાં ગલત થયાં છે.

---

## નં. ૧૧૩-૭-બારમાસ-બ્રહ્માનંદ-પૃ. ૩૧-૩૭ (તૂટક)

**આરંભ**-(પહેલી બે કડી નથી) મલી ॥ ૨ ॥
શહિએર કોને ન દિવસ રજનિના ભોગ ॥ કહિ શકું દોહેલાં નાથ વિજોગ ॥ ૩ ॥
ચિર ચંપેલાનાં ચોતારાં ચાંપા કેરિ રે માલ ॥ તંન તંન તાપ સંતાપે રે
તાપે મદની ઝાળ ॥ ૪ ॥
મેં નવ જાણ્યું રે મોહંન રેહેશો મથુરાંમાં રે અવંન કરતાં ગોપાલનિ ઝાલિ
રાખતાં બાંહે ॥ ૫ ॥
વલણ-દોહરા-વલવલે વિરોહણિ પ્રેહે રે વાધ્યે મંનમથ ભોગ રે બાણ સાંધ્યો
પીક વિના ઘડી ઘડી નવ રોહાય, જીવન જદુનાથ જોવાને જઇએ ॥ ૭ ॥ મારા ૧
(આમાં ૭ કડીના આંક પણ થાય છે ૭ વળી બાકીના માસના દરેકની ૮ કડી છે, એટલે આમાં કંઈક તુટક હશે એમ લાગે છે.)

**અન્ત**-બારે મારા તે વહિ ગયા તેરમો તે કેમ જાય વિરોહિણી વઢી રે વિધાતા મેં
રાને સરજ્યાં માય ૧
વલવલતાં રે વહિ ગયા ભાગો મનનો રે ખેદ(વ) બ્રહ્માનંદ પ્રભુ તો મળ્યો
પુરણ દેવાધિદેવ ૭
દોહરો ॥ માય તેરે તણા વદંન ગાયે ॥ નિત નિત ગંગા કલોલ નાહે ॥
**વશંત રાગે કવિ ભકત શાંધિ એકરો ચાર તે તુક બાંધી ॥**
મારા ૧૩
શ્રી ॥ શ્રી સંપૂર્ણ ॥ શુભં ભવતુ । કલ્યાંમસ્તુ । શ્રી અંબાજી જયતુ ॥ શ્રી ॥ઈતિશ્રી॥
યાદશં૦ (અશુદ્ધ છે)

**વિષયાદિ**-૧ શ્રીકૃષ્ણ ગોકુળમાંથી મથુરાં સીધાર્યા તે પછી ગોપીનો વિરહભાવ-બારે માસની તેમની મન અને તનની સ્થિતિનો ભાવ વર્ણવ્યો છે.

૨ કવિતા સારી ભાવવાહી અને મનોવેધિની છે કવિએ તેમાં કંઇક કવિત્વની પણ પરખ કરાવી છે.

૩ રાગ અને વલણ દોહરાથી પદબંધ બાંધ્યા છે.
વિશેષ—આ માસ પ્રકટ થયા જણ્યા નથી. પણ પ્રકટ કરવા જેવા છે.

## અં. ૧૧૩–જ–સત્યભામાનો ગરબો–(ગુ. કા.)–વલ્લભદાસ–પૃ. ૩૭–૩૯

આરંભ–શ્રી ॥ રાગ ॥ શ્રી
મંદીર આવ્યા નારદ મુંન્ય કે શતભામા તણે રે લોલ ॥ ૧ ॥
અરચ્યા અર્ધપાત્ર રૂપીજન કે ચંદન અતી ઘણે રે લોલ ॥ ૨ ॥

અન્ત:–લાવું પારજાતનું વ્રક્ષ કે। સ્વરગના નાયસુ રે લોલ ॥ ૬૯ ॥
ચતુરા ચોક ઘણાનું ખાડ કે। રોપું હાથસુ રે લોલ ॥ ૭૦ ॥
અબલા લિધિ ઉરસું આપ કે ॥ તાપ ટલી ગયો રે લોલ ॥ ૭૨ ॥
કૃષ્ણ કર્યું રસ ઉતંમ ગાન કે। શ્રવણે જે ધરે રે લોલ ॥ ૭૨ ॥
તેહને કીપા કરે ભગવાન કે। ભવબધન હરે રે લોલ ॥ ૭૩ ॥
સુક શરધાને દરશણ માહારૂં કે। દુલભ હારત (હ)નું રે લોલ ॥ ૭૪ ॥
વારો વાર વિનવે વલ્લભદાશ કે । ચરણે શીખવું રે લોલ ॥ ૭૫ ॥

વિષયાદિ–૧ નારદમુનિએ સત્યભામાને મંદિરે જઈ આઠ પટરાણીઓમાં રૂક્મિણીનું માન વધુ છે અને તારૂં ઓછું છે એમ કહી તેને ઉત્તેજી અને સ્વર્ગમાંથી પારિજાત વૃક્ષ લાવવાને કૃષ્ણને પ્રેરવા ઉશ્કેરી અને તેનાં મેહણાંટાણાને અંતે શ્રીકૃષ્ણે પારિજાત લાવવાનું વચન આપી તેનું રૂસણું શમાવ્યું, એ પ્રસંગ આમાં રસભર વર્ણવાયો છે.
૨. કડી ૭૫ છે. રાગ જાણીતો છે. આવાં રૂસણાં લોકપ્રિય વિશેષ હોય છે.

## અં. ૧૧૩–ઝ–પદ (ગુ. કા.)–પ્રકીર્ણ–પૃ. ૩૯–૪૩

વલ્લભદાસનું એક પદ
વારે વનમાલિ મો છેડો કહું છો મુકો અમારો કેડો
વાહાલ વલભના વનમાલિ નિતનીત દાશી દિન તમારિ ॥ ૧૪ ॥

નરસિંહનું પદ
નહિ મેલું રે નંદલાલ છડલો નહિ મેલું, તાહારિ સુંદર હિરો ચાળ. છડલો ॥ ૨ ॥
ચાલો જૈએ વૃંદાવનમાં કહિએ કૌતુક ખેલ રે
તાહારૂં લગન તો મુને લાગુ નરશઈઆ રંગરેલ. છડલો ॥ ૬ ॥

કૃષ્ણાબાઈનાં પદ ૩ વૃંદાવનમાં ગોપીના વિરહના છે.

ભવાનીનું પદ ૧–૨
આહિરડા ઓહેરો આવ રે એક વાત કહુ તારા કાનમાં
માહારા તનના તાપ શમાવ રે આવડો શો ભરો રે અભિમાનમાં ॥ ૧ ॥
માણજીવન પ્રભૂ પાતલા તમો હમારા કોડ
દાસ ભવાની મહા રસ વાધ્યો મલીયો નંદ કિશોર રે ॥

હરિ તારે ચરણે ચેટક છે રે મેં તો અક્ષેત લેયા રે હતારી ને ॥
કોઈ તેમાં આવ્યું તેર મે તો૦
કરતા હરતા જાણિને કોઈ ભકત ભવાની ભજેશે મેં તો. ॥ ૩ ॥

ભગવાનનું એક પદ

હરિ એગથિ અલગે રેહે રે જાણું છો ડાહ્યો છે રે ॥
સજે ભકત ભગવાન રે હરિ૦ જાણું છો૦ ॥ ૪ ॥

મીરાંનું એક પદ–

જુલમ ન કરિએ એતા જલમ જુલમ ન કરિએ એતા
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર બૅર બૅર કહુ કેતા ॥ જુલમ૦ ॥ ૩ ॥

સુખાનંદ કવિત (પદ)

૧ માહારૂં મન છે મુખડું ન્યાવવાને તમો ઘુંઘટનો પટ શીદ કરો છો
,, ૨ નારિની પ્રીતની રીત છે અતિત છે ચાહા કરે તેહેથી નાહાસ્તિ હીંડે

મીરાંનું પદ ૧

ઓછિ મિત ન કીજિએ પ્યારિ બાંહે પકડી તો પાર હતારો રે
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર ॥ તબ મેરા મન રાજ ઉપર ॥ ૩ ॥

---

## નાથનો અંબાજીનો ગરબો પૃ.–૪૪–૪૬–(લિ. સ.–૧૮૭૬)

જે કોઈ અંબા માતને આરાધસે રે તેને પુત્ર પરિવાર જસ વાધસે રે
કરજોડિ ને નાથ વાણી વદે હું તો માગું છું અંબાજી રૂદે રહે

ઇતિ શ્રી ગરબો સંપૂર્ણ થયો છે. લેખકને કસ્ય દોસ ન દીયતે ને વાંચે તેને લખનારના પરણામ વાંચવો સંવત ૧૮૭૬ આશ્વિન વદ ૮ રવિવાસરે લખ્યો છે.

---

## અં. ૧૧૪–ક–ભ્રમરગીતા–(ગુ. કા.)–બહદેવ–(ર. સં. ૧૬૦૮)–(લિ. સં. ૧૭૪૪)–પૃ. ૧–૧૩

આરંભ–શ્રી ગણેસાય નંમઃ ॥ શ્રી શારદાય નંમ ॥ શ્રી કૃષ્ણાય નંમાં ॥ શ્રી નાથજી સત છે ॥ શ્રી ભંમરગીતા લખી છે.

પ્રભૂ તંમ ચાચૂં કરી પરણાંમજી । મોરઈ મૂક્ષ આ(લુ)પુજી સુંદર શામજી ॥
ચાવ ઘણી છઈ ॥ મૂજનિ તમારીજી । રસનાથ રંમુજી સુકુંદ મોરારીજી ॥
હેમસૂતાસૂતને ચરણે લાગૂંજી । કંમલભૂતનયાની વાંણી માગૂંજી ॥
બિદે કિહિ હરી આપુ મૂહનિ સાચૂંજી । ભ્રમરગીતાનિ ભાવિ કરી ચાચૂંજી ॥
સદગુરૂ કેરાં ચરણ ઉપાસીય । હરી ગુણ હેલાં તુ આવવ હેચિ ॥
કાંઈક ગોપીનાં ચરણ ઉપાસીય । વલતુ કાંયક ઉધવજીનિ કહીય ॥

ઢાલ । એમ કહિ રે કૃષ્ણજી સૂંણો ઉદ્ધવ વ્રજ જાઓ વેગેં તમો ॥
બહુ શોક આંણુઈ અગના જે તજીને આવ્યા અંમ્યો
નિજ વનાંમ દેઈને બુઝવો વ્રજનાર દુઃખ આણે રખે ॥
કહીય કૃષ્ણજીય એમ કહાવીઉ જે વેહેલાં મલીશું હે સખે ॥

અન્ત-ઉધવ સાથિ સખીઅિ કહાવીઉં તે હરી કેર મંન અતી ભાવીઉં ॥
કુરુક્ષેત્ર માંહિ યા હારિ સહુ આવીઉં હરિબ્યિ ગોપીનું મંન મનાવીઉં ॥

દૂહ ॥ મનાવી મંન મંદધીનું કહીઈ તે રંગ અનુ ઘણું ॥
યક્ષિ પૂરંણ કરી તુ અધમ આનંદ કોટિ ભમરગીત વર્ણું ॥
અરથ હૂં એક ન જાણૂં । તે બોલાવું તે કહૂં
જે નરનારી ગાય સાંભલિ । તેહનું ફુળ પાવન થયુ ॥
**સંવત ૧૬૦૮ વૈશાખ શુદિ ૧૧ એકાદસી**
**સોમવારિ ગ્રંથ સૂંતું હરિકથા મેરે મંનિ વશી ॥**
કવિજંન કેરૂ કઇ ભાગુ ધ્યતામગન કરમાંહિ આવીઉં ॥
**મહીદાસ સૂત બિદૈહ કિહિ હરી કીધા કરી સુધિ કારાવીઉં ॥ કડવા ૪૦**

રાગ વસંત ॥ સંવાદ ઉધવ ગોપી તણૂં જેહનૂં ભાઈજિ હુઈ તે શિ ન ભણૂં ॥
નહીતર પ્રેમ ધરી સૂંણો । રઢીયાલો રાસ સોહામણો ॥
હરી હીર સપર દોરી વણી ॥ માહિ વેધ્યાં મૂગતાફલ પાંત્ય કરી ઘણી ॥
રચી રચના ભંમર ગીતા તણી ॥ રઢીયાલો૦
**બિશિ બાવન પદનિ બાર રાગ સૂકા ગીત જોઈ એકાદશ ભાગ ॥**
**ચાલિશી કડવાં કડવે સમાભાગ બિહિદે કિહિ ગાતાં કૂલી કોડિ જાગ ।**
કડવાં ૪૦ પદ ૧૦ અતી ભંમરગીતા સંપૂર્ણ: ॥

સંવત ૧૭૪૪ વરષે માઘ શુદ ૭ વાર બુધે ગંય પ્રત જોઇને લખો છે લ. કલ્યાણજી જત પરી આંબા મૂંકદ ગાલોલા ગ્નાતી લઘૂ શાખા શ્રીસેખત્તર મધે નિવાસં તેહના પ્રત જે ॥ શભૂં ભવતૂ ॥

**વિષયાદિ**-૧ આ ભ્રમરગીતા છે. મથુરામાં શ્રીકૃષ્ણ આવી વસ્યા તે પછી તેમને ગોકુળ વૃંદાવનની ગોપીઓનું હેત સાંભર્યું અને તેઓ વિષમ વિરહદશા ભોગવતી હશે, એમ લાગ્યું, તેથી તેમનો મનસંતાપ શમાવવા અને જ્ઞાનોપદેશથી મન મનાવવા પોતાના ભક્ત ઉદ્ધવને ત્યાં મોકલ્યો અને તેણે તેમને વિવિધ પેરે સંસારની અસારતા અને પ્રેમ-મોહની અસાશ્વતતાનો બોધ કર્યો, પણ તેમનું મન માન્યું નહીં-એ પ્રસંગ આમાં વર્ણવ્યો છે.

૨ કડવાં ૪૦, ખરી રીતે ૪૧ છે. રાગ ૧૨, કડી કુલ ૨૫૨, તેમાં પદ ૧૦, છે. ઢાલને બદલે વચમાં 'દોહ'-'દૂહ' દેખાય છે. આ એક જૂની પદબંધ રીતિ છે.

**વિશેષ**-૧. આ ગીતા રસવાહિની હોવા ઉપરાંત ગુજરાતમાં વિશેષે પ્રચલિત છે. તેની પ્રતિઓ ઠામ ઠામ સાંપડે છે. આ પ્રતિ કવિએ ૧૬૦૮ માં રચ્યા પછી ૧૩૬ વર્ષને આંતરે ઉતારાયલી છે. તેમાં ખૂબી એ છે કે પહેલાં ચાર કડવાં(સં. ૧૭૪૪)ની લેખનશૈલી, જે બહુધા પ્રેમાનંદના સમયની મધ્યકાળની છે, તેમાં ઉતારી, લહીઆએ તે ભાગ રદ કરી, જૂના ગુજરાતીનાં રૂપો અને જોડણીને જાળવી રાખનારી જૂની લેખન શૈલીમાં સળંગ પ્રતિ ઉતારી છે. આ એક નરસિંહ મેહેતાના સમયથી હાલની ગુજરાતી શૈલી ચાલી આવે છે એમ જે એક વાદ કરાયલો છે તેને તોડી પાડે છે અને નિરાધાર ઠરાવે છે.

૨ પ્રતિ સં. ૧૭૪૪ની હોવા છતાં કાવ્ય જૂની ગુજરાતીનાં રૂપો અને જોડણીનું પ્રતિબિંબ રજુ કરે છે. જો કે તેમાયે લહીઓ પોતાના સમયની શૈલિના સંસ્કારને

ભૂલી શકયો ન હોવાથી વચ્ચે વચ્ચે કેટલાંક સ્ખલનો થયાં છે. તેણે હ્રસ્વ કે દીર્ઘ 'ઇ'ની ચોક્કસાઈ રાખી નથી, તેમ હ્રસ્વ કે દીર્ઘ 'ઉ' લખવામાં પણ લિંગભેદને પણ વિસાર્યો છે.

૩ સં. ૧૮૩૦ માં આ ગીતાની એક પ્રતિ રા. રા. અંબાલાલ બુ. જાની પાસે છે, તેની શૈલિનો આ સાથે મુકાબલો કરવાથી નવીજૂની શૈલિનો ભેદ સ્પષ્ટ થઈ શકે એમ છે.

૪ રા. રા. અંબાલાલ બુ. જાની પાસેની પ્રતિમાં પદ ૨૫૨ ને બદલે ૨૮૨ હોવાનો ઉલ્લેખ છે.

બ્યર્સે બાહાસી પદ, ની બાર રાગ.

૪ પ્ર. કા. દોહન ભાગ ૧ લાની નવી આવૃત્તિમાં આ કાવ્ય પ્રકટ થયલું છે. પણ તેમાં જૂદી જૂદી પ્રતોનાં પાઠાંતરોનું સંશોધન ખંતથી કરાયલું નથી. કેટલીક મહત્વનો પાઠભેદ તેમ શબ્દોના અર્થના અનર્થ કરનારાં રૂપાંતર તેમાં દેખા દે છે, તથા જૂની શૈલિમુદ્દામ ફેરવાયલી છે.

---

## અં. ૧૧૪-ખ-રાસલીલા-(ગુ. કા.)-વૈકુંઠદાસ-(લિ. સં. ૧૭૪૪)-પૃ.-૧૪-૨૨

**આરંભ**-શ્રી ગણેશાય નમાઃ ॥ શ્રી વલ્લભનંદનાય નમઃ ॥ **રાસલીલા પંચાધાઇની** ચોપૈ આલઃ પ્રથમિ પ્રણમૂં શ્રી ગોકુલચંદનિ ॥ રસીકશીરોમણિ આનંદકંદનિઃ

પાર અગમ છિ જેહનો છંદનિ ॥ તે કંમ આવિ ઉર મતીમંદનિ : ॥૧॥

દૂહ મંદ મતી કચંમ વર્ણવૂં જે ઇસ બ્રહ્મા નવ લહિ ।

અકલ લીલા કૃષ્ણ કેરીઃ નિત નિત તે શુનિ કહિ ॥

સેષ સરવાને રધે સહસ્ર રસનાએ સ્તવિ ।

તેહ ગુણ ન શકિ કહી તો દીન કવિતા કંમ કહિ ॥

* * * *

નારદાદિ શુકાદિ મધૂકરે પદમ પદમ કર પ્રીયિ પ્રેમિ કહિ વૈકૂઠ પ્રથમિ પ્રણ(મૂ) ગોકુલચંદનિ ॥ પદ

હરીગુણ કથીએ નીજ વાણિયિ બીજૂ મિથા એહવૂં જાણીયિ ॥

કહૂં તે લીલા વ્યાશ વિખાંણીયિ

દોહ વિખાંણી શુક વ્યાસ લીલા રાસ એ વ્રજવતિ કરી

નીરખી નયણી નંદનન્દન સરદ શોભીત સરવરી ॥

... ... ... ... ...

પ્રીત પ્રમુદા પ્રતિ પ્રજાની । કંમ કરીને વીખાણીયિ ।

વેણૂ વાયો નાથ વૈકુંઠતિ હરીગુણ કથીએ જાત નીજ વાંણીયિ ॥ ૨ ॥

**અન્ત**-ચાલ-કેટલી એક કહીયે સોભા રાસની । પૂરી મનસા ગોપીની આસની ॥

રૈયણી કીધી બ્રહ્માના માસની । શરદની પૂનમ પ્રકાશની ॥

દોહ ॥ પ્રકાશ દીસે સઘલો ભાંમની ॥ રંયણ કરવાને સર્વે કામની ॥

શ્રીકૃષ્ણ સાથે રમતાં ક્ષણ એક જાણી નહીં

અવીચલ પદ મકરંદ એહના તે કેમેહ ન વીસરેઈ ॥

તે સુખસાગર સોહે ગોપી ઝીલે તે ભવ રેં ન વરેઈ॥
હવે રાત્ર વીતી રસ સોભે ગોપીકા ઘેર ઘેર ગઇ॥
કાર્ય કરતાં નીસાલીલા નીમેષ તે વીસરે નહી
કથા કેહેતાં આસ પોહોતી સકલ વૈકુંઠદાસની
એક રસના તો શું કરે કેટલીક કહીએ સોભા રાસની ॥ ૩૮ ॥
ચાલ રાસક્રીડા સુણે જે ગાએસેં, અંગ અંગ તેહને સીતલ થાએસે,
અતી ઘણો સમાયેસ તેહને થાએસે.
ઢોઢ ॥ સમાએસ કરી મંન રાખે નેહડે ભગત હરીની વાધ સઘલી હરી ॥
એમ કેહેસે માણપતી સુંદરી, એ કથા ગાય સાંભળે તે અણકારો ગઈ કોટી કાઢી

વિષયાદિ-૧ શ્રીમદ્ ભાગવતની રાસપચાધ્યાયીના આધારે શરદ પુનમની રાત્રિની આ રાસલીલા વિઠ્ઠલ કવિએ વર્ણવી છે.

૨ પદ ૩૮ છે. દરેકની કડી ૬-૭ છે. વર્ણન રસીલું છે. તેમ ભાવ પણ મનહર છે.

વિશેષ-૧ આ રાસલીલા પ્રકટ થઇ નથી.

૨ શ્રીમદ્વલ્લભાચાર્યજીના વંશજો ગોસ્વામીશ્રીઓના પ્રતાપ અને પ્રભાવ ગુજરાતમાં સં. ૧૭૪૪ ની અગાઉથી પૂર્ણપણે જામ્યાનું આથી સમજાય છે.

૩ પ્રતિ વિષે જુઓ અં. ૧૧૪-ક-'વિશેષ ૨' પાનું ૨૫૬-૭

---

## અં. ૧૧૫-ક-ગોકલનાથજીનો વિવાહ-(ગુ. ક. મ.)-(રા. મહાવદાસ)-પૃ. ૧૪ (તુટક)

આરંભ-(પહેલાં પાંચ 'શોભન' નહીં હોવાથી આ કાવ્યનો રીતસર આરંભ સમજી શકાયો નથી)

લમેં તણું હરપશું ધવલ ગાયજિ
(મંગ)લ વરતેં તે જોઇનેં સહુઅને હરખ ન માયજિ ॥ ૧૪ ॥
(ચો)થું મંગલ જ્યાહારે વરતેં છે સારે વરનુ સાલો ત્યાંહાં આવ્યોજિ
અહિ બિહોં વરજીના ચરણનો અંગુઠો જાણ્યો નિધિ ફાવ્યોજિ ॥ ૧૫ ॥
ચાયા હરિ વસજીએ બહુમૂલ વસ્ત્ર વર સાલાનેં દીધુંયે
વરનો સાલો મન હરખિઓ ચોથું મંગળ પૂરૂં કાધુંજિ ॥ ૧૫ ॥
સભા પૂરી વિઠલજીઅ બેઠા છે મંડપ માંહજી
પુત્ર બેઠા-(તા)ત વીંટીને સહુઅને ઉલટ સાંહજિ ॥ ૧૭ ॥
× × × ×
બ્રાહ્મણે અભિષેક કીધો છે મંત્ર ભણી અમ બોલ્યોજિ
ચોરીનું કાજ થઈ રહ્યું આનંદે માહાવો ફૂલ્યોજિ ॥ ૨૧ ॥
॥ શોભન ॥ ૬ ॥

મધ્ય-મથુરા નગર માંહે રહ્યા રે વિઠ્ઠલજી વર્ષ સાત રે ॥

નાગરદશા વલી અતિ ઘણી તેહેનિ ન કેહેવાએ વાત રે ॥૪॥
શ્રીગુંસાઇજીએ વસાવિઉં હરષે તે ગોકુલ ગામ રે ।
નંદરાયનૂં રેષરિકસહિત કૃષ્ણજીને રહેવાનો ઠામ રે ॥૫॥
શ્રીગુંસાઇજી પરિવાર સાથ વસિઆ શ્રીગોકુલમાં હરે ।
દાહાડાં સવને આનંદ હવો નિસ હોએ ઉત્સવ ત્યાંહે રે ॥૬॥
વિઠ્ઠલજીનો કુંઅર મો(સો)હામણો સોહે શ્રીગોકુલનાથ રે
કૃપા કરીને શરણુ રાષો દીન જાંણી ગુજરાતી સાથ રે ॥ ૭ ॥
દાઢો વલો ગુજરાતિનો વર પામ્યા શ્રીગોકુલરાય રે
શ્રી પુરૂષોત્તમ પ્રકટ હવા જે નંદનંદન કેહાય રે ॥ ૮ ॥

× × × ×

ધન્ય શ્રીગોકુલ ગામ રે ધન્ય ગુજરાતિય લોક રે ૯
જિય વર સાથે રમતાં રે સંસાર કીધો છે ફોક રે ॥ ૧૦ ॥

× × × ×

પાર્વતી વહુ સંગે પેલે શ્રીવલ્લભજી શ્રીગોકુલવાસ રે
માહુ બલિબલિ જાએ શ્રીવલ્લભજીના દાસનો દાસ રે ॥૧૨॥
॥ શોભન ॥ ૧૨ ॥

**અંત**–શ્રીગોકલ શોભા દેવી લાજ્યો માર વિવિધ લતાદ્રુમ સોહે છે સહકાર ૬
મોરકોકિલા ચાતક મધુર ઝુંકાર ભક્તહિત પ્રભુ ધરો મનુષાકાર ૭
વ્રજમાં એમ કરે નિત્ય વિહાર વ્રજ નારીના સદા એ આધાર ૮
કંઠે સોહે રત્નગુંજાહાર નિજ જનના તે ટલ્યા સર્વે વિકાર ૯
પ્રકટ કિધો છે પુષ્ટિરસ સાર પ્રગટ્યા છે એ વ્રજમાં નંદકુમાર ૧૦
પ્રાગટ લીલા કરે વિવિધ પ્રકાર પ્રગટ થઇને કીધો વિશ્વ ઉદ્ધાર ૧૧
કીધો સનાથ સર્વેએ સંસાર નિત્ય વિકારી માહુવ પ્રભુ નિર્ધાર ૧૨
શોભન ॥ ૧૪ ॥

ઇતિ વિવાહ સમાપ્ત ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥

**વિષયાદિ**–૧ શ્રીમદ્વલ્લભાચાર્યજીના લાલબાવા વિઠ્ઠલનાથજી અને તેના લાલબાવા ગોકુળનાથજીના વિવાહ ગુજરાતના 'વણા' ભટની પુત્રી પાર્વતી સાથે થયા, તેનું વર્ણન રસસરિત વાણીમાં વિવિધ રાગ અને ચાલમાં કરેલું છે.

૨ રચનાર કવિ વૈષ્ણવ મહાવદાસ છે. એ ગુજરાતી કવિ હતો. ગુજરાતી લોકે ગોકળનાથજીને ગુજરાતની કન્યા પરણાવી ધન્યધન્યતા પ્રાપ્ત કર્યાનું જણાવે છે.

૩ મહાવદાસે બીજી અનેક કવિતાઓ શ્રીમદ્વલ્લીય સંપ્રદાય સંબંધી કર્યાનું જાણવામાં છે.

૪ કડવાંને બદલે 'શોભન' લખ્યાં છે. ૧૪ કુલ શોભન છે. માપમાં સરખાં નથી, કોઈ કોઈક મોટાં તો કોઇ કંઈક નાનાં છે.

**વિશેષ-૧** આ કવિતા છપાઇ હોય એમ જાણવામાં નથી.

૨ પ્રતિ ખંડિત છે. પહેલાં પાંચ શોભન અને ૬ ઠ્ઠા શોભનની ૧૩ કડી નથી. પાનાના અંક પણ આપેલા નથી. પહેલાં બે પૃષ્ઠ શોભન ૬ ઠ્ઠાની ૧૪ થી ૨૧ અને શોભન ૭ માની ૮ કડી સુધીનો ભાગ જર્જરિત દશામાં છે.

૩ કવિતા સુંદર અને ભાવવાહી છે. ગુજરાતની કેટલીક રાજશાહી લગ્નક્રીડાઓ આમાં રસભર વર્ણવેલી છે. શ્રીગોકુલનાથજી અને તેમનાં વહુજી ચૉરીકર્મ થઈ રહ્યા પછી જે રંગખેલ ખેલ્યાં, તેમ લવણનો અને ચોખાના લોટનો એમ બે હસ્તીઓ ઉપર વિવિધ પેરે આરોહણ કર્યાં, એ સહુ વર્ણન તેમ શ્રીપાર્વતીજી સાથે શ્રીગોકુલનાથજીએ રગખેલ ખેલવાને અંતઃપુરમાં કરેલી શોભાનું વર્ણન કવિ ઝીણવટ છતાં કલાકારને શોભે એવી કલાછટાથી વર્ણવે છે.

૪ પ્રતિ બાળબોધ લિપિએ લખેલી છે કવિતામાં જૂની ગુજરાતીના કંઇક સંસ્કારો જાળવાયલા છે અને તે ગોકુળનાથજીનાં લગ્ન થયાં તે કાલે કે કંઇક નિકટવર્તી કાલે રચાઈ છે. કવિતામાં રચનાસંવત, તેમ કવિના સ્થલનો કે કવિની ઓળખનો નિર્દેશ આપેલો નથી.

---

## અં. ૧૧૫-અ-રસસિંધુ-(ગુ. ગ. ૫)-(ર. મહાવદાસ)-
## પૃ. ૧-૧૦ (તૂટક)

**આરંભ**-રસસીંધુ ગ્રંથ લખીએ છે ગુજરી ભાષા. હવે એહેવું મન માંહિ ઉપજે છે જે એક અતિ રસિક ગ્રંથ કીજે શ્રીઠાકોરજીએ છે ભગવદીની સંગત કીજે છે તોહે પણ સ્નેહ ઉપજતો નથી તે માટે જો સ્નેહ મંન ધરી સાંભલે તો સ્નેહ ઉપજે અને સ્નેહ વ્રદ્ધ પામે એહેવો એક ગ્રંથ **શ્રીગોકુળવાસી મહાવદાસ** કરે છે. ॥ ગ્રંથનું નામ તે **રસસીંધુ** સહસકૃતે ઘણાએક ગ્રંથ કીધા છે પણ તે સહસકૃતને સમજાશે નહી તો માટે ભાખાએ કીજે છે ॥ કાંહીએક વાતો કરીને કેહેસુ ॥ કાંહીએક ચોપઇએ કરીને કહેસુ.

(આ ધાટીએ ચોઆખરો, ગાહા, કુંડલીઆ, સવાયા, ચંદ્રાવલા આદિ બીજા રાગના ઉલ્લેખ કર્યા છે. વળી લખ્યું છે.)

ઉચે સ્વરે ગાવું જોઇએ અને સ્નેહની વાત તો છાંની રસપોખે તે માટ ઘણું વાતે કરીને કહેસુ ॥ ત્યાંહાં પ્રથમ મંગલાચરણ કેહેછે શ્રીવલ્લભજીના પ્રતાપરૂપીય દીવો કરીને વર્ણવીએ છે.

(પહેલું પાદ ઉપલા સવૈયામાં પરેલું લાગે છે.)

સવાયે-× × × × થાલ્ તો કછપ જેહનું.

સેખનાગ દંડ જેહનો ફણચાહુ ઘર તે કોડીયું છે જેહનુ
સાગર તેલ ભરયું મેરૂ દીવઠ જેહની, કાજલ તે આકાશનું
પતંગ અસુર પણ દામ તે કારણ જેહનાં
જગત ઉદ્યોત કરે દુઃખ ટાલે દેહનુ શ્રી વહ્લભ પ્રતાપ મોટો દીવો ત્રિભોવન માંહિ,
સોહે છે તો કરો હવે ભજન રે તેહનું. ૧

ચોઆખર-ગ્રંથ કરે છે માહવો રસસીંધુ તેહનુ નાંમ
સ્નેહીને મન ગમતો આનંદ કેરું ધામ. ॥ ૨ ॥

સાંભળતાં સુખ વાધે હરીસુ નેહ
ઉપજાવિ બહુ વિરહનિ પરવશ થાયે દેહ. ॥ ૩ ॥

**અન્ત**–હે શ્લોકનો અરથ ॥ સરપે મોટી પરથવી વીટી તે પ્રથવીપે મોટા સંમુદ્ર જેણે પ્રથવી વીટી છે સમુદ્રપે મોટા અગસ્ત મોટા જેણે એ સમુદ્ર અંજલીએ કરીને પીધો અગસ્તપે આકાસ મોટા જાહાં અંગસ્ત ઉગ્યો દીસતો નથી તે આકાશપે બ્રમાંડ મોટા યે જગદીસ મોટા જેહનું એ ડગલું ન થઉ તે જગદીસપે મોટા ભગવદીય ॥ જેણે સરવપે મોટા જગદીસ તે હૈયા માંહે રાખ્યા ॥ તે ભગવદીથી કોઈ હોએ મોટુ નહીં ॥ તેહેવું શ્રીમુખે કહુ તે મે સાંભલ્યુ ॥ તે મોટા ભગવદી તે ઠાકોરનાં સ્વરૂપ છે ઠાકોરને ઘણું વાહાલા છે માટે ભગવદીય મોટા ॥ ને ભગવદીનાં પરકાર કહુ સાંભલો ભગવદી તે હસ્તીનો ગુણ જોઈએ ઉતંમ હસ્તી તે સદામંત્ત હોએ છે કસી ઉતંમ વસ્ત ખવરાવે છે તારે વીનતી કરીકરીને ખવરાવે છે ॥ એ ગુણ ભગવદીને હસ્તીનો જોઇએ વલી કેહે છે ॥

કુડલીઆ ॥ મંત ગજ કેહેને નવ માને હોએ સદા બલદ્ધીર ॥
ઇચ્છાએ વનમાં ચાલે છે મન અત્યી ગંભીર
છે મંન અતી ગંભીર રંમે જંમ સુખ ઉપજે
એહેથી ભ(ક્તિ) શર્વદા હરીજન તે હરીને ભજે ॥ ૧ ॥
હસ્તી તે મહા રસીઓ છે ॥ રસના કાંઇ ન ભાવે ॥ રસ

**વિષયાદિ**–૧ આ ગદ્યપદ્યમિશ્રિત ગ્રંથમાં શ્રીમદ્વલ્લભાચાર્યજીનો પ્રતાપ અને તેઓશ્રીએ પોતાના ભક્તો અને ભગવદીઓના મહીમાનાં કહેલાં વચનો નિરૂપેલાં છે. ચોપાઈ, ચોઆખર, કુંડલીયા, ચંદ્રાવલા, સવૈયા, વૃત્તબદ્ધ શ્લોક વગેરે વચ્ચે વચ્ચે ગાંઠીને ગદ્યમાં વાર્તા કહી છે.

૨ આ ગ્રન્થ પ્રાચીન જણાય છે અને પ્રેમાનન્દની પહેલાં વૃત્તો અને છંદો રચાતા અને ગદ્ય લખાતું તેની ઉજ્જ્વલ પ્રતીતિ કરાવે છે.

૩ શ્રીજીનાં વચનો રસભર અને ભક્તિરસનું નિરૂપણ આમાં હોવાથી કવિ મહાવદાસે તેને રસસિંધુ એ નામ આપેલું છે

**વિશેષ**–૧ આ પ્રતિ અપૂર્ણ છે. લિપિ જો કે ગુજરાતી છે, પણ માહે બાળબોધ લિપિની લઢણે કેટલાક અક્ષરો લખેલા છે. શ્રીગોકળનાથજીના વિવાહનો અને આ રસસિંધુનો લહીઓ જૂદા છે.

૨ આ ગ્રંથ વલ્લભીય વૈષ્ણવોને જેમ ઉપયોગી છે તેમ ગુજરાતમાં વલ્લભી વૈષ્ણવ ધર્મે પ્રવેશ કેમ કેમ કર્યો તે પણ આથી જાણવાનું મળે તેમ હોઇને તેમને પણ ઉપયોગી છે.

૩ પ્રતિ ત્રુટક છે; વચ્ચે વચ્ચે પાનાં ખવાયાં છે.

---

## અં ૧૧૬–વડોદરાની ગઝલ–(હિં. ક.)–દીપવિજય–
## (ર. સં. ૧૮૫૪)–(લિ. સ. ૧૮૫૯)–પૃ. ૧–૪

**આરંભ**–અથ વરોદરાની ગજલ લિખ્યતે

દુહા ॥ સેવકનેં વરદાયનિ ભગનિશાર્થી ઉવલ
પ્રણમી વટપદ્ર નયરનિ કેહેસ્યું એક ગઝલ ॥ ૧ ॥

વટપદ્ર-ગઝલ ।। વટપદ્ર ક્ષેત્ર હે વીકતટણી વહેતહે નીરાક
ફીરતિ ગીરદ દો કોસાંક કયોં રહે શત્રુકિ હોસાંક ।। ૨ ।।
આગુ રાવ દામાજિક જૈસાન્યાઈ રામાજિક
ગેલાનોલસ સાધ્યાક કિલ્લા તેતના બાધ્યાક
કીના પુખ હે ઉચા કસિ સાગાર સે ।।
સીચ્ચાક ગાડા વદસે ચોડાક ઉચાં પુ બહે પ્રૌઢાક ।। ૩ ।।
બુરજેં નાલકીયા લાંક નિરખત હોત હે ખાં લાક
વીકા માન નવ ગજ્જાક દૂજી બોહત હે સન્નક ।। ૪ ।।
ચ્યારસુચ્ચાર દરવાજેક અલકા નયર કે લાજેક
ગાયકવાલ સીઆજીક ગંગા માત હે માજીક ।। ૫ ।।
ગોવંદરાવ હે રાજાંક જાકાં સૈન હેં તાજાક
મયગલ ફુલ તે માતક ગોપં તે સૈન્ય સોતાતેક ।। ૬ ।।
નીકે ચરનમેં તોડેંક મુડે કમલ કે ડોડેક
પાખરખુ વસુક લાતાક ઘોડા લાખ ઠકુરાતાંક ।। ૭ ।।
પાટવી રાવ આનાજીક સેવક બોહોત મેલારેક
નીત્યે જાત દરબારેક દુજા રાવ કોહા ન્યાજીક
જં લક્ષ્મીવિજય વીરક્ષેત્રે સમાપતઃ શ્રી ।।

વિષયાદિ-૧ વડોદરામા સવત ૧૮૫૪ માં જૈન ગોરજી દીપવિજયજી ચોમાસું કરવા રહેલા, તે સમયે પોતે ત્યાંના કિલ્લા, કોટ તેની સાજવારી, મેહેલ, પોળો, બઝાર, ગાંધી, નેસ્તી આદિને ત્યા વેચાતી ચીજો, બાગબગીચાના ફળ ફુલ આદિ જે જોયલું તેનું વર્ણન હિન્દી ભાષામા કર્યું છે આમાં માત્ર વસ્તુ આદિની ગણના નોંધવાજોગ છે. આમા કવિત્વ નથી તે વેળા વડોદરામા રાજા ગોવિંદરાવ ગાયકવાડ હતા, અને તેના પાટવી આનાજી (આણદરાવ) ગાયકવાડ હતા

૨ કડી ૬૨ છે બે દોહરા અને ૬૦ ગઝલની તુક છે

વિશેષ-૧ પ્રસ્તુત ગઝલ પ્રકટ થયલી જાણવામા નથી. આમા સંવત ૧૮૫૪ ની વડોદરાની સ્થિતિ વર્ણવ્યાથી અને તે પ્રાચ વર્ષ પછી પ્રતિબિમ્બિત થયાથી, ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી છે

૨ પ્રસ્તુત પ્રતિ બાલબોધ લિપિએ લખેલી છે, વચ્ચે વચ્ચે જૈની લટણના 'ડ' 'ઞ' આદિ અક્ષરો દીસે છે આ પ્રતિ કોઈ બીજી મોટી પ્રતની અગભૂત હશે એમ સમજાય છે કારણ શરૂઆતમાં '૬૫' ને આંક છે

૩ પ્રતિ ફા ગુ મા. હ નામાવલિના ભાગ ૧ લા માં ( અં ૪૬-૧-૪૦ પા ૨૫૧) વડોદરા સંબંધી કવિતા પ્રકટ થયલી છે, તેમ "ગુજરાતી" ના ૧૯૨૬ ના સં ૧૯૮૨ ના દિવાળીના અકમાં શ મજુલાલ રણછોડલાલ મજમુદારે પણ એક બીજો

કિસ્સો સંશોધી પ્રકટ કરેલો છે. આ સહુ કિસ્સા વડોદરાની તે તે કાળની જાહોજલાલી અને નગરઘટના, લોકની રહેણીકરણી વગેરેનો ઠીક ખ્યાલ આપતા હોવાથી સંગ્રહણીય છે અને એકત્રિત કરી પ્રકાશનીય પણ છે.

---

## અં. ૧૧૭-ક-શૃગાલપુરી-નાકર-(ર. સં.)-પૃ. ૪-૧૨

આરંભ-(પહેલા ત્રણ પાનાં નથી તથા ચોથુ ઘસાયુ છે, એટલે તેનો રીતસરનો આરંભ નથી.

આરંભ-(પહેલાં ત્રણ પાનાં નથી તથા ચોથું ઘસાયું છે એટલે તેનો રીતસરનો આરંભ નથી.)

તિહા ઉરતા ઠહિ અપાર ॥ મિશ્રૂ કિધૂ યગદાધાર ।
વૃત સંભાલિ તિહાં આપણૂં । દેખિ સર્વ સોના તણૂં ॥ ૩૧ ॥
ત્રાહિ ત્રાહિ રે યગદાધાર । રા આગનિ ઉભા દેવ મોરાર ॥
પૂછિ હરિકા ક્ષત્રી કરણું । કારણ સહુનિ ભણિ ત્રિકમ ॥ ૩૨ ॥
સ્વામી અંન દાન તાંન દીધૂં । ફોકટ ફિરો તે તાં કીધૂં ॥
હેમદાન દીધૂં અતિ ઘણૂં ॥ દીધૂં સર્વ સોના તણૂં ॥ ૩૩ ॥
અંન દાન સમૂં નહી સાર ॥ ક્ષુધા સુહુનિ પીડિ અપાર ॥
અંન વિના તાં ત્રપતિ ન હોય ॥ વિષ્ણુ વિના તા મૂગતિ ન હોય ॥૩૪॥
વલતા બોલ્યા યગદાધાર ॥ કાં હી કિહિનિ કીધો ઉદગાર ॥
સ્વામી મંદરિ આવ્યુ એક તી ॥ આલ્યૂં હેમ ન લીધૂં રતી ॥૩૫॥
કહિ બ્રાહ્મણો ભક્ષો અપાર ॥ કરિ કરી દેખાડ્યૂં સાર ॥
કૃષ્ણ ભણિ તમ્હો એમ કર ॥ એ આંગવિ તા મૂષમા ધરૂં ॥૩૬॥
મુષ માંહિ મેહેલ્યુ કર આપણે આવ્યું ઓડકતાં પંચામૃત તણો
જેહવૂં દીજીએ તેહવૂં પામીએ । અંન વિના તાં દિન વામીએ ॥૩૭॥

અન્ત-

રાગ ॥ માગિ માગિ વર આપૂં બોલ્યા વૈકુંઠનાથ ॥
શ્રેષ્ટ સંગાલનિ વાસીઉં નગર કાંતિ સહીત ॥
જિહવાં મંદિર માલીયાં હૂતાં કાંતી માહિ ॥
એહવાં અંતરિ વાસીયાં અંતર ક્યામીહાં ॥
શ્રેષ્ટ સૃગાલનિ ગંગાવતી ॥ ત્રીજુ ચેલઈઉ તંન ॥
પુષ્પવૃષ્ટિ સુરનર કરિ ॥ અંતર આવ્યું તેહનિ ગમ ॥
એકમના જે ગાયસિ । તેહનિ ગંગાનૂં સનાંન ॥
સંસારસાગર તારિ ભાજિ દૂષ શ્રી ભગવાંન
એકમના જે સાંભનિ નર નિ વલી નારિ॥

પૂત્રવિયોગ ન પારિ પામિ પુત્ર નિ પરવાર ॥
દીસાવાલ કુલિ ઉપનો વીરપેત્ર માહિ વાસ ॥
વીકાનુ સૂ(ત) વી(ન)વિ નાકર હરિનુ દાસ ॥
॥ ૭ ॥ શ્રી ॥ ॥ ઇતિ સગાલપુરિ સંપૂર્ણ

**વિષયાદિ**-૧. શેઠ શગાલ શાહનું આતિથ્યસત્કારનું વ્રત તાવવા શ્રી વિષ્ણુએ સ્વયં તેને દ્વારે બાવાને વેષે આવી તેના પુત્ર ચેલૈયાનું માંસ માગ્યું અને તે અર્થે આત્મ-સમર્પણ કરી પુત્ર પોતે મરવા તૈયાર થયો તથા શેઠ શગાલશા અને ચંગાવતીએ તેને ખાણીયામાં ખાંડયો; આખરે પ્રભુએ દર્શન દઈ તેની ભાવટ ભાગી-આ પ્રસંગ પ્રસ્તુત આખ્યાનમાં રસભર વર્ણવેલો છે.

૨. રાગથી પદબંધ બાંધેલો છે. કડવું, ઢાળ તેમ વલણ કે ઉથલો કાંઈ જણાવેલું નથી.

**વિશેષ**-૧. પ્રસ્તુત કાવ્ય પ્રકટ થયું નથી. તેનો રચનાર કવિ નાકર સંવત ૧૬૦૦ માં થઈ ગયો છે. પ્રસ્તુત પ્રતિમાં રચનનો કે લિપિનો સંવત આપેલો નથી. પરંતુ તેની ભાષા, લેખનશૈલી અને કાગળો જોતાં પ્રતિ સંવત સત્તરમા સૈકાની હોય એમ સમજાય છે. લિપિ બાળબોધ છે, અને વચ્ચે વચ્ચે 'પડિમાત્રા'ની શૈલી દેખા દે છે. પ્રતિ જૂની અને જીર્ણ છે, વચ્ચે ખવાયલી છે. પહેલાં ત્રણ પાનાં નથી.

૨. આમાં વિષ્ણુએ શગાળશા શેઠને તાર્યાનું જણાવ્યું છે ત્યારે બીજાં એક બે ચેલૈયા આખ્યાનમાં શંકરે એને તાર્યાનું જણાવ્યું છે; જે બતાવે છે કે એક પ્રસંગને શૈવ કવિએ શૈવ ભક્તો માટે એક રીતે વર્ણવ્યો છે ત્યારે વૈષ્ણવ કવિએ વૈષ્ણવ ભક્તો માટે બીજી રીતે વર્ણવ્યો છે.

---

## अंक ११७ ख—जातकनक्षत्रसमुच्चय। (सं–ज्यो.) पृ १–२८

आरंभः—श्रीगणेशायनमः। विनायकं नमस्कृत्य बालानां हितकाम्यया।
उध्धृतं तु मया किंचित् शास्त्रगोरयकारणात्॥१॥
छंदो लक्षणसंयुक्तं नक्षत्राणां समुच्चयं।
संक्षेपेन परं ज्ञानं रत्नकोशात्समुद्धृतं॥२॥
सर्वेषु शुभकार्येषु कुयोगान् परिवर्जयेत्।
दग्धं विद्धं च नक्षत्रं तिथि दग्धा च या स्थिता॥३॥

अन्त—संध्याकाले च मध्याह्ने गर्भ्रो ।त निशिगोच ।र।
विप्यां च पर्वकालेषु ।क्षौरकर्म विवर्जयेत्॥२९॥
हस्तं सर्वो–पु क्षौर राजाज्ञा मृतसूतके।
मखदीक्षा मतादाने मोक्ष तीर्थामिसंमहे॥३०॥
इति क्षौरकर्म प्रकर्णं॥

**વિષયાદિ**-પ્રસ્તુત ગ્રંથિકામાં જ્યોતિષ શાસ્ત્રને લગતાં કેટલાંક પ્રકરણો ઉતારેલાં છે. પ્રથમ કરણવિધિ ઉતારેલો છે જેના આદિ અને અંત ભાગ ઉપર ટાંકેલા છે. તેમાં ૧૭ શ્લોક "ગોચર પ્રકરણ" નાં, ૩ શ્લોક સીમન્ત

પ્રકરણના, ૬ શ્લોક અન્નપ્રાશન પ્રકરણના અને ૫ શ્લોક ક્ષૌરકર્મ પ્રકરણના, એમ મળી કુલ ૩૦ શ્લોક છે આ પ્રકરણોમાં કીઆ મહીનામાં, કીયા વારે, કીયા નક્ષત્રમાં, કીયા યોગે, કીયે સમયે ઉપરના કર્મો કરવાં તે દર્શાવેલુ છે.

૨ આ કરણવિધિના ૩૦ શ્લોકોની વચ્ચે ૨૩ મા શ્લોકના ત્રણ અક્ષર લખી, વચ્ચે પાનાંના એક પાસામાં કોઈ એક પ્રાચીન આખ્યાનના ઉતારાનો આરંભ કરેલો છે, પણ તેના સ્તુતિભાગની માત્ર ૭ પંક્તિઓ જ ઉતારેલી છે; તેની ભાષા જૂની છે. એ પંક્તિઓ નીચે આપી છે —

રાગ ધંન્યાસી, ત્રિરૂઆ ગણપતિ રે ગુણનિધિ ગુણ સ્તવૂં। ઉમયાસુતનિ રે વેગિ વિનવું।
સ્વામી સિધિ બુધિ રે બહૂ અગના પૂત્ર બેહૂ પૂરિ રે મનોરથ મનના
ઋદ્ધિસિધિ બેહુ કિંકરી પ્રસ્તુતિ કર મોષકવાહના
જેહનિ હિમાચલની સુતા માતાપિતા તુ શિરછ સહી
કર્પૂરી આરતી ભરૂ પુષ્પ ધરૂ હૂ પ્રેમરૂ
સુદ્રિ લોઢાવિ ભહુ ભાતિ નાયક નમિવિ ને હશું
મત્સ, કૂરમ વેષ, વારાહ, નારસિંહો, તુ વામના
રામો, રામકેશવ, બુધ, કલકી, નરહરિ વિશ્વવદના
અવતાર લીધા અસુરકારણિ દૈત્ય દુર્જન મારયા
તે વેલા તાહરી સ્તુતિ કર સૂરના ભય ટાલયા

૩. આની પછી 'કરણવિધિ' ૨૩ માથી બાકીના શ્લોકો લખી સમાપ્ત કરેલી છે તે પછી ૧૧૭-ગ માં આપેલ 'રેવામાહાત્મ્ય'નું 'સ્વર્ણબિન્દદ્રેશ્વર' સ્તોત્ર (પાનાં ૧૧) અને તેની પછી ૧૧૭-ઘ 'કાશી વિલાસરાસ' (પાનાં ૪) છે અને તેની પછી પાછું 'જાતક' પ્રકરણ ૩૨ મા શ્લોકથી ૫૬ પર્યંત ચાલુ કરેલું છે (પાનાં ૨) અને તેને પાછું, ત્યાંથી અધુરૂ મૂકી, વચ્ચે ઉભે પાને 'સ્વપ્નાધ્યાય' ૪૦ શ્લોકથી પૂરો લખેલો છે અને તે પછી પાછું 'જાતક' પ્રકરણ ૫૭મા શ્લોકના ૭૫ શ્લોક પર્યંત લખેલુ છે ૩૧ થી ૬૨ શ્લોકનું 'યાત્રાપ્રકરણ' અને ૬૩ થી ૭૫ શ્લોક પર્યંતનુ 'કૃષિપ્રકરણ' છે તે પછી 'ગૃહારંભ પ્રકરણ' ૪૨ શ્લોકનું, અને 'ગૌ પ્રકરણ' ૩ શ્લોકનુ, 'વસ્ત્રપ્રકરણ' ૧૨ શ્લોકનું, 'દેવપ્રતિષ્ઠા પ્રકરણ' ૩ શ્લોકનું, 'રાજાભિષેક પ્રકરણ' ૨ શ્લોકનું, 'વિવાહપ્રકરણ' ૩૦ શ્લોકોનુ, 'સુયોગવિયોગ' પ્રકરણ ૩૨ શ્લોકનું, 'મૂળ લક્ષણ' ૯૨ શ્લોકનું, 'ગર્ભદ્રાંત' લક્ષણ ૨૨ શ્લોકનું, 'દશાફલ' ૩૦ (૨૩ થી ૫૨) શ્લોકનું, 'કુંડલી પ્રકરણ' શ્લોક ૫૨ નું છે. પછી અહીં 'જાતક' પૂરૂ કરી 'શ્રીજાતક વિશેષ' પ્રકરણ ૨૨ શ્લોકનું લખેલુ છે

૪ તે પછી ગોપીના શૃંગારના પંદરેક કડીનું પદ એક છે તેનો આરંભ આ પ્રમાણે છે:

રાગ દેશાખ ॥ મલિય છે તેવ તેવડિ સર્વે ગોપીની ટોલિ
ચિર પેરે આપાનું સોહે આછિ ચોલિ
ગૌર સ્યામ સુંદર ભલિ ભન્ને મિલવે માંન નવજોવના
મનમોહનિ છાજિ બહુ માન

૫ આની પછી 'જોડી'નું કડીનું પદ છે. તે પછી અધૂરૂ પાંચ કડીનું રામલીલાનું પદ છે. ભાષા જૂની છે.

---

अंक ११७-ग-रेवामहात्म्य पृ १-२

आरंभ—श्रीगणेशाय नमः ॥ मार्कंडेय० ॥

ततः कोशांतरे तीर्थं स्वर्णविद्वाक्षमुत्तमं । पापदोषहरं पुण्यं धन्यं स्वर्गस्य साधनं ।
विश्यो धनपतिर्नाम जयंती संभवः पुरा । स्वर्णकोटिशमायुक्तो वृद्धस्तीर्थं रुचिर्नर्मो ॥
रेवातीरमनुप्राप्य तत्र स्थाने युधिष्टिर । व्रतोपवासनिरतो जलाशी फलभक्षकः ॥

अन्त—तत्र स्नात्वा पितॄन् पार्थ तर्पयित्वा विधानतः । पिंडदानेन चैकेन तृप्ता स्युः पितरश्चिरं ॥
स्वर्णबिन्द्वीश्वरं देवं भक्त्या संपूज्य मानवः । उद्धरेदात्मना सार्धं पुरुषा नेकविंशति ॥
इति श्रीरेवामाहात्मने सुवर्णबिंदुतीर्थं ॥

વિષયાદિ-૧. નર્મદાતટે એક વિપ્રે તપ આદરી, નિત્ય સુવર્ણનું જલબિંદુના પ્રમાણમાં દાન આપી, અને શંકર સ્વર્ણબિંદ્વેશ્વરને પ્રસન્ન કરી, ૨૧ પિતૃઓને કેવી રીતે તાર્યા તેનો વૃત્તાંત આપેલો છે

૨ યુધિષ્ઠિરને રેવામાહાત્મ્ય કાઈ ઋષિએ સંભળાવ્યું હશે, તેનો આ એક ખંડ માત્ર છે, એમ સમજાય છે.

વિશેષ-પ્રતિ પ્રાચીન છે. લિપિ બાલબોધ છે, અને વચ્ચે વચ્ચે "પડિ માત્રા" જણાય છે.

---

अंक ११७-घ-काशीविलास-देवद्विजराज (सं-गुर्जर अनुवाद) पृ १-६

आरंभः—પ્રણુમીઈ હુંઢી વિનાયક તાં મન લાગૂ ધ્યાન
કાસીય નયર નીવાસિઅ હંસલુ માગિ દાણુ ॥
श्लोक १ ॥ श्रीढुंढीराजस्य पदप्रसादात् लब्धंतयानंत फलया चेतत् ॥
निर्विघ्न काशीवास सौख्यं । जोगं विना यत्र लभेत मोक्षं ॥१॥
આનંદવન અતિ સુંદર મંદિર તણો પ્રવેશ ॥
શેવો એ સ્થિર મન સ્થાપિ પાપીય નહીં પ્રવેશ ॥
श्लोक २ ॥ श्री विश्वनाथ निजमंदिर सारभूतं-म् । आनन्दकाननमिदं सुकृतं निधानं ।
तिष्ठंति यत्र मुनयः सुरसिद्धसंघाः नैवात्र पातकि जनस्य पदप्रवेशः ॥ ४ ॥
કાશીય નગરનીવાશીય ધન ધન જનની પુત્ર ॥
ગંગામૃત નિત્ય પ્રાશીએ ત્રાસીયે ના યમદૂત ॥ ૫
काश्यां सदा संवसतां जनाना । धन्यासपीशी कुलदीपकानां ।
पिबंति गंगामृतपुण्यपूरं यद्दर्शनाद्यापि (ति) यमोऽपिदूरं ॥

अन्त—કાશી રાસ ભણતાં ઉર સુણતાં પાતક જાય।
પામીએ ઋદ્ધિસિધિ સંપતિ અંતે સદાશિવ થાએ ॥ ૪૧ ॥

શ્લોક—ये पठंतीह श्रृण्वंति काशीस्तवनमुत्तमं ।
ते भुक्त्वा सर्वसौख्यानि शिवलोके वसंति ते ॥४२॥

ગાશિ જે ગુણવંત વસંત સદાશિવરાસ
ત (તે) કુલ શોક સંતાપ પાપ નહી ગર્ભવાસ ॥ ૪૩ ॥

શ્લોક ॥ काशीविलासस्तवनं वसं त ) पूजनं विश्वपत्तिर्वचोभिः ।
कुर्वंति नित्यं परमार्थबुध्या । त भावसिद्धा सुधिनो भवंति ॥४४॥

દેવરાજ દ્વિજ એમ બોલે એ જોડે એને બેહુ હાથ ॥
કાશીના ગુણ જાણો એ માનો શ્રી વિશ્વનાથ ॥ ૪૫ ॥

શ્લોક ॥ श्रुत्वेति काश्यां प्रणतिं करोति । दासानुदासो द्विजदेवराजः ।
क्षंतव्यमेतत् विबुधैर्मयोदितं ॥श्रीविश्वनाथं प्रणतोऽस्मि सर्वदा ॥४६॥
इति काशीविलासः समाप्त ॥ छ ॥

વિષયાદિ—આમાં કાશીપુરી અને તેમાં આવેલાં પવિત્ર તીર્થસ્થલોનું માહાત્મ્ય વર્ણવેલું છે. કવિએ પ્રથમ ગુર્જર ભાષામાં દૂહો રચી તેજ ભાવને વિશેષ વિસ્તારથી સંસ્કૃત શ્લોક દ્વારા દર્શાવ્યો છે. બન્નેની કુલ સંખ્યા ૪૬ છે

વિશેષ—આ કાશીવિલાસ પ્રકટ થયો જાણવામાં નથી. લિપિ, બાલબોધ અને પડિમાત્રાની છે; તેથી તેમજ કાગળ ઉપરથી પ્રતિ પ્રાચીન લાગે છે.

## અં. ૧૧૮–પ્રકીર્ણ પદો–(ગુ. હિ. ક.)–કૃષ્ણભક્તિ અને વેદાન્ત–જ્ઞાન–(લિ. સં. ૧૮૬૦)

આરંભ–

રાગ પિરજ। ધોબી મળ્યા મારાં ભાગ રે નંદક વિણ નાણે ધુએ ધોતીઆં ૧
નિરભેરામ સદા ગુણ ગાએ રે સામળીયાનું સુહાગ રે ૪

પદ ૨. નંદનંદનસુ નેહ રે સોઈ ॥ કરસે તે જન જાણસે ૧
નરભેરામ સખિ વલખે રે આંસુડાં વહે જળ મહરે ૪

વિષયાદિ–૧. આ આખીયે પ્રતિ અનેક કવિઓનાં કૃષ્ણવિલાસ, વૈરાગ્ય અને જ્ઞાનનાં વિવિધ પદોથી ભરપૂર છે. વળી એમાં કોઈ કોઈ પદો હિન્દી તો કોઈ ગુજરાતી છે અને કોઈ તો હિન્દી–મિશ્રિત ગુજરાતી છે. આ પદો ઉતારવામાં કોઈ ચોક્કસ સંકલના હોય એમ જણાતું નથી. મોટે ભાગે નરભેરામનાં પદ વિશેષ છે. સુરદાસ, પરમાનંદદાસ, કબીર, માનપુરી, મોહનપુરી, આદિનાં હિન્દી પદ છે. નરસિંહ મેહેતાનાં પદ પણ સારી સંખ્યામાં છે મીરાંબાઈનાં પણ કેટલાંક છે. આમાંનાં પદ મોટે ભાગે હિન્દીમાં અને જુજ અશે ગુજરાતીમાં છે. ભાલણનું એક પદ છે. જેરાજદાસનાં પદ પણ સારી સંખ્યામાં છે. રણછોડ, નંદ, કાનપુરી, ભૂલદાસનાં પણ છે. વળી પદોના રાગો પણ વિવિધ છે, જેવા કે પંજાબી, સોંધી હોસેની વિગેરે.

૩ પ્રતિ એક લહીઆને હાથે લખાયલી નથી. પણ જૂદા જૂદા લહીઆઓએ લખેલાં પાનાં ભેગાં કર્યાં હોય એમ લાગે છે.

પદોનો ક્રમ: ૨ પદ (ગુ) નરભેરામ; ૧ હરિદાસ (હિં.); ૪ નંદ (ગુ); ૧ કૃષ્ણદાસ (સિં).

રાગ કિલ્યાણ સિંધી: જવડે જવડે જવડે મીઠે ઠાકુરનો નાલો ।
જવડે જવડે જવડે મીઠે ગોવિંદનો નાલો ।
નાલો વઠ નારાયણનો ચોર પાંજી ચમ

૧ માનપુરી (હિં) રાસનાં કીર્તન: (પૃ. ૧-૯) ૧ નરોહરિદાસ (ગુ.), ૬ કાનપુરી; ૧ હરદાસ (ગુ ૬-૨૧) ૧ હરિવલ્લભ:

રાગ હોસેની : હાં રે તું તો સાંભળને સણગાર મારી સજની રે
હું તો રમવા ગઇ'તી આજ વનમાં રજની રે ૧
શ્રીકૃષ્ણ કહો ને વાર હરી હરી વચને રે,
હાં રે એવા હરીવલ્લભના નાથ રદીયે રમને રે ૪૯

ઇતી શ્રી રાસ સંપૂરણ.

ધોળ : મારી વિનતડી અવિધારી નાથ નિહાલી રે
મારા નાથ તણો અપરાધ મ ગણજે બાલી રે ॥ ૧ ॥
તારા મન માંહે જે મોદ એમ અનુચરજે રે
તુજ પાસેથી કેંયે ન જાયે એમ અનુચરજેરે ॥ ૫ ॥
ભણે નરસૈયો સુણ સાહેલી હરખે સુંદડો ભરજે
કેલ કલીરસ છે અતિમીઠો તે ચાખીને અનુસરજે ॥ ૬ ॥

સખી મલી કરે અનોપમ વાત ગોકલ ગરબો કીજે રે
આવા રૂડા સુંદર શ્યામ નંદકુમાર શેલામાં લીજે રે ॥ ૧ ॥
અંગો અંગ નચાવે તાન કુંવરબાઇ જોઇને વારી રે ॥ ૯ ॥

ગરબો-માધવદાસ (ગુ); ૧ રણછોડ (ગુ.) પછી ૭ નિરભેરામની કાફીઓ ૭, રાગ ખમાતના પદ ૪, પછી નરસિંહ-

રાગ પ્રભાતિ:
ધ્યાન ધર હરિ તણું અલ્પમતિ આલસુ જે થકી જન્મચા દુઃખ જાયે
નરસૈયા પ્રીતકર પ્રભુજીસું ખરી અવર વેપાર નહીં કૃષ્ણ તોલે ॥ ૫ ॥
આજ સોણુલામાં જબકીને જાગી, જાણું મારા વાલાજીને કંઠડે રે લાગી
સઇ સમાણી રે બાઇ મારૂં સોણુલું વિચારો નરસૈયાચો સ્વામી મારે મિંદર પધારો ૫

રામકલી: હરીને પુછોને અબોલડા સ્યા લીધા, કહીને કામણગારી હરીજીને કામણ કીધાં ૧
આલીંગન લેતાં કહન કુચ ધુતા સ્યા અપરાધ અમારા?
નરસૈયાચા સ્વામી મારે દહડા મનાવો અટલા પાડ તમારો ૫

પછી બિહાગડાનાં ૨ પદ તુલસીદાસ (હિં), ૧ કૃષ્ણ (હિં); અને ૧ બુધાનંદ (હિં.),
પછી નરસિંહનું:

રામકલી: આવુ નઉતમ જોબન મારૂ તે તો તમે જોવાને સ્યાને નાવો મારા વાલા ૧
એવાં એવાં વચન સુણીને હરી હસિયા નરસૈયાચા સ્વામી મારે
રીદીયા વસીયા ૪
આજ બાઈ મુને એની લંછન લાગુ કેમ કરી અંબર ઓઢું રે હું આવું. ૧
નરસૈયાચો સ્વામીને સંગે રમતાં અનુભવીઆ રે રસ માણે ૩
આંણિ નિહુઠિએ પરવસ કીધા સેજડીએ સામળીએ આલંગ્યા
મેં તો સાંઇડા ન લીધા,
નરસૈયાચા સ્વામી રે કહુ તુજને હઇડા તે ભીતર જાગો. આણિ. ૩

પદ ૧ ભારથી ગંગ (હિં), ૧ પ્રાણજીવન (હિં), ૧ આસકરન, ૧ કુભનદાસ,
પરમાનંદ, જીવન, સિકસેન, અને સુરદાસ

---

## બારમાસી-હરિ ખીમો-(ગુ. ક.) (ર. સં. ૧૭૯૬)-પૃ. ૧-૪

કારતકે ફુંડા તું ભુલો રે ફોક ફુલ્યો રે મન માંએ
ધન રે જોબન સત પરોણા દેવંતાં દોલાયે ૧
અવસર આવો નહી મલે દુર્લભ મનષો દેહ,
કેહે હરી ખીમ ખંતે કરી સામલીયાસો સનેહ ૪
અધીક મહીને તે અનુભવે પાંચ તત્ત્વ અપ્રમાન
પૃથ્વી અપ તેજ વાયુ છે આકાસે નિરવાણ ૧
સંવત સત્તર છનુવે બોલ્યા બારે માસ
ગાયે સીખે ને સાંભળે હરષે હરીના દાસ ૩
કયે હરી ખીમ ખંતે કરી સામળીયાસુ સનેહ ૪

વિશેષ-૧. દરેક માસની ચાર ચાર એમ તેર મહિનાની પર કડી છે.

૨. તે પછી પદ ૪ રાગ છતાળ 'નિરભેરામચા સ્વામી' સ્વામી (ગુ.); ૧, મૂલદાસ (ગુ); સોરઠ મલ્લાર આદિ ૧૮ નરભેરામનાં (ગુ) ગાંહે ઘણાંકની કડી ૯-૯ છે; થોડાકની ૪-૪ છે.

---

## કક્કો-અપૂર્ણ-પૃ. ૧-૫

ઓં નમો પરમાત્મા જે આદિ નીરંજનદેવ અગોચર ગોચર થવાને કહુ
કકાનો ભેવ ૧
કંદ ઉપેક્ષ્યો જેહનો મહેં ન નીકસે કાઢ, એહવૂં સૂષ સંસારનું સંત સૂણો
સહુ પાઢ. ૨

ખરો મેં ખોટા પેર ધરો સજ્જન કુટુંબ પરિવાર
ચિત્ત હરેં સહુકો મદિ જયમ ધર્મનો વીકાર ૩
ક્ષર્વરતે છેદુ નિષે મુર્ધામાં હંકાર
પર ચક્ર વેતા તે ધરા જોપનાં જાણુણહાર ૩૫
કકા એ પુરા થયા સીષે શુણે ને ગાય
પરબ્રહ્મ તાં તે વર્સે જેહ પ્રીછે નહીમાય ૩૬
એમાં જ્ઞાનભક્તિ વૈરાગ છે માંહે ગુરૂ સમક્ષો ભેંદ,
શ્રી ગોવિંદજીના ચર્ણ પામે સત્ય માનો વેદ ૩૭
સજુ ગુરૂને નાયણે અખા જોઈ કરજો વિચાર
વિચારતાં વસ્તુ પાઇ સુષે તરો સંસાર ૩૮
ઇતિશ્રી અષેજીના કકા સંપૂર્ણ.

(પૃ. ૬-૧૫) ૧૨ હિન્દી તાલ અખાનાં; ૧ પદ અખો (ગુ.):-
મારૂ-દેહનાં કૃત્ય માંહા સઉએ ભુલા પડ્યા દેહ પ્રીછયો તેણે ન જાઇ
ઉપાધ્યની ઓટ માંહાં સહુજ આવિ ગયાં વસતુસાનિધ્ય તેણે ન થાઈ ૧
મુલ સિદ્ધ વ્યાપીને વિલસી રહી તે મુલગે પદ સરજે સમાએ
તે મુલગે પદ અષો રહ્યો ઓચરી અલગો પડે તો જીવ થાએ. દેહ ૫

**મીરાનું પદ (પૃ. ૧૬)**

રામકલી-મોહના મન હરયો માઈ મેરો મોહના મન હરયો
કા કરૂ કિમ જાઉં સજની પ્રાન પરવસ પરયો ૧
દાસ મીરાં લાલ ગિરધર જાનત એ વર વરયો ૩

**અખો (પૃ. ૧૭-૨૮) રાગ પ્રભાતી-**

ઝીલ તું સંતસંગત રૂપી જાનવી, માનવી થાય સુકી જ મનનું,
જીમ નીપજે નવ ખંડ પણ કામધનનું સતસંગ. ટેક.
બીક જનમતી ટલે સ્વર્ગ આશા પલે તરત ત્રીકમ મલે ઘેર બેઠાં,
સંકલ્પ મનના ટલે મનોર્થ નવ દમે, એક હરી મૂળ ગમે કર્મ હેઠા. ઝીલ ૧
નિશ્ચલ સિલ સદા દગ મગે નહી કદા, કારણ વિના મુદા દેવદર્શી
સંત ગંગા તણું ફળ તે એ હવો ઘણું કહે અષો સુભણું જાને પર્સી. ઝીલ ૫

---

વ્યાપી કિમ વેગલો થાએ જો રહ્યો છે રદીયા માંહે. ટેક.
અમે જાણ્યું અમે દ્વારકા જાસું, દરસણ કરસું દેવ અંતરજામી

ભાઇરે બ્રહ્મભાવ તે આણો સ્થિર પુરણ આતમા સઘલે પરમાણો ૧
ભાઇ મુગત્ય તેજ માનવી જે હોએ આલોકે
અખે તે ઉરમાં ધરયુ જે કહ્યું ચતુર શ્લોકે ૮

---

જોતાં રે જેમ છે તમ દીઠું વાગજાલ સઘલું ગયું જે લાગ્યું'તું મીઠું ૧
જોતાં ભાઈ ગ્નાની તેહજ જાણજો જે અણલિંગી બોને
આપ મુએ આપ રહે અખા તેહને સહુ તોલે

---

જાવું તે સદગુરૂને સરણે જે પ્રત્યક્ષ પ્રમાણે
પ્રીછવે બોલે નહીં આપણે (૮ કડી)

આવા કુલ ૧૧ પદ (ગુ) અખાનાં છે પછી બે ગોપાવદાસનાં અને ૧ પ્રાણજીવનનું (૧૨ કડીનું) પદ છે.

**માળાનો મરમ**–ગોપાળદાસનું પદ, રાગ પરજ ૧૭ કડીનુ છે તેમા માળાના મણકા, દોરી આદિને તત્ત્વજ્ઞાન પરત્વે તીર્થો અને દેવતારૂપે ઘટાવ્યાં છે અને તેના જપનારા હરિ, શકર, શુકદેવ આદિની મહત્તા અને માળાજપનો મહીમા વર્ણવાયો છે. દૃષ્ટાન્તઃ

દોરી સબળ તાંત નહી ત્રુટે રે સદા જેમની છે તેમ છૂટે રે ૨
સુતર અગમ નિગમે કરી ભાવો રે નાની ભાતના મણીઆની હારો રે ૩
માળા બાજ બીતર રિદા માંહે રે નવ પડે, નવ બલે પાએ રે ૪
**માળાનું મરમ જે કોએ જાણે રે તેને વૈસનવ વેદ વખાંણે રે ૧૬**
ગર સોમરાજે દયા કરી દીધી રે દાસ ગોપાળને માળા આપી સીધી રે ૧૭

૧. આના લખાણમાં 'ડ' ર, બ, ડ, ક, અને ણ એ સહુ અક્ષરોને સ્થાને કદિમદિ લખાયેલો છે.

૨ તે પછી જ્ઞાનનાં ૨ પદ સુરદાસના (હિં) ને ૧ પરમાનંદનું (હિં) છે. પછી શૃંગારનુ ૧ અને કૃષ્ણ બાળલીલાનું ૧ એમ બે પદ (ગુ) નિરભેરામનાં છે અને ૫ જ્ઞાનનાં પદ જેરાજના (ગુ) છે પછી ૬ જ્ઞાનની કાફીઓ અને ૧૨ પદ (ગુ) અને ૧૩ પદ (હિં.) નરભેરામનાં અને ૧ પદ (ગુ.) જેરાજનું છે. પછી ૨ પદ 'પંચમ' નાં નરસિંહનાં છે અને ૧ જ્ઞાનનું ભાલણનું છે

રાતલડી રમીને રે અમ ઘર આવિયા રે વશીયાસુ બારણુ મ ઠેલ ૧
**નરસૈયાચો** સા(સ્વા)મી રે મિંદર પધારેયા રે રંગ ઘણો ને થોડી રાત. ૭
રાતલડી અંધારી રે વેરણ વહી ગઇ રે ઉગો ઉભો અનુભવીએ સૂર, ૧
**નરસૈયાચો** સામી રે મિંદર પધારેયા રે આનંદઘનનું આરામ. ૩
રૂડા રાઘવજીને સેવો રે પ્રાણી પ્રેમસુ રે જેને સેવે સવિ સુખ હોએ.
જમરા કંકર રે ફેરો પ્રાણી ભેટે રે પીડા તેને કદી ન સકે કોયે ૧
ભાલણના પ્રભુ રે જે કોઈ ભજસે રે ભવને સાગરમાં દીએ હાથ ૮

૩. તે પછી ૬ પદ (હિં.) જ્ઞાનનાં નિરક્ષેરામનાં, ૧ (હિં.) દેવાનું અને ૧ (ગુ.) અખાનું છેઃ

રાગ કારાઇડો : ભટ પિંઢત નિવેઢીઆ વૈશ્નવ ગર્બ(વે) કરો સુ ઘેલા
મનસુ વાત જુઓને વિચારી કોણુ ઉજલા, કોણુ મેલા. ૧
જો તું સિર્જતા સર્જિત શ્રોવણુ કેરો તો આવત બીજી વારે
મુઢ મતની દેહ ન ધરતો પવિત્ર કયે(હો) તે મારે ૨
સંતચરણુરજ સદા પવિત્ર માન મુકી માથે નાવો
અવીચલ પદવી પામો અખો કહે એમ પરમ પદ પાવો ૫

૪ઃ તે પછી ૪ કાફી (૧ હિં.+૩ ગુ.) નરભેરામની છે.

૫. દુકાળીયું વર્ષ ગણુવાની રીતઃ "જે વરસ હોએ તેને ૩ ત્રણુ ગણે કરવો તેમાં પાંચ ભેળવા સાતે પાતીએ ૫ અપુ વળી અધર વાધે તેવા ભાવ હોએઃ
એકે ત્રકે આગમકાર સમતુલ હોએ તો પડે દકાલ,
બે ગણા સાર ચોકો પટલે મેઘ અપાર
પાચા પયે પાંચ સમુદ્રા છઠો ગાજે મેઘ અનંતા.
ચૈત્ર સિતાત્॥ સંવત ૧૮૨૪ વર્ષે શાક, શાકે ૧૬૨૦ પ્રર્વત્યમાને"

૬ તે પછી ૪૫ (હિં) સુખદેવચરણુ, (હિં.) લક્ષ્મીદાસ તુલસી અને સુરદાસનું છે. તે પછી ૯ પદ અખાનાં (૧ ગુ. + ૮ હિં.) છે. (પૃ. ૧–૬)
રાગ કલ્યાણુ–રામ જાણે તેને રામ કુસે દૂર જાણે તેને દૂર પલે છે.
કહરો જાણે તેને તીર પાટલે છે કરસાણુ જાણે તેહનું અંતર ખસે છે. ૧
પોતાનૂં મત પોતે કહ્યો છે એ અખે પદમાં અખો રહ્યો છે. ૭

૭ પછી ૧ પદ ભાણુદાસનું (પૃ. ૬) છેઃ રાગ પ્રભાતી–
એક નિશ્ચે નિરધાર નર માનજે વેદવચને કરિ વાત માહરી
બિરદ સુરિત્ર તણો સંગ નિવારજે ઢુંકડાં નાવજે નિકટ નારી, ધ્રુવ.
કહે ભાણુદાસ વિવિધ પ્રકારનાં ભક્તિ ને મુક્તિ તો તેજ સહેસે ૬

૮ તે પછી અખાનાં ૪ પદ છે; (૨ ગુ. + ૨ હિં.) ભૈરવ, ૩ પદ ગુ. રામગ્રી, ૧ પદ ગુજરી (હિં.) ૧ પદ દેશાખ (ગુ.), ૩ પદ (હિં.) સામેરી, (પૃ. ૬–૧૪)
નિરાધાર રહે તે સંત આધારે વલગાં રહે જંત ૧
પરોપ વાદતાં ન કરે અખો જે જેહવો તેહવો પારખો ૪
વસ્તુવિચારે વિશ્વ જ નથી ત્રિગુણુ ધૂઆડો કાઢ્યો કથી ૧
વાધે અધા છે બહુ ભાર આપ નહીં તાં સ્યો સંસાર ૫
આજ આનંદ મુને અદ્દભૂત પ્રગટયો સુજને માહેરો પાટ લીધો ૧ (૫)
વસ્તુને વિશ્વ કિસો નથી આંતરો અંતર દ્દષ્ટે અવિલોકી જોસો ૧ (૫)
ચેતને ચિદાનંદ વિલસી રહ્યો રે એ તો ચરમ દ્દષ્ટે કરી ચરમ દીસે (૫)
ચોગ ને ધ્યાન જંજલ કરવો ટલ્યો મૂર્તવંતો જ્યારે માહાવ પામી ૧ (૫)

૯. તે પછી ૭ પદ (આસા) નરસિંહ (પૃ. ૧૪–૧૭); પછી પદ આમેરીનાં, ૧ લઘુ શ્રીધર; ૧ ગોવિંદદાસ; ૩ નરસિંહ (પૃ. ૧૮–૨૦); ૧૧ પદ (કેદારો) નરસિંહ (પૃ. ૧૯–૨૫); (શ્રીરાગ) ૨ નરસિંહ; ૧ અખો (પૃ. ૨૫–૨૬); ધન્યાશ્રીનાં પદ–૭ નરસિંહ (પૃ. ૨૭–૩૦): (રામગ્રી) ૧ નરસિંહ (૩૦–૩૧), અને ૬ (ગુ.) અખાનાં છે.

૧૦. પછી અખાનાં પદ (ગુ) છે.–(સામેરી) ૧, (રામગ્રી) ૧, (મેવાડો) ૪, (મારૂ) ૭ (૫ ગુ.+૯ હિં.); (રામગીરી) ૬, (કલ્યાણ) ૧, (હિં.) (પૃ. ૩૪–૫૦). આમાં અખાનું નીચેનું પદ (પૃ. ૩૮–૪૦) દયારામના 'પ્રેમરસ તેના ઉરમાં ઠરે' એ પદ સાથે સરખાવવા જેવું છેઃ

બ્રહ્મ અંશ તે પીયે રે જે બ્રહ્મઅંસી હોયે,
જે દૃષ્ટ નપુષ્ટ અનાંમ અપર પ્રતક્ષ પીવૂં સોયે.–ધ્રુવ.
× × × ×
સિંહણ કેરા દૂધને જીરવે તે સિંહનાં બાલ,
તે સાઢ સોનાના પાત્ર વિના ફૂટી નીકળે તતકાલ. ૩
સ્વાન તે જીરવે નહી ગવરી તે મહિષીનું ઘી,
ત્યમ દેહદરસીને તત્ત્વદરસી સમજજો મન ધીર. ૪

૧૧. તે પછી હિન્દી પદો છેઃ ૧૦ પદ કબીરનાં (પૃ. ૫૦–૫૬) છે. તે પછી, ૫ સુરદાસનાં, ૨ માધાનાં, ૨ સૂરનાં, ૩ દાસનાં (૫૭–૬૨), ૨ સૂરનાં (હિં) અને ૧ નરભેરામનું (ગુ.) છે. પછી ૪૭ પદ નરભેરામનાં છે. તેમા કોઈ કોઈ હિન્દી પણ છે.

૧૨. તે પછી ગોપીકૃષ્ણસંવાદ (બાર માસ) નરભેરામનો કડી ૨૫ છે (પૃ. ૧–૫):–

પરથમ સમરૂ ગણપતી, સારદાને લાગુ પાય રે,
કોએ આવ્યો રથ મથુરાં થકી તેને દેખીને ઉઠી લાએ. ૧
× × × ×
ગંગાનું ફલ પામસે સાંભલે એમ કે છે નીરભેરામ. ૨૫

૧૩ તે પછી ૭ પદ નરભેરામનાં છે. પછી 'ચાર દેશી ધોળ'માં બાર માસની ૧૫ કડી છે.

સંદેશો સામને જૈ કેજો રે કૌ છું સમ, દેઈ સો સો વાર ૧
૧૪. તે પછી તિથિઓ, નરભેરામની ઉપવાજ રાગમાં છે, કડી ૧૭ છે.
ઓધ(વ) માધવને મનાવજો રે આવો આવોની ગોકુલ ગામ
પંનર તીથ પ્રેમે જે ગાસે રે વાસ વૈકુંઠનો તેને થાસે રે.
નિરભેરામની પૂરી સાલે

૧૫. તે પછી ૪ પદ નિરભેરામનાં છે. તે પછી ધોળની દેશી ૨૧ નરભેરામની ૧૭ છે. (પૃ. ૧–૯)

## અં. ૧૧૮-ખ-બારમાસી-નિરભેરામ-(ગુ. ક.)-
## (ર. સં. ૧૮૪૩)-પૃ. ૧-૧૪.

આરંભ-અથ બારમાસી લિખ્યતે

રાગ સોરઠ સામેરી ॥ સાષી ઉમયાસુત આરાધતાં મંગલ વરતે ચારઃ
વિઘન હરે, મંગળ કરે, એનો સેસ ન પામે પાર ॥ ૧ ॥

દેસી ॥

હું પ્રથમ સમરૂં આજ ગુણુપત દેવા રે એ સુધબુધનો દાતાર કરીયે સેવા રે
હુ ધુપ કરૂં નૈવેદ આરતી ઊતારૂં રે, તારાં ચરણુકમલ મન માંહિ અહુનીસ ધારૂં રે ૧
ગુર ગોવિંદજીને પાયે સીસ નમાવું રે, હું પ્રીત ધરી મન માંહિ સરણે આવું રે
દ્વાદસ માસની વાત પ્રણવા કૌં છું રે, હું હરિના દાસનો દાસ ઘેને રૌં છું રે ૨

× × × ×

શ્રીભાગવતકેરી વાત વ્યાસે વર્ણાંણી રે તે કૌં છું સાસ્ત્રપ્રયોગ જુગતે જાણી રે. ૩
હરિ જીમ બોલાવે બોલ તીમ મારે બોલું રે એમ કહે નીરભેરામ પ્રેમે હું ડોલુ રે. ૪
સાષી ॥ રવિ આથમતે હો સખી દિઠો રથ મે કોકહ
નંદભુવન ઉભો રહ્યો તણે ઉપનો શોક

દેસી ॥

એમ ઉભી સર્વ નાર જોવા ચાલી રે, સૌયે દીઠો રથ અકરૂર રૈ છે ભાલી રે ૧
કે છે નીરભેરામગો સાંમ રમસુ રાસે રે, તમે જોજો વેલી વાટ ચૈતર માસે રે ૪
અન્ત-સાષી ॥ બાર માસ પુરૂ થયુ મલવિછલ સંજોગ
કૃષ્ણુગોપીનો સંવાદ છે ગાતાં પડસે ભોગ ॥ ૧ ॥

દેષી ॥

સષી બાર માંસુ જે ગાય હરષ ધરીને રે, તે પાંધૂ ન આવે કોએ પુનરપ મરીને રે
જે સાંભલે સીખે ગાય ફલ બહુ ભારી રે, વીમાંન બેસીને જાએ નર ને નારી રે ૧
સંવત ૧૮ ત્રેતાલે પદબંધ કાધો રે, માહા સુદ પાંચમ રવી વાર લાયો લીધો રે
રાવુ કચ્છ દેશમાં ભુજ નગર બીરાજે રે, ભીદર મોટાં ચોફેર સમૂદ્ર ગાજે રે ૨
તીઆં નારાયણ સર તીરથ સૌમાં મોટું રે, મરજન કરતાં સંસાર ભાસે ખોટુ રે
તે ભુજ માંહી નીવાસ કીધો હરષી રે, સદશાસ્ત્ર ને સતસંગ તે સહુ પરષી રે ૩
કોહે હોએ થોટ વધાડ ભુલ અમારી રે, મે મારી બુધ અનુમાન કઇક વીચારી રે
હૈડાની પુરી હામ નથી રહી વાળી રે, હવે નીરભેરામ ગુણ ગાએ આનંદ પામી રે ૪
સંપુરણ બારમાસી.

વિષયાદિ-૧ શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધમાંથી અક્રૂર કૃષ્ણને ધનુર્મખ માટે વ્રજથી મથુરા લેઈ જવા ગયા હતા તે પ્રસંગ લેઈ ગોપીઓના બારે માસનો વિરહવિયોગ

કવિએ આલાપ્યા છે. ચૈત્રથી ક્રમ લીધો છે, અને અધિક મહીનો ફાગણું પછી ગણી તેર મહીનાની ગોપીઓની મનઃસ્થિતિ વર્ણવી છે.

૨ દરેક મહીનાની ૧ કડી સાખીની અને ૪ દેશીની મળી પાંચ પાંચ કડી છે. કુલ ૮૦ છે ૬૫ તેર માસની, પહેલી પાંચ પ્રસ્તાવનાની, બીજી પાંચ વિષયમંડનની અને છેલ્લી પાંચ ઉપસંહારની, એમ મળી કુલ ૮૦ છે.[1]

**વિશેષ**-૧ કવિ નિરભેરામ કચ્છભુજનો છે. તેના સંબંધી અન્તની ૩ જી કડી કરતાં કાંઈ વિશેષ જાણવામાં નથી તેણે સં ૧૮૪૩ ના મહા મહીનાની પાંચમે આ માસ પૂરણ કરેલા છે. તેનું બીજું કાવ્ય તિથિઓનું સં ૧૮૪૬ નું છે. તેની કવિતા સારી, મીઠી અને ઝડઝમકવાળી છે, તેમ કવિ સારો સંસ્કારી છે ગુજરાતમાં ગવાતી વિરહ બારમાસી, તિથિ, વાર આદિ સાથે આ સહુ સરખાવવા યોગ્ય છે

૨ 'નરભો નાણું ના'પે રે' જે ડાકોરના ઠાકોરવાળો 'નરભો'-નરભેરામ અને આ નરભેરામ જૂદા છે

૩ તે પછી ૫ પદ (હિં) જેરાજનાં છે. તે પછી નિરભેરામનાં પદ ૩ (ગુ), ૫ (હિં), અને ૫ (ગુ) છે તે પછી પંદર તિથિ છે.

---

## અં. ૧૧૮-ગ-પંદર તિથિ-નરભેરામ-પૃ. ૧-૩

રાગ સામેરી : પરથમ સમરૂ સારદા, સમરૂ તે ગણુપત દેવ રે
પનર તીથિ મરૂવી કહુ, હું રાત દીવસ કરૂ સેવ રે. ૧
પીઉ કહે સુણો સુંદરી અમે ચાવસુ હવે આજ રે
રાખ્યા તે નહી રેંયે હવે, વણુસે તે સરવે કાજ રે. ૨
ઉથલો ॥ પડવે તે નહીં દ્યુ ચાલવા, કીમ કરી જાસો કંથ ॥ વાલા ॥
હાથ કાંકણુ મેહલી કરી કુણુ જુએ જૈને પંથ વાલા ૩
અને હો વાલા માનો માનો અમારી વાત વાલા,
અને હો વાલા હવે પડી પટોલે ભાત વાલા,
અને હો વાલા રહી જાઓ આજુની રાત વાલા,
દુહ પીઉ કહે સુણુ સુંદરી રે સમજી તે જાઓ ભેદ રે,
પ્રીત ઘણી ત્યાં દુખ ઘણું એમ કે છે ચારે વેદ રે, ૪
અન્ત-ઉથલો ॥ પુનમે નહી દ્યુ ચાલવા રે હું તમને ઠીકાઠીક વાલા,
ચાલુ ચલાવુ પરહરો તમે કેની મન રાખો બીક વાલા, ૩૧
પીઉ કહે સુણુ સુંદરી રે રેવાવાનો આ છે ઠામ રે
પપવાડુ પુરૂ થયું એમ કહે છે **નીરભેરામ** ૩૨

**વિષયાદિ**-૧ આ તિથિઓમાં પતિને વિદેશ જતો અટકાવતાં પતિપત્ની વચ્ચેનો પંદર તિથિની દરેકે દરેક તિથિને ઉદ્દેશીને વિરહસંલાપ અને મનામણાં-રુઠામણાં સંબંધી સંવાદ વર્ણવ્યો છે.

ર. કુલ કડી ૪૨ છે.

૩ આની પછી આનંદઘનનું (હિં) ૧ પદ છે. તે પછી ૧ (હિં) કબીર અને ૧ (હિં) જેરાજદાસનું છે. તે પછી ૧ (હિં) સમાઇક, બદ્રીનાથ પચરત્ન (હિં. ૫ કડી) અને નિરમલ પદ્દ (હિં) છે. પછી પદ ૧ (ગુ) નિરભેરામનું, પછી પરમાનંદ અને સુરદાસનાં એક પદ (પૃ. ૩-૬) છે. તે પછી સંતદાસની સાખીઓ ૩૬ (હિં) (પૃ. ૬-૯) છે તે પછી છે.-

---

## અં. ૧૧૮-ઘ-શરદ પુનમનો રાસ-નિરભેરામ-
## (ર. સં. ૧૮૪૬)-(લિ. સં. ૧૮૫૯)

સામેરીઃ પ્રથમ હું સમરૂં રે ગણપતિ દેવા રે ભવોભવ ભક્તિ તમારી લેવા

× × ×

એક સમે જોયું હરિએ વીચારીઃ તેડું રે વનમાં વ્રજની નારી

× × ×

સંવત અઢાર છેંતાલો જાણો મહિનો ચૈતર સુદ પરમાણો
તીથ છે પંચમી રવી વારે મુરત એઇને પ્રથમ ઉચારે ૬૦
વાંચે સીખે તે સુખદાઇ નરભેરામ કહે ગુણ ગાઈ ૬૧

ઇતિશ્રી પંચ અધ્યાઇનો રાસ સંપુરણ, સંવત અઢારસે ઓગણસાઠ ૫૯, ના કારતક વીદ ૧૦ સમ સનીવારનો લખ્યો છે.

તે પછી સુરદાસનાં બે હિન્દી પદ છે. તે પછી તુલસીદાસ, અગ્રદાસ આદીનાં રામાનુજાચાર્યની વધાઈના હિંદી પદ છે. તે પછી ૧ (ગુ) પદ રણછોડનું અને એક નરસિંહનું છે:

દેવગાધાર-મનડાંના નિત નવલાં પરિયાણુ રે ક્ષણુ ક્ષણુ માંહે ચાતુ રે (કડી ૭)

તે પછી કેવળદાસ, રોહીદાસ, મોહન, તુળસી, અગ્રદાસ, સુરદાસ અને દેવાકરનું અક્કેકું હિંદી પદ છે. અતે નરસિંહનું પદ છે.

રાગ રામગ્રી ॥ સસનેહી રે સજની સામલીયો અંગે પાતલીયો ॥ રસ ॥
વાલો નયણે નેહ જણાવે રે સજની ૧
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો રમણરંગીલડો માણે રે ૪

---

## અં. ૧૧૯-ક-નંદબત્રીશી-(ગુ. વા.)-સામળભટ્ટ-(ર. સં )-
## (લિ. સં. ૧૮૩૬)-પૃ. ૧-૨૫

આરંભ-શ્રીગણેશાય નમઃ અથ નંદબત્રીસી લખ્યતેઃ

ચોપાઈઃ શ્રી શારદાને નામું સીસ આરાધું ઉમયાપતિ ઈશ
શ્રી ગણપતના પુજું પાય જેહથી કાંમ સકલ સિદ્ધ થાય. ૧

શ્રી ઢીંગલમય થી રણછોડ આરાધું તુને બે કર જોડ,
બટુકનાથ મોટા મહરાજ, લક્ષ વિશાઇ રાખેં લાજ ૨

× × × ×

દુહા પથમ દેશ, નંદ નગર, નંદસેન રાજન
રાજભાર અધિકાર છે વઇલોચન પરધાન ૬

અન્ત– નંદરાયની કથા કહી કરી ચતુરાઈ જોડ
સોતા વકતા સાંભલે કોઈ મદે જ્યો ષોડ ૫૨
અક્ષાં સીપેં નંદરાયનું સુણે એ મહીમાય
વિજોગ ભાગે તેહના, આસ્યા પુરણ થાઈ ૫૩

× × × ×

શ્રી ગોડ ભરામણ સાંમકી શ્રી અમદાવાદમાં વાસ
નંદકથા તેણે કરી કહે કવી સામલદાસ ૫૬
સેવક સહુ કવી તણો સીવપુજન પ્રતાપ
સામળ ભટ કવિ કહેં આઈ ઉપાસી આપ. ૫૭
માત્ર પ્રગણે મોરગી સેહજ સકલ સુભ ગામ
કણબી કરણ સમો વસે રષીદાસ જેહનું નામ ૫૮
તેયેંુ કાંને સાંભલ્યું પસાય કરી પક્ષ લાભ
તેણે તેડું મોકલ્યું તીહાંથી ચાવી આખ્યાત ૫૯
કવી તેઓં કોડે કરી ઝાઝા દીધાં માન
વસ્ત્ર આભુષણ અતી ઘણાં ભાવેં આપ્યા ધરતી ધાન ૬૦
સીગોડ માલવી સામકી વેગનપુરમાં વાસ
શ્રીનંદરાય તણી કથા કહે કવી સામલદાસ ૬૧
સામલ ભટેં સુભ કહ્યૂં નંદ તણૂ આખ્યાન
સુણેં સીખે સાભલે તેને ગંગાસ્નાન ૬૨
શ્રોતા વક્તા સહુ સાંભલો કહે કવિતા કરજોડ
સામલ ભટ મુખથી કહે બોલો જે જે શ્રીરણછોડ ૬૩

ઇતીશ્રી નંદબત્રીસી સંપૂર્ણ સંવત ૧૮૩૬ ના કારતગ શુદી ૧ લખીતં શુભં

વિષયાદિ–વાર્તાનો વિષય સુપ્રસિદ્ધ છે

વિશેષ–૧ આ વાર્તાનો પદબંધ દુહા, અને છપ્પાથી થયેલો છે કુલ કડી ૫૬૩ છે અં ૭૨–કમાં કડી ૬૯૫ છે તેનાથી વધુ નહતી પ્રતિ અં. ૬૨–ક છે આ પ્રતિ કરતાં એમાં કેટલીક કડી વધુ જણાય છે.

૨ પ્રસ્તુત પ્રતિ ભાવબોધ લિપિએ લખેલી છે, તે સં ૧૮૩૬ ની છે અને તેમાં

પ્રાચીનત્વના સંસ્કાર કેટલાક જળવાયલા છે. પ્રતિ વાર્તા રચાયા પછી ૫૦ વર્ષના અરસાની છે, અને જોડણીમાં લગભગ શુદ્ધ છે.

૩ બૃ. કા. દો. ભાગ ૧લામાં (ઇ. સ. ૧૯૧૫) આ વાર્તા પ્રકટ થયલી છે. તેમ રા. હીરાલાલ ત્રિ. પારેખની સં. ૧૮૦૨માં લખાયલી પ્રતિમાં આ વાર્તા છે. તેમાં અને આ પ્રતિમાં ઘણો પાઠભેદ છે, કેટલોક મહત્વનો છે તો કેટલોક શાબ્દિક છે. બૃ. કા. દો. માં કડી ૬૩૨ છે.

૪ પ્રસ્તુત પ્રતિમાં નથી તેવી, બૃ. કા. દો. ની તેમ રા. હીરાલાલવાળી પ્રતિમાં આ કડી છે:

નંદરાય તણી કથા સુણી જે સંસ્કૃત માંહિ
કરો પ્રાકૃત તમે પ્રીતશું ધટ ઉપાસી આંહિ (૬૩)

૫ રા. બ. કેશવલાલ હ. ધ્રુવની સં. ૧૭૯૩ ની પ્રતિમાં પણ આ વાર્તા છે; તેમાં અને આમાં કેટલોક પાઠભેદ છે. બધી પ્રતિઓના પાઠભેદો નોંધી એક સંશોધિત આવૃત્તિ પ્રકટ કરવાની અગત્ય વિશેષે છે.

૬ જૈન કવિઓએ પણ નંબત્રીશી લખી છે, તે સરખાવવા જેવી છે. સિંહકુશલે નંદબત્રીશી ચોપાઇ સં. ૧૫૬૦ માં લખેલી છે. જુઓ 'જૈન ગુર્જર કવિઓ' (રા. મોહનલાલ દલીચંદ દેસાઇનું) પાનું ૧૦૩. "બુદ્ધિપ્રકાશ"માં સને ૧૯૧૬ ના મે-જુન-જુલાઈના અંકમાં સ્વ. રણજિતરામ વાવાભાઈ મહેતાએ ડેક્કન કોલેજના હસ્તલિખિત પુસ્તક સંગ્રહમાંથી આ વાર્તા ઉતારી પ્રકટ કરી છે. તેની નોંધ વાંચવા જેવી છે. એનો કવિ હેમવિમલ સુરિ હોવાનું તેમણે જણાવેલું છે. પણ ખરી રીતે હેમવિમલના શિષ્ય દમનશીલના શિષ્ય સિંહકુશલકૃત છે, (જુઓ "જૈન ગુર્જર કવિઓ" પા. ૧૦૩-૪).

૭ કવિ નરપતિએ સ. ૧૫૪૫ માં નંદબત્રીશી લખેલી છે. (જુઓ જૈન ગુર્જર કવિઓ" પાનું ૮૮) રા. મોહનલાલ દલીચંદ દેસાઇ આ કવિને જૈન માને છે, પણ તેનો સંતોષકારક પુરાવો તેઓ આપી શક્યા નથી. તેમ એ નરપતિનું 'પંચદંડ' (જુઓ "જૈન ગુર્જર કવિઓ" પા. ૨૯૧) સં. ૧૫૪૪ માં રચાયલું છે, તેની જૈન ભાંડારથી અન્યત્ર (વડોદરા) ઉપલબ્ધ પ્રતિઓથી તે જૈન હોવાનું સમજાતું નથી. તેના રચનાસંવત સંબંધમાં રા. મોહનલાલ શંકાશીલ છે, પણ પ્રસ્તુત નામાવલિના અં. ૭૮-કના વિશેષ-૨ (પા. ૨૩૬) નો તેમજ તેમના ઉક્ત પુસ્તકના પાના ૨૯૨ થી ઉપરનો રચનસંવતનો ઉલ્લેખે સ્પષ્ટ રીતે વિક્રમ સંવત સૂચવે છે, અને તે સં ૧૫૪૪ નો સિદ્ધ થઇ શકે એમ છે.

---

## અં. ૧૧૯—ખ.—સિંહાસનબત્રીશી—શામળભટ્ટ-(ર. સં. ૧૭૭૭)

### (લિ. સં. ૧૮૩૬-૪૬)—પૃ. ૨૬-૮૨૯

### વાર્તા ૧ લી—હરણુની—પુતળી નંદા—પૃ. ૨૬-૨૯

આરંભ—શ્રીગણેશાય નમઃ અથ સીંઘાસન બત્રીસી લખતેઃ॥ પ્રથમ નંદા લખી છેઃ॥

દુહાઃ કહે નંદા સુંણુ મહિપતી રાજા ભોજ સુજાંણ
પંચ પાપ મલેં કરે સુંણતાં વીક્રમ વાંણ. ૧

ચોપઈ: ઉજેણી નગરી અતિ સાર જેહવું ઈંદ્રાસન અપાર
નવતેરી નગરિનું નામ શિલવતે સહુ બાધું ગામ. ૨
વર્ણ અઢાર વસેં સહુ વાસ વેદપાઠ પંડિત બહુ પાસ,
રાજકુલી છત્રીસેં સુર રાજામાં ઇશ્વરનું રૂપ. ૩

અન્ત– કનકલતા રાય પુત્રી જેહ, વ્યાધિને પરણાવી તેહ,
સુંપો રાજ આસન અધિકાર, એહવો પરદુખભંજનહાર. ૭૩
નામ લિજીઈ વિક્રમ તણું સીલ સુખ પામે તે ઘણું,
દાની થયો તે કલજુગને વિષેં નહી બીજો કો વિક્રમ પષે. ૭૪
નંદા કહે સુણુ ભોજ રાજન પરદુખભંજન કરે બહુ પુન્ય. ૭૫

દુહા એહવો રાજા જે થસ્યેં, જે કરસ્યેં પરકાજ,
ત બેસે સિંહાસને એક છત્રધર રાજ ૭૬
એહવું કહીને ઉતપતી ગઇ પુતળી આકાસ,
હવે સુભદ્રા બોલસેં કહેં કવિ સાંમલદાસ. ૭૭

ઇતિ સંપૂર્ણઃ ॥

**વિષયાદિ–૧.** પ્રસંગ–ઉજેણી પાસેના ગાંધર્વ મસાણમાં એક આહેડી રાત વાસો વડ ઉપર રહ્યો ત્યાં અકસ્માત્ ઇન્દ્રસભા જેવી શોભા થઇ રહી અને એક હરણ રાજપાટ બેઠું. તેણે ન્યાય ચૂકવ્યો. સવારે તે સહુ અદૃશ્ય થયુ. એટલે આશ્ચર્યચકિત થતો ભરવાડ ઘેર આવ્યો અને સ્ત્રીને સહુ દીઠુ તેવું કહ્યુ બીજે દિન ધણીધણીયાણી ત્યાં રાતવાસે ગયાં અને પહેલી રાત્રિના એવા જ પ્રકાર દીઠો. પછી તેમણે રાજા વિક્રમને એ વાત કહી. ત્રીજી રાત્રે વિક્રમ ત્યા ગયો. તેણે એ સહુ જોયું અને હરણને પાટે બેઠા પછી તીર વડે હણ્યો. સહુ ઇદ્રસભા થલી રહી અને વિક્રમ તે સ્થાને ચડી બેઠા તરત વિમાન આવ્યું અને જેવો હરણ તેમાં બેસવા જાય છે, તેવો જ તેને અટકાવી આ સહુ અદ્ભુત વ્યતિકર થવાનું કારણ પૂછ્યું. હરણ પછી સ્વર્ગે વિદાય થયુ. વિક્રમે ભરવાડને બોલાવી ધન લેઇ સતોષાવા કહ્યુ. પણ તે નમાનો થયો. એટલે પોતાની કુંવરી કનકલતા આપી તેને રાજ્યપદે સ્થાપ્યો.

૨ આ વાત નંદા પુતળીએ કરી છે. દુહા અને ચોપાઇથી પદબધ બાંધેલો છે. ૧૭ દુહા અને ૬૦ ચોપાઈ મળી કુલ ૭૭ તુક છે. સ્તુતિભાગ બિલકુલ નથી, તેમ ભોજે સિંહાસન બેસવા તૈયારી કર્યાનો ઉલ્લેખ નથી, તેમ નથી સિંહાસનપ્રાપ્તિની પ્રસ્તાવના; એકદમ પુતળી નંદા વિક્રમનાં વખાણ કરે છે ત્યાંથી આરંભ થાય છે. ૧ છેલ્લી કડીમાં માત્ર "સામળદાસ" એટલો જ કવિનો પોતાના વિષે ઉલ્લેખ છે. ૨ રખીદાસ-નો ઉલ્લેખ નથી. ૩ વીરેશ્વર તથા નવાણુનું સૂચન નથી.

**વિશેષ–૧** પ્રથમ શિલાછાપમાં બત્રીસે પુતળીઓનો વાર્તા સંગ્રહ પ્રકટ થયલો છે, તે પછી શિશાક્ષરે વિવિધ પ્રતિઓ છપાઇ છે, પણ સહુય ચરક છાપ્યું છે, કડીએ કડીઓ છૂટી પાડી નથી, તેમ તેમાં 'ધાલ ઘુસેડ' પણ ઓછી નથી થયલી અને અશુદ્ધિનો તો પાર રહ્યો નથી.

૨. ગુજરાતી સાહિત્યપરિષદ બંડોળકમીટી તરફથી રા. રા. અંબાલાલ બુ. જાનીએ પહેલી ૧૫ વાર્તાઓ બે ભાગમાં આ જ પ્રતિ ઉપરથી સંશોધી, બીજી જૂની પ્રતિઓના પાઠ આદિથી શુદ્ધ કરી પ્રકટ કરેલી છે. તેમાં પાને ૨૯-૪૦ આ વાર્તા પ્રકટ થયલી છે.

૩ અન્ય પ્રતિઓનો ઉલ્લેખ "સં. ૧૮૩૬ માગસર સુદ ૨ રવિ" ને રોજ પૂરી લખાઇ રહેલી, રા. હીરાલાલ ત્રિ. પારેખની પાનીયાં પ્રતિ છે. એમાં સિંહાસનની વિક્રમને પ્રાપ્તિ વગેરે, ભોજમુંજનો ઉલ્લેખ આદિ છે. તેમ એ બધાં કથાનક પ્રશ્નલિતં પણ છે. બે છપ્પા અને બાકી દોહરા ચોપાઇ છે; માત્ર અંતમાં જ રખીદાસ માટે ૧૦ તુકો છે. આ વધારા માટે જુઓ 'અ. બુ.'વાળી 'સિંહાસનબત્રીશી'નું પરિશિષ્ટ નં. ૧, પૃ. ૪૧-૫૩.

૪ રા. બ. કેશવલાલ હ. ધ્રુવવાળી સં. ૧૭૯૬ માં લખાયલી લેખાતી પ્રતિ, તેમ રા. હી. ત્રિ. પારેખવાળીમાં 'સિંહાસનપ્રાપ્તિ'નો ભાગ હોવાથી તેની ૧૯૪ તુકો રા. અં. બુ. જાનીએ સંશોધી ઉપર્યુક્ત આવૃત્તિમાં પ્રથમ છાપી છે. છાપેલી પ્રતિઓમાં રખીદાસ આરંભમાં જ આવે છે, સ્તુતિભાગ આદિ બીજું કેટલુંક ઘણું વધારે છે. પ્રકાશકોએ હાળમાં પાણી બહુ જ નાંખ્યું છે.

૫ પ્રતિ ચોપડા ઘાટની લાંબાં પાનીઆંની છે. શુદ્ધ બાળબોધ અક્ષરે એક જ લહીઆને હાથે લખાયલી છે. જો કે સામાન્ય રીતે અક્ષરનો મરોડ અને ઘાટ એકસરખાં આખી પ્રતિમાં ચાલ્યાં આવ્યાં છે, પણ વચ્ચે વચ્ચે કઇક ભાગ ઝીણા અક્ષરે પણ લખાણો છે. પાને ૨૨-૨૩ લીટીની હારા આવે છે, કહિમદિ ૨૯-૨૭ ની પણ ખરી, પણ તે બહુ નહીં. પાનું ૬ ઇંચ પહોળું અને ૯॥ ઇંચ લાંબુ છે; તેમાં બે બાજુ હાંસિયો પાડીને લખેલું હોઇને ૫ ઇંચ પહોળા અને ૮॥ ઇંચ લાંબા ભાગમાં લખાણ લખાયલું છે. કુલ પૃષ્ઠ ૧-૮૨૯ છે; વચમાં ૧૪ મી વાર્તા જૈન ધર્મીઓનાં મન દુભવે એવી હોઇને તે નહીં લખતાં લહીઆએ પાનાં ૨૧૧-૨૩૯ કોરાં રાખ્યાં છે ૨૫ પાનાં નંદબત્રીશીએ, અને બાકીનાં બત્રીશ પુતળીએ રોકયાં છે. નંદબત્રીશીના પૃષ્ઠના અંક પાછળથી લખાયલા છે. જૂની પદ્ધતિ બે પાસના પાનાને એક જ અંક આપવાની છે, ત્યારે અહીં બે પૃષ્ઠના બે અંક નોંધ્યા છે. ૫૮ પૃષ્ઠ છેવટે કોરાં છે.

૬ લહીઓ જૈન છે, છતાં એકંદરે નાગરી લઢણ તરવરે છે અને જૈન લઢણ ખાસ દીસી આવતી નથી.

૭. વાર્તા ૧ લીના અંતમાં લિ. સં.નો ઉલ્લેખ આમ છેઃ-

"સંવત ૧૮૩૬ ના કારતક શુદી ૧ લપીતં શુભં."

૭ મી વાર્તાને અતે (પાને ૧૨૧) આ ઉલ્લેખ છે;

"સંવત ૧૮૩૬ ના માગશીર વદ ૧૧ વાર રવૌ લપીતં. કપડવણજ મધ્યે લપીતંમ પનાસ મીઠાના ચેલા જીવણ લપીતં"

૧૦ મી વાર્તાને અંતે (પા. ૧૬૨ મે):-"શ્રીકપડવણજ મધ્યે લપીતંમ જીવણજી."

૧૨ મી વાર્તાને અંતે (પા. ૨૦૩ મે); "સં. ૧૮૩૬ ના વર્ષે ચૈત્રશુદિ ૫ પંચમી રવીવાશરે લપીતં કપડવણીજ નગરે લપીતં."

૧૫ મી વાર્તાને અંતે (પા. ૨૫૫ મે); "સં. ૧૮૩૬ ના વર્ષે ફાગણ વદી ૧૧ વાર શુક્રે લપીતં પં. શ્રી ૧૦૮ શ્રીમીઠાજી શીષ્ય જીવણજી લપીતં."

૧૬ મી વાર્તાને અંતે (પા. ૨૮૩ મે): "સં. ૧૮૩૬ ના ફાગણ સુદી ૧૧ વાર ગુરૂ."

૨૦ મી વાર્તાને અંતે (પા. ૪૦૩ મે): "સં. ૧૮૪૫ ના ફાગણ સુદિ ૫ રવૌ."

૨૩ મી વાર્તાને અંતે (પા. ૪૮૩ મે) "સં. ૧૮૩૭ ના વર્ષે જેઠ વદિ ૧૩ દિને"

૨૯ મી વાર્તાને અંતે (પા ૬૪૭ મે) "સં. ૧૮૪૫ આષાઢી ૪૬ ના વર્ષે ભાદ્રવા વદી ૧૦ વાર ચંદ્રે"

૩૨ મી વાર્તાને અંતે (પા. ૮૨૯ મે) "સં. ૧૮૪૬ ના આષાઢ સુદિ ૨ વાર બુધે લખીતં આષાઢાદિ"

૮. આથી જણાય છે તેમ પ્રતિ આખી લખતા લહીઆએ ૧૦ વર્ષ, અને ૮ મહીના અને બે દિવસ લીધા છે, કદાચ સં ૧૯૩૮–૪૪ ના વર્ષનો ગાળો પડેલો હશે (જુઓ ૨૩ મી અને ૨૦ મી વાર્તાના લિ. સ વચ્ચેનો અંતરાલ)

૯ ટુંકાક્ષરીનો ખુલાસો. આ ગ્રં ૨૧૯ ખ. આ નોંધેથી ૩૨ વાર્તાઓમાં કેટલેક સ્થળે ટુંકાક્ષરી વાપરી છે, તેનો ખુલાસો.–કે (દી બ કેશવલાલ હ ધ્રુવની પ્રતિ સં ૧૭૯૬ની), આ (રા. હીરાલાલ ત્રિ પારેખની સ ૧૮૩૪ થી ૧૮૩૮ ની), હી. (રા હીરાલાલ ત્રિ પારેખની સ ૧૮૦૧ અને તે પછીની), સા (છાપેલી, સાહિત્ય પરિષદ બેંડાળ કમીટી તરફથી સશોધીને પ્રકટ કરાયલી રા. અંબાલાલ બુ જાનીવાળી પ્રતિ)

---

## વાર્તા ૨ જી–વિધાતાની–પુતળી સુભદ્રા–પૃ. ૨૯–૪૧

આરંભ–અથ સિંહાસનબત્રીસી મધ્યે પુતળી સુભદ્રાની બ્રાંમણનો દીકરો જીવાડયો તેહની વાર્તા લખ્યતે

દૂહો: ભોજ રાય આનંદિયો વળિ સુમુહુરત લિધ
નગર ભોજ કરાવિયું રચના બહુ વિધ કિધ. ૧
ચંદન ભોમિ છંટાવિયા અતિસેં મેહેલ આવાસ
કુંકુમછડા દેવરાવિયા વેર્યાં પુષ્પ ચોપાસ. ૨

અન્ત–કહે સુભદ્રા સાભલ ભોજ નહિ વિક્રમ કેરાં સોજ
એહવો કો થસ્યેં પરમાર તે બેસસેં એણે ઠાર. (૩૦)૮

દૂહા: કહેં સુભદ્રા સાભલો મન ધરિ વિશ્વાસ,
વિક્રમમહિમા સાભલે તેહની પોહચેં આસ. ૯
સીંહાસન જે બેસીઈ જો હોઈ નિશ્ચલ મન
હવે ધનદા બોલસ્યેં તે જોજે રાજન ૧૦
ગાય સીખે ને સાંભલે જે કરસ્યેં નર હાસ્ય
દૃતીય કથા પુરણ થઈ કહે કવિ સામળદાસ ૧૧
ઇતિ સપૂર્ણ

વિષય–૧ પ્રસગ આમ વર્ણવેલો છે એકદા શિકારે ગયેલો વિક્રમ 'મહિસમુલિ' નગરીમાં આવી ચઢયો અને એક બ્રાહ્મણને ઘેર રાતવાસો રહ્યો ત્યાં મધ્ય રાત્રે એ બ્રાહ્મણની વહુએ પુત્ર જણ્યાથી છઠ્ઠી દેવી વિધાતા આંક લખવા આવી. વિક્રમે તેની

પાસેથી જાણી લીધું કે એ બાળક પરણતી વેળા વાઘથી મરશે જ મરશે. છતાં વિક્રમે તેને ગમે તે ભોગે એમાંથી ઉગારવાનો સંકલ્પ કીધો. તત્કાળ તો વિક્રમે આ વાત મનમાં રાખી, અને ત્યાંથી વિદાય લેતાં બ્રાહ્મણને તેના પુત્રના લગ્નપ્રસંગે ઉજ્જેણ નિમંત્રણ મોકલવા વિનતિ કરી. પછી લગ્નપ્રસંગ આવતાં ત્યાં વિક્રમ રાજઠાઠ સાથે આવ્યો. અને ચોકી મૂકી એવો પાકો બંદોબસ્ત કીધો કે જેથી અરણ્યનો વાઘ ચૉરીમાં આવી જ ન શકે અને બ્રાહ્મણપુત્રને મારી ન જ શકે. પણ દૈવગતિ બળવતી હોવાથી ચોરીમાં ટાંગેલા ચિત્રમાંનો વાઘ તે સમયે સજીવન થયો અને બ્રાહ્મણનો પુત્ર મુઓ; વિક્રમે તેનું શબ રક્ષણ સાથે ઝાડે બંધાવ્યું અને પાછા આવવાને વર્ષનો વાયદો કરી, પોતે તેને માટે અમૃત લેવા નીકળી પડ્યો. માર્ગે જતાં વનમાં એક સાપે તેના પેટમાં રહેવાની માગણી કરી; વિક્રમે હા પાડી, અને તે પેસતાં પોતે ઉદરરોગિયો થયો. એક આપકમાઇમાં માનનારી રાજકુંવરીને તેના પિતાએ આ કાપડી-વિક્રમ સાથે પરણાવી. તેણે પેટમાંના સાપને મારી વિક્રમને ઉગાર્યો, પણ પરદુઃખભંજન વિક્રમે આશ્રિત સાપને માર્યો બદલ તેનો સામો તિરસ્કાર કર્યો અને એ મુએલા ભોરિંગનાં અસ્થિ બાંધી પ્રવાસે વિચર્યો. ત્યાં અચાનક પેલા સાપના દર પાસે જઈ પહોંચ્યો અને પુત્રવિરહથી કલ્પાંત કરતી તેની મા પાસે તે બદલ ઘટતી શિક્ષા માગી. પણ તેણે અમૃત આપ્યાથી વિક્રમે સાપ અને સાથે પેલા બ્રાહ્મણપુત્રને જીવાડ્યો.

૨. દુહા, ચોપાઈ અને છપ્પાથી પદબંધ બાંધેલો છે. કુલ કડી ૩૧૩ છે. નોંધેલી ૩૦૨ (?) કડી છે. ૧ છપ્પય બાર લીટીનો, ૯૨ દુહા, ૨૪૦ ચોપાઈ છે.

૩. સ્તુતિભાગ અને રખીદાસનો ઉલ્લેખ નથી. ભોજે સિંહાસન હતું અને તે ભોજે શણગાર્યું, અને તે ઉપર તે બેસવા તત્પર થયો અને પુતલી સુભદ્રા બોલી, એવો પ્રસ્તાવ છે.

**વિશેષ**–૧ સા. પ્રતિ ભાગ ૧ લામાં આ જ પ્રતિને આધારે આ વાર્તા છપાઈ છે, જુઓ પાનાં ૫૪ થી ૧૦૨ અને તેનું પરિશિષ્ટ પાનાં ૧૦૨–૧૧૮.

૨. કે. પ્રતિમાં કેટલાક વધારા છે, પણ મહત્વની બાબતમાં કાંઈ ફેર નથી.

૩. પા. પ્રતિમાં (લિપિસંવત નથી) આ વાર્તાનો ઉઠાવ જ ઓર છે. ૧૨૫ કડીમાં સ્તુતિભાગ, ભોજપ્રશંસા, રખીદાસનો ઉલ્લેખ, સિંહાસનારૂઢ થવાની તત્પરતા, વિક્રમની યોગ્યતા આદિનો વધારો છે. તે માટે જુઓ (સા. પ્રતિની પાદનોંધો તથા પરિશિષ્ટ અ. ૨ (પા. ૧૦૨–૧૧૮)

૪. છાપેલી (સં. ૧૯૪૯ ની શા. ગોકળદાસ નગીનદાસની) પ્રતિમાં આરંભ તેમ ઉપસંહારમાં રખીદાસનું નામ નથી. અને 'બત્રીશી' સંસ્કૃતમાંથી, ભોજપ્રબંધાદિમાંથી પોતે પોતાની ઉર્મિથી બાંધ્યાનું, પરમાર્થના હેતુથી રચ્યાનું જણાવેલું છે. એટલે તેમાં રખીદાસનાં નવાણુ કે વીરેશ્વર મહાદેવનો ઉલ્લેખ તો ક્યાંથી જ હોય?

---

## વાર્તા ૩ જી–કમળાની–પુતળી ધનદા–પૃ. ૪૧–૪૭

**આરંભ**–અથ સીહાસન બત્રીસી મધ્યે કથા કમલની લખી છે.

દુહાઃ ભોજ રાય મન વિમાસીયું ભોજન કરાવ્યું ગામ
ગુર પુરણ યોગે કરી બેસણ ઘાલેં હામ. ૧

સુભ યોગ સાધી કરી, મેલ્યાં રાંણા રાય,
વાજે વિવધ વજડાવીયાં ઉછ્વ મંગલ થાય. ૨

દુહાઃ સિંહાસન ઉપર ઠરયો ચલાવેં ધરસુત્ર,
પ્રજા પાલે પ્રેમસ્યું જિમ પોતાનો પુત્ર. (૧)૬૫
કોડ ક(કો)રજ્ય એહવાં કર્યાં તે જીભે ન કહાય,
નથી થયો અવની વીષેં વલી કો કાલે થાય. ૬૬
કહી વાત શ્રીભોજને ધનંદા જેહનું નામ,
એહવું પ્રાક્રમ જો કરો તો બેસ્યો આં ઠાંમ. ૬૭
એહવું કહીને ઉતંપંતી અંતરીક્ષ આંકાસ,
તૃતિય કથા પુરણ થઈ કહે કવિ સાંમળદાસ. (૧) ૬૮
ઇતિ તૃતિય કથા સંપૂર્ણઃ

**વિષયાદિ**–પ્રસંગ આમ છેઃ (કડી ૭ માંથી) એકદા મૃગયા રમતો રાજા વનમાં આવી ચઢચો, ત્યાં એણે એક કુવાની તેડે તારકપુરના રાજાનો પુત્ર ઝુરતો દીઠો. તેણે પૂછયાથી એ રાજાએ કહ્યું કે આ કુવામાંથી કમલ દર આઠમે નીકળે છે, પણ લેવા જતાં ગર્ક થઇ જાય છે, માટે તે આણી આપો. વિક્રમે બીજી આઠમે કમળ મેળવવા કુવામાં ઝપલાવ્યું; ત્યાં પાતાળની વાડીમા એક રાજકુંવરીને દીઠી તેની પાસેથી કમળ મેળવ્યું અને એ યુવતી પણ મેળવી બહાર આવી રાજપુત્રને પેલું કમળ આપ્યું અને એ યુવતી પણ તેને પરણાવી

૨ દુહા–ચોપાઇથી પદ્યબંધ બાંધેલો છે. કુલ ૧૬૯ કડી છે; ૬૯ દુહા અને ૧૦૦ ચોપાઈ છે.

૩ પ્રસ્તુત પ્રતિમાં સ્તુતિભાગ અને ઉપસંહારમાં ગ્રંથમહિમા, કવિઓળખ, રખીયલ, તેનાં પરમાર્થ કામ, નવાણ, વીરેશ્વર આદિના ઉલ્લેખો નથી

**વિશેષ**–૧. આ વાર્તા છપાઈ છેઃ જુઓ સા પ્રતિનાં ભાગ ૧ લામાં પાનાં ૧૨૮–૧૫૬

૨. કે પ્રતિમાં આ વાર્તા ૧૭ મી છે. તેનો ૧૬૯ મી કડી પછીનો વધારો નોંધવા યોગ્ય છે. એમાં કવિએ રખીદાસના પુત્ર વેણીદાસની પ્રશંસા આમ કરી છેઃ

કવિ તેડો કોડે કરી વેણીદાસ વડ હથ,
ધન માન ડહાપણ શુભ વાતે સમરથ.

આથી જણાય છે કે પાછળથી આ વાર્તા સુધારાયલી છે. કે. પ્રતિમાંના વધારા માટે જુઓઃ સા. પ્રતિ ભાગ ૧ લો, પરિશિષ્ટ પા. ૧૪૨–૧૫૬. કે. માં આ વાર્તાનું પૂર ભારોભાર વધેલું છે.

૩. પા પ્રતિમાં આ વાર્તા નથી.

૪. છાપેલી પ્રતિમાં સ્તુતિભાગ કડી ૫, સિંહાસનાદિ સંબંધી કડી ૧૦–૧૨ છે. ઉપસંહારમાં રખીયલ, વીરેશ્વર, આદિનું સૂચન છે; નવાણની વાત નથી.

## વાર્તા ૪ થી–સિંહલ દેશની પદ્મિની–પુતળી માનવતી–
## પૃ. ૪૮–૬૭

આરંભ–॥ ૬૦ ॥ શ્રી ગણેશાય નમઃ ॥ કથા પદ્મનિની સીંગલ દેશની પુતલી માનવતીની લખી છે.

ચોપાઇ–શ્રી ગુરુ સેવું સરસતિ સદા જે કઇ ન વ્યાપે કો કાલે કદા
હંસવાહની મોટિ માત જેહની વાંણિ વેદ વિખ્યાત. ૧
શ્રી ગણપત્ત દુંદાલો દેવ સીધ્ય સનકાદિ કરે જે સેવ
... ... ... ... ... ... ... ... ૬

દુહા–માત તાત ગુરુ ઇષ્ટને ચરણે નામું શીશ
વરણવું વિક્રમરાયને ક્રિપા કરો જુગદીશ. ૭

અન્ત–ભોજ એ ભારથ સાંભલિ વિક્રમ તણો વિલાસ
પુરાણ લખ્યાં તિહાં પંડિતે કવીશ્રી કાલીદાસ (૫)૪૬
શ્રી ગોડ માલવી વીપ્ર સુભ વીરેશ્વરનો તન
સેવક શીવશકતી તણો નિર્મલ રૂડું મન. ૫૪૭
રાગ ન જાણું રાગણી ભગણ તગણના ભેદ
લઘુ દીરઘ લહું નહીં વાણી વ્યાકરણ વેદ ૫૪૮
× × × ×
એમ કહીને પુતલી આપેં ગઈ આકાશ
ચોથી કથા પુરણ થઈ કહે કવી સાંમલદાસ ૫૫૧
એ માનવતી પુતલી કહી કથા સુવિશાલ
આગળ હંશા બોલશેં જે છે વાત રસાલ ૫૫૨
ઇતિ સીઘલ દેસની વાર્તા સંપૂર્ણઃ ॥

**વિષયાદિ**–૧ પ્રસંગ આમ છેઃ–(૫૧ મી કડીથી) એકદા નિદ્રામાંથી વિક્રમ ઝબકીને જાગ્યો અને અધારપછેડો ઓઢી નગરચર્યા કરવા ઉપડ્યો ફરતાં ફરતાં ગાંધર્વ મસાણમાં તેણે એક ચિતા બળતી દીઠી અને માળવ દેશના બ્રાહ્મણને તેમાં પડતો અટકાવી, તેના દુઃખની વાર્તા સાંભળી. એ બ્રાહ્મણે કહ્યું. સ્વપ્નમાં સિંહલની પદ્મિનીને તેને વરવાની માગણી કરતી જોઇ, પણ પાસે જવા જતાં તે અદૃશ્ય થઇ, અને તે પરણવા માટે ન મળી શકતાં ચિતામાં તે ઝંપલાવતો હતો વિક્રમ, એને તે આણી આપવાનું વચન આપી સિંહલ દેશ જવા નીકળ્યો. તે અગાઉ માતા હરસિદ્ધના પ્રતાપથી ત્યાંના વિકટ માર્ગનો ખ્યાલ તેણે લીધો હતો ત્યાં અત્યંત વસમી અને અદ્ભુત પાંચ ચોકીઓ હતીઃ ૧ દૈત્યની, ૨ અગ્નિની, ૩ સિંચાણાની, ૪ પથ્થરમય બનાવનાર પવનની અને ૫ હાથીની.–વિક્રમે આ પાંચે ચોકીઓ વૈતાળ અને શક્તિ દેવીની સહાયતાથી નિર્વિઘ્ને વટાવી, અને સિંહલ નગરમાં પ્રવેશ કર્યો. ત્યાં વાડીમાં માનનિઓ રમતી હતી. એક બાલિકાએ પુરૂષને આવવાની મના સંભળાવી, વિક્રમને પાછો કાઢવા માંડ્યો. પણ પાંચે ચોકીઓ વટાવ્યાનો ભેદ

સાંભળી સિંહલ દેશ આવવાનું કારણ વિક્રમને વિચાર્યું; તેણે સ્વપ્નમાં બ્રાહ્મણે એક સુંદરીને પરણવાનું નોતરું દેતાં જોઈ અને તે અદૃશ્ય થઈ, તેથી તેને મરતો અટકાવી લેવાને સિંહલ મારે આવવું પડ્યું છે એમ કહ્યું. એ તો બારે સખીઓનો જુમલો હતો અને તેમને એક જ વરને વરવાનો ઓરતો હતો ' વિક્રમ તેમને ખાંડા સાથે પરણાવી ઉજ્જણી આવવા નીકળ્યો અને પાછાં ફરતાં અનુકૂલ થયલી પેલી પાંચે યોગીઓના રક્ષકો પાસેથી વિવિધ પ્રસાદીઓ અને સમૃદ્ધિઓ લઇ રાજનગર ઉજ્જેણ આવ્યો અને લોભી બ્રાહ્મણને તે સઘળુંએ આપીને સંતોષ્યો.

૨ વાર્તાનો પદબંધ દુહા અને ચોપાઇથી બાંધેલો છે. કુલ કડી ૫૫૪ છે: ૧૭૧ દુહા અને ૩૮૩ ચોપાઈ છે છપ્પો એકે નથી

૨. સ્તુતિમાત્ર કડી ૭ છે, રખીયલનો ઉલ્લેખ નથી, ભોજપ્રશંસા છે. સિંહાસન અને પુતળીનું માત્ર સુંદર વર્ણન કડી ૫ માં છે. પણ તેની પ્રાપ્તિ જણાવી નથી. માત્ર આટલું જ સૂચન છે:

વાસવે સુંપ્યું વીરને વિક્રમ નર નરેશ
કોયેક સંભવે તે ગયું પૃથિવી માંહિ પ્રવેશ. ૧૫

ઉપસંહારમાં કવિની ઓળખ અને ગ્રંથના મૂળ વિષે ચાર કડીઓ છે, રખીયલ કે માતરનો ઉલ્લેખ જ નથી.

વિશેષ–૧ આ વાર્તા છપાઈ છે, જુઓ સા પ્રતિ ભાગ ૧, પાનાં ૧૫૬ થી ૨૨૪.

૨ પા પ્રતિ ઉપલી પ્રતિને લગભગ મળતી છે. માત્ર ઉપસહારમાં ૪ને બદલે ૧૮ કડી છે, તેમાં રખીદાસ અને તેના વંશજોનાં ગુણગાન વર્ણવ્યાં છે. પોતાના ગ્રંથોના ઉલ્લેખો પણ કર્યા છે. જુઓ છાપેલી સા. પ્રતિનું પાનું ૨૨૪ મું.

૩ પા. પ્રતિ ૧૮૩૪ના માગશર વદ ૭ વાર શનિની છે, તે ત્રવાડી , પીતાંબરે નવતાડ ગામમાં લખેલી છે. તેણે આ વાર્તાને 'ષષ્ટમો' અધ્યાય કહી છે.

૪. જૂની છાપેલી પ્રતિમાં રખીઅલ ઉલ્લેખની ૧ કડી છે, પણ તેમાં તેના વંશજો સંબંધી સૂચન નથી.

૫. કે. પ્રતિમાં આ વાર્તા ૧૪મી છે અને પૂરણા પુતળી બોલે છે.

---

## વાર્તા ૫ મી–પંચ દંડની–પુતળી હંસા–પૃ. ૬૭–૮૯

આરંભ–શ્રી ગણેશાય નમઃ ॥ અથ સિંહાસનબત્રીસિ મધ્યે કથા પંચ દંડની પુતળી હંસાની લખી છે.

દુહાઃ નમું માતા સરસતિ તુને પુજું દેઉ પાય
કરણુ દ્રષ્ટ જુઓ તમ્યો બુધી પ્રફુલિત થાય. ૧
ભોજ રાજા મન હરખીઉ મુહુરત રૂડું લીધ
સિંહાસનને પુજિઉં સોભા બહુ વિધ કીધ. ૨
× × × ×
ભોજરાજ તવ બોલીયો પુતલી પ્રતેં તે વાત,
કહો વર્ણવ વિક્રમ તણાં સુણું જોડિ બે હાથ, ૫

અન્ત- એહ કથા જે સાંભલે કરે વિવધ પેરે દાન,
આ લોકે જસ પામસ્યે પર લોકે સનમાન. (૫)૨૬

× × × ×

સહુથી મોરો ધર્મ છે કરો વિચ્યારી આપ,
વિક્રમે જસ દિગવીજે કર્યો તે પુણ્ય તણો પ્રતાપ, ૫૨૮

× × × ×

રામકથા નવું ચરિત્ર સુણે નરનારિ જન,
એક એક અક્ષર સાંભલે દેવાનું દરસન. ૫૩૧
એહ પ્રાક્રમ જે કરે તે બેસે આસંન,
કહિ કથી જે પુતળી સુણીઇં ભોજ રાજંન. ૫૩૨
એહવું કહીને પુતલી, હંસા ગઇ આકાસ,
અષ્ટ કથા પુરણ થઇ કેહે કવિ સામલદાસ. ૫૩૩

ઇતિ શ્રી સીંહાસનબત્રીસી કથામાં પંચ ડંડ સંપુરણઃ શુભ ભવતુ.

૧ શ્રી અભેદ ડંડ દેવદમનીને ઘેર છે. ૨ ઉડણ ડંડ ઉમયાદે નારી. ૧ અજીત ડંડ ૨ રાક્ષસને પાસે ૪ અજય ડંડ ૩ રતનમંજરી પાસે ૩ વીષધર ડંડ ૪ બ્રાહ્મણપુત્રી પાસે. પ્રતાપ ડંડ કોચી કંદોયણ પાસે ૫.

વિષયાદિ-૧ પ્રસંગ આમ વર્ણવેલો છે (કડી ૧૬ મીથી) એકદા રાજા વિક્રમ રાજઠાઠમાઠથી નગરમાં સ્વારીએ ફરવા નિકળ્યો, દરમ્યાન દેવદમની ધાંચણે માળીઆ ઉપર વાસીદું વાળવાને પોતાની દાસીને વઢીને મોકલી અને તેથી વાદળપૂર ધૂળ ઉડવા સ્વારીના જોદ્ધાઓ ધૂળ ઉરાડનારને પકડવા તેના માળીએ ચઢી ગયા અને દાસીને મારી. આથી દેવદમનીએ ચીડાઈ સ્વારીના આગલા ભાગમાં અભેદ દંડની આડ કરતાં અભેદ્ય દિવાલ ઉભી થઈ ગઈ. અને સ્વારી ત્યાં જ અટકી અને એ દિવાલ તોડાના અથાગ પ્રયત્ન થતાં છતાં તે ન તુટી તે ન જ તુટી, અને વિક્રમ હતતેજ થયો. પછી દેવદમની સાથે વિચારતાં તેણે પચદંડ પ્રાપ્ત કરવા રાજાને પ્રેર્યો અને વિક્રમ તેની છોકરી સાથે રાજા પાસે ચોપટ ખેલવા બેઠો. હરસિદ્ધિની કૃપાથી એ છોકરીને સ્વર્ગમાં નૃત્ય કરતી પકડી અને તેનાં આભૂષણ ખુબીથી મેળવ્યાં અને તે પછી તેને હરાવી પછી દેવદમનીની પ્રેરણાથી વિક્રમે સોપારાની બ્રાહ્મણી ઉમયાદેને જિતી ૧ 'ઉડણડંડ', દૈત્યને હરાવી ૨ અજિતડંડ, ત્રંબાવટિની રાજકુંવરી પાસેથી ૩ અભયડંડ, વીરભટની પુત્રી કનેથી ૪ વિષધરડંડ, અને કોચીકંદોયણ કનેથી ૫ પરતાપ કે જ્ઞાનડંડ એમ પાંચે ડંડ મેળવ્યા અને સિંહાસનને જડાવ્યા આમ સાત પ્રસંગોની આઠ વાર્તાઓ કહેલી છે.

૩. સ્તુતિભાગ કડી માત્ર ૧ છે, સિંહાસન બેસવાની તૈયારીની કડી ૭ (૨-૮) કે રખીહાસનો ઉલ્લેખ નથી. અને કવિની ઓળખની કડી માત્ર ૧ જ છે.

૪. કુલ કડી ૫૩૩ છે; દૂહા ૨૭૮ અને ચોપાઇ ૨૮૫ છે; એક છપાયા નથી.

**વિશેષ–૧.** આ વાર્તા છપાઈ છે. જુઓ સા. પ્રતિ ભાગ ૧ લો, પાનાં ૨૨૫ થી ૩૦૨.

૨ અહીં નોંધવાજોગ બાબત એ છે કે અંતે 'અષ્ટકથા પૂરણ થઇ' એવો ઉલ્લેખ પ્રસ્તુત પ્રતિમાં છે, ત્યારે તે ક્રમમાં પાંચમી આવે છે. આથી વાર્તાઓનો ક્રમ પાછળથી ખચિત થયાનો સંભવ દીસે છે.

૩ બૃ કા. ભા. ૧ લામાં આ વાર્તા છપાઇ છે તેમાં અને આમાં મહત્વવાળો ફેર નથી.

૪. પા. સં. ૧૮૪૪ની પાનીયાં પ્રતિમાં સ્તુતિભાગની ૮ કડી છે અને ઉપસંહારમાં સિંહાસનનું વર્ણન અને રખીદાસ અને તેના પૂર્વજો વિરે ઉલ્લેખ છે. કે. પ્રતિમાં આ વાર્તા ૧૨મી હોવાનું જણાવેલું છે.

૫. નરપતિ કવિએ સ. ૧૫૪૧ પચદંડની વાર્તા લખી છે; જુઓ અં.-૮૮ ક (પા. સં) તેમ રા. મોહનલાલ દલીચંદ દેશાઈવાળા ગ્રંથ "જૈન ગુર્જર કવિઓ" જુઓ (પાનું ૨૯૨.)

---

## વાર્તા ૬ ઠ્ઠી–અબોલા રાણીની–પુતળી ચિત્રાંગદા–પૃ. ૯૦–૧૦૮

**આરંભ–**શ્રી ગણેશાય નમઃ, અબોલા રાણીની વાર્તાઃ પુતલી ચીત્રાંગનાની કથા લખ્યતેઃ ॥

દૂહાઃ શ્રી શારદાને નમું ગુણપતિ પુંજું પાય,
સૈંહાસનબત્રીસમાં વર્ણવું વિક્રમરાય. ૧
ચુકવ્યો નાય ગોવાલીઇ જે થયું ભોજને જાણ
તે હેઠલથી કાઢિયું સૈંહાસન પરમાણ. ૨

**અન્ત–**એહવું કહીને ઉતપતી આપે ગઇ આકાશ,
છઠ્ઠી કથા પુરણ થઇ કહે કવી સાંમળદાસ ૪૪૭
પહેલે પડદે પુતલી રમી ચતુર નર ચ્યાર
બ્રાંમણ, સોની, સાળવી, ચોથો તે સુતાર. ૪૪૮

**વિષયાદિ–૧** પ્રસંગ આમ વર્ણવેલો છે-(કડી ૧૯ મીથી) ઉજ્જયિનીના મધ્ય બજારમાં તંબોલીનું એક હાટ હતું ત્યાંથી રાત્રિને સમયે એક દાસી રોજ રોજ મહોર આપી પાન લેવા આવતી. તેને જોઇ તંબોલીને એની શેઠાણીને ઓળખવાનું મન થયું અને પોતાનો ગોર તેની પુંઠ પુંઠ મોકલ્યો. જંગલ, પર્વત વટાવતાં પેલો વિપ્ર દાસીની પાછળ ચાલતો ચાલતો એક ગુફા સમીપ આવ્યો અને દાસીની પહેલાં તેમાં પેઠો. ત્યાં તેણે ગાનતાન ગાતી, એક કુવામાંથી સોનાની ઘડયવાળા રહેંટથી પાણી કાઢતી અને અબોલાની આણ બોલતી સુંદરીઓને જોઈ. વિપ્રે તેમને અબોલા દેખાડવાનો અત્યાગ્રહ કર્યો. તેમણે કહ્યું કે અબોલા પુરૂષનું મુખ જોતી નથી તેની એવી પ્રતિજ્ઞા છે કે એક રાતમાં ચાર પડદાની અંદર તે બેઠી હોય ત્યારે તેનું મૌન તોડાવી ચારે પડદા એક એક પછી એક તે પુરૂષનું મુખ જોતું અને તેની મૂલખરીદી દાસી થવું, પણ જે પુરૂષ તેને જોવાની આતુરતાથી ત્યાં આવી ચડે અને એક જ રાતમાં તેનું મૌન તોડાવી ન શકે તેને પ્રાતઃકાળે કારાગૃહે નાંખવો. પેલા વિપ્રે તો આ મત જાણ્યા છતાં અબોલાને જોવાની

ષ્દ્રોસ કરી અને આત્મહત્યા કરવા તત્પર થયો ત્યારે તે બ્રાહ્મણ રોઇને તેને જતો કરવાની મનીષાથી તેને એક કુંડમાં ન્હાવા મોકલ્યો અને જેવો તે એમાં પડ્યો ચમત્કારથી આપણીએજ પેલા તંબોલીના હાટ આગળ આવી પડ્યો. જાગી ઉઠતાં જોયેલો દેખાવ યાદ કરી રડવા લાગ્યો, ત્યાં નગરચર્યા જોવા નીકળેલો વિક્રમ આવી ચઢ્યો અને તેનું વીતક સાંભળી તેની આતુરતા તૃપ્ત કરવા વચન આપ્યું, અને પછી એક શર્તે તંબોલીની હાટે આવેલી પેલી દાસીની પાછળ પાછળ વિક્રમ અબોલાની ગુફાએ ગયો અને ચાર (પેટા) વાર્તાઓ કહી અબોલાનું અબોલપણું તોડાવ્યું. પછી તેના મુખેથી તેના જન્મની પૂર્વકથા સાંભળી અને બ્રાહ્મણ સાથે તેને પરણાવી વીસ ગામ સુંપ્યાં.

૨ કુલ ૪૫૪ કડી છે. તેમાં ૧૪૩ દૂહા, ૩૦૭ ચોપાઈ અને ૪ (બારબાર લીટીના) છપ્પાય છે.

૩ સ્તુતિભાગ કડી ૧ છે, રખીદાસનો ઉલ્લેખ નથી; અંત્યમહીમા છે, કવિ ઓળખનું માત્ર એકજ પાદ (૪૪૯) છે.

૪ અંતે ચાર પડદા પેટા વાર્તા તેનો સંક્ષેપ ૪૫૦-૩ એ ચાર કડીમાં આપેલો છે.

વિશેષ-૧. આ વાર્તા સા પ્રતિ ભાગ ૧ લો, પાના ૩૦૨-૩૬૮ મે પ્રકટ થયલી છે.

૧. કે. પ્રતિ અને સ. ૧૯૦૧ નો ચોપડો હિ. પ્રતિ આ પ્રતિને લગભગ મળતા છે. હિ. માં ૪૫૦-૪ એ કડી નથી. સં ૧૮૩૬ ની પા. પ્રતિમાં ૨ કડીમાં રખીદાસનો અને ૨ કડીમાં કવિની ઓળખનો ઉલ્લેખ છે. સં. ૧૮૬૯ વાળી પ્રતિમાં રખીદાસનો ઉલ્લેખ નથી

---

## વાર્તા ૭ મી-નાપિકની-પુતલી શ્યામિકા-પૃ. ૧૦૮-૧૨૨

આરંભ-શ્રીગણેશાય નમઃ । અથ સિંહાસનબત્રિસી મધ્યે વાર્તા નાપિકની પુતલી શામકની કથા લષ્યતે ॥

ચોપાઈ. પ્રથમ સારદાને કરૂં પ્રણાંમ મુઝ મુષ દેજ્યો સુંદર વાણિ,
ગાઉં હેતે વિક્રમચરિત્ર જે સાંભલ્યેથી થાઈ પવિત્ર. ૧
ઉજેણિ નગરીયે ભુપ જેહમાં કંદ્રપના સરિખુ રૂપ,
તેહ તણું સિંહાસન સાર તે લાવ્યો ભોજ ન લાગી વાર. ૨

દુહાઃ સુંણો ભોજ કહે પુતલી એહવો વિક્રમરાય,
તેહનો મહિમા સાંભલે પાંચે પાતિક જાય. (૨) ૯૫
હરસિધ તો કીપા કરે ટલે વ્યાધિ ને શોક,
મનવંછીત ફ્લ પામસે જે કોય સુણસે લોક. ૨૯૬
ગાઈ, સીષે ને સાંભલે તેહને નર્મદાનું દર્શન,
પુન્ય ઉપર જે મન ધરે કોમલ રહેસે મન. ૨૯૭
પ્રાક્રમી વિક્રમ થયો ભોજ સાંભલો કર્ણ,
એહવાં પ્રાક્રમ જો કરો તો ધરો સિંહાસન ચર્ણ. ૨૯૮

પરદુખભંજન સુખકરણ અજીત અભેદિ થાય.
એ સીહાસન ઇંદ્રનું બીજો ન ધરે પાય. ૨૯૯
એહવું કહીને પુતલી આપેં ગઇ આકાસ,
સપ્તમી કથા પુરણ થઈ કહે કવી સાંગલદાસ. ૩૦૦

ઇતિ સીહાસન બત્રીસી મધ્યે કથા નાપીકની સંપૂર્ણઃ શ્રીરસ્તુઃ શ્રીસુભં ભવતુઃ સંવત ૧૮૩૬ ના માગસર વદી ૧૧ વાર રવૌ લપીતંઃ કપડવણજ મધ્યે લપીતં પનાસ મીહાજી ચેલા જીવણ લપીતં સુભં ભવતુ કલ્યાણમસ્તુ શ્રીરસ્તુઃ

વિષયાદિ-૧. પ્રસંગ આમ વર્ણવેલો છેઃ-(કડી ૧૦ મીથી) રાજા વિક્રમ એક વખત હજામ પાસે પગ ચંપાવતો હતો તે વેળા એક કાનફટો યોગી આવી ચઢ્યો. એ તેની પાસેથી, હજામને બહાર કાઢી, પરકાયાપ્રવેશનો મંત્ર શીખ્યો; વિક્રમે બહાર કાઢવાથી, હજામને મન વસવસો રહી ગયો અને ઘેર જઈ મરવા તત્પર થયો. નગરચર્યાએ નીકળેલા વિક્રમને તેની ખબર પડી. એટલે એ પરદુઃખભંજન રાજાએ તેને પરકાયાપ્રવેશનો મંત્ર શીખવ્યો. વિક્રમ તો એ વાત વિસર્યો. એકદા મૃગયા અર્થે રાજા વનમાં ગયો, અને મૃગને માર્યો, પછી પેલા મંત્રનો પ્રયોગ કરી જોવા અરૂપરૂ જોયું અને કોઇને ન દીઠું, એટલે રાજાએ પોતાના ખોળીયામાંથી જીવ કાઢી મૃત મૃગના દેહમાં પ્રવેશ કર્યો. પરંતુ કર્મસંજોગે તેટલામાં પેલો લુચ્ચો હજામ ત્યાં આવી ચઢ્યો અને તે ઝટ દઇને રાજાના જ દેહમાં પેઠો. એટલે વિક્રમ તો છેતરાયો. તેનાથી પોતાના દેહમાં પાછા ન પેસી શકાયું અને હજામ વિક્રમ બની બેઠો; અને ઉલટો પેલા (બાંડા) મૃગને (વિક્રમ તેમાં પેઠેલો હોઇને તેનું કાસળ કાઢવા) મારવા દોડ્યો; પણ મૃગરૂપ વિક્રમ તે ચેતીને નાસી ગયો. એટલે વિક્રમ બનેલા નાપિકે કોઈ પણ મનુષ્ય પેલા (બાંડા) મૃગને મારે તેને ગામ આપવાનું જાહેર કર્યું; પછી તે ઉજેણી આવી વિક્રમનું રાજપાટ ચલાવવા લાગ્યો. પણ રણવાસમાં પટરાણી તેનાં ચિહ્નોથી કળી ગઇ કે એ રાજા ખરો વિક્રમ નથી, એથી તે એની અડારે પણ ન ગઈ અને પતિવ્રતાપણું જાળવ્યું.

આ પાસ એકદા એક પોપટને મરતો દેખી હરણની કાયા છોડી વિક્રમ તેમાં પેઠો અને પોપટ થઈ પ્રધાનને ત્યાં ગયો, અને તેને ચેતવ્યો કે ખરો વિક્રમ તો હું પોતે છું અને હાલ જે છે તે હજામ હોઈ ખોટો છે. પછી પ્રધાન, રાણી અને પેલા પોપટે મળી એક એવો સંચ રચ્યો કે એક મુઆ ઘેટાને રાજદ્વારે બાંધી રાણીએ તેને કહ્યું કે જો તું સાચો વિક્રમ હોય તો પરકાયાપ્રવેશ કરીને ઘેટાને જીવતો કર અને તેમ કરે તો હું તને મારો ખરો ધણી વિક્રમ માનું. ઓછીમત્યનો હજામ તેથી તેણે આપવડાઇ દાખવવા જેવો પેલાં મુએલા ઘેટાના ખોળીયામાં પ્રવેશ કર્યો કે ઝટ દઈને પોપટના દેહે હાજર રહેલા વિક્રમે પોતાના મૂળ દેહમાં પ્રવેશ કર્યો. અને હજામને ઘેટાના દેહમાં ગુંમાઇને રહેવું પડ્યું. વિક્રમે પછી તેનું પાણીપોષી પૂરૂં જતન કરવા માંડ્યું દરમ્યાન બનવાકાળ તે એક બ્રાહ્મણના જુવાનજોધ પુત્ર ઉપર વાઘે વનમાં તરાપ મારી, પણ દયા આવતાં તેને છોડ્યો ખરો, પરંતુ ભયનો માર્યો તે મરી ગયો. એના મૃતશરીરને બ્રાહ્મણ રાજ્યદ્વારે લાવ્યો. તેનું કલ્પાંત સુણી પેલા ઘેટાના દેહમાં રહેલા નાપિકને વિક્રમે બ્રાહ્મણપુત્રના દેહમાં પેસવા પ્રબોધ કર્યો અને હરામી હજામે વિક્રમની પુત્રી પરણવાનું અને વીસ ગામ લેવાનું વચન મેળવી, પરકાયાપ્રવેશ કરી, બ્રાહ્મણપુત્રને જીવાડ્યો.

૨ કુલ કડી ૩૦૧ છે; ૯૪ દુહા, ૩ છપ્પય, અને ૨૦૪ ચોપાઇ છે. પ્રતિમાં ૩૦૦ કડી નોંધી છે, પણ ૪૧ મીનો આંક બેવડાયાથી ૩૦૧ થાય છે.

૩. સ્તુતિભાગ કડી ૧ છે, રખીદાસનો ઉલ્લેખ, તેમ ગ્રન્થમહિમા કે કવિ-ઓળખ નથી.

વિશેષઃ-૧. આ વાર્તા છપાઈ છે. જુઓ સા. ૫. લં. ની સિંહાસન બત્રીશી ભાગ ૨ જો, પાનાં ૩૬૯-૪૦૩.

૨ સં. ૧૯૦૧ નો ચોપડો ક્રિ. આ પ્રતિને મળતો છે. સં. ૧૮૩૬ ની પ્રતિ પા. માં આ વાર્તાનાં પાનાં પડયાં છે. કે. પ્રતિમાં થોડોક વધારો છે, પણ તે ખાસ મહત્વનો નથી.

—:०:—

## વાર્તા ૮ મી-ધનવંત શેઠની-પુતળી લક્ષ્મણા-પૃ. ૧૨૨-૧૩૩

આરંભઃ દુહા—બેઠો ભોજ સભા કરી તેડા વિપ્ર સુજાંણ,
મુહુરત સુભ આપો મુને જોતિક જોઈ પુરાંણ. ૧
પુષ્ય નક્ષત્ર પુરાણા તિથી સીધ યોગ ગુરૂવાર,
ધન લગ્ને મુહુરત સુભે અમૃત ચોઘડીયું સાર. ૨

અન્તઃ દુહા—નથી થયો અવની વીષેં સત્યવાદિ રાજન,
એહવો જે દાતા થસ્યેં તે બેસે આસન (!) ૮૫
સુખેં બેસો ભોજ રાયજી દાતા એહવા થાયો,
પરકામ એવાં કરી નવિ સકો તો નવિ ધરસ્યો પાયો. ૮૬
એમ કહીનેં પુતલી આપે ગઈ આકાશ,
આઠમી કથા પુરણ થઇ કહે કવી સાંમલદાસ. ૮૭
એહ લક્ષમણા પુતળી કહી કથા સુવિશાળ,
હવેં કામાક્ષા બોલસ્યે આગળ વાત રસાળ. ૮૮

ઇતિશ્રી વીક્રમચરિત્ર કવી સાંમલદાશ વીરચિતે ધનવંત શેઠની વાર્તા સંપૂર્ણ શુભં ભવતુ. શ્રીરસ્તુઃ

વિષયાદિ-૧ પ્રસગ —એકદા વિક્રમે પોતાનો ગર્થભંડાર જાણવાની ઇચ્છાથી પૂછતાં પ્રધાને કહ્યુંઃ જ્યાંસુધી તમારે પુણ્યનું કામ છે ત્યાંસુધી દામ જરૂરી છે. આથી તેણે ધન આણવા ઇષ્ટ-ઉપાસના આદરી. શંકરે તેને દક્ષિણ સાગરના બેટમાંના કદલી વનમાં એક અવધૂત રહે છે, તે તને કંઇક આપશે, જેથી તારા ભંડાર ભર્યા રહેશે એવું વરદાન દીધું. યોગિનીની મદદથી વિક્રમ ત્યાં ગયો. અને એક જડીબુટ્ટી કનકલતા પ્રસન્ન થઇને અવધૂતે તેને આપી કહ્યું કે ૫૬ તોલા કથીરમાં પા રતિ આ બુટ્ટી નાંખી તપાવ્યેથી બધું સોનું થશે અને આખીયે વાપર્યાથી ૫૬ કરોડ ટકા થતાં બારણે ધ્વજ ફરકશે અને ભેરી વાગશે. પણ બીજી વાર જો આ બુટ્ટી માગવા આવીશ તો પ્રાણ જશે. વિક્રમ તે લઇને ઉજ્જૈન

આવ્યો. તેણે ૫૬ કરોડ ટકા એ વડે પડાવ્યા. ઉજ્જેણમાં એક ધનપાલ શેઠ ૫૬ કોટીનો ધણી હતો. તેણે પોતાના દીકરાનો વિવાહ એવા જ ધનવાન શ્રીવંત શાહની દીકરી વેરે કર્યો. પણ તે પછી વિષમ દશા બેઠી અને સઘળું ધન, વ્યાપાર, માલ ધનપાલનાં ચાલ્યાં ગયાં, એટલે પોતાની દીકરીનો વિવાહ શ્રીવંત શાહે ફોક કર્યો, અને એક ધનાઢય બાનો ચાની પુત્રી વેરે પરણાવવા તત્પર થઇ ગામ ચોરાશી જમાડી. વિક્રમ નગરચર્યા જોવા નિકળ્યો તો ધનપાલનો દીકરો વિવાહ ફોક થતાં મરવા તત્પર થયેલો દીઠો. વિક્રમે તેને પોતાનું બધુંએ ધન સોંપ્યું અને તેને રાજપુત્રને યોગ્ય ઠાઠમાઠથી પરણાવ્યો.

૨ કુલ કડી ૨૮૮ છે; દુહાઃ ૧૦૪, છપ્પા ૫, અને ચોપાઇ ૧૭૯ છે. પ્રતિમાં કડી ૨૮૭ નોંધી છે. પણ (૨)૫૯ મીને બદલે (૨) ૬૦ લખાયાથી એક કડી વધુ નોંધાઇ છે.

૩ સ્તુતિભાગ નથી, ગ્રંથમહિમા, કવિઓળખ, રખીયલઉલ્લેખ આદિ પણ નથી.

**વિશેષઃ**–વાર્તા છપાઇ છે. જુઓ સા. પ. સ.ક. સિંહાસનબત્રીશી. ભાગ ૨ જો, પાનાં ૪૦૪–૪૪૧. કે પ્રતિ ઘણી ખરી મળતી છે. રા. હીરાલાલના ચોપડામાં આ વાત નથી, પાનીમાં પ્રતિ–પ્રા. માં આરંભમાં ૧૫ કડી સ્તુતિની વધુ છે; તેમ રખીયલ-પ્રશંસાની કડી ૪ વધુ છે; એ પ્રતિ ત્રુટક છે, એમાં કેટલાંક દૂહા–ચોપાઇ વધુ છે.

---

## વાર્તા ૯ મી-હંસની-પુતળી કામાક્ષા-પૃ. ૧૩૩-૧૪૭

**આરંભ:** શ્રીગણેશાય નમઃ ।। અથ સિંહાસનબત્રિસિ મધ્યે કથા હંસની પુતલી કામાક્ષાની લપી છે.।।

દુહાઃ આદિ નમું ભૈરવ તુંને ચરણે રાખું મન,
ક્રિપા કરે મહા વીર તું જાંણિ નિશ્ચે મન. ૧
બટુક ભૈરવ પ્રસન્ન છે નોંધારાં આધાર
જે કહેવાય તમ તણો કરો તેની સાર. ૨
આનંદ થયો મન ભોજને લીધું મુહુરત લગ્ન,
સિંહાસનને નિરખીયું થયું મોહ મન્ મગ્ન ૩

અન્તઃ–દુહાઃ ચરિત્ર એહવું સાંભળી દાતા આપો લાહાણ,
કિરપી તો માંને નહી સુંમ તો છંડે પ્રાણ. (૩) ૪૫

× × × ×

એહવું સાંભળે હેતેં કરી કરે પુન્ય મહા કાંમ,
ફલે દર્શન નર્મદા તણું નાહે ગંગાસ્નાન. ૫૦
નથી થયો અવની વિષે સતવાદિ રાજન,
એહવો જે દાતા થસ્યેં તે બેસેં આસન. ૫૧
સુખે બેસો ભોજ રાયજી દાતા એહવા થાયો,
પરક્રમ એહવાં કરિ નવ્ય શકો તો નવિ ધરસ્યો પાય. ૫૨

એહવું કહીને પુતળી આપે ગઇ આકાશ,
નવમિ કથા પુરણ થઇ કહે કવી 'સાંમલદાસ. ૫૭

ઇતિ સીંહાસનબત્રીસીમાં હંસકથા સંપૂર્ણઃ

**વિષયાદિ:-૧ પ્રસંગ:**-એકદા વિક્રમ વાડીએ ફરવા ગયો. ત્યાંથી વનમાં શિકારે સંચર્યો. પાછા આવતાં વાટમાં કણબીને ગોફણ મારી પક્ષીઓને ઉડાડતો અને મારતો જોયો. એટલે ઉજેણી આવી પક્ષીઓ માટે રણમાં અન્નના કોઠાર ભરાવ્યા અને પાણીના ઘાટ કરાવ્યા. આથી તેની કીર્તિ પ્રસરતાં પ્રસરતાં ઠેઠ માન સરોવરે પહોંચી અને હંસો ત્યાંથી આવ્યા. તેમને મોતીનો ચારો આપી વિક્રમે સંતોષ્યા. એટલે સ્વર્ગમાં જઈ ઇન્દ્ર આગળ તેને વખાણ્યો. ઇન્દ્રે તેમને કેદમાં પૂર્યા. હંસીઓને તેની ખબર પડતાં એક દૂત મોકલી વિક્રમને જાણ કરી. વિક્રમ તેઓને છોડવવા નીકળ્યો. માર્ગમાં સુખવંતી નગરીમાં વણિકહાટે જતાં તેને નિર્ઘોષ રાજાના સદાવ્રતે જનો કહેવામાં આવ્યું. તેને એ રાજા એ ધન કયાંથી લાવે છે એવી જીજ્ઞાસા થઈ અને રાત્રે તેની પાછળ સાગરતીરે ગયો અને ત્યાં રાજા ચડી અને જોગણીઓને પોતાના દેહનાં અવયવોનો ભોગ આપતો દીઠો; પછી જોગણીઓએ તેના દેહને આરોગી, હાડકાં એકઠાં કરી, અમૃતથી સજીવન કર્યો; અને અપરંપાર સુવર્ણ આપી વિદાય કર્યો. વિક્રમ બીજે દિને રાત્રે પહેલો ત્યાં ગયો અને અંગેઅગે મીઠાઈ ભરી, જોગણીઓને દેહ સમર્પ્યો; તેમણે અમૃતમય સ્વાદથી પ્રસન્ન થઈ વરદાન માગવા કહેતાં વિક્રમે વિના અવયવો સમર્પ્યે નિર્ઘોષને અઢળક ધન મળ્યું જ જાય તેમ માગ્યું. દેવીએ ચિંતામણિ નિર્ઘોષને આપવા તેને સોંપ્યો અને તેની પોતાની રાણી માટે સદા યુવાની રહે એવી બે ઝાલ કાનની આપી. વિક્રમ તે લઈ પાછો વળ્યો. વાટમાં નિર્ઘોષ મળ્યો; તેણે વિક્રમ પાસેથી ચિંતામણિ લીધો અને પેલી 'ઝાલ' પણ પડાવી લીધી. વિક્રમ ત્યાંથી નીકળ્યો તે એક નગરમાં ગયો. ત્યાંની રાજપુત્રી રોજ ઉદરરોગથી રાજ્યના એકેક માણસને વારાફરતી ખાતી. તે દિને એક કુંભારપુત્રનો વારો હતો. તેને બદલે વિક્રમ ગયો અને એક તંબોલીઆ નાગને, કુંવરીનો ભોગ લેતો જોઈ માર્યો અને કટકા પાસે રાખ્યો; કુંવરીનો રોગ મટ્યો. એ કુંવરી તેને પરણવા તૈયાર થઈ, પણ કુંભારપુત્રની આરજુ જોઈ વિક્રમે તેને પરણાવી. ત્યાંથી વિક્રમ વનમાં જતો હતો ત્યાં નાગને વિલાપ કરતો જોયો; પેલો પોતે મારેલો તંબોળાયો તેનો પુત્ર હોવાનું સમજાતાં તેના કટકા આપ્યા, એટલે અમૃતથી તેને સજીવન કર્યો. તેની સાથે વિક્રમ વિમાનમાં બેસી સ્વર્ગે સંચર્યો. અમરાવતીની ઇન્દ્રસભામાં અદ્ભુત કાર્ય કરતાં ઇન્દ્ર પ્રસન્ન થયો અને હંસોને છોડ્યા તથા ઇન્દ્ર કનેથી કુંડલ, હંસ કનેથી હાર, નાગ કનેથી પુષ્પ અને કન્યા લેઈ ઉજ્જેણ આવ્યો. પણ ત્યાં ગુણકાએ જારદ્વારા પેલો હાર, વણિકપુત્રે કુંડલ, ક્ષત્રિયાણીએ ધણીદ્વારા ફૂલ અને વિધવા બ્રાહ્મણીના પુત્રે કન્યા વિક્રમ કનેથી આત્મહત્યાના ભયથી મેળવ્યાં.

૨. કુલ કડી ૩૫૪ છે. ૧૬૫ દુહા, ૨ છપ્પા (બાર લીટીવાળા) અને ૧૮૭ ચોપાઈ છે. પ્રતિમાં ૩૫૩ કડી છે, પણ ૨૯૦ પછી એક કડીની ભૂલ છે.

વિશેષ-૧. આ વાર્તા છપાઈ છે. જુઓ સા. ૫. ભં.ની સિંહાસનબત્રીશી ગ્રંથ ૨ જો, પાનાં ૪૪૨-૫૦૦, સ્તુતિભાગ ભેરવની કડી ૪; રખીઅલઉલ્લેખ કે કવિઓળખ તેમ ગ્રંથમહિમા નથી. હી. કે. પ્રતિ મળતીઃ પા. માં ફેર અને વધારો; સરસ્વતી,

રામ અને નાના ભટની સ્તુતિનો ભાગ વધુ; અતમા પ્રથમહિમાની કડી ૪, રખીઅલ અને વીરેશ્વરના ઉલ્લેખની કડી ૩.

૨. લહીઆએ આ વાર્તાને અંતે પચદંડની વાર્તાની ૭ કડી લખી છે; ભૂલ થવાનું કારણ પચદડને અંતે અષ્ટમી કથાનો અને આ વાર્તાને અંતે 'સપ્તમી' કથાનો ઉલ્લેખ (જે ઉકેયો છે તે) છે.



## વાર્તા ૧૦ મી-ગર્ધવસેનની-પુતળી વનિતા-પૃ. ૧૪૮-૧૬૨

**આરંભ:** શ્રીગુરૂભ્યો નમઃ અથ સીંહાસન બત્રીસી વાર્તા રાજા ગર્ધભસેનઃ પુતલી વનીતાની લખ્યતે:

ચોપાઇ: શ્રી ગુણપત્ય કેરા પુજું પાય, વર્ણુંવું વિક્રમ રૂડો રાય,
એક સમે શ્રીભોજ રાજન, વિચ્યારૂ પોતાને મન. ૧

**અન્ત:**-(દુહા) કહે પુતળી ભોજ સુણુ, એહવો થયો તે રાય,
એહવા પ્રાક્રમ કરી સકો તો તમે મરજો પાય. (૩) ૪૭
જે મલ દિધી સારદા તે મેં કરી અભ્યાસ,
કરતા વકતા ઇશ્વરી કહે કવિ સાંમલદાસ ૪૮
એ ઉતપત્ય વિક્રમ તણી સુણતાં પોહોંચે આસ,
દશમ કથા પુરણ થઈ કહે કવિ સાંમળદાસ ૪૯
એહ વીનિતા પુતળી કહી કથા સુવીસાળ,
હવે બાળા પુતળી કહેશે વાત રસાળ. ૫૦
ગાય, સીખે ને સાંભળે તેહનાં મન પોહોચેં કોડ,
રણ માંહે જસ ઉપજે જોતાં હુશે હોડ. ૫૧

ઇતિશ્રી સીહાસનબત્રીસી મધ્યે કથા ગર્ધભસેનની સંપૂર્ણઃ ॥ શ્રીકપડ વણ્જ્ય મધ્યે લપીતં પં. જીવણજી શ્રીયોસ્તુ.

**વિષયાદિ:** ૧ પ્રસંગ'-વિક્રમની ઉત્પત્તિ આ કથામાં વર્ણવાઈ છે એક સમયે ઇન્દ્રે મેનકા પુતળીને કૈલાશમાં શંકર પાસે નૃત્ય કરવા જવા હુકમ કર્યો. રસ્તામાથી રોકી ઇન્દ્ર-પુત્ર તેને પોતાને ત્યાં લઈ ગયો આ વાતને મહીનો વીતતા ઇન્દ્ર કૈલાશ ગયો અને પોતાની અપ્સરા વિષે પૃચ્છા કરી, મહાદેવે ઉત્તરમાં કહ્યુ કે તુ એને મારી પાસે મોકલ્યાનું જૂઠું કહે છે. એટલે અનુચર મોકલી મેનકાને ઇન્દ્રે ત્યાં બોલાવી મગાવી અને પોતાના પુત્રને ગર્દભરૂપે અવતરવા શાપ આપ્યો અનુગ્રહ માગતાં ઇન્દ્રે તેને દિવસે ગધેડો બની રહી, રાત્રે દેવતા થઇ, રાયની પુત્રી સાથે રંગે રમજે, એમ કહ્યુ, પછી તે ખભાતમાં ગર્દભ થઇને રામજી કુંભારને ત્યાં અવતર્યો એક દિને ગધેડાએ રાજા પાસે જઇ તેની કુંવરી પરણાવવાનું કહેવા રામજીને પ્રેર્યો. પછી શાપ આપી, દધી વાળવાનો ભય દેખાડી, દિવાન દ્વારા રાજાને તેની કન્યા પરણાવવાને પ્રબોધ્યો અને ચમત્કારમાં ત્રાંબાનો ગઢ

ખંભાતની આસપાસ ગર્દભે કરી આપ્યો, અને તેની કન્યા પરણ્યો. રાજમોહોલમાં રાત્રે પેલો ગર્દભ સુંદર પુરૂષ થઈ કન્યા સાથે રંગે રમતો અને દહાડે પાછો ગધેડો બનતો. તેણે આ ગુહ્ય વાત કોઇને ન કહેવાની પ્રતિજ્ઞા લેઈ કુંવરીને કહી. તેના પ્રધાનની પુત્રી પણ ગર્દભને પરણી, તેને ગર્ભ રહ્યો. માતાના પૂછવાથી તેને પોતાનો ધણી એ ગર્દભ નહીં ઇન્દ્રનો પુત્ર હોવાનું કહ્યું, અને રાત્રે તેને એ પ્રકાર દાખવ્યો. આખરે સ્ત્રીની જાત, એથી પ્રધાનની પત્નીએ જેવું પુરૂષનું રૂપ ગધેડાએ ઉતારી મૂકયું તેવું જ પેલું ખોળીયું બાળ્યું. તરત જ પોતાની પત્નીઓને ચેતાવી ગર્દભસેન વિમાને ચઢ્યો અને ચઢતાં કહ્યું કે તમે નાસવું હોય ત્યાં નાસો, ઘડીકમાં આ નગરનું દટંતર થશે. એટલે તે સ્ત્રીઓ ત્યાંથી નાઠી અને પાંચેક કોશ પહોંચતાં ખંભાત ઉંધું વળ્યું. પેલી સ્ત્રી નદીતટે ઋષિને આશ્રમે ગઈ. રાજકુંવરીને વિકો અને પ્રધાનપુત્રીને પરભવ નામનો પુત્ર થયો. પરભવ મોટો થતાં વણજારા તેને વનમાં ફરતો હતો ત્યાંથી ઉપાડી ગયા, અને તે શકુનપરીક્ષા અને પક્ષીબોલી શીખ્યો. વિકો મોટો થતાં શિકાર કરવા લાગ્યો તેથી બ્રાહ્મણો કચવાયા, એટલે વિકો ત્યાંથી પરભવની શોધે ચાલી નીકળ્યો. માર્ગમાં વણજારાની પોઠભેળો તે રહ્યો. અને એક ભવિષ્યભાખુ શાણવીએ પક્ષીબોલીથી પૂરથી ઉભરાતી નદીમાં તરતી ઘરેણાંભરી સુંદરીના શકુન કહ્યા. વિકો એ સાંભળી નદીએ ગયો અને મડદું બહાર કાઢયું અને ઘરેણાં લીધાં. એથી વનચરોએ પ્રસન્ન થઈ તેને રાજ થવાની આશીષ આપી દીધી અને ભવિષ્ય ભાખ્યું કે સવારે વણજારાની પોઠ લુંટાશે. વિકાએ પોઠોમાં પેલા દાગીના ઘાલ્યા. અને પાસેના નગરના રાજા પાસે જઈ વણજારા પોતાના ચોર હોવાનું કહી રાજસેવકોને ત્યાં આણી મુદ્દામાલ પકડાવ્યો. રાજાએ તેને દંડ દીધો અને શાણવીને પોતાના ભાઈ તરીકે ઓળખી વિકાએ સાથે લીધો. ત્યાંથી તેઓ ઉજેણી નગરી આવ્યા, અને વૈતાળને મહાત કરી તેની મદદથી રાક્ષસને હણી, ઉજેણીનું રાજ્ય સુંપ્યું અને વિકાનો વિક્રમ થયો.

૨ કુલ કડી ૩૫૧ છે; દુહા ૧૫૦, છપ્પય ૧ અને ૨૦૦ ચોપાઇ છે. સ્તુતિમાત્ર કડી ૧ છે, રચ્યાસલકલેખ કે કવિ ઓળખ આદિ નથી.

વિશેષ-વાર્તા છપાઈ છે; જુઓ સા. પ. ભં. ક. સિંહાસનબત્રીશી ભાગ ૨ જો, પાનાં ૫૦૧-૪૦. ૫૧ માં કેટલોક વધારો છે; બીજી પ્રતિઓમાં ઝાઝો ફેર નથી.

——:०:——

## વાર્તા ૧૧ મી-કલશની-પુતળી-બાળા-પૃ.-૧૬૩-૭૬

આરંભ-શ્રીગણેશાય નમઃ અથ વાર્તા કલશની પુતળી બાલાની લખી છેઃ॥

દુહાઃ વાકવાદની પ્રણમું પ્રણવું ગણપતિ રાય,
કરૂણા દ્રષ્ટે અવીલોકતાં બુધી પ્રપુનીત થાય. ૧
× × × ×
ધાર નગરનો રાજીયો ભોજ રાય માહા સુર,
ચતુરસીરોમણ આગલો જેહમાં ઇશ્વરનું નુર. ૬

અન્ત-સંસ્કૃતમાં કાલીદાસે કહ્યું બુધી સારૂ સાંભલી લહૂં,
પ્રાકૃત વીદ્યા એહને ગમી પ્રબંધ બાંધ્યો પંડીતને નમી. (૪૦)૪
× × × ×

એમ કહીને પુતળી આપે ગઈ આકાશ.
અગ્યારમી કથા પુરણ થઇ કહે કવી શાંમળદાસ (૪૦) ૬
એ કનકા પુતળી કહી કથા શુવિશાળ,
હવે સીંહકા બોલસ્યે આગળ વાત રસાળ ૭

ઇતિશ્રી સીંહાસનબત્રીશી મધ્યે પ્રાકતપ્રબંધે કવી સાંમળદાસ વીરચીતે કળસની વાર્તા સંપૂર્ણઃ ॥ શ્રીરસ્તુ ॥

**વિષયાદિઃ ૧ પ્રસંગઃ**-વિક્રમના પલંગ તળેના ભોંયરામાં ચાર કળશ ૫૬ કરોડ ટંકાના મૂલ્યના મણિ આદિથી ભરેલા હતા. ચાર ચોરોએ મળીને ખાતર પાડી જંગલમાં જઇને દાટયા. વિક્રમે તે ગુપ્ત ચર્યાથી જાણ્યું. અને બીજે દિને ત્યાં જઇ તે એ કળશને ખોદી લાવી, ગાડીમાં ઘાલી, ઉજ્જયિણીમાં લાવતો હતો ત્યાં દ્રવ્યના અભાવે દુઃખી થતું બ્રાહ્મણકુટુંબ દેશવટે જતું દીઠું. તેની આગ્રહી આરજુથી વિક્રમે એ ચારે કળશ તેમને આપ્યા. બ્રાહ્મણે વિવાહ આદર્યો. દરમ્યાન પેલા ચાર ચોરને દાટેલા કળશ ન મળતાં બ્રાહ્મણને ત્યાં હોવાનું જણાતાં રતોતાઇ ચોરી કરી, અછક ઉડાવી લીધા બ્રાહ્મણ એ કલશ ચોરાયા જાણતાં રાજદ્વારે આવી વિક્રમને ગળે પડી તેણે જ ચોરી કરાવી ઉપડાવ્યાનો આક્ષેપ મૂકયો. વિક્રમ ગભરાયો. તેણે જાતજાતના લોકોને શકથી તપાસ્યા, પણ કળશની ભાળ ન જ મળી. આખરે જુગારીઓની ટોળી બોલાવી અને ખુબીથી એક કથા કહી તે દ્વારા પકડવાની યુક્તિ આદરી. એક વાણીયાનો પુત્ર અને બીજા વાણીયાની પુત્રી નિશાળમાં ભણતાં હતાં ત્યાં પેલી છોકરી પાસેથી વણિકપુત્રે વચન મેળવ્યું કે જો મારો પિતા તારી જોડે મને ના પરણાવે તો પરણેલ ધણી સાથે રહેવા જવા પહેલાં, તારી સાથે એક રાત્રિ આવી હું રહી જઇશ. વાણિકપુત્રી એવો પ્રસંગ આવતાં પોતાના ભલા શ્રીમંત ધણીની પરવાનગી મેળવી બનીઠનીને પેલા વણિકપુત્રને ત્યાં ગઈ. રસ્તામાં ચોર મળ્યા તેમને પ્રેમીને ત્યાંથી પાછા ફરતાં દાગીના આપવાનું વચન આપીને પેલા પ્રેમી શેઠને ત્યાં ગઇ. પ્રેમીએ વચન પળાયલું જોતાં બેન કહી તેને વચનમુક્ત કરી. રસ્તે વળતાં, દરમ્યાન ચોરોને લાભ મોટો થયાથી તે માટે એ સ્ત્રીને એમને એમ જવા દીધી. આમ સ્ત્રીનું વચન રહ્યું. ધણીની સાલશાઇ સચવાઇ, સતીનું શીલ સાચવ્યું અને ચોરોએ ઉદારતાથી પ્રકૃતિ વિરૂદ્ધ સ્વભાવ દાખવ્યો. વિક્રમે આ ચારમાંથી સૌથી સારું કોણ એવો પ્રશ્ન કર્યો; અને જે ચાર જણે ચોરને વખાણ્યો, તેની ઉપર ચોરીની શંકા લાવી, કળશ સોંપી દેવા તાપ આપ્યો, પણ તેમણે ન માન્યું સામું શિક્ષા ન કરવાનું અને ઉલટાં વીસ ગામ આપી વજીર બનાવવાની ખાત્રી આપી ત્યારે તેમણે એ ચારે કળશ સભામાં પાછા સોંપ્યા અને વિક્રમે તે પેલા બ્રાહ્મણને સોંપ્યા.

૧ કુલ કડી ૪૦૭ છે. દૂહા ૮૫ અને ચોપાઇ ૩૨૨ છે.

**વિશેષ-૧** આ વાર્તા છપાઈ છેઃ જુઓ **સા. ૫** ભાં. ક. સિંહાસનબત્રીશી ૨ જો, પા. ૫૪૦-૫૮૩.

૨ પુતળી બાળા એવો આરંભમાં ઉલ્લેખ છે ત્યારે અંતમાં 'કનક' નામ આપ્યું છે. સ્તુતિભાગ ૪ કડી છે. કવિઓળખ ૧ થી કુલ ૨૬૫ કડી છે.

## વાર્તા ૧૨ મી-કાવડીયાની-પુતળી સિંહિકા-પૃ. ૧૮૦-૨૦૩

આરંભ-શ્રી ગણેશાય નમઃ અથ સિંહાસનબત્રીસી મધ્યે પુતળી સીંહકાની વાર્તા.

દૂહા-કમલજતનયા વર્ણવું માગું ઉતમ બુધિ,
વાસ કરો રસના વીષેં તો બોલું અક્ષર શુધ. ૧
વર્ણવું વિક્રમસેનને તો બુધિ પ્રફુલીત થાય,
ધર્મબુધિ ઘણું ઉપજે ને પાપ સમુલું જાય. ૨

અન્ત-ચોપાઇ-અમદાવાદ મધ્યે છે વાસ રહું છું રાજપરને પાસ,
શ્રીગોડ માલવી બ્રામણ જાતિ બહુચરપ્રતાપેં શુભ સાક્ષાત. ૬૧
કીપા સારદા સીવજી તણી બટુકનામસ્યું પ્રીત જ ઘણી,
કરતાહરતા સર્વે છે ઈશ જશઅપજશ માનવને શીશ. ૬૨
× × × ×
કાષ્ટ તણી જિમ પુતલી રમાડે તે સુતાર,
તે વત હું તો જાણજ્યો મુજ ઈશ્વરનો આધાર. ૬૫
ભોજ પ્રત્યે કહે પુતલી જો સાહસીક એહવા થાઉં,
પરકારજ પ્રાક્રમ કરો તો સિંહાસન પાસે જાયો. ૬૬
ઈમ કહીને પુતલી વેગેં ગઇ આકાસ,
બારમી કથા પુરણ થઇ કહે કવી સાંમલદાસ. ૬૭

ઇતિશ્રી કવી સાંમળદાસ વિરચ્ચીતે પ્રાકૃતપ્રબંધે કથા કાવડીયાની વિક્રમચરિત્રની સંપૂર્ણઃ સમાપ્તઃ શ્રીરસ્તુઃ કલ્યાણમસ્તુઃ શ્રીસંવત ૧૮૩૬ના વર્ષે ચૈત્ર શુદિ પંચમી રવીવાસરે લપીતં કપડવણીજ્ય નગરે લપીતં શુભં ભવ.

**વિષયાદિ-૧ પ્રસંગ**-ભોજ સિંહાસને બેસવા ગયો ત્યારે બારમી સિંહિકા પુતળીએ વાર્યો. એટલે તેને વિક્રમચરિત્ર સંભળાવવા તેણે કહ્યું, ત્યારે તે બોલીઃ- એકદા રાનમાં ગોવાળ ચોપાં ચરાવતો હતો, તેમાં એક ગોવાળે સીધી હાંકવા છતાં પોતાની વૃદ્ધ ગાય વાંકી વાંકી ચાલતી હતી તેથી લાકડીના પ્રહાર કર્યો અને તે કર્મસંજોગે મુઈ. એક બ્રાહ્મણપુત્રે તે દીઠું. તેણે એ વાત ગામમાં કહેવાની ટકોર કરી, ત્યારે ગોવાળે ચીઢાઇ તેને પણ માર્યો. આમ ગૌહત્યા અને બ્રહ્મહત્યા તેને લાગી. પછી તે રાત્રે ઘેર સુતો હતો ત્યારે તેના પેટમાંથી ગાય બોલી. ગોવાલણીએ જાગી જોયું તો ધણીના પેટમાં કીડા ખદબદતા જોયા. અને તે હત્યારો હોવાનું કળી જતાં તેને ગાળો દેઈ, ગંગાતીરે દેહ પાડવા કાશી જવા પ્રેરણા આપી. એટલે તે કરવત મુકાવા કાશી ગયો. કરવતીયાએ તેની વાત સાંભળી ગૌહત્યા અને બ્રહ્મહત્યા કરવત મૂકાવ્યે નહીં ટળે એમ કહ્યું, ત્યારે પાસેના તપોવનમાં જઈ બળી મરવા તત્પર થયો. ત્યાં ચ્યવન ઋષિ આવ્યા અને તેમણે સુરપાણ નજીક ગૌતમ ઋષિના આશ્રમે જઇ તેમના પ્રસાદથી હત્યામુક્ત

થવા કહ્યું. ત્યાં તે એકલો ન જતાં ચ્યવનને સાથે લઈને તે સ્થળે ગયો અને ગૌતમ ઋષિએ તેને યથાવિધિ વિક્રમચરિત્ર કહી શુદ્ધ કર્યો. પછી ત્યાંથી પવિત્ર થઈને ગોવાળ ઘેર ગયો, તે દરિદ્રી મટી પ્રભાસપાટણનો ગોપાળ સંઘરાજ થયો; અને મરતાં કૈલાસવાસ પામ્યો, અને તે ભોજરૂપે ધારાનગરીમાં અવતર્યો.

પછી પેલી પુતળીએ વિક્રમના પરદુઃખભંજનની વાત કહીઃ એકદા ગંગાજળ ભરીને ઝાડખંડી વૈજનાથને ચઢાવવા કાવડ લેઇ જતા કાવડીયા ઉજ્જેણુ આવ્યા. વિક્રમે તેમને સંતોષી પોતે પણ કાવડ લેઇ અડસઠ તીર્થ કરવા મન ધર્યું, અને યાત્રાએ ચાલ્યો. ફરતો ફરતો કર્ણાટક આવી ચઢયો, અને રાત વાણિકહાટે રહ્યો. તેનાં સપગલાંથી એ વાણીયો કમાયો, એટલે તેના આગ્રહથી બે દિન વિક્રમ વધુ રોકાયો. દરમ્યાન એ વણિકની પુત્રી કુંવારી હતી તે પરણવા યોગ્ય થઈ હતી છતાં પરણવામાં વિલંબ કરતી હતી તેથી એ સંબંધમાં તેને વાદ થતાં તેની ભાભીએ મહેણું માર્યું કે તારે તો વિક્રમને પરણવું હશે, માટે કોઇ વાણીયાને તું પરણતી નથી. આથી વાદે ચઢી તેણે બડોાંશ કરી, એવું જ પણ લીધું. લેતાં તો શું તેણે એ લીધું, પણ વિચાર કરતાં એમ થવું અસંભવિત લાગતાં કુવે પડવા મધ્યરાત્રે પરવરી. વિક્રમ (કાવડીયો) પણ તેની પાછળ પાછળ ગયો અને તેને કુવે પડતી અટકાવી પોતે છતો થયો, છાનો ગાંધર્વ વિવાહ કર્યો અને પોતાની પ્રતીતિ ખાતર એક દૂહો લખી આપ્યો તથા વીંટી આપી; અને તેનામાં ગર્ભાધાન કીધું. પછી વિક્રમ ત્યાંથી તીર્થયાત્રાએ ચાલ્યો. પેલી વણિકપુત્રીને ગર્ભ રહેતાં ઘરના તેમ બહારના સહુએ તેને વ્યભિચારિણી કહી વગોવી. એટલે તે ગામ બહાર શિવમંદિરે ગઈ અને તેના મહંતને આશ્રમે રહી. ત્યાં તેને પુત્ર અવતર્યો પછી તે મોટો થઇ નિશાળે ભણવા લાગ્યો. ૧૨ વર્ષનો થતાં તેને કોકે નબાપો કહ્યો. આથી તેને રીસ ચઢી અને માને પોતાના બાપની વિગત પૂછી; પછી પેલો દૂહો અને વીંટી લેઈ વિક્રમને શોધવા અને પોતાનું રાજપુત્રત્વ સાધવા ઉજ્જેણુ ગયો. ત્યાં માલણઘેર રહી, ઘણીક બુધ્ધી, તરતીબ અને સાહસિક હિમ્મતથી વિક્રમરાજાને હરાવ્યો. તેના બે પંડિતો, બે કંદોઈ અને એક ગુણકા અને ખુદ વિક્રમ એ સહુને મહાત કર્યા અને પછી ઉઘાડા થવાનુ રાજ–આહ્વાન મેળવી, ભરસભા વચ્ચે ઉઘાડો થયો. વિક્રમે તેને ઓળખી, રાજપુત્રપદે સ્થાપ્યો. થોડોક સમય વીત્યા બાદ પાવનપુરનો એક વાણીયો તળાવ ખોદાવતાં પાણી નહીં ટકવાથી એક બત્રીસાનો ભોગ મેળવવા વિક્રમ પાસે આવ્યો અને તેના આ રાજપુત્રને ભોગ આપવા આગ્રહ ધરી પાવનપુર લેઈ ગયો. પણ માત્ર તેની વચલી આંગળીના લોહીથી દેવી અને વરૂણદેવ પ્રસન્ન થતાં વધ વિના કાર્ય થયું અને રાજપુત્ર જીવ્યો. પછી તેને રાજપાટ સોંપી વિક્રમ પરદુઃખો ભાંગવા લાગ્યો.

૨ કુલ કડી ૬૬૮; ૬૬૭ ની નોંધ ભૂલવાળી છે; બધાંયે દૂહા અને ચોપાઈ છેઃ ૨૧૯ દૂહા અને ૪૪૯ ચોપાઇ છે. સ્તુતિની ૧ કડી જ માત્ર છે, રચ્યાયલ ઉલ્લેખ–નથી, ગ્રંથમહિમા અને કવિ–ઓળખ ટુંકાં છે. ઇતિશ્રીમાં "પ્રાકૃતપ્રબંધ" એ સંજ્ઞા બત્રીસ પુતળીને અપાઇ છે.

૩ આ વાર્તામાં વિક્રમમહિમા સ્કંદપુરાણમાં હોવાનો નીચેનો ઉલ્લેખ નોંધવા, વિચારવા અને તપાસવા યોગ્ય છેઃ—

કહે ગૌતમઃ ઋષિ સૂણો પાપી થાય પવિત્ર,
નરમદા સાંનિધ્યે સાંભલે વારૂ વિક્રમચરિત્ર ૪૩

× × × ×

કલિજુગમાં એ વિક્રમ થયો, મનુષ્ય, દેવ ને ઋષિએ લહ્યો,
પુત્ર આપ તે ઇન્દ્રજ તણો સ્કંદપુરાણમાં મહિમા ઘણો. ૪૪

વિશેષ-૧ આ વાર્તા છપાઇ છે: પાનાં ૫૮૪ થી ૬૬૧. હિ. ઘણીખરી મળતી છે. હે. માં કેટલાક વધારા છે: સ્તુતિભાગ ૫ કડી છે. સં. ૧૯૧૫ ની અમીચંદ ઉત્તાભાઇની શિલાછાપની પ્રતિ અને સં. ૧૯૪૯ ની શિલાક્ષરે છાપેલી પ્રતિમાં કાંઇ મહત્તનો ફેર નથી, પણ સં. ૧૮૬૯ના એક ચોપડામાં લીટી ૮૫ વધુ છે. ૫૪ દુહા, ૧૦ છપ્પય અને ૨૧ ચોપાઇ. એ ચોપડો અંકલેશ્વરમાં લખાયલો છે. તેમાં છપ્પયની નીચેની લીટી નેોંધવાજેગ છે.

સીંહાસન બત્રીસ કથા ૩ પંદર પહેલી,
કોડે શાંભલી કાન, અધીક થઈ અસંતની હેલી.
સત્તર રહી વણ સાંભલી શંસક્રત માંહે ધીરજ ધરે,
મંનજીસુત રખીદાસ કહે પ્રાક્રેમ માંણે પુરાણ રે.

વળી ચોપાઇમાં આ પંક્તિ છે:-

લખતંગ માધવ સુત કરજોડ, હરીજન બોલે શ્રીરણછોડ.
કરજોડી કવીને કહું શાહાસ શાખ સુજાણ,
નવા ગ્રંથ નેહે કરો પરમારથપુરાણ

તેમ છેલ્લી આ પંક્તિઓ નોંધવા જેગ છે:—

શંવત શતર છેતુ છતે આસો માસે અધીકાર.
સુંદર દશમી વીજીયા દીને ગુણ ગરવો ગુરૂવાર.

——:૦:——

## વાર્તા ૧૩ મી-સમુદ્રની-પુતળી-માદલાજી-પૃ.-૨૦૪-૧૧

આરંભ-શ્રીગણેસાય નમઃ ॥ અથ સિંહાસન બત્રીસી મધ્યે કથા સમુદ્રનીઃ પુતળી માદલાજીની લષી છે ॥

દૂહાઃ રાજા ભોજ હરખ્યો ઘણું તે વેલા બહુ દિન્ન,
સિંહાસન બેંઠા તણું કરવા માંડયું મન્ન. ૧
સમુહરત સુલગ્ન ભલું આવ્યું જેણે દિસ,
સિંહાસન પુજી કરી પાગ નમાવ્યું સિસ. ૨

અન્ત-દુહાઃ કહે માદલા ભોજને એહવો થયો તે રાય,
એહવા થાયો તમ્યો તો ધરો સિંહાસન પાય. (૧)૭૨
એમ કહીનેં ઉતપતિ આપેં ગઈ આકાસ,
તેરમી કથા પુરણ થઇ કહેં કવિ સામલદાસ. ૧૭૩

ઇતિ સમુદ્રની કથા સંપુર્ણઃ ॥ શ્રી ॥ ૧૩ ॥

વિષયાદિઃ-૧ પ્રસંગઃ-વિક્રમે એકદા પંડિતસભા મેળવી પ્રશ્ન કર્યો કે "શાથી જરા થાય?" કોઈ-કોઇએ પુણ્ય, વ્રત, વિદ્યા, સત્ય, ઉદ્યમ, સદ્ગુરૂ, સેવા, ધન આદિ

આગળ ધર્યો. તેમાંથી ધનની સર્વોપરી મહત્તા સમજાતાં વિક્રમે તે મેળવવાનો ઉપાય વિચાર્યો અને સમુદ્રપૂજન તદર્થે આદર્યું. અને યજ્ઞમાં આવાહન કરવા સમુદ્રને નોતરી તેડી લાવવા એક બ્રાહ્મણને મોકલ્યો. બ્રાહ્મણ આવે તે પહેલાં તો પૂજનથી કંચનનો; મેહ પાંચ દિન વરસ્યો; અને વિક્રમે સહુ બ્રાહ્મણ, યાચકાદિને સંતોષી યજ્ઞકાર્ય આટોપ્યું અને પેલા વિપ્રને કાંઈ પણ દેવાનું ભૂલ્યો. થવા કાળ તે સમુદ્રને નોતરવા ગયલો પેલો બ્રાહ્મણ તેને તેડ્યા સિવાય ઉલટો અપમાન પામી રાજદરબારે પાછો આવ્યો અને સમુદ્રે અપમાન કીધાથી તેનું વેર લેવા અને વશ કરવા વિક્રમને સાગરતટે મોકલ્યો. વિક્રમે ત્યાં જઈ હરસિદ્ધિ દેવીની મદદથી સમુદ્રને જિત્યો અને સમુદ્ર કનેથી ઉપહારમાં પાંચ રત્ન લેઈ પાછો આવ્યો: એક રત્નથી ધાર્યા અખૂટ ધનની, બીજાથી ધાર્યા વિચારની સિદ્ધિની, ત્રીજાથી અનુપમ આભૂષણની, ચોથાથી અમૃતમેવા અને ભક્ષ્ય-ભોજનની, અને પાંચમાથી મોક્ષની, એમ પાંચે મહત્વના પદાર્થોની પ્રાપ્તિ થશે એમ સમુદ્રે કહ્યું. ઉજ્જેણ આવી વિક્રમે પેલા વિપ્રને તેડી સમુદ્રવિજયની હકીગત કહી અને પાંચમાંથી એક રત્ન લેવા કહ્યું. પણ તેણે તો ઉલટાં પોતાના કુટુંબીઓના આગ્રહથી પાંચે રત્ન માગ્યાં અને વિક્રમે તે આપ્યાં.

૨. કુલ કડી ૧૭૩ છે: ૭૧ દૂહા, ૧૦૨ ચોપાઈ; સ્તુતિભાગ, રખીયલ-ઉલ્લેખ કે ગ્રંથમહિમા નથી.

વિશેષ-૧ આ વાર્તા છપાઈ છે. જુઓ સા. પ. ભં. ક. ગ્રંથ બીજો ૬૯૦-૭૦૨ પાનાં. હિ. માં આ વાર્તા નથી. કે. માં કેટલોક વધારો છે. પણ પા.(સં. ૧૯૩૪)માં મોટા વધારા છે. (જુઓ સા. પ. ભં. ક. ગ્રંથ બીજાના પરિશિષ્ટ ૧૩ નાં પાનાં ૬૯૦ ૭૯૨)થી એમાં રખીઅલે સામળને સિંહુજ બોલાવી 'પરમારથપુરાણ,' 'વિક્રમચરિત્ર,' 'સિંહાસનબત્રીસી' લખવા પ્રેર્યાનું જણાવેલું છે. નીચેની કડીઓ જુઓ:

ભોજપ્રબંધ જોયો બ્રાહ્મણે સાહસિક સુજાણ,
સામલ ભટ્ટે વરણવું તે પરમારથ પુરાણ
જેહવું શ્રીમત ભાગવત તેહવું રામચરિત્ર
તેહવું ચરિત્ર વિક્રમ તણું પુરણ મન પવિત્ર.
× × × ×
પરમારથને પુન્ય ઘણું કવિની ચાતુરી ભેદ,
પંડિત હશે તે પારખે વિખાણ પાંચમો વેદ.

છાપેલી પ્રત (સં ૧૯૪૯) કે. માં અને પ્રસ્તુત પ્રતિમાં આ ઉલ્લેખો નથી, એ નોંધવા જોગ છે.

---

## વાર્તા ૧૪ મી-નૌકાની-પુતળી કાન્તા-પૃ.૨૧૧-૨૪૦

વિશેષ:-આ વાર્તામાં જૈન વરતીયાની ઉપકથા દ્વારા જૈન ધર્મ અને જૈન ધર્મની નિંદા હોવાને લીધે અનુમાન થાય છે તેમ લહીઆએ, પોતે જૈન ગોર હોતાં તે ન લખતાં ૧૯ા પાનાં કોરાં મૂક્યાં છે; જેની કુલ કડી ૪૨૫ છે અને તે કે પ્રતિમાંથી લઇ સા. પ. ભં. ક. ગ્રંથ બીજામાં પા. ૭૦૨-૩૧ છાપેલી છે. પા માં પણ આ વાર્તા સાંપડતી નથી.

—:o:—

## વાર્તા ૧૫ મી-મેના પોપટની-પુતળી વૃંદા-પૃ. ૨૪૦-૨૫૫

આરંભઃ-શ્રી ગણેસાય નમઃ ।। અથ સિંહાસન બત્રીસી મધ્યે પુતલી વૃંદા
વાર્તા મીના પોપટની લખી છે. ।।

ચોપઇઃ-શ્રીગણપતના પુજું પાય શુદ્ધ બુદ્ધ સ્વાંમી રૂડો રાય
સીધિ દાતા સુખદેયણ દેવ સુભ કાંપે સદાય શુભ સેવ. ૧

× × × ×

વાયુ વસ્યેં તરણુ જિમ જાય તિમ કેહેવા માત્ર છે મારી કાય
કરતા હરતા ઇશ્વર આપ પરી વેદ પુરાંણે છાપ. ૪

× × × ×

સહેજે સ્પર્શ કરેં જેટલેં વૃંદા વાંણી કહે તેટલે
ભુપતિ ભોજ મ કર, તુ ભાર વિક્રમ સરિખો નહીં દાતાર. ૭

અન્તઃ-એહવાં જે પ્રાક્રમ કરેં નીમેષ ન રાખે પુન્ય
તે એ આસન બેસસ્યેં કરેં એહવાં જે પુન્ય. (૪૦)૨

ચોપાઇઃ-કહ્યાં પુતલીઇં એહવાં વૃત લખ્યાં પુરાંણુ પંડીતેં પ્રત
સંસ્કૃત કાલીદાસેં કહ્યાં પ્રાકૃત કથાંતર તેહનાં થયાં ૪૦૩
શ્રીગુજર ગુંણુસાગર ગાંમ વાસ રૂડો વેગનપુર નાંમ
શ્રીગોડ માલવી ભારે ભ્રમ કરે કુલ આચારિ કરમ. ૪૦૪
તેહનેં બુધ રદેંમાં ધરી પનર વારતા પેહેલી કરી
રૂડી ખ્યાત ચાલી તેહ તણી જેણે કથાતંતર કાને સુણી ૪૦૫
માતર પરગણું મોટા મણી સેંહુજ ગામ ધીરંધરધણી
સંતોષી કરજોડી કહ્યું લક્ષણુ પુન્ય તણે જે લહ્યુ
પનર વાત પેહેલી સાંભળી ભાંત આપ રદેંથી ટલી. ૪૧૧
સત્તર રહી તે પુરણુ કરો ધ્યાન સારદા કેરૂં ધરો.
વચન આપ ચઢાવું શીષ સંભારયા ઉમયાપતિ ઇશ. ૪૧૨
સંસ્કૃત માંહેથી સોધી જથા કહી પ્રાકૃત કવીએ કથા,
કવી કહેં હું સહુનો અંક ક્ષેમા કરજો માહરો વાંક.
કહેં પુતલી સાંભળ રે રાય, એહવા થાઓ તો ધરજ્યો પાય. ૪૨૦

દુહાઃ-ઇમ કહીને પુતલી પોતે ગઇ આકાશ
પનરમી કથા પુરણ થઇ કહેં કવી સાંમલદાસ. ૪૨૧

ઇતી શ્રી શીહાસન બત્રીસી પાકૃતપ્રબંધે વાર્તા મીનાં પોપટની સંપુર્ણઃ ।।શ્રીરસ્તુ કલ્યાણમસ્તુ સંભવતુ. સંવત ૧૮૩૬ ના વર્ષે શુભ ફાગુણ વદી ।। ૧૧ વાર શુક્રે લખીતં પં. શ્રીં ૧૦૮ શ્રી મીઠાજી શીષ્ય. જીવણજી લખીતં.

**વિષયાદિ-૧ પ્રસંગઃ**-એક સમે શિકારે ચઢેલો રાજા વિક્રમ વનમાં આવ્યો. ત્યાં દવમાં એક પોપટને પડતો દીઠો. તેને પડતો અટકાવી તેનું દુઃખ વિચાર્યું: એટલે તે બોલ્યોઃ રાજગ્રહી નગરીના નગરશેઠ પદ્મચંદ શાહનો હું પોપટ; હું ભવિષ્યવાદી હોવાથી મંછાવતીના શેઠ માનસંઘની પુત્રી પદ્મલોચના સાથે તારો વિવાહ થશે એમ મેં તેને કહ્યું. તે જ પ્રમાણે પદ્મલોચનાની ભવિષ્યવાદી મેનાએ પદ્મચંદ શાહ સાથે તેનું લગ્ન થવાનું ભવિષ્ય ભાખ્યું. અને અંતે એ બન્નેનાં લગ્ન થયાં. સાસરે આવતાં મેનાને પદ્મલોચનાએ પોતાની સાથે આણી. અમે બે એક પાંજરે પૂરાયાં. પછી તેની સાથે મને પ્રીતિ ઉપજતાં મેં તેનો સંગ કર્યો. પણ એથી તે તો ઉલટી ચીડાઇ અને મને શેઠ પાસે મારી નખવવાની પ્રતિજ્ઞા લીધી. શેઠે મને 'મેં અત્યાચાર કર્યો છે' કે 'મેનાએ તેમ કરવા પ્રેર્યો હતો,' એમ પૂછ્યું અને હું તેમાં મારી પોતાની પહેલ હોવાનું નામુકર ગયો. મેનાએ તે ન માન્યું અને મેનાએ પુરૂષની દુષ્ટતાની એક વાત કરી; ત્યારે મેં સામી સ્ત્રીજાતિની દુષ્ટતાની ઉપકથા કહી. આખરે મેં ખરી વાત કહી અને મેના જે દંડ તરીકે જે કોઇ કાર્ય કરી આપવાનું કહે તે કરીને પણ તેને પ્રસન્ન કરવાની પ્રતિજ્ઞા લીધી. ત્યારે મેના બોલી કે શેઠાણીને કર્મે શનિદોષથી સંતતિ નથી થવાની, તેથી તેને જો પુત્ર આવે અને જીવતો રહે, તેમ જ શેઠને ચાર માસ પછી કોઢ નીકળનાર છે તેમાંથી તે ઉગરે, એવું કાંઇ તું કરે તો તારી સાથે પ્રીતિ કરૂં. હુંયે એવું વચન આપી ત્યાંથી નિકળ્યો તો ખરો, પણ તે સફળ થવાની પેરવી નહીં જડતાં દવમાં બળવા તત્પર થયો છું.

વિક્રમે તેને નહીં બળવાની પ્રતિજ્ઞા લેવરાવી, તેનું ધાર્યું કરી આપવાની સામી પ્રતિજ્ઞા લેઇ, રાજમેહેલમાં આણ્યો અને પાંજરે ઘાલ્યો. પછી તે એકદા લશ્કર સાથે શિકારે ચાલ્યો અને ઘોર અરણ્યમાં એક સાધુને તપ તપતો દીઠો. તેને કાંઇ માગી લેવા વિક્રમે આગ્રહ કર્યો ત્યારે સાધુએ પોતે પ્રસંગ પડ્યે માગે તે અને તેટલું ખાવાનું આપવાનું વચન તેની કનેથી લીધું અને વિક્રમ ઉજ્જેણમાં આવ્યો. એક સમે પેલા સાધુએ વિક્રમના પુત્રનું હરણ કરાવ્યું અને તેના દાગીના વેચવા બ્રાહ્મણને રાજધાનીમાં મોકલ્યો. રખવાળે તેને પકડ્યો. ત્યારે તેણે તો એ કૃત્ય પોતાના ગુરુ સાધુનું હોવાનું કહ્યું. વિક્રમ તેની સાથે ગયો અને સાધુએ તે છોકરાને પોતે ખાધાનું કહ્યું. વિક્રમે તેથી પ્રસન્નતા દાખવી. અને સાધુએ પોતાના ગુરૂને જક્ષિણીના ઉપાસન અર્થે બત્રીસ લક્ષણા પુરૂષનો ભોગ આપવાની પ્રતિજ્ઞા કરી. વિક્રમ ત્યાં સંચર્યો અને પોતે ભવાનીનો ભોગ થવા તત્પર થયો. દેવી પ્રસન્ન થયાં અને તેણે બે ફળ આપ્યાં, એકથી અપુત્રવતીને પુત્ર થવાનું અને બીજાથી કોઢ જવાનું જણાવ્યું. અને સાધુએ દીર્ઘાયુષ્યનો આશીર્વાદ આપ્યો. વિક્રમે ઘેર આવી પોપટને એ સુપ્યાં અને શેઠશેઠાણીના દુઃ અહયોગ દૂર થયા અને વાંછના ફળી. એટલે મેનાએ પોપટને પોતાનો પ્રિયતમ કર્યો.

૨. કુલ કડી ૪૧૯ છે; દુહા ૧૪૬, ૩ છપ્પય, અને ૨૪૦ ચોપાઈ છે. સ્તુતિ-ભાગ ૫ કડી છે. કવિ-ઓળખ અને રખીયલ ઉલ્લેખ છે; વીરેશ્વર મહાદેવનો કે નવાણુંનો ઉલ્લેખ નથી.

**વિશેષ-૧.** આ વાર્તા છપાઈ છે. જુઓ **સા. પ. ભં. ક.** ગ્રંથ બીજાનાં પાનાં ૭૩૯ ૭૭૨.

૨. આ વાર્તાના ઉપસંહારમાં શામળ બત્રીશ પુતળીની પહેલી પંદર વાર્તા બનાવી, રખીયલને ત્યાં માતરના ગામ સિંહુજે ગયાનો અને તેને ત્યાં રહી બાકીની સત્તર

સંસ્કૃતમાંથી પ્રાકૃતમાં પૂરી કર્યાનો ઉલ્લેખ છે, એ નોંધવાજોગ બાબત છે. ફે. અને પા. માં આ વાત નથી, પણ ૧૭ મી વાર્તાના પા. પ્રતિના ઉપસંહારમાં આ મુદ્દો લખેલો હોવાથી એને ટેકો મળે છે; તેમ બત્રીસમી વાર્તાનો ઉપસંહાર પણ તેને ટેકવે છે.



## વાર્તા ૧૬ મી–કાષ્ટના ઘોડાની–પુતળી અમૃતલવા–
## પૃ. ૨૫૬–૨૮૩

**આરંભ:** શ્રી ગણેશાય નમઃ અથ સિંહાસનબત્રીસી મધ્યે પુતલી અમૃતલવાઃ વાર્તા કાષ્ટના ઘોડાની લષી છેઃ ॥

દૂહાઃ ગીરજાનંદન હુ નમુ રિધસીધનાં દાતાર
સિંદુર અંગે સોભતો મોદિક અમૃતઆહાર ૧
× × × ×
ક્રીપા કિધી છે સારદા આપિ રૂડી બુધિ
રસનાઈ આવાં વસી આપો બોલી સુદ્ધ. ૧૮
વાયુને વશ તરણુ જિમ દશ દશાઈ જાય,
સારદાવશ સાંમલ કવી કર્પકરવત કહેવાય. ૧૯
શ્રોતા વકતા સાંભલી લેસ્યેં અક્ષર વાર,
સુત કાંહનદાસ કવિત કરે નહીં તેહનો વેહેવાર. (?) ૨૦
× × × ×
(ચોપાઇ) એક દિવસ વિચ્ચારૂં મન માગસીર વદિ ચતુરથી દિન,
ગણપતિનું વરત સહુકો કરેં સંપત સારૂ પુજન આચરે. ૬૧

અંતઃ–દૂહાઃ કહે પુતલી ભોજને એહવો થાયેં જે રાય,
તે સીહાસન બેંસસેં ધરસ્યેં જમણો પાય. (૭)૬૦
× × × ×
નગરપુર રાજમાં રહેવા સુંદર ગામ,
વિરેશ્વરસુત વીનવેં સાંમલજી સુભ નાંમ. ૭૬૭
શ્રીગોડ બ્રાંમણ માલવી કવીજન કેરો દાસ,
ક્રિપા કિધી સરસ્વતિ અંબાઈ પુરી આસ. ૭૬૮
વિક્રમચરિત્ર એ વરણુંવ્યું સંષેપે સુભ જાંણી,
દિધી બુધિ જિમ સારદા રસનાઇ આપી વાંણી. ૭૬૯
એહવો જે દાતા હસ્યેં જે કરસ્યેં પરકામ,
તેહ એ આસન બેંસસ્યેં દેવ તણો એ ઠામ. ૭૭૦

એહવું કહીને ઉતપતિ આપે ગઈ આકાસ,
**સોલમી** કથા પુરણ હવી કહે કવિ સાંમલદાસ. ૭૬૧

ઇતિશ્રી સીહાસન બત્રીસી મધ્યે કથા કાષ્ઠના ઘોડાની સંપુર્ણઃ સંવત ૧૮૩૬ ની ફાગુણ શુદી ૧૧ વાર ગુર લપીતં શુભં ભવતુ કલ્યાણમસ્તુ.

**વિષયાદિ-૧ પ્રસંગઃ**-માગશર વદ ૪ દિને ગણપતિ ચતુર્થીનું વ્રત હોઇને વિક્રમ હરસિદ્ધિ માતાને દહેરે ગણપતિનું પૂજન કરવા ગયો. ત્યાં એણે એક કનોજિયા બ્રાહ્મણને ખડગથી મરવાને તત્પર થયલો દીઠો. મહા મુશ્કેલીએ તેને અટકાવી, મનાવી વિક્રમે તેના દુઃખનો પાર લીધો બ્રાહ્મણે કહ્યુંઃ હું, કુવારો અને મારી જ્ઞાતિમાં કન્યાની ખોટ હોઇને શોકાતુર રહેતો હતો. ત્યાં એક અતીત આવ્યો, અને તેને મેં સંતોષ્યો. તેણે કામરૂ દેશમાં વા દક્ષિણના સ્રીયારાજમાં ઘણી ઘણી સ્રીઓનો સદ્ભાવ અને પુરૂષોનો અભાવ હોવાનું કહ્યું. એટલે ત્યાં કોઈ નમેરી નાર હોય અને પુરૂષની પરવાથે ન કરતી હોય એવી હોય તો તે વિષે મેં એને પૂછ્યું. મને એણે એવી એક સ્રી ત્યાં હોવાની અને શાથી તે પુરૂષને તિરસ્કારનારી થઈ છે તે વિષે એની કથા કહી. હું તો ત્યાં જવા લલચાયો અને ગયો પણ ખરો. પેલી સ્રીને શોધી કાઢી. પણ તેણે એવું વ્રત લીધું હતું કે, રાત્રે ચાર પડદાની અંદર તે રહે અને જે મરદ સવાર પડતાં સુધીમાં સુરસ વાર્તા કરી એ ચારેય પડદા ભેદે તેને એ વરે, અને ન ભેદી શકે તો તેનાં નાકકાન વીંધી, માર મારી ગામ બહાર કાઢે છે. હું ત્યાં હુંસે ગયો ખરો, પણ તેના પદડાને ભેદી ન શકાતાં ઉલટો માર ખાઈ ગામ બહાર રઝવડતો પડયો. ત્યાં હનુમાનની હાક સાંભળતાં હું નપુંસક થયો. એવી સ્થિતિમાં હું મારે ગામ પાછો આવ્યો અને નામર્દીથી ગામમાં રહેવું એ કરતાં મરવું વધુ સારૂં એમ સમજી અહીં આપઘાત કરવા આવ્યો છું.

વિક્રમે તેનું સાંત્વન કર્યું, અને એ જ સ્રીયારાજની કન્યા તેને પરણાવવાનું વચન દીધું. પછી વિક્રમ તે દેશે ગયો અને એ નમેરી કન્યાને શોધી તેના પઠાંગણે બેઠો. તેને ત્યાં ચાર પડદા તોરણ હતાં. પહેલે તોરણે પોપટ, બીજે મેના, ત્રીજે મોર અને ચોથે ઢેલ; એ ચારે જડ અને કનકનાં હતાં. બીજું કોઇ તે ઠામે આવ્યું નહી. એટલે તેણે વીર વેતાલને બોલાવી પોપટમાં પ્રવેશ કરાવ્યો પછી પોપટે વિક્રમનાં ગુણગાન કર્યાં અને પોતાની માલકીણ કન્યાનો અવિવેક વર્ણવ્યો. અને રસીલી વાત કહેવા પ્રેર્યો. પણ વિક્રમે બ્હોંસ કરી તેની માલકીણ કન્યા વાર્તા સાંભળવાની આતુરતા દાખવે તો જ વાત કહેવાની મનોવૃત્તિ જણાવી. પછી દાસીઓની સમજાવટથી એ કન્યાએ પોપટને હુંકારે વાત કહેવા તેને વિનવ્યો. અને વિક્રમે વાત ચલાવીઃ

કોકણના કોરવ પાટણના રાજાને ભગવાન સેવતાં પુત્ર થયો; તેને એક સુતાર-પુત્ર સાથે અગાધ અને અતુટ પ્રીતિ બંધાઇ. સહુ કોઇ અને રાજારાણી પણ તેનાથી વહેમાયાં અને સુતારપુત્ર તે કળી જતાં વિદ્યા શિખવાને નિમિત્તે પરદેશ સંચર્યાં. સાંધી કાષ્ઠનો ઘોડો દોરીસચાર્યો આકાશમાં અતિવેગે અને અતિદૂર નિકળી જાય તેવો લાવ્યો. એક સમે પેલો રાજકુંવર પોતાના ઘોડા સાથે શણગાર સજીને એકલો સુતારઘેર ગયો; અને ત્યાંથી રાજવાડીએ બંને સંચર્યા. ત્યાં આગ્રહ કરી કાષ્ઠને ઘોડે રાજકુંવર ચઢયો અને ઉડયો, પણ હેઠે ઉતરવાની કળા નહીં જાણ્યાથી ગભરાયો અને ઘોડો આકાશમાં ઘણે દૂર અનજ્યે દેશાવર જઇ ચઢયો આ પાસ સુતારપુત્ર ગુંચવાયો ત્યાં રાજપુરૂષો

આવી તેને કેદ કરી દરબારે લેઇ ગયા અને તેને રાજપુત્રનો વધ કર્યાના ગુન્હાસર વગર તપાસે શૂળીએ દેવા તૈયાર કર્યો

આટલી વાત કરતાં પહોર એક વીત્યો, અને પોપટ મુંગો રહ્યો. વૈતાળ બીજે તોરણે મેનામાં પેઠો તેણે વિક્રમને વાત આગળ ચલાવવા કહ્યું પણ માલકીણ કન્યાની પ્રેરણા સિવાય કાંઇ ન કહેવાનો આગ્રહ ધર્યો દાસીઓને રસ પડયો હતો, એટલે કન્યાને સમજાવી વાત આગળ ચલાવી

શાણા લોકોએ સુતારપુત્ર પાસેથી વાત જાણી લીધી અને રાજપુત્ર જીવતો હોવાથી અવશ્ય કો કાળે પાછો ફરશે, એમ રાજાને સમજાવી તેને કેદમા રખાવ્યો આ પાસ પેલા કુંવરે દોર મૂકી દેતા કનકપુર પાટણના રાજાની વાડીમા આવી પડ્યો, ત્યા ઘોડાને રોકી તે વૃક્ષ તળે સૂતો અને એક વખ્યા રાજમાલણ તેને પુત્ર કરી પોતાને ત્યા લેઇ ગઇ પછી રાતના અંતપુરમા રાજકુંવરી સાથે તે પ્રેમમા પડયો તેને ગર્ભ રહ્યો અને પેલા કાષ્ઠના ઘોડે ચઢી બને ત્યાંથી ચાલી નીકળ્યા વાટમા અરણ્યમાં પેટીને પુત્ર પ્રસવ્યો, એટલે રાજપુત્ર અગ્નિ, અન્ન, પાણી લાવવા પાછો વળ્યો અને અગ્નિ આદિ સાથે પાછો ફરતો હતો ત્યા અગ્નિકણ ઉડતા ઘોડાની દોરી બળી અને ઘોડો પણ બળ્યો એટલે તે ખાર સમુદ્રમા પડ્યો આ પાસ રાજકુંવરી ગુફામા બાળકને રાખી ધણીને શોધવા નીકળી, પણ તે તો ન મળ્યો દરમ્યાન શિયાળ તે બાળકને હરી ગયુ

અહીં બીજો પહોર થયો અને મેના મુગી થઇ, એટલે વૈતાળ ત્રીજે તોરણે મોરમા પેઠો, મોરે વિક્રમને આવકાર દઈ આગળ વાત ચલાવવા કહ્યું, પણ માલકીણના નિમત્રણનો આગ્રહ કર્યો તેણે પણ આખરે કહ્યુ એટલે વિક્રમે વાત આગળ ચલાવી

કુંવરીએ ગુફામા આવતા પુત્રને ન દીઠો અને મુઝાઇ, ત્યા એક ડાકણ આવી તેને સમજાવી પોતાને ઘેર લેઈ ગઈ અને અદ્ભુત રિદ્ધિસિદ્ધિવાળા હોવાથી રાજકુંવરીના ઠાઠમાઠથી તેને રાખી આ પાસ શિયાળવુ પેલા બાળકને લાવતુ હતું ત્યાં વાઘ આવ્યો અને બાળકને પડતું મૂકી, શિયાળ દોડી ગયુ બાળક રણમા પડ્યો હતો ત્યા અચાનક એક અપુત્રિયો રાજા આવ્યો અને તેને લેઈ ગયો અને રાજકુંવર કીધો તે ઉછરી સોળ વર્ષનો થયો ત્યારે રાજાએ તેને પરણવાનો આગ્રહ કર્યો, પણ તેણે કહ્યું કે મારી મનમાનતી સ્ત્રી મળશે ત્યારે જ હું પરણીશ પછી પેલી ડાકણને ઘેર રહેતી સ્ત્રી ઉપર તેને પ્રીતિ બધાઇ અને તે સ્ત્રીએ પોતે પરણેલી હોવાનું કહ્યા છતાં તેની સાથે પરણવાની જીદ રાજપુત્રે લીધી. અને આખરે તેને ઘેર રહેવાને ગયો આમ માતા સાથે આડો વહેવાર કરવા પુત્ર અજાણતા તત્પર થયો

અહીં ત્રીજો પહોર થયો અને મોર મુગો રહ્યો વેતાલ ઢેલમા પેઠો અને વિક્રમને વાત આગળ ચલાવરાવવા આગ્રહ કર્યો પણ અગાઉની પેઠે માલકીણનું નિમત્રણ માગતા તે જાતે આવી વિક્રમને પાયે પડી પણ વિક્રમે તેને પોતાને સ્થાને બેસવા અને ઢેલના હુંકારા સાથે વાત કહેવા જણાવ્યુ તે પોતાને સ્થાનકે ગઈ, અને તેણે વાત ચલાવી

પેલો પુત્ર માતા સાથે જારી રમવા ગયો ખરો, પણ તેની વાડીમાના વાછડાને એમ બોલતાં સાભળ્યો કે આ રાજકુંવર મા સાથે અજુગતુ કામ કરવા આવ્યો છે એ સાંભળી તે પોતાની રાજમાતા આગળ ગયો અને પોતાની ઉત્પત્તિ સાંભળી એટલે પસ્તાઇને તેણે પેલી ડાકણને ઘેર રહેતી સ્ત્રીને બોલાવી અને તેની હકીગત જાણી પોતાની માતા હોવાની ખાત્રી કરી લીધી પછી પ્રાયશ્ચિત્ત પૂછતા બ્રાહ્મણોએ ચાંદ્રાયણ વ્રત કરી

કોળામાં ચાર રત્ન ઘાલી દાન દેવા કહ્યું. રત્ન તો હતાં નહીં, પણ કાળસંજોગે એક વેપારી વહાણુ સાથે આવી પહોંચ્યો અને વહાણુમાંથી રત્ન ચાર મળ્યાં. વળી એ વ્યાપારી કર્મયોગે રાજપુત્રનો પિતા નિકળ્યો. તેણે પોતાની વીતી કહી. દરીયામાં પડ્યા પછી એક વહાણવટીને હાથ આવ્યો અને તે પછી વાણોતર થયો. રાજાએ પોતાની માને બોલાવી અને તેણે પોતાના ધણી તરીકે તેને પરખી લીધો. પછી રાજાએ એ વહાણવટી બાપને પોતાનું રાજ સોંપ્યું, પરંતુ તે પોતાનાં માબાપને મળવા સ્વદેશ કોરવપાટણ સીધાર્યો.

આ પાસ કોરવપાટણનો રાજા પોતાનો કુંવર ઘણાં વર્ષો લગી નહીં સાંપડતાં સુતારપુત્રને રાજ સોંપી, કાશી જવા તત્પર થયો. એટલામાં તેમને તેમનો પુત્ર આવી મળ્યો અને સહુ સુખી થયાં.

આ વાર્તા સાંભળી પેલી સ્ત્રીયારાજની કન્યા જિતાઈ અને વચન પ્રમાણે અંધાથકી વિક્રમ તેને લેઈ ઉજ્જેણ આવ્યો અને પેલા કનોજિયા બ્રાહ્મણને પરણવા કહ્યું. પણ તે તો નપુંસક થયો હતો, એટલે તેણે એને પરણવાની ના કહી. પણ હરસિદ્ધિ માતાના પ્રતાપથી સુંવાળની બહુચરી દેવીનાં દર્શને તેને મોકલ્યો અને જેમ તેના માન સરોવરમાં ઘોડી ફીટી ઘોડો થયો હતો તેમ એ બ્રાહ્મણ પુરૂષ થયો અને એ કન્યાને પરણ્યો. વિક્રમે તેને આમગરાસ પુષ્કળ દીધાં.

૨. કુલ કડી ૭૩૨ છે: બધાં દુહા અને ચોપાઇ છે; છપ્યો કોઇ નથી. રખીયલ-હસ્લેખ વા કવિ-ઓળખ નથી.

વિશેષ: આ વાત સંશોધાઈને છપાઇ નથી. સ્તુતિભાગ અને વિક્રમમહિમા સંબંધી ૬૦-૬૧ દુહા-ચોપાઇ પ્રસ્તુત પ્રતિમાં છે, પણ છાપેલી પ્રતિઓમાં માત્ર ૭ જ કડી છે; પણ હિ. ચોપડા(સં. ૧૮૦૨ ના)માં આ વાર્તા છે, તેમાં એ સહુ કડી છે. કે. કે પામાં આ વાર્તા નથી.

૨. ઉપર કડી ૨૦ મીમાં 'સુત કાહનદાસ કવિત કરે' એ પદ છે, પણ હિ. માં 'સ્તુતિ કે નંદા જે કરો,' એમ છે, આથી લહીઆએ સમજવામાં ભૂલ કરી લાગે છે. એ પદ આમ જોઇએ: "સ્તુત કાંહાં નંદા કવિતા કરે!"

૩ આ વાર્તા વિશેષે કરીને પ્રસિદ્ધ છે.

---

## વાર્તા ૧૭ મી-પંખીની-પુતળી પંકજનયના-પૃ. ૨૮૪-૩૪૪.

આરંભ:-શ્રીગણેસાય નમઃ અથ સિંહાસન બત્રીસી મધ્યે વાર્તા પંખીની: પુતલી પંકજનયનાની લખ્યતે: ॥

દુહા:-સેવું શ્રીમુખ સારદા આનંદ રૂપ અપાર,
અભયદાંન આપો અતિ સિદ્ધ બુદ્ધની દાતાર. ૧

* * * *

અવતારિક કો અંશપતિ ભોજરાજ ભરપુર,
કલિયુગ માંહે કલપતરૂ નારાયણનું નુર. ૯

* * * *

જમણો પગ જુગતેં ધરૈં બેસવા કારણ રાય,
પંકજનયના પુતલી બોલી કહેવા નાય. ૧૧

* * * *

ચોપાઈઃ–કહે ભોજ સાંભલ કામિની ભલી વાત કહો ભામિની,
ઘણાં પ્રાક્રમ કીધાં તે ઘોર જગત બાધાનું જીત્યો જોર. ૧૭

અંતઃ–દુરમત્ય દેહ થકી છે તાજ્ય રામ સરીખું કીધું રાજ્ય,
રામચરિત્ર કે વિક્રમચરિત્ર પુણ્યાઇવંત તે હોય પવિત્ર. (૭) ૨૪

દુહાઃ એમ કહીને પુતલી આપેં ગઇ આકાસ,
સત્તરમી કથા પુરણ થઈ કહે કવિ સામલદાસ. ૭૨૫
એ પંકજનયના પુતલી કહી કથા સુવિશાલ,
હવે ઇંદુમતિ બોલસ્યેં આગળ વાત રસાલ. ૭૨૬

ઇતિશ્રી સિંહાસનબત્રીસે વિક્રમચરિત્રે વાર્તા પંપીની સંપુર્ણઃ

**વિષયાદિઃ**-૧ પ્રસંગ–એક સમે વિક્રમે શિવપૂજન કરીને પાછો ફરતો હતો ત્યાં વડવૃક્ષ ઉપર પોપટ–પોપટીને વાત કહેતાં સાંભળ્યાં. પોપટે કહ્યું કે દૂર દેશાવરથી મારો બાર વર્ષનો મિત્ર પોપટ દુઃખથી સંતપ્ત થતો આવ્યો છે. તે કહે છે કે મને એક અમરફળ લાધતાં એક રાજાને આપ્યું, તેણે પોતાની વાડીમાં તેનાં બી વાવી અસંખ્ય અમરફળ પકવ્યાં અને રાજસભા ભરી સહુને ખાવા આપ્યાં અને સહુ મૃતપ્રાય થયાં, તેથી એ રાજાએ પંખી માત્ર પર ચીઢાઈ તેમને બાળવાનું વ્રત લીધું એ સાંભળી મારો મિત્ર પોપટ ત્યાંથી નાસી આવ્યો છે, અને હવે કાશી જઈ દેહ પાડશે, માટે મારે પણ મરવું પડશે.

વિક્રમે તરત ત્યાં હાજર થઇ તે ત્રણે પક્ષીને તેનાં પાછા ફરતાં લગી દેહ નહીં છોડવાના સમ આપ્યા અને પોતે પેલા રાજાને ગામ જવા સંચર્યો. માર્ગમાં એક કોઢિયા રાજાને બત્રીસ લક્ષણા બ્રાહ્મણપુત્રની હત્યા કરતો અટકાવી દેવીની કૃપાથી કોઢથી મુક્ત કીધો. વિક્રમે એમાં અઢળક ધન બ્રાહ્મણોને ઉજ્જેણથી મંગાવી દેવરાવ્યું. વિક્રમ તે પછી ત્યાંથી પેલાં પંખીને હણનાર રાજાને ત્યાં ગયો અને શિવને પ્રસન્ન કરી એક દૈવી નાગને શોધી આણ્યો અને તેની પાસે પેલાં ઝેરી થયલાં અમરફલનાં વૃક્ષને ડસાવી અમૃતમય કર્યાં, પણ નાગે વિક્રમને બદલામાં ડસ્યો. પરંતુ વૈતાલે તેને હિમાલયમાંથી 'મોહરો' આણી ઉગાર્યો. પછી વિક્રમે પેલા રાજાને અને તેની પ્રજાને બહુ બહુ આરજુથી સમજાવી અમર ફળ ખવડાવ્યાં અને સુખી કર્યાં. પછી પોતે ઉજ્જેણ આવ્યો અને પેલાં પોપટ–પોપટીને સોનાને પાંજરે રાખ્યાં.

૨. કુલ કડી ૭૨૬ (૭૨૫ ની નોંધ ભૂલભરી છે.) એ બધાં દુહા–ચોપાઇ છે. સ્તુતિભાગ કડી ૭ છેઃ રચ્યાસાલ-ઉલ્લેખ, કવિ–ઓળખ, કે ગ્રન્થમહિમા નથી. માત્ર ૭૨૪ મીની છેલ્લી અડધી પંક્તિ છેઃ

"રામચરિત્ર કે વિક્રમચરિત્ર પુણ્યાઇવંત ને પરમ પવિત્ર."

**વિશેષ**-૧ આ વાર્તા સંશોધાઈને પ્રકટ થઇ નથી. સં. ૧૮૭૦ (સ. ૧૮૬૯–૭૦) નો ચોપડો આ પ્રતિને મળતો છે. હિ.(સં. ૧૮૦૨ ના ચોપડામાં ખંડિત વાત છે, પણ છે તેટલી આ પ્રતિને મળતી છે. કે. માં આ વાર્તા ૧૬ મી છે. તેમાં કંઇક કંઇક ફેર છે.

૨. પા. પ્રતિમાં નીચેનો વધારો છેઃ (મૂળની ૭૨૪મી કડી પછી) છેઃ

શ્રી ગુજરધર દેશમા વેગનપુરમાં વાસ
શ્રી ગોડ માલવી વિપ્ર શુભ કવિશ્રી ચામલદાસ ૧

* * * *

ગુણ તેહને ગુજરાતમાં ચાવો દેશ ચોહો પાસ
માવર પ્રગણા મોહો રવી સીહજ શીરોમણી વાસ ૨

* * * *

પુછે પડીત સરવને નિમેષ ન શાખી ન્યૂન
શાહાસ્ત્ર સકલમાં શોધતાં વાધ્યૂ પરમારથ પુન્ય ૫
કવિ તેણે કોડે કરી સૂપીયુ કુળસુધ કામ
ગ્રંથ કહો ગુણ આગલો જેહનું નિરમલ નામ ૬
શુધ બુધ રીધી સારદા રહાં રસનાયે રાજ
**પરમારથ પુરાણ કરૂં કલીજુગ કૌતુક કાજ ૧૦**

આ પ્રતિ સ. ૧૮૩૮ ના શ્રાવણ સુદ ૫ ને ગુરુવારે પૂરી ઉતરાયલી છે તેમાં વાર્તાની ઈતિશ્રીમાં "અષ્ટાદશ કથા સંપુરણ" એમ જો કે લખેલું છે, પણ આરંભ તેમ અતના પાનામાં '૧૭' નો આંક છે.

——:o:——

## વાર્તા ૧૮ મી-વહાણુની-પુતળી ઈન્દુમતિ-પૃ. ૩૨૪-૩૪૫

**આરંભ**—શ્રી ગણેસાય નમઃ ॥ અથ સિંહાસન બત્રીસી મધ્યે વાર્તા વાંહાંણુની પુતલી ઇંદુમતીની લપી છે. ॥

ચોપાઇઃ—શ્રી ગણાધીપતલ તુઝને નમુ શુભ કારજ આપે જે સમુ
વરદાયક લાયક ગુણનીધ્ય સદા સરવદા આપે સીધ્ય. ૧

* * * *

છપ્પો કવી તેડયો કવી કોડ જોડી દૌ પાંણ્ય જ પ્રીતે
પાંનપાંન સનમાંન સંતોષ્યો રાજસ રીતે
**સિંહાસનબત્રીસ કથા સત્તર પેહેલી**
કોડે સાંભલ્યો કાંન્ય અધીક થઇ અમૃત શહેલી
**પનર રહી અણસાંભલ્યે** તે સંસ્કૃત મન ધીરજ ધરો
**મોહનજીસુત રવીદાસ કહે પ્રાકૃતમાં એ પુરાણી** કરો. ૮

ચોપાઇ સાંમલે વચન ચઢાવ્યું શીશ આરાધેં ઉમયાપતિ ઇશ
વીશ્વે(રે)શ્વર મોરા મહાદેવ સમ્યક પ્રકારે કીધી સેવ ૯

* * * *

સીવવાસ સદા જિહાં ધાર નગર ધર્મંનીર
ભોજરાજ ભરત પંડમાં વારૂ વડ હય વીર. ૧૫

* * * *

છપય) આણ્યાં ગંગોદક નીર સુભ સિંહાસન કીધું
ગામ કરાવ્યું ભોજ (મુહુરત પુષ્યારક લીધું)
(ભોજ કરાવ્યા ભંમ વિવિધ) સોભા થઈ વાસે
દીધાં ધન બોહો લાપ પંડિત સહુ પ્રીત્યે પાસે ૪
પ્રદક્ષણા પ્રીતે કરી આસન મેલેં જાહરે
કહે સાંમલ કૌતિક થયું કહું, સંષેપે તાહરે ૪૭

દુહો) સુજન સહુને સુંપીગો સુંપ્યો પુરપતી પાશ
શેઠ ગયો સ્વદેશમાં વીવીધ્ય સોભાઈ વાસ (૫) ૪૨
એહવો તે દાતા હસ્યેં જે કરસ્યેં પરકામ
તે એ આસન બેંસસેં દેવ તણો એ ઠામ ૫૪૩
વીક્રમમહિમા સાંભલે આંણી મનમાં ભાવ
ટાઢો ઉનો ચોથીયો સ્વપનેં નાવે તાવ ૫૪૪
એહવું કહીને પુતલી આપેં ગઈ આકાશ
અઢારમી કથા પુરણ થઈ કહે કવી સાંમલદાસ ૫૪૫
એહ ઈંદુમતી પુતલી કહી કથા સુવીશાળ
હવે પ્રણુસા બોલસ્યેં આગળ વાત રસાળ ૫૪૬

ઇતી શ્રી સિંહાસનબત્રીસી વીક્રમચરીત્ર કવી સામળદાસ વીરચીતાયાં વાતોં વાંહાણુની સંપુર્ણઃ ।।

**વિષયાદિ–૧. પ્રસંગ**–એક વખત રાજા વિક્રમ ભોજન કરવા બેઠો હતો, ત્યાં દુઃખીયાંની ધા સુણવા માટે નગરમાં રાખેલી ઘડીયાળ પર ધા થયો અને બોલાવતાં એક વટેમાર્ગુ આવી ચઢયો. તેને ખવરાવી પીવરાવી તેનું દુઃખ પૂછ્યું. તેણે ક્હ્યું કે હું બરાસકસ્તુરીનો વેપારી છું; દૂર દેશાવરના દમલપુર નગરના નગરશેઠ ભાનુની પુત્રી ભાનુમતી સાથે પરણવાના ઉમંગથી ૧૪ વહાણ ભરીને ગયો. પણ ભાનુમતીની મૈત્રિણી ગુણકા હતી, તેણે સ્ત્રીચરિત્ર હું શીખી પાવરધો થાઉં તો એ કન્યા સાથે લગ્ન કરી આપવા વચન દીધું. એટલે હું મુનીમને મારો માલ સોંપી એક જોજન ઉપર એક ગામમાં ગયો. ત્યાં એક સ્રીએ રજપુત ધણીને પોતે જારી રમતી હોવા છતાં છેતર્યો અને સતીનો પરચો દેખાડ્યો, એ જોયું તે સ્રીને એના ધણીએ સાચું માનવા થાંભલે બાંધી; મધ્ય રાત્રે હજામડી આવી, તેને સ્થાને બંધાઈ જારી રમવા મોકલી. દરમ્યાન રજપૂતે જાગી તેનું નાક કાપ્યું એટલામાં થોડી વારે રજપુતાણી આવી, અને પોતે પાછી થાંભલે જકડાઈ. હજામડીએ ઘેર જઈ ખુબીથી ધણીને માથે નાક કાપ્યાનો આરોપ મૂકયો; હજામે

તે આખું કર્યું. બીજી પાસ ધણી જાગતાં રજપુતાણીએ નાક આખું દેખાડી સતી સાચી થઈ. આવું સ્ત્રીચરિત્ર જોઈ હું પાછો ગુણકાને ઘેર આવ્યો. તેણે બીજા અનેક કરતુકો કર્યાં. રાજાનાં ચાર રત્ન ચોરી મને તેનો ચોર ઠરાવ્યો અને રાજાએ મારાં વાહાણ લુંટી લઈ મને રઝળતો કર્યો. એટલે કાશી કરવત મૂકાવા જતો હતો ત્યાં માર્ગે તમો પરદુ:ખભંજનનાં દર્શનાર્થે આવ્યો.

વિક્રમે તેનું સાંત્વન કર્યું અને પોતે ગોબર ગોળાઓથી ભરેલાં અઠ્ઠાવીસ વહાણો સાથે લીધાં અને દમલપુર જઈ ઉતર્યો. ત્યાં અનેક તરતીબો કરી, ગુણકાને છેતરી, (આવી તરતીબોની આડકથા મોટી છે). પેલા વેપારીનાં વાહાણ અને ત્રણ કુંવરીઓ (પેલી ભાનુમતી સાથે) લેઈ આવ્યો અને તેને પરણાવી સુખીયો કર્યો.

૨ કુલ કડી ૫૪૬ છે: ૭ છપ્પા, ૩ શ્લોક, ૨૧૫ દૂહા અને ૩૨૧ ચોપાઈ છે. સ્તુતિ ૩ ચોપાઈ અને ૪ છપ્પા; ૧ છપ્પા ૮ મી કડી, ૧૭ વાત સાંભળી બાકીની ૧૫ પૂરી કરવાની રખીદાસના પ્રેરણાનો, અને ૬ કડીઓ ચોપાઈની પોતાની નમ્રતાના દર્શનની, અને ૯૭ કડી (ચોપાઇ, દૂહા, શ્લોક, અને છપ્પા સાથે) ભોજમુંજપ્રસંગ, સિંહાસનપ્રાપ્તિ, વિક્રમમહીમા આદિની છે. ઉપસંહાર સાદો છે. રખીયલ-ઉલ્લેખ, કવિ-ઓળખ કે ગ્રંથમહિમા નથી.

**વિશેષ-૧** આ વાર્તા સંશોધાઈ છપાઇ નથી. હિ. માં-પહેલું પાનું નથી, અને મધ્ય ભાગથી તૂટક છે; પણ છે તે આ પ્રતિને લગભગ મળતી છે. પા. પ્રતિમાં ૮ મી કડીવાળા છપ્પાની પહેલાં ૪ છપ્પા વધુ છે. તેમાં રખીદાસના જશ અને વીરેશ્વર મહાદેવના મહિમાનો ઉલ્લેખ છે. એકમાંની આ પંક્તિ નોંધવા જેવી છે:

સાઠોદરા સીરદાર નાત શુભ નીરમલ નાગર
પંડીત માંહી પરમાણ ઓહો બ્રાહ્મ બુધ સાગર
ઉદીચ અકલ અનૂપ, ભાટ પણ ભૂપત જેહવા
પાટીદાર પરતાપ આપ તરતીબે તેહવા
વીરજી આપ વખાણીયે ઓહો પ્રાક્રમ વેઠા બહુ
રાજસ સુત રખીદાસનો જાણે આદ સોભા સહુ ૮

તેમ ૮ મી કડીવાળા છપ્પા કરતાં બીજો આ એક ફેર છે:

સહીયાસન બત્રીશ કથા જે પંનર પેહેલી
કોડે સાંભલી કાન અધીક થઇ અમૃત એહેલી
સત્તર રહી અણસાંભલ્યે તે સંસ્કૃત માંહિથી ધીરજ ધરે.

પા. નો ઉપસંહાર કાંઈ ખાસ જુદો પડતો નથી. એ પ્રતિ 'સં. ૧૮૩૮ ના વેશાખ સુદ ૧૩ ને ગૌરઉ' એ પૂરી ઉતારાઇ છે.

૨ સં. ૧૯૪૯ માં છપાયલી પ્રતિમાં આને બદલે 'રણથંભડ ઘડ'ની વાત છે. જોકે પા. પ્રતિમાં પણ આ વાર્તા છે, પરંતુ તે ૧૮ મી વાહાણની વાર્તા ઉપરાંતની છે. અંક વગરની છે. ગુ. વ. સો. પ્રતિમાં પણ આવો પા. ના જેવો જ પ્રકાર છે (અં. ૬૧). મડાપચીશીના ઉપસંહારમાં બત્રીસ વાર્તાઓ અને પુતળીઓનો જે ક્રમ આપેલો છે તેમાં ૧૮ મી વાર્તા વાહાણની હોવાનો ઉલ્લેખ છે, અને રણથંભોર ઘડની વાર્તાની નોંધ પણ નથી.

---:o:---

## વાર્તા ૧૯ મી–ભાભારામની–પુતળી પ્રદ્યુમ્ના–પૃ. ૩૪૧–૩૭૭

આરંભઃ–શ્રી ગણેશાય નમઃ ।। અથ વાર્તા ભાભારામની પુતળી પ્રદ્યુમનાની લખ્યતે ।।

ચોપાઈઃ–એવું આદ્ય માતા સરસતી આપેં વીદ્યા મહીમા મતિ
ભ્રામા ચ્યારેં વેદ જ ભણ્યો સરસતી પ્રતાપેં ગુણ સર્વ ગણો ૧
બાવન અક્ષર વીદ્યાનું બીજ બારેં રાશ રાજસગુણ રીઝ
અઢાર પુરાંણ એહ રોમેં વસે તે વીદ્યા પણ ગુંણ મસમસેં ૨

* * * *

પ્રથમ શ્રી સરસ્વતી પ્રણમું વીક્રમાજીત વળતો વરણું
સીંહાસનબત્રીસિ અતિ સાંભલતાં થાય નીરમલ મતી. ૮

* * * *

શ્રીમહારાજ નૃપ ભોજ ભડ આપ વીચ્ચારૂં મન
પંચામૃત લેઇ પુજીયું અધિપત એ આસન ૧૨
પંખી હંસ ઉડેં જેટલેં અંતરીખ વચન થયું તેટલેં ૭૯૯
તાહરો વાધસ્યેં રૂડો વંશ તેહ થશેં દેવતાઇ અંશ
એહ વચન માંને માહરૂં જુગમાં નામ રહેંસ્યેં તાહરૂં ૮૦૦
એકવીસમી પેઢીઇં પ્રગટે પુત્ર માહા સત્યવાદિને ધરસુત્ર
ગુજર દેશ ઠેકાંણે ઠાંમ તેહનું નામ તે ભાભોરામ ૮૦૧
પુજાસ્યેં થઇને તે દેવ સકલ લોક કરસ્યે બહુ સેવ
ગેંબી સબ્દ સાંભલીયો તેહ સીતલ થયો ભાભાનો દે ૮૦૨

* * * *

શોકો જીહાર વીક્રમનો હસ્યેં ભાભારામની પુજા થસ્યેં
ધન્ય ધન્ય એ ઉજેણી ગાંમ ધન ધન દુઃખભંજન એ ઠામ ૮૦૯
ધન ધન કણબી ભાભોરામ ધનધન નવ ખંડમાં નાંમ
ધન ધન ક્ષીપ્રાત્રટતીર ધન ધન વીક્રમ નર એ વીર ૮૧૦
ધન ધન એ કણબી કુલ ઠાંમ ધન ધન રૂડો ઉજેણી ઠાંમ

* * * *

કહેં પુતલી જયોગેં યથા કાલીદાસે કહી ભોજનેં કથા ૮૧૩
સંસ્કૃત વીદ્યા શાસ્ત્ર સુજાણ કસ્યાં પંડીતે તેહ પુરાંણ
જેહવી સુખ કરનારા કવી નીરખી વારતા તેહું નવી ૮૧૪

તે ઉપર એ ગ્રંથ જ થયો બુદ્ધ અનુસારે કહ્યો
પુરાણ પરમારથનું પુર નીરમલ કથા ન્યાયપરનું નુર ૮૧૫
* * * *
પાપી માણુસને પુરૂં સાલ અકરમી જનનેં એતો આલ
પાખંડી જનનેં મન પાખંડ દોષી માણુસને તો દંડ ૮૧૮
વીવેકી જનનેં એ વીચાર અજાંણ્યાનેં મન અન્યાય
ચતુર માણુસને મન્ય ચરીત્ર પુણ્યવંતને મન એહ પવીત્ર ૮૧૯
દુહા પ્રીત્યેં પુતલીઈ કહ્યૂં વારૂ ભોજનીલાસ
સંસ્કૃતમાં કાવ્યે કરી કીધું કાલીદાસ .૮૨૦
બીજા કવી અનેક છે તેણે કીધાં કામ
આદિ મધ્ય નેં અંતથી છે બહુ ઠામે ઠામ ૮૨૧
શ્રી ગુજર ગુણ આગલો અમદાવાદ અધિદેશ
સાબરમતી સુપઢાયની પાપ તણો નહી લેશ ૮૨૨
* * * *
શ્રીગોડ માલવી વીપ્ર શુભ વીરેસ્વર શુભ સુત્ર
સાંમલ નામ સીરોમણી પ્રતાપવંત છે પુત્ર ૮૨૩
ગુરૂક્રીપાથી ગુણ ઘણો પરીશ્રંમ શીવપરતાપ
કવીશગત યથાવીધિ અકલ પ્રમાંણે આપ. ૮૨૪
ચાલી ખ્યાત ચીહું દેશમાં પંડીત પુર પ્રમાંણ
માતર પ્રગણું મોહો રવી થયું જુગતેથી જાંણ ૮૨૫
સીહુંજ ગામ સીરોમણી તેજપુંજ પ્રકાશ
પવીત્ર ભુમી તીરથ વડું વીરેશ્વર શીવવાશ. ૮૨૬
કણુબી છે કુળ ઉજલા લે ઉવાલાયક બીજ
કાઉજીકુળ ઉતપત હવો મનજીસુત મહારાજ ૮૨૭
રધીદાસ રાજસ વડો પ્રીછેં સઘલી પેર
ઘણા હેતથી તેડીયો કવી સાંમલજી ઘેર ૮૨૮
* * * *
ભાટ દસુંદી તેહનો ગુણસાગર ગુમાંન
ગ્રંથ સુંપ્યો તેહને દેઇને ઝાઝાં માંન ૮૪૧
કર જોડીને કવીને કહ્યૂં સુણ્યાં શાસ્ત્ર શુભ રીત
પુરાંણ પરમારથ કરો વાધેં પુન્ય પવીત્ર ૮૪૨
સાચાનેં સોહામણું જુઠાને તો જમાંન
ગુણીઅલને મન ગુણ ગ્રહ્યો દાતાને તો દાંન ૪૫

એમ કહિને ઉતપતી આપે ગઇ આકાશ
ઉગણીસમી કથા પુરણ થઇ કહે કવી સાંમળદાસ ૮૫૧
એમ કહીને પુતલી પ્રદ્યુમના ગઇ આકાસ
સભારંજક હવે બોલસ્યે કહે કવી સાંમલદાસ ૮૫૨

ઇતિ સીહાસનબત્રીસે વીક્રમચરીત્રે સામલદાસ વીરચીતાયાં વાર્તા ભાભારામની સંપૂર્ણઃ સમાપ્તઃ ॥ શ્રીરસ્તુઃ કલ્યાંણમસ્તુઃ ॥

**વિષયાદિઃ-૧ પ્રસંગ** આમ વર્ણવેલો છે. (કડી ૨૪ થી) એક વખતે ચાતુર્માસમાં વિક્રમ રાજા નગરચર્યાએ નીકળ્યો. અઢારે વર્ણના આચારવિચાર જોતો જોતો કણબીવાડે ગયો. ત્યાં ૯૫ વર્ષના ઘરડા ભાભારામને તેનાં સુખદુઃખ પૂછ્યાં અને કણબીની ઉત્પત્તિ, કણબીને બારે માસ ખેતી આદિનાં પડતાં દુઃખો, તેની ઉદારતા, સર્વ વર્ણનાં વસવાયાં આદિને તેમ રાજા અને તેના અમલદારોને પણ સંતોષી, રહ્યુંખહ્યું છોકરાંને ખવડાવી, સંતોષ માની, પ્રભુનું ચિંતન કરી, જીવન ગાળવાની રીતિનીતિ આદિનો ખ્યાલ મેળવ્યો. પછી વિક્રમે અનુકંપાથી તેને પૂછ્યું કે તારે જે કાંઈ માગવાની ઇચ્છા હોય તે સુખેથી માગ અને હું પરદુઃખભંજન તારૂં માગ્યું આપી-અપાવીશ. ભાભારામે કહ્યું અમે કણબી કદિ કોઇ કનેકર ઓડીએ નહીં; અમે તો સૌને આપવા સરજાયા છીએ, કણ આપવા એ અમારૂં કામ અને વિરદ છતાં વિક્રમે કંઇક માગવા તેને બહુ બહુ આગ્રહ કર્યો, ત્યારે તેણે કહ્યું કે મારે પુનઃ ગર્ભવાસનું દુઃખ ન વેઠવું પડે એવું કરી આપો. પછી વિક્રમે મહેલે આવી હરસિદ્ધિનું પૂજન કર્યું અને ભાભારામની ઇચ્છા પૂર્ણ કરવાનો માર્ગ પૂછયો. તેણે સ્વર્ગમાં વૈતાલની સહાયથી ઈન્દ્ર કનેથી તે મેળવવા સૂચના કરી. તે એટલે વિક્રમ ઈન્દ્ર સમક્ષ ગયો અને તેની પાસે એ માગણી કરી. તેણે કહ્યું હું બ્રહ્મલોકમાં જઈ બ્રહ્માને પૂછી આવું. બ્રહ્માજીએ તેને મુક્તિનાં સાધનો ગણાવ્યાં અને તેથી સંતોષ ન થતાં વિષ્ણુલોકમાં જઇ વિષ્ણુને પૂછી આવવા ગયો. ત્યાં વિષ્ણુએ વૈષ્ણવને મુક્તિ કેમ મળે તે જણાવ્યું, પણ ખરૂં એક જ સાધન તો શિવલોકમાં જઈ શિવને પૂછતાં મળે, માટે ત્યાં પોતે સંચર્યા. શિવ સાથે પૃચ્છા થતાં સંવાદને અંતે કાશીપુરીમાં વાસ કરતાં દેહ પડે તો મુક્તિ મળે અને ગર્ભવાસવેદના ન વેઠવી પડે, એમ જણવ્યું. પછી વિષ્ણુએ બ્રહ્માને, બ્રહ્માએ ઈન્દ્રને અને ઈન્દ્રે વિક્રમને કહ્યું. વળી વિક્રમે અગીઆરસે ભાભારામનો દેહ પડશે, એમ પણ જાણી લીધું. પછી ઉજ્જેણ આવી ભાભારામને તે એના સ્ત્રીસંતાન સાથે કાશી લેઈ ગયો. ત્યાં ભાભારામનો દેહ પડ્યો અને તેનું ગર્ભવાસનું દુઃખ પામ્યાની આકાશવાણી થઇ અને તેની સમી પેઢીએ એવો જ પુણ્યશાળી કણબી અવતરવાનું પણ કહ્યું.

૨ કુલ કડી ૮૫૨ છે. ૩ છપ્પા કણબીસ્તુતિના, ૩૭૬ ચોપાઈ અને ૪૭૬ દુહા છે. સ્તુતિભાગ જરાક લાંબો છેઃ ૪ ચોપાઇ, ૩ છપ્પા અને પાછી ૪ ચોપાઈ એમ ૧૦ કડી છે. વળી ઉપસંહાર પણ કંઇક લાંબો ખરોઃ ૩૪ કડી છે. એમાં ગ્રંથમૂળ, કવિઓળખ, કવિ-શક્તિ, રખીદાસના પૂર્વજો અને તેનો પોતાનો મહિમા, તેના વંશજો પુત્રો અને ભત્રીજાઓ; દસુંદી શુમાન દ્વારા કવિને નિમંત્રણ અને ગ્રંથનિર્માણની વિનંતી ગ્રંથમહિમા આદિ વર્ણવેલાં છે.

**વિશેષ-૧** આ વાર્તા બરોબર રૂપમાં સંશોધાઇ છપાઇ નથી. છાપેલી પ્રતિમાં અને પ્રસ્તુત પ્રતિમાં આદિ મધ્ય તેમ અંતમાં કેટલોક મહત્વનો ફેર છે. કેટલીક ચોપાઇ

વતી ઓછી અહીં તહીં છે, સો છપ્પા બે ત્રણ ઠેકાણે વધારે છે. ૫ા. (સં ૧૮૩૮ ના જેઠ સુદિ બીજ, બુધવાર) પ્રતિમાં સ્તુતિભાગમાં છપ્પા નથી, તેમ ઉપસંહારમાં રખીયલ-ઉલ્લેખ માત્ર ૧૧ જ કડીનો (૮૩૨-૮૪૧) છે.

૨ રખીયલના વરાળે સંબંધી કંઇક વિસ્તૃત ખ્યાલ આ વાર્તાના ઉપસંહારમાંથી આવે એમ છે.

૩ આ વાર્તામાં કણબીના ગુણો અને શક્તિઓ તેમ લોકહિતસાધનાર્થે જ જીવન-ઉદ્દેશ આદિ નિરૂપેલાં છે. કવિનો મળુ આશ્રયદાતા કે ગુણશક્તિપરીક્ષક જે કહો તે રખીયલ, અને રખીદાસ જાતે કણબી પટલ હોઇને, શામળે પોતાનું જીગર વાર્તાના ઉઠાવમાં રેડ્યું છે અને કણબીના જીવનની મહત્તા અને સફળતાનાં યથાસ્થિત અને ઘણેક અંશે યથાર્થ પણ વર્ણન કર્યા છે. એમાં રખીયલ કદાચ દેવાંશી અને આકાશવાણીના પરિણામે જન્મેલો હોવાનું સૂચન છે. કવિએ, પોતે આખાબોલો શ્રીગોડ બ્રાહ્મણ હોવા છતાં, જાત ઉપર ન જતાં, કણબીના દોષનું રંજ પણ સૂચન કર્યું નથી; પણ આશ્રયદાતાની સમગ્ર જાતિને અમર કરી છે. તે આ ગ્રંથને 'પરમારથપુરાણ' કહે છે, એની વાનગી, પરમાર્થે જીવન ગાળતા કણબીની જીવનનિર્વાહનીતિરીતિ આલેખીને શ્રોતાઓને ચખાડી છે. ઉપરાંત ભારતના નંદન વન સમા, સ્વદેશ ગુજરાત પ્રત્યેનું કવિનું સ્વદેશાભિમાન પણ તરવરી રહ્યું છે.

---

## વાર્તા ૨૦ મી-વૈતાલભાટની-પુતળી સભારંજની-પૃ. ૩૭૭-૪૦૩

**આરંભ:**-શ્રી ગણેશાય નમઃ અથ સિંહાસનબત્રીસી મધ્યે વાર્તા વૈતાલ ભાટની પુતળી સભારંજની લષી છેઃ ॥

**ચોપાઇઃ**-શ્રી મુષ્ય આરાધું સરસ્વતી મયા કરો આપો સુભ મતી
કરણા વાસ રસનાઇ કરો બાલક જાંણિ બાહેં ધરો. ૧
કરૂં ગ્રંથ રાષોજી લાજ, કરૂં આરાધન તેહનેં કાજ
સરસ્વતી જેહને મુષ વસી વલ તેહને ઉગ્યમ કસી. ૨

* * *

અનપુરણ્ય આનંદકારણી કલીમલ કોટીક બંધહારણી
શ્રી ગરૂપદપંકજપરતાપ કરૂં શ્રેષ્ટ પ્રચ્છાઇ આજ. ૭

**દુહાઃ** શ્રી ભોજ ભુપત ભલો શ્રી ધારાધર ધાંમ
શ્રીપતિસેવક સત્ય એ શ્રી નીરમલ શુભ નાંમ. ૮
આણ્યું આસન અભીનવું ધરણી ધરીયું ત્યાંહ
સભા સકળ સોભી રહી મહીપતિ બેઠા માંહ. ૯
સભારંજની બોલીમાં પુતલી આંણી પ્રીત
એ આસન વીક્રમ તણું રૂડી જેહની રીત. ૧૦

અન્તઃ—અચિરત પામ્યા લોક સહુ ગુંણુ વાધ્યો બહુ ગાંમ
વૈતાલેશ્વર લિંગનું પરઠયું નીરમલ નાંમ ૫૯૯
પ્રીત્યેં સહુ પુજા કરેં કષ્પૂલ કનોજ દેશ
સરગ વેતાલ સધારિયો વધુ છે જોબન વેશ ૬૦૦
લષ્યાં પુરાણુ તે પંડિતે જે બેઠા વીક્રમ પાશ
તેહ કહ્યું શ્રીભોજને પુતલીઈ પરકાશ. ૬૦૧

* * * *

પાઠ ટહેં એ પુતલી સુણ્ય ભોજ નૃપ વાંણુ
કાલીદાસ માઘેં કરયાં પ્રાક્રમકથા પુરાણુ. ૬૦૩
દુસમન તો ગંજે નહીં નહીં પીડા દે રોગ.
ધર્મ સધાઇયો જેહને તે પામેં અષ્ટ ભોગ. ૬૦૪
સહુથી મોટો ધર્મ છે કરો વીચ્યારી આપ
વીક્રમેં જશ દીકવીજેં કર્યો એકેં દિન નહીં શોક. ૬૦૫
એહવાં પ્રાક્રમ જે કરે તે બેસેં આસન
કહિ કથા જે પુતલી સુણીઇ ભોજ રાજન ૬૦૭
એહ કહીને પુતલી કરી કથા સુવીલાશ
હવેં કપુરગૌરા બોલસ્યેં આગલ વાત રસાલ. ૬૦૮

ઇતિ શ્રીવીક્રમચરીત્રે સિંહાસનબત્રીસે વાર્તા વૈતાળભાટની વીશમી સંપુર્ણ સંવત ૧૮૪૫ ના વર્ષે ફાગણુ સુદિ ૫ રવી લષીતં ॥ શ્રીયેસ્તુ કલ્યાંણમસ્તુઃ ॥

વિષયાદિ-૧ પ્રસંગ આમ વર્ણવેલો છેઃ (કડી ૮–૩૧) એકદા વિક્રમ રાજા સભા ભરી બેઠા હતો ત્યા 'ભૂપતવત' વૈતાલ ભાટ આવ્યો, અને તેના આશિર્વાદથી પ્રસન્ન થઈ અર્નગલ દ્રવ્ય તથા અન્ય રાજસંપત્તિ આપી દીધી. એ ભાટની ઉત્પત્તિ, તેનું ઔદાર્ય અને અજાચિકપણાની વાર્તા આ પ્રમાણે છેઃ કનોજ દેશમાં ભીમ નામે એક સમૃદ્ધિ-વાન ભાટ રહેતો હતો. તેને પુત્ર નહતો. તેણે વનિતાની પુત્રપ્રાપ્તિની આતુરતાથી વનમાં જઈ શંકરને આરાધ્યા અને ઘેર આવ્યો. રાતચંડી, મહારુદ્રો આદિ, યજ્ઞો વર્ષભેર કર્યા, અને પાછો વનમાં ગયો અને શંકરનું આરાધન કર્યું, છતાં તેના કર્મ અને ભાગ્યમાં તેને યોગ્ય પુત્ર ન હોવાથી શંકરે તેને પુત્ર ન આપ્યો. દરમ્યાન એક મચ્છીમારને માછલી (શિવના) બાણુ સાથે પછાડતાં એ જ શિવે (બાણે) તત્કાળ તેને પાંચ પુત્ર આપ્યા. આથી ભીમે ક્રોધે ભરાઈ પોતાનો દેહ જ સમર્પવા માંડયો; તત્ક્ષણ શંકરે પ્રકટ થઈ તેને તેનું ભાગ્ય સમજાવી વરદાન આપ્યું કે તારે એવો દાતારી પુત્ર આવશે કે જે દાન દેતાં અચકાશે નહીં અને તું જ્યારે તેને દાન દેતાં અટકાવીશ ત્યારે તે તરત જ તારે ઘેરથી ચાલ્યો જશે. પછી શિવકૃપાથી તેને વૈતાલભાટ નામનો પુત્ર થયો. તે સમર્થ પંડિત અને અપૂર્વ દાતારી થયો અને તેણે ભીમની અઢળક સંપત્તિ યાચકોને આપી દીધી. આથી આકળા થઈ ભીમે તેને ઠપકો દેતા ત સાધુ થઈ ઉજેણી ચાલી નીકળ્યો. ત્યાં એણે એક શુમાની લાખા શુણકાને પોતાના વજકઠોટાથી જિતી તેનું માન ખંડન કર્યું અને રાજા વિક્રમ પાસે જઈ,

તેને આશિર્વાદ દીધો અને સિંહલદ્વીપથી આવેલી દ્રવ્ય મણિ, ભ્જ, રપ આદિ સંપત્તિ મેળવી ગુણકાને આપી, પોતે વનમાં ચાલ્યો. ગુણકાની પ્રેરણાથી મ્હુ ત્યાં વનમાં આવ્યાં અને તેને બીજું ધન લેવા સમજાવ્યો. પણ પોતે યાચક નથી એમ કહી કશુંએ ન લેવાનો આગ્રહ કર્યો. વળતી વિક્રમના પ્રધાન વાણીઆએ તેને સંતોષી પાન બીડા દ્વારા અઢળક સંપત્તિ સમર્પી. એ લેઇ તે વનમાં ગયો. ત્યાં ગરીબ બ્રાહ્મણ આવ્યો, તેને વૈતાલ પાછું સઘળુંએ સોંપવા તત્પર થયો. પણ દાનમાં લીધેલું પેલા વિપ્રે સ્વીકારવા ના પાડી; અને પરભાર્યો વિક્રમ પાસે સંચર્યો વિક્રમે બન્નેનું મન મનાવ્યું. પછી વૈતાલે પોતાના પિતાને અનર્ગલ સંપત્તિ સોંપી. પ્રભુ પ્રત્યે ચિત્ત ચોટ્યું અને કેટલેક કાળે વૈતાલેશ્વર મહાદેવ સ્થાપી અદૃશ્ય થયો.

૨ કુલ કડી ૬૧૦ છેઃ ૩૫ છપ્પા, ૨ ચર્ચ્રેટ, ૩૧૦ દુહા અને ૨૪૩ ચોપાઈ છે.

૩ સ્તુતિભાગ ૭ ચોપાઈ છે. અંતમાં રખીયલ-ઉલ્લેખ ગ્રન્થમહિમા તથા કવિઓળખ નથી.

**વિશેષ**-૧ આ વાર્તા સંશોધાઇને છપાઈ નથી. પા પ્રતિ(સં. ૧૮૩૮ ના જેઠ સુદ ૩)માં રખીયલ ઉલ્લેખની ૩ અને કવિઓળખની ૧ કડી છે, પણ તેમાં કાંઈ ખાસ મહત્વનું નથી.

૨ અહીં વાર્તાક્રમ આદિ સંબંધમાં એક નોંધવાજોગ બાબત એ છે કે ૧૯ વાર્તાઓ લગી ઉપસંહારની છેલ્લીથી એક અગાઉની લીટીમાં વાર્તાક્રમની સંખ્યાનોંધનો ઉપક્રમ હતો છે, અને 'એદ' (૬૮૦) એવો ઉલ્લેખ થયો છે, જો કે ઇતિશ્રીમાં 'વીસમી' એમ નોંધ્યું છે. તેમ કઈ પુતલીએ વાત કહી, એવો ઉલ્લેખ પણ નોંધાયો નથી. આ પ્રકાર અહીંથી એટલે ૨૧, ૨૨, અને ૨૩ માં ચાલુ છે; તેમાં તો વાર્તાક્રમની સંખ્યાને બદલે----લીટીઓ મૂકી છે. ઉપરાંત ૨૧, ૨૨, અને ૨૬ માં કઈ પુતલી બોલી અને કઈ બોલશે તેની કડી પણ નથી. પાછું ૨૪ મીથી મૂળ પદ્ધતિનું ચાલ્યું જાય છે. લહીઆને કદાચ સંખ્યાક્રમનો કે પુતલીક્રમનો ભેદ લાગ્યો હોય અને તેણે એમ કર્યું હોય તો રામ જાણે.

૩ આ વાર્તા ભાટનું-દેવાંશીપણું, ઉદારતા અને અજાચિકપણું છતાં ટેકીલાપણું અપૂર્વ રીતે દાખવે. છે. ભાભારામની વાર્તા જેમ કણબીની અસાધારણતા દાખવવા યોજાઈ તેમ રખીયલના દસોંદી ભાટ ગુમાન, જેણે શામળ ને રખીયલનો આશ્રય અપાવ્યો અને ગુણ ગાઈ પ્રસિદ્ધ કર્યો, તેના ઉપકારના બદલા તરીકે ભાટ જ્ઞાતિને પ્રશંસવા કવિએ આ યોજેલી છે, એમ સમજાય છે. છપ્પયની સંખ્યા ૩૫ છે, તેમાં તથા ચોપાઇ-દોહરા અને ચર્ચ્રેટમાં કવિચાતુરી પુષ્કળ દાખવવામાં આવી છે.

૪ વિક્રમાદિત્યના દરબારમાં ૮ મહાન કવિરત્નો હોવાનો સુપ્રસિદ્ધ શ્લોક છે. ધન્વતરી ક્ષપણકઃ-તેમાં વેતાલ ભટ્ટ પણ એક મહાન કવિરત્ન એમ જણાવેલું છે. એ વેતાલ ભટ્ટને શામળ કવિએ ભાટ લેખી પોતાની ચાતુરીથી વખાણ્યો છે, એમ સમજાય છે.

——:o:——

## વાર્તા ૨૧ મી-પાનની-પુતળી-કર્પૂરગૌરા-પૃ. ૪૦૩-૪૩૫

**આરંભ**-શ્રીગણેસાય નમઃ અથ સિંહાસનબત્રીસી મધ્યે વાર્તા પાનની પુતલી કપુરગૌરાની કથા લિખ્યતેઃ ॥

દુહાઃ પ્રથમ સીવસુત પરણમુ ગુંણુપત્ય ગુંણુનિધી નામ
દુંદાલો દુખભંજણો કરૈ મનવંછીત કાંમ. ૧

× × × ×

વાણિ રૂડી વર્ણુવું વારૂ વિક્રમચરિત્ર
શ્રોતા વિગતેં સાંભલો પુરણ મંન પવિત્ર.
ધરણિ માલવ ધીરધર રૂડું ભોજનું રાજ
દિલ સાચેં દાતા ઘણો પ્રીતેં કરેં પરકાજ. ૮

... ... ... ...

પગ દક્ષણ જમ પરઠવેં જાચિક જય જય કહેં
કપુરગૌરાઈ કહ્યુંઃ હાં હાં રાય। વેગલાં રહેં. ૧૫

• • • •

માલવમુખ ઉજેણિ ગામ ક્ષીપ્રાત્ટ રહેઠાંણ
ભુપતિ રાજ્ય કરેં ઘણો તે વિક્રમ વિર સુજાંણ. ૨૫

• • • •

પ્રથવીનો પલ ભારે ભૂપ ધર્મધોરંધર ધર્મસ્વરૂપ
બેઠા સભા ભરીનેં તેહ દેવરૂપ દેવાંસી દેહ. ૩૫
તિહાં એક તંબોલી આવીયો બીડાં છાબ ભરી લાવિયો
મેહેલ્યો કાથોચૂનો ભરી કેસર કૃષ્ણાગર ભારેં ભરી. ૩૬

અન્તઃ ભરી સભા ભુપતિ ઠર્યો દીધાં મેહની માન
જે બોલ્યો તે પાલીયું પ્રીતેં આપ્યાં પાન. ૭૩૩

* * * *

કહેં પુતલી ભોજ સુણ કરયાં કોટિધા કામ
તાહરેં દુખભંજન થયો નવ પેડ મહિ નામ. ૭૩૫
પુરાંણ લષાણાં લખ્યધા કિધાં કાલીદાસ
સંસકતમાંથી સોધીયું વિવધ વીવેક વિલાસ. ૭૩૬
ગુણસાગર ગુર્જરધરા સેંહુંજ ગામ સુજાંણ
કાઉજીકુળ કણબી વડો મનજીસુત મહેરાંણ. ૭૩૭

* * * *

ડાહ્યા દસુંદી તેહના ગુણ ચાઉ ગમાંત
કિરત રુડી કુગ તણી ગુણ રૂપ સુભ ગાંમ. ૭૪૧
ભલું વચન માટે ભણું સુણ્ રૂડા રષીદાસ
કવી એક કાલી સમો વેગનપુરમાં વાસ. ૭૪૨

* * * *

પુત્ર પ્રતાપીક વડો, વડહથ વેણીદાસ
આવ્યો અમદાવાદમાં પંડિત કેરે પાસ. ૭૪૪

કવિને તેડયો કોડથી અલપત આપી અરથ
પુરણ અન પસાયતાં ઘણો ઘણેરો ગરથ. ૭૪૫
કર જોડિ કવિને કહ્યું જે શાસ્ત્ર સકળ સુજાણ
નવો ગ્રંથ થાએ તે કરો પરમારથ પુરાંણ ૭૪૬
પ્રીત ઉપજે પુન્યપર ધર્મ ઉપરિ રહે ધીર
બુધ્યથી બત્રીસ કરો વર્ણવો વિક્રમ વીર. ૭૪૭
સુંપો ગ્રંથ પુરણ કરી અખુટ ત્યજે આથ
કિ(દિ)ધો તેહ દશોંદીને હેત ધરીને હાથ. ૭૪૮

* * * *

રામચરિત્ર રસ સાંભલે પુરણ મન પવિત્ર
તેહ સમોવડ જાણજ્યો વારૂ વિક્રમચરિત્ર. ૭૫૩

* * * *

કહે પુતલી ભોજ સુણ્ય, તેહવો થયો તે રાય
એહવાં પ્રાક્રમ જો કરો તો ધરો સીહાસન પાય. ૭૫૪
એમ કહીને ઉતપતી પુતળી ગઈ આકાસ
– – – – કથા પુરણ થઈ કહે કવી સામલદાસ ૭૫૫

ઇતિ સીંહાસનબત્રીસી મધ્યે કથા પાનની સંપૂર્ણઃ શુભં વઃ લષીતં પરોપકારાય ગોરજી મીઠાજી સીષ્ય જીવણજી લપી કૃતં શુભં:

**વિષયાદિ-૧** પ્રસંગ આમ વર્ણવેલો છેઃ (કડી ૩૫ મી થી) એક વખત વિક્રમ સભા ભરીને બેઠો હતો ત્યાં એક તંબોલી છાબ ભરીને પાનબીડાં લઇને આવ્યો અને સહુને વહેંચ્યાં; પછી રાજા જેવું તે ખાવા જતો હતો તેવો જ આકાશમાંથી ગેબી નાદ થયો કે એ ખાઇશ તો હું મરીશ. સહુ ખચકાયા; વળી પાછું બીજી વાર બીડું મોંમાં મૂકવા જતાં એવો જ સૂર નીકળ્યો. માળીને પૂછતાં તેણે કહ્યુ કે બાર જોજન દૂર આવેલી મારી વાડીમાંથી પહેલી વાર ફુલેલી નાગરવેલનાં પાન આણી તેનાં બીડાં રાજાજી માટે પૂર્ણ આદરથી મેં આપ્યાં છે. પણ આ આકાશવાણીથી મારી નિંદા થઈ તેથી શું મોંઢું લઇને હું ઘેર જાઉં. તેનુ દુઃખ સમજતાં વિક્રમે, તેણે ના કહ્યા છતાં, બીડાં ખાધાં અને તેની અરધીવન હેવાંશી દેહ થઈ. સભાજનોએ એથી પરિહાસ કર્યો અને રાજાને મહેણાં પણ માર્યાં કે પોતાને એકલાને એવાં અનુપમ બીડાં ખાવાં હતાં માટે જ એણે એવી તદબીર કરાવી અને પોતે ખાઈ ગયો. રાજાને ખોટું લાગ્યું અને માળીને સાંઢણી આપી વાડીએ જઈ, બીજાં પાન લેઈ આવવા કહ્યું. તે ગયો અને ઠાલી હાથે પાછો આવી બોલ્યો કે નાગરવેલ તો સુકાઈ ગઈ છે. વિક્રમે મહેણું ટાળવા એ વાડીએ જઈ નાગરવેલને પાછી તાજી કરી બીડાં લાવવાની અને સભાજનોને ખવડાવવાની પ્રતિજ્ઞા કરી તે પછી હજ્જેણીથી ઉપડ્યો. માર્ગમાં એક બ્રાહ્મણ મરતો ઝુરતો દીઠો. તેની આરત ભાગવા એક પદ્મિની અને તેની ત્રણ ચારે સખીઓને ત્યાં ગયો અને મહાનગી સિદ્ધ કરી તેમના, દરેકના ચારચાર અટપટા સવાલો ઉકેલ્યા; અને પેલા બ્રાહ્મણને એ ચારે કન્યાઓ પરણાવવાની તૈયારી કરી. પછી પોતે વાડીમાં

નાગરવેલને જીવતી કેમ કરવી તેનો વિચાર કરતો ઉધનો હતો ત્યાં સ્વપ્ન આવ્યું કે વાઘણનું દૂધ જો તેને સીંચે તો તો તે સજીવન થાય પછી પોતે પર્વતની ગુફામાં ગયો અને પોતાના પાંચ શેર લોહી બદલ સવાશેર દુધ વાઘણનું લાવ્યો અને નાગરવેલને સીંચી તેનાં પાન મેળવ્યાં તથા સહુને ખવડાવ્યાં. તેમ પેલા બ્રાહ્મણને જુવાનજોધ, નવલોહીયો કર્યો.

૨ કુલ કડી ૭૫૫ છે. બધાં દુહાએ પદો છે. છપ્પો એકે નથી.

૩ સ્તુતિભાગમાં ૭ કડી દુહાની છે. ઉપસંહારમાં રખીયલ-ઉલ્લેખ અને કવિ-ઓળખની કડી ૨૦ છે.

વિશેષ-૧ આ વાર્તા બૃ. કા. દો. ભાગ ૩ જામાં છપાઈ છે. પણ તેમાં આ પ્રતિની પેઠે ૨૦ કડી રખીયલ-ઉલ્લેખ આદિની નથી. માત્ર ચાર પાંચેક કડી વિક્રમપ્રબંધને ઉદ્દેશીને લખેલી છે. પા.પ્રતિમાં (સ. ૧૮૩૮ શ્રાવણ સુદ ૭ શુક્ર) માત્ર બે જ કડી રખીયલ-ઉલ્લેખની છે. જૂની છાપેલી પ્રતિમ: છપ્પાઓ વધારાના છે; રખીયલ-ઉલ્લેખ છે ખરો, પણ પ્રસ્તુત પ્રતિમાં છે તેવો નહીં

૨ જુઓ, વાર્તાક્રમ આદિની નોંધ વિષે વિશેષ ૨, વાર્તા ૨૦ મીનું પાનું ૩૧૫ મું

---

## વાર્તા ૨૨ મી-કામધેનુની-પુતળી સુભગા-પૃ. ૪૩૬-૪૫૨

આરંભ-શ્રીગણેસાય નમઃ ।। અથ સિંહાસનબત્રીસી મધ્યે પુતલી સુભગા : વાર્તા કામધેનુની લખ્યતે :

છપ્પયઃ શ્રી શીવ સરીષો તાત માત ઉમયા છે જેહની
લક્ષ્ય લાભ શુભ પુત્ર રીધ્ય વૃધ તનયા જેહની
ષેમકુ(શ)લ જામાત્ર પાત્ર અષ્ટસીધ્યહલ દાસી
ત્રીસદશ આદ્ય દેવ સેવન નવ નીધ્ય ઘર દાસી
પીતા પંચાનન પ્રભુ ષડાનન વધિ ઘણું
ગજાનન ગુંણ આગલો પ્રથમ ધ્યાંન ધરૂં તેહ તણું ૧
દુહાઃ ગીરજાનંદન ગુંણનીધિ બુધ્યસાગર બલવીર
દાતા દિવ્ય દયા દલેં ધરમ ધ્યાંન દ્રઢ ધીર. ૨

* * * *

પ્રણુંમી પ્રીતેથી કરૂં પુરણ થાવું પવિત્ર
પુરાંણ પરમારથ કરૂં વારૂ વિક્રમચરીત્ર. ૮

* * * *

પંચ પ્રદક્ષણા પ્રીતેં કરેં જમણો પગ ધરણીપત્ય ધરેં
જોવા મેદની ઝાઝી મલી એટલે એક બોલી પુતલી. ૨૦

* * * *

સભા ભરી સિંહાસને બેઠા છે એક દિસ
એટલે ગોર પોતા તણો અતિ દીધી આસીસ. ૨૬

અન્તઃ ચોપાઇ

એહવો થયો તે વિક(મ) વીર રાખ્યું નામનું નીરમલ નીર
કહ્યાં પુતલી વીર વખાંણુ લખ્યાં પંડિતે એહ પુરાંણુ. ૪૦૦
સમર(ક) પ્રકારે ભોજેં સુણ્યાં ભાવે કાલીદાસેં ભણ્યાં
જેણે હઠથી છુતી હોડ લખીયાં તે કવીઈ કરી કોડ. ૪૦૧

દુહાઃ શ્રીગુજર દેશમાં સેંહજ સીરામણુ ગાંમ
કાઉછકુલ મનજી તણો રષિદાસજી નાંમ. ૪૦૨

* * * *

પ્રમારથ પ્રીતેં કરેં નીરમલ નીર નીવાંણુ
પ્રતાપ ઘણેરો પ્રગણેં હરીચંદ્ર હીત હેવાંણુ. ૪૦૫
કીરત શુણી કવી તણી હરખ્યો મહીપતિ મન
આંન દેઇને ઓકલ્યો તરતીબ ભલેરી તન. ૪૦૬
દાન માન ધન ધાન્ય શુભ પાંનપાન અતિ પાંસ
કરજોડી કવીને કહ્યું ભાગી મનની ભ્રાંસ. ૪૦૭

* * * *

મન માગ્યા મન વાંછીત મળે સીધ્ય માત તે સફલેં ફલે
કહે પુતલી સાંભળ રાય એહવા થાયો ધરજ્યો પાય. ૪૧૪

દુહાઃ—ઇમ કહીને ઉતપતિ આપેં ગઇ આકાશ
———————— કહે કવી સામળદાસ. ૪૧૫

ઇતિ શ્રી સીહાસનબત્રીસી પ્રાકૃતે કથા કામધેનુની સંપુર્ણ સમાપ્ત શ્રીરસ્તુઃ

વિષયાદિ ૧ પ્રસગ આમ વર્ણવેલો છેઃ-(કડી ૨૬ માંથી) એક સમે રાજા વિક્રમ દરબાર ભરી બેઠો હતો ત્યાં એના ગોરે આવીને કાશી જતાં આશિર્વાદ દીધો અને વિપ્ર અને ગાયનુ પૂજન કર્યે સઘળા મનોરથની સિદ્ધિ થશે એવી આશિષ દીધી. વિક્રમે તેથી ગાયો રાખવા અને પૂજવા માંડી. તેનુ જોઈ નગરલોક પણ ગૌપૂજક થયા. રાજા ગાયને રોજ સ્નાન-ખાન-પાન-શૃંગાર આદિથી સુપ્રસન્ન રાખતો. એક સમયે એ ગાય વનમાં જઈ ચઢી અને વાઘે તેની ઉપર તરાપ મારી. એટલામાં તે ત્યાં જઈ ચઢ્યો અને વાઘે પોતે, પોતાની વાઘણ અને પુત્ર ભૂખ્યા હોવાથી તેને નહીં છોડવાની જીદ કરતાં આખરે વિક્રમે પોતે, પોતાની રાણી અને પુત્ર એ ત્રણુની દેહ સમર્પવાની પ્રતિજ્ઞા કરી ગાયને વાઘમુખથી છોડવી. પછી હજ્જેણુ આવી ગાયને ઠેકાણે બાંધી. અને એ ત્રણે જણુ વાઘ પાસે મરવા ગયાં. પણ વાઘ તો શિવ સ્વરૂપ હતો અને વિક્રમનું પારખું લેવા વાઘનુ રૂપ લીધું હતું. એથી પ્રસન્ન થઈ વિક્રમને વરદાન આપ્યું અને તેને દરબારે કામધેનુ સ્વર્ગની ગૌમાતા નિત્યે રહેશે એવું ઠર્યું. પછી સમય જતે કનકકુંજનો

એક નાગર બ્રાહ્મણ કાશી કરવત મૂકાવવા ગયલા તે ત્યાં વિક્રમની પરવાના ચીઠી લેવા આવી ચઢયો. વિક્રમે તેને વીતક પૂછી. તેણે રાજાની પુત્રીને પરણવાની કામનાથી ઇંદ્રાણીનો હાર અને શેષ નાગની નાગણુની 'ઝાલર' આણી આપવા પ્રતિજ્ઞા કરી હતી અને તે આણવું શક્ય ન હોવાથી કાશી મરવા ગયો હતો. વિક્રમે તેને શાન્ત પાડી, માતા હરસિદ્ધિની ઉપાસના કરી. ત્યારે તેણે કહ્યું કે 'કામધેનુને વિનવવાથી સઘળા મનોરથ ફળશે.' એટલે કામધેનુને આરાધી અને તેની પ્રેરણાથી ઇન્દ્રયજ્ઞ કરી ઇંદ્રાણીના હાર અને નાગયજ્ઞ કરી નાગદેવીની ઝાલર મેળવી એ નાગરને સંતોષ્યો; તેમ તેના લગ્નપ્રસંગે બત્રીસ લક્ષણા પુરૂષનું માથું પણ આપવા વચન આપ્યું. પછી લગ્ન થતાં વિક્રમ ત્યાં માથું આપવા જઈ ચઢયો અને સહુ મંગળ કાર્ય સર્યું. પણ પેલા નાગરનો બાપ આંધળો અને કોઢીયો હતો, તેની મા ક્ષયરોગી અને બેન લુલી હતી. એ બધાંને કામધેનુએ ધાર્યું આપીને સંતોષ્યાં.

૨ કુલ કડી ૪૧૬ છેઃ ૧૫ છપ્પા, ૧ પાવ(ધ?)ડી છંદ (૮ લીટી), ૧૫૬ દુહા અને ૨૪૪ ચોપાઈ છે.

૩ સ્તુતિભાગની કડી ૮ છે, તેમાં એક છપ્પય છે. ઉપસંહારમાં રખીયલ-ઉલ્લેખ, કવિ-ઓળખ અને ગ્રંથમહીમાની ૧૫ કડી છે. પા.(સં. ૧૮૩૮ ભાદ્રપદ સુદ ૫ શુક્ર)-માં કાંઈ મહત્વનો વિશેષ નથી, પણ તેની ઇતિશ્રીમાં "વાર્તા ૨૪ મી" એમ છે, જ્યારે મથાળે "વાર્તા ૨૨ મી" એમ છે.

---

## વાર્તા ૨૩ મી-ભદ્રાભામિની વા કસ્તુરચંદની-પુતળી સંકટહરણા-પૃ. ૪૫૧-૪૮૩

આરંભ-શ્રી ગણેસાય નમઃ ।। અથ સિંહાસન બત્રી મધ્યે વારતા કસ્તુરચંદની પુતલી સંકટાહરણાની કથા લખ્યતેઃ ।।

છપયઃ-શ્રી ગુરૂ વંદું ચર્ણું શરણ રહું શુભ રીત્યેં
બ્રહ્મા વીષ્ણુ નેં ઇશ દેશપત્ય પુજું પ્રીત્યેં.
શ્રીપત્ય ગુંણુપત્ય સત્ય મનથી માંન જ માગું
આદ્ય શકત ઉમયા આય(ઇ) પાય લક્ષ્મીને લાગું
કવિ લક્ષધા કોટિધા મયા કરો માગું મતિ
સામલ કહે સિધ પામિઇં જો સાર કરેં મા સરસતિ. ૧

*　　*　　*　　*

રામકથા રસ પરમ પવિત્ર વર્ણુર એહવું વિક્રમચરિત્ર. ૪

*　　*　　*　　*

માહરાજાધીરાજા રાજસ્વરૂપ ભોજરાજ ભડ ભારે ભુપ. ૬

*　　*　　*　　*

લાવ્યો એક સિંહાસન વડું રત્ન અમુલ્યક હીરેં જડયું. ૧૪

*　　*　　*　　*

સમુહુરત રાજાઈ સાંધીયું પ્રીય કરી આસન પુજીયું
ચતુર પરઠે છે જમણો ચર્ણ ગેબી શબ્દ સાંભલીયો કર્ણ. ૨૨
સંકટહુરણા છે જેહનું નામ બોલી પુતલી તેણે ઠાંમ
ભોજ મ કરય સિંહાસન ભાર વીક્રમ સરીષો નહીં દાતાર. ૨૩

* * * *

ત્રંબાવતી નગરી ગુણ ગામ, નિરમળ ચ્યાર છે તેહનાં નાંમ
કનકાવતિ ને રૂપાવતિ, ત્રીજું નામ તે ત્રંબાવતિ. ૪૯
થંભાવતિ ચોથું એ નામ આદ્ય ભોમિ દેવસ્થળ નાંમ.

અન્ત–કસ્તુર મલ્યો માબાપનેં હેતપ્રીતની હોડય
અરસપરસ કથા કહી પોહોતા મનના કોડ. ૭૭૯
વગત્ય જે બાર વરસની આપ આપણી આપ
કુલવહુને વીતી બહુ તે કહી માત ને બાપ, ૭૮૦

* * * *

ધન અવતાર વિક્રમ તણો ધન્ય પરમારથ કાંમ
ધન્ય કણબી રષીદાસનેં રહ્યું નવ પંડે નાંમ. ૭૮૩
ધન એ ભાટ ગુમાનને ધન્ય એ સીહુજ ગાંમ
ધન્ય લક્ષણ લેઉઆ કુલેં ધન્ય વીરનામ શીવનાંમ. ૭૮૪

... ... ... ... ... ...

શ્રીગોડ માલવી વિપ્ર શુભ વિરેશ્વર શુષ ધાંમ
સાંમલજી સુત તેહનો નિરમલ રુડું નાંમ. ૭૯૨
તે સીષ્ય શ્રીગોડનો ગુરૂકીપાથી ગાંમ
ચરણ રેણુકા પદને દેવી દીધું દાન. ૭૯૩
કવિશ્રી શામલદાસ તે તસ્તીમે તેડયો તિહાં
વિરેશ્વર વિશ્વપસ છેં જ્યોત જાગતિ જિહાં. ૭૯૪
સીંહજ ગામ સીરોમણી શુભ સાહો(ઠો)દર બ્ર(બ્ર)હ્મ
સેંધુ બાધા સાસ્ત્રના જાણે સઘળા મર્મ. ૭૯૫
કુલ સુદ્ધ કણબી વસેં લેઉઆમોં લક્ષ લાજ

... ... ... ... ... ...

ગુમાનંદ દસુંદી તેહનો ભાટ ભલેરો ભૂપ. ૭૯૭
કીરત કરી તેણે કવી તણી ગુણીજન તેઓ ઘેર
પુરણ પરમારથ કરો પ્રીત ધરીને પેર. ૭૯૮
કાલીદાસ કવિઈ કહ્યું સંસ્કૃત માંહે સુજાણ
કવિ સામલ કોડે કરયું પ્રાકૃત માંહે પુરાણ. ૭૯૯

પાંગે પરવત જિમ ચઢે કિડી જીતે ગજ
તિમ હું તમ આગળ કવિ જિમ ધણું રેણુ રજ. ૮૦૨
**સામલ કહે સંસ્કૃતમાં સમઝણુ નહી સમરથ**
**વિવેક નહી કાંય વેદમાં, અક્કલ ન આવે અરથ.** ૮૦૩
શ્રોતા વકતા સાંભળો કહું તમને કરજોડ
સાંમલ કહે સહુ બોલજ્યો જય જય શ્રીરણછોડ. ૮૦૪
ઇમ કહી તે પુતલી આપેં ગઈ આકાશ
– – – – – કથા પુરણુ થઇ કહે કવી સાંમલદાસ. ૮૦૫

ઇતિ શ્રીવિક્રમચરિત્રે સિંહાસનબત્રીસે **ભોજપુતલીસંવાદે** કવિશ્રી સાંમલદાસવિરચીતે વાર્તા કસ્તુરચદની **પચવીસમી** સંપુર્ણઃ સમાપ્તઃ શુભ ભવતુઃ કલ્યાંણ મસ્તુઃ શ્રીઓરસ્તુઃ શ્રીશુભં ભુયાત્ શ્રીશ્રી **સવત ૧૮૩૭** ના વર્ષે જેઠ વદી ૧૩ દીને લપીતં ગોરજી શ્રી ૫ શ્રી મીઠાજી તત્ સીષ્ય જીવજી લપીકૃતં ભગ્નપૃષ્ટી કટીગ્રીવા ઉર્ધદ્રષ્ટી અધોમુખં કષ્ટેન લપીત વાર્તા યત્નેન પરિપાલયેત્ ૧ શ્રીશુભં ભવઃ

**વિષયાદિ–પ્રસંગ** આમ વર્ણવેલો છે (કડી ૪૯ થીથી) ત્રબાવટીમાં દંતોરા શેઠ કોટિધ્વજ વહાણુવટી રહેતો હતો તેને કસ્તુરચંદ નામનો પુત્ર હતો સોળ વરસનો પરણુવા યોગ્ય થવા છતા સ્ત્રીની સાધુતામાં અશ્રદ્ધા હોઇને પરણુતો ન હતો. માબાપના આગ્રહથી એણે કહ્યુ કે જે કોઈ સ્ત્રી મારો 'ધાવ'–દૂહો અર્થપૂર્ણ કરે તેને પરણું એમ કહી, તેણે એક ધાવ લખી બ્રાહ્મણુને આપ્યો અને તે એ લેઇને પૂરણી માગતોમાગતો દેશવિદેશ ફર્યો, પણ કોઈ બાવા તે પૂરો કરી શકી નહીં. આખરે ખભાત પાસેના વીસ ગાઉ ઉપરના ગધાર ગામના વનોચદ શાહની પુત્રી ભદ્રાએ તે પૂરો કર્યો અને કસ્તુરચદ તેને પરણ્યો એણે ત્યા એક મોટો મહેલ અને સાથે શિવાલય રચાવી ભદ્રાને રાખી, અને પોતાની સાથે તેને લેઈ ન ગયો થોડોક સમય વીતતાં કસ્તુરચદ દંતોરા શેઠનો 'દુબળી' નામનો મુનીમ હોવાનુ જણાવી વનોચદને ઘેર નોકર રહ્યો અને તેને હોંશીયારીથી અઢળક ધન રળાવી આપ્યુ, અને ભદ્રાનુ પારખુ જેવા એક વણુજારા લાખાને ચળાવી તેની પોઠો બદલમા મેળવવાની શરતે ભદ્રા સાથે એક રાત રંગ રમવા જવાની ગોઠવણુ કરી પણ કુશળ ભદ્રાએ વછનાગની ગોળી ખવડાવી, ઘેનમા આખીયે રાત રાખી, વગર રગ રમાડયે વણુજારાને કાઢયો એ બિચારો વગર રગ રમ્યે પોઠો હાર્યો, તેથી કાશી કરવત મૂકાવા ગયો આ પાસ કસ્તુરચદ, ગામ જઈ પિતાને ભદ્રા એકલા તેડવા જવા દેવાનો આગ્રહ કરી, વ્હેલ જોડાવી, ગધાર ગયો મધ્ય રાત્રે ખંભાત આવતાં માર્ગમાં ભદ્રાનુ નૂપુર પડ્યું અને તે પાછું લેવા જતા જે એક તસ્કરને હાથ તે ચડ્યું હતુ તેણે આવી ભદ્રાને એ નૂપુર આપી વ્હેલ હકારી મૂકી ત્યા ખભાતના રાજાએ એ વ્હેલ કસ્તુરચદની ઓળખી અને તેમા ભદ્રાને જોઈ. એટલે તે ચોરને દમદાટી દેઇ, તેના હાથમાંથી રાશ ઝુંટાવી, પોતે વ્હેલે ચઢયો અને મેવાસમા હકારી ગયો એટલે તસ્કર કાશી કરવત મૂકાવા ગયો. રાજાની દુષ્ટ બુદ્ધિ હતી, તેની દાનત ભદ્રાને પોતાની કરવાની હતી. પણ તેને

થાપ આપી, પોતાના શિવાલયવાળા મહેલમાં ભદ્રા રહેવા ગઈ અને ત્યાંથી સોયરાવટે સસરાને ઘેર જઇ પુગી. રાજા આમ ભદ્રાને ગુમાયેલી સમજતાં કાશી કરવત લેવા ગયો. પેલો કસ્તુરચંદ પણ ભદ્રા હાથ ન આવતાં કાશી આવ્યો. અહીં ચારને પરસ્પર ખુલાસો થતાં સહુનું મન માન્યું અને પોત પોતાને સ્થાનકે આવ્યાં અને સુખે રહેવા લાગ્યાં.

ભદ્રા અને કસ્તુરચંદ પૂર્ણ સુખ ચેનથી રહેતાં હતાં, બાપકમાઇ ખાયાં કરવાનાં મહેણાંટોણાંથી કસ્તુરચંદ ચીઢાયો અને રળવાને વહાણો લેઈ જવા ગયો. માર્ગમાં શરદપુનમની રાત્રે હંસની પ્રેરણાથી તે તેની ઉપર સ્વાર થઈ, ભદ્રાને મહેલે આવ્યો અને રંગ રમી, પાછો હંસે ચઢી, વહાણે આવ્યો. આ પાસ વખત જતાં ભદ્રાને ગર્ભ વાધ્યો અને સસરાએ તથા બાપે પરહરી અને ગાઢા જંગલમાં તેના બાપે એને મોકલી દીધી. ત્યાં પેલો લાખો પાછો આવી ચઢયો અને બેન કરી ભદ્રાને રાખી. પણ બીજા વણજારાએ એક ગુણકા દ્વારા તેને ત્યાંથી ઉપડાવી લેવરાવી. ગુણકાએ તેને પોતાને ત્યાં રાખી. ગર્ભ અવતરતાં સુધી વેશ્યાકર્મ ન કરવાનું જણાવી ભદ્રા, નિશ્ચિંતપણે રહેવા લાગી. પછી રત્ન ઔંકતો પુત્ર તેને અવતર્યો. ગુણકાએ પાછો જારી રમવાનો આગ્રહ કર્યો અને પેલા કુંવરને છાનોમાનો હરાવી કુવામાં નાંખવા રણે મોકલ્યો. દાસી તેને કુવે નાંખવા લેઈ ગઈ. પણ દયા આવતાં થાળામાં જીવતો મૂકી પાછી આવી. એ પુત્રને એક દાનવ હરી ગયો. આ પાસ ભદ્રાએ વિક્રમસેનને ચીઠ્ઠી મોકલી અને તેણે આવી સોકટાંબાજીમાં ગુણકાને હરાવી તેની પાસેથી ભદ્રાને લેઇ ઉજ્જેણ ગયો.

દરમ્યાન પેલા કસ્તુરચંદને ગુલતાન બંદરની ગુણકાએ પ્રપંચથી હરાવી તેનાં વહાણ હરી લીધાં. એટલે દુઃખી થતો ખંભાત આવ્યો. ત્યાં દંતારા શેઠ ભીખારી થવાનું અને સદા મતથી પેટ ભરતા હોવાનું જાણ્યું. એટલે તે ત્યાંથી ઉજ્જેણ ગયો અને ત્યાં દેહ પાડવા તત્પર થયો. વિક્રમે તેને સર્વ રીતે સુખી કરવાનું કહી, પેલી ગુલતાન બંદરની ગુણકાને ત્યાં ગયો અને તેને વૈતાલની મદદથી હરાવી, કસ્તુરચંદનાં વહાણ મેળવ્યાં. પછી ભદ્રાના રત્નગર્ભ પુત્રને માતા હરસિદ્ધિ અને જક્ષિણની મદદથી આણી આપ્યો અને ભદ્રા કસ્તુરચંદ તથા પુત્ર મળ્યાં, તથા દંતોશા શેઠનો ગર્વ પણ પાછો આપી સહુને સુખીયાં કર્યાં.

૨ કુલ કડી ૮૦૫ છે, દોહરા ૨૬૫, છપ્પા ૬૦ અને ચોપાઇ ૫૮૦ છે.

૩ સ્તુતિભાગ ૪૩ કડી છે. ઉપસંહારમાં કવિઓળખની ચાર કડી છે અને વીરેશ્વર, સિંહુજ, કાછજી, રખીયલ, ગુમાન બારોટ, ગ્રથ કરવાની વિનતિ આદિની કડી ૫ છે.

**વિશેષ** ૧ આ વાર્તા બૃ. કા. ભા. ૨ માં છપાઇ છે. છપાયલી પ્રતિ અને પ્રતિમાં આરંભમાં કંઇક પદોમાં અને ઉઠાવમાં જરાક જ ફેર છે, ઉપસંહારમાં નહી જેવો ફેર છે. આ બહુ લોકપ્રસિદ્ધ અને લોકમાન્ય વાર્તા છે.

"જીવતો નર ભદ્રા પામસે મુવા પછી કો નહીં મળે"

એ પંક્તિ તો જૂના સાહિત્યના સંસ્કારી, લગભગ સહુયે નીતિવાનોને મુખે જ છે.

૨. હિ. (સં. ૧૮૦૧) પ્રતિ પ્રસ્તુત પ્રતિ પ્રમાણે જ છે. પ્રા. પ્રતિની આ વાર્તા પ્રાપ્ત નથી.

૩ આ વાર્તા અને નેમવિજયના શીલવતીના રાસમાં ઘણું સામ્ય છે,

---

## વાર્તા ૨૪ મી—ગુટિકા—પુતળી ચન્દ્રવદના—પૃ. ૪૮૪-૫૦૩

આરંભઃ—શ્રીગણેશાયનમઃ ॥ અથ પુતલી ચંદ્રવદના વાર્તા ગુટીકાની લખ્યતે ॥

દુહાઃ આદ્ય શ્રી ઉમયાપતિ અધિપત્ત અધિક અિશ
જયકારી જગત વિષે જુગપતિ તું જુગદીશ ૧
સરસ્વતી મતી અતી ઉતપતિ રતી ગતી છતપતી છેક
ઈતી પતી નીતી શ્રુતી શતી અદભુતી અકલી એક ૨

* * * *

છંદ ચોપઈઃ માત મયા કરો બરદ બાંહે ધરો સર્વ સંકટ હરો ઇશ આતા
ભોજ ભાવે ધરો દિલ રાખો ખરો ઠેઠ ઠામે તરો સુખ સાતા
નેહ આણો નરો પરલ કહી કરો એહ છે આશરો માન માતા
સાચ સાંમલ ભણે વેદવાયક તણે આપણે એક દિલ દેવ દેતા ૪
પ્રેમથી પૂજીઈ, સ્નેહથી સુઝીઇ, જોરથી ઝુઝીઈ દેત દોટી
મેહેરથી માંગિઇ, અંતરે આગિઇ, યુક્તથી જાણીઈ ચીત્ત ચોટી
પ્રીત વરણીઈ, વીશ્વ વખાણીઈ, આણીઇ નહીં દિલે વાત ખોટી
સામલ કહે સેવીઈ દેવીને દિવ સમોવડ ગાજતી માત મોટી ૫

... ... ... ... ... ...

દુહાઃ શ્રીધરણીપતિ ધારાધણી પરી વાતમાં ભોજ
ભારે જશ ભરતખંડમાં ભુપતિ મોટો ભોજ ૭

... ... ... ... ... ...

માલવ મધ્ય ઉજેણીપતિ વડો વીર વીક્રમવીર
અરીગંજણ રંજણ સજણ નિરમલ ગંગા નીર ૧૫
નીશિ ચરચા જોવા કારણે નીકળ્યો રાય રાતે બારણું. ૨૮

અન્તઃ ચોઃ—પાંગો સિદ્ધ કહે સુણ પુરપતિ જેહની કરમ જોરાવર રતી
તે પામે નરમદાનું નીર જે વેલાં જીવ છંડે શરીર. (૪)૬૮

... ... ... ... ... ...

દુહાઃ—ગુટિકા આવે હાથમાં તો તે સુખીયો થાઉં;
આ વેલાં આણી ઘડી રેવાતીરે જાઉં. (૪)૭૦

... ... ... ... ... ...

મહીપતેં ગુટીકા મુખ ધરી વારૂ કહીને વીખ્ય
સમરી હરસિધ માવડી પાસે લીધો સિખ. (૪)૭૫

... ... ... ... ... ...

એક પલકે ઉજેણમાં આવ્યો વીર વડહથ
દાનેં, માનેં ડાહાપણેં શુભ વાને(તેં) સમરથ. (૪)૮૦
... ... ... ... ... ...
પ્રીતે બોલી પુતલી ભોજ સુણું તે કાંન
તે કવી કાલીદાસજી એ પુરાણ લપીયાં પાંન. (૪)૮૫
તે (શ્રી)ગુર્જર દેશમાં અમદાવાદેં અરથ
વાસેં મહાલક્ષ્મી વરેં ઘણા પુન્યથી ગરથ (૪)૮૬
શ્રીગોડ માલવી વીપ્ર શુભ વીરેશ્વર સુપધાંમ
સામલજી સુત તેહનો નીરમળ રૂડું નાંમ. ૪૮૭
સંસકૃત માંહિથી સોધીયું દોહન લીધું દાપ
સાર સાર (તે) જોઇને વેદપુરાંણે સાપ. ૪૮૮
ભલા ભલાને ભાવીયું પરમારથનું પુર
શાશ્રવટ સાચા તણું ન્યાવટ કેરૂં નુર. ૪૮૯
... ... ... ... ... ...
એમ કહીને પુતલી આપેં ગઈ આકાશ.
**ચોવીસમી** કથા પુરણ થઈ કહે કવી સાંમળદાશ. ૪૯૪
એ ચંદ્રવદના પુતલી કહી કથા સુવીલાશ
સુગંધના હવે બોલશેં આગળ વાત રસાળ. ૪૯૫

ઇતિશ્રી સીંહાસનબત્રીસિ મધ્યે કથા ગુટીકાની સંપુર્ણું ॥ શ્રીરસ્તુ ॥—કલ્યાણમસ્તુઃ ॥

**વિષયાદિ—૧ પ્રસંગઃ** ( કડી ૨૮ થી ) વિક્રમ રાત્રિચર્યા કરતો એક નગરશેઠ પ્રધાનને ત્યાં જઇ ચઢયો, અને તેની પુત્રી શણગરાઇ બીજા નગરશેઠના પુત્રને ત્યાં જારકર્મ અર્થે જતી જોઇ. તેની પુંઠે એ ત્યાં પહોંચ્યો. એ વણિકપુત્રે રાજા વિક્રમની ન્યાયશીલતાથી બીનીને તેને જાકારો દીધો, પણ અત્યાગ્રહ થતાં વિક્રમનું શિર આણતાં તે કુંવરીને સંતોષવાનું વચન દીધું. તેમને ત્યાં જ છોડી રાજા બીજે સ્થળે ગયો. ત્યાં એક જાર—તસ્કર પોતાની પ્રિયતમાને મળવા જતાં તે સ્ત્રીએ પણ રાજાનું માથું મળતાં જારી રમવાની હા પાડી. ત્યાંથી ત્રીજે સ્થળે જતાં એક શેઠ પુત્ર પ્રતાપચંદ અમુંઝાઇ પેલી પ્રધાનપુત્રીના પ્રિયતમ વણિકપુત્રને ત્યાં જતો હતો. તેની પુંઠળ પરવર્યો. પ્રતાપચંદે રાણી સાથે સુખ ભોગવવાની મનિષા દાખવી કહ્યું કે રાજમહેલ હેઠળથી જતાં મને રાણીના મનોહારનું મોતી માથે વાગ્યું અને હું લોભાયો છું. પેલા વણિકપુત્રે પોતે જ નગરશેઠની પુત્રીને પાછી કાઢયાની વાત કરી, અને પોતાને ત્યાંથી એને ધકેલી કાઢયો. આ પાસ પેલી શેઠપુત્રી મસાણમાં જઇ એક અપંગ સિદ્ધને મળી અને તેની પાસેથી. પરત આપવાની શરતે મનઉંડત ગુટિકા મેળવી ઘેર આવી. પ્રતાપચંદ તેની પાસે આવ્યો અને રાજાનું શિર કાપી લાવવાનું વચન આપ્યું, જો તે રાણીનો સંગ કરાવી આપે તો. શેઠપુત્રી રણવાસમાં ગઈ અને વાંઝણી રાણીને પુત્રપ્રાપ્તિના લોભે લોભાવી, અઘક વાયુમાર્ગે

પ્રતાપચંદ તેની પાસે આવે તો એ સાચી વાત માની તેનો સંગ કરી, પુત્ર પ્રાપ્ત કરવા સમજાવી અને ઘેર આવી. પછી તેણે પ્રતાપચંદને રાણીની પાસે મોકલ્યો. તે ત્યાં જઈ સુખ ભોગવી સુતો. ત્યાં બીજો વિચિત્ર બનાવ બન્યો. પેલો તસ્કર પેલા અપંગ સિદ્ધને મળ્યો અને તેની કનેથી ધારણુ આપનારા અક્ષત મેળવી રાજાનું માથું લેવા રાજમહેલે જઇ ચડયો. ત્યાં રાણીને જાર પ્રતાપચંદ સાથે સુતેલી જોઇ તેને જ રાજા માની, તેનું માથું કાપી પોતાની જારિણીને જઇ મળ્યો. પણ એ તો રાજાનું માથું નથી એમ જણાતાં ભોંયમાં દાટયું અને રાજા હવે મારશે એવા ભયથી તે અને તેની રખાત કલ્પાંત કરી મરવા તૈયાર થયાં. રાજાએ મહેલમાં જઇ પેલી ગુટિકા હાથ કરી લીધી. પેલી વણિકપુત્રી પ્રતાપચંદને મુવો જાણી દેહ પાડવા તૈયાર થઇ. રાણી જાગી ઉઠતાં જારનું માથું કપાયલું જોઇ, બારી-એથી તેનું દાઠડુ નદીમાં ફેંકી દીધું અને મરવાને સંકલ્પ કર્યો. પેલા (પહેલા) વણિકપુત્રને પોતાની પ્રેરણાથી પ્રતાપ મુવો એમ જણાતાં તે પણ કલ્પાંત કરવા લાગ્યો. પ્રતાપનાં માબાપ પણ વાંઝીયાં થતાં મરવા તત્પર થયાં. વિક્રમે આ સહુને દુઃખથી છોડવ્યાં વણિકપુત્રના મનનું સમાધાન કર્યું, ત્યાંથી તે સીધો પ્રતાપનાં માબાપને ત્યાં પરવર્યો. તેમને બ્રાહ્મણો પાસે ગ્રન્થ જોવડાવી, પ્રયોગ કરાવી, પુત્ર પ્રાપ્ત થાય તેવો યોગ કરી આપ્યો. ચોરને ત્યાં જઇ તેને અને તેની જારિણીને જમીન આપી ખેડુ બનાવી સંતોષ્યાં. વણિકપુત્રીને પેલા (પહેલા) વણિક પુત્ર સાથે પરણાવી. અને રાણીને ચાંદ્રાયણાદિ વ્રત કરાવી, પાપથી મુક્ત કરી, પુત્રપ્રાપ્તિનો યોગ કરાવ્યો. પછી સીધો ગયો સિદ્ધ પાસે. સિદ્ધ મરવા તલપતો હતો તેને શાંત પાડી, રેવાજીનું માહાત્મ્ય પાવન થયલાં પ્રાણીઓના દાખલા સાથે સવિસ્તર સંભળ્યુ પછી પોતે તેને ખોળામાં બેસાડી રેવાતીરે ફર્યો. ત્યાં સિદ્ધ રેવાનાં દર્શનથી ને પુણ્યદાનથી મરણ પામી, સ્વર્ગલોકે સંચર્યો અને રાજા ઉજ્જેણ આવી રાજ કરવા મંડ્યો.

૨ કુલ કડી ૪૯૫ છે. દુહાઃ ૧૪૦, ૩ છંદ ચોપાઇ, ૧ શ્લોક અને ૩૫૪ ચોપાઈ છે.

**વિશેષ**–૧ વાર્તા રીતસર છપાઈ નથી. સ્તુતિભાગ ગણપતિ, સરસ્વતી, અને ભૈરવની ૭ કડી છે. રખીઅલ-ઉલ્લેખ, કવિઓળખ અને ગ્રંથમહિમાની કડી ૧૨ છે. (૪૮૫-૪૯૫). પ્રસિદ્ધ પ્રતિઓમાં થોડોક ફેર છે; તેમાં રખીયલ-ઉલ્લેખ આદિ નથી, જ્યારે ઉપલી પ્રતિમાં છે.

૨ પા. પ્રતિ "સં. ૧૮૩૮ ભાદરવા સુદ ૧૩ ગુરૂ"ની છે. "ત્રયોવિંશતિ" ૨૩ મી વાર્તા એવો ઉલ્લેખ છે; તેમ ૨૫ મી વાર્તા કોણ બોલશે તેનું સૂચન નથી. પા માં રખીયથે શામળને બોલાવ્યાનો, ઝમાન બારોટ આવ્યાનો, વીરેશ્વર મહાદેવ અને ચોખાના સવાખણ લાડુનો, શામળને પસાયતું આપ્યાનો ઉલ્લેખ છે; (૧૦) આ કડીઓ ઉપલી પ્રતિ કરતાં વધુ છે.

૩ આમાં રેવા નદીનું માહાત્મ્ય અને નર્મદાના તટે અમરકંટકેશ્વરથી માંડી ભૃગુ ક્ષેત્ર પર્યંતનાં તીર્થો અને તેમનાં માહાત્મ્ય વર્ણવ્યાં છે. આ માટે કવિએ સ્કંદ-પુરાણના રેવાખંડનો સાર લીધો છે.

૪ એક જ છાપેલી **પ્રતિમાં** વાયુ પુરાણમાં વિક્રમની ખ્યાત વર્ણવ્યાનો ઉલ્લેખ છે.

---

## વાર્તા ૨૫ મી–જોગણીની વાર્તા–પુતળી સુગંધના–પૃ. ૫૦૪–૫૨૨

**આરંભઃ**–શ્રીગણેશાય નમઃ ॥ અથ પુતલી સુગંધના વાર્તા જોગણીની લખ્યતે ॥

છપયઃ શ્રીસુપસાગર ધાંમ નાંમ શ્રીસારદ દેવી
કોટિ કોટી દ્યુતી કાંમ શાંમ શીવ સરપેં સેવી
સકલ ગુંણનીધિ ગ્રાંમ ઠાંમ સચરાચર ઠરતી
પૂરૈં મન રીત કાંમ કાંમ મન ચીતવ્યાં કરતી
વાંમ કમંડલ કર ધરયું, પાંણુ દક્ષણુ પુસ્તક વતી
નાંમ નાંમ યૂગ સહસ્રધા સાંમલ કહે સેવો સરસ્વતિ. ૧

ચોપાઈઃ એક સમેં શ્રીધારાધીશ સમરણુ કીધું શ્રીજુગદીશ
સિંહાસન પૂજ્યું સરસ્વતી આસન બેસવાનું મન મતી. ૨

... ... ... ... ... ...

નગ્ર ઉજેણી માલવ મુખ્ય ગાંમ, દેવસ્થલ સકળનો ઠાંમ
રાજ્ય કરે તિહાં વીક્રમ વીર, સુંદર વહે ક્ષિપ્રાનાં નીર. ૭

... ... ... ... ... ...

એક સમેં ઉજેણી માંહે પુરૂષ એક આવ્યો છે તાંહે. ૧૦

**અન્તઃ**–ચોપાઈઃ

કોડ પસાય પ્રધાન જ કીયો આ જ પુત્ર તે નૌતમ દિયો
પ્રાક્રમ વીક્રમનાં છે ઘણાં સંકટ ભાગ્યાં દુખીયાં તણાં. (૩)૭૬

... ... ... ... ... ...

ભામીનીઈ વચન એ ભણ્યાં પૂરાંણુ પંડિતે લખ્યણુ લખ્યાં
**પરમારથ** એ છે **પુરાંણુ** સમજેં શાણા શાહ સુજાંણ. ૩૭૮
પ્રાક્રમ કથા કહી જે નવી શ્રીગોડ માલવી શામલ કવી
ગુર્જરદેશ પવીત્ર પાસ ચારૂ વેગનપુરમાં વાસ. ૩૭૯

... ... ... ... ... ...

(દુહા) એમ કહીને પુતલી આપેં ગઈ આકાંશ.
**પચવીશમી** કથા પુરણુ થઇ કહે કવી સાંમળદાસ ૩૮૭
એહ સુગંધના પુતળી આપે ગઇ આકાશ
હવે અઘનાશા બોલશે આગળ વાત રસાળ. ૩૮૮

ઇતિશ્રી સીંહાસનબત્રીસી મધ્યે કવી સાંમળદાસકૃતે વાર્તા જોગણીની સંપુર્ણઃ

વિષયાદિ ૧, પ્રસંગ:-(કડી ૮ થી) ઉજ્જેણીમાં એક ઘેલા દેખાતો જુવાન આવી ચઢ્યો અને અણબોલ્યો તંબોળીની દુકાને રહેવા લાગ્યો. વિક્રમની સભામાં એ ઘેલાની પેર કાઢવાની હોડ થઈ અને રાજાએ તેની પાસે જઈ તેનાં ચિહ્ન ઓળખી તે બત્રીસ લક્ષણો હોવાનું કહ્યું. પછી પોતાને મહેલે આણી પેરે પેરે તે કોણ છે એનો પાર પામી લીધો તેણે વિક્રમને કહ્યું. "રતનપુરીનો હું રાજકુમાર છું. મારો પિતા વિદર્ભના રાજાની ચઢાઇ આવતાં રાજ મૂકી નાશી ગયો. મારી અપર માતાના મહેલમાં એકદા મારો દડો ગોઠથી ઉછાળતાં જઈ પડ્યો. તે લેવા હું ત્યાં ગયો, એટલે મારા યૌવનથી લપટાઇ તેણે મને પોતાની સાથે રંગ રમવા કહ્યું, મેં ના કહી, એટલે મારે માથે છીનાળાનો આરોપ મૂકી, મારા પિતાને એવો પત્ર પાઠવ્યો. તેણે કાંઈ પણ તપાસ ના કરતાં મારા કટકા કરવા પ્રધાનને આજ્ઞા મોકલી. પ્રધાને પોતાની પુત્રી દ્વારા મારૂં શીળ તપાસાવ્યું. હું એ પ્રધાનપુત્રીનો લપટાવ્યો ન લપટાયો. પ્રધાનની ખાત્રી મારા ચારિત્ર્ય માટે થઇ; તેણે એને મારી સાથે પરણાવી તેના આવાસમાં રાજાથી છાના ગુપ્ત રહેવા કહ્યું. સાસરે રહેવું યોગ્ય ન લાગતાં હું રતેવાક ઘોડે ચઢી ત્યાંથી ભાગ્યો. માર્ગે એક બીજા રાજા સબળસંઘની પુત્રી એક રાજપુત્રી સાથે લગ્ન લેવાયલાં અને જાન આવવાની હતી છતાં તેને પરણવાનું મન ન હોવાથી પોતાના પ્રિયતમ વેલચંદ વાણીયાને લેઇને સાંઢણીએ ચઢી નીકળી હતી, તેનું 'જેર' પડવું અને સાંઢ ખડી કરી વાણીઆને તે લેવા મોકલ્યો. વાણીઓ રાજાથી બીધો હતો, એટલે કુંવરીને માર્ગે જ રહેવા દેઇ, 'જેર' લેઈ પાછા આવવાને બદલે ઘેર જઇ સૂતો. મારે હાથે એ 'જેર' આવ્યું અને તે લેઇ, દેવા માટે હું વાટે પેલી રાજકુંવરીને મળ્યો. દૂર નીકળી તેની સાથે ગાંધર્વ વિવાહ કરી તેને મારી રાણી કરી. પછી આગળ ચાલ્યાં. વાટમાં ગામે ઉતરી એક કુંભારનો, તેને ભંડાર કરવા રૂ ૧૦૦૦ મળે તે માટે સોદાગરને ત્યાં, વેચ્યો વેચાયો. પેલો સોદાગર મને વહાણે ચઢાવી દૂર દેશાવર લેઇ ગયો. ત્યાંના રાજાને રત્નપરીક્ષા કરાવવી હતી; તેમાં સોદાગરની વતી કરી ત્યાંના રાજાએ પોતાની પુત્રી મને પરણાવી અને સાસરવાસો કરી મારી સાથે વહાણે ચઢાવી. વાટમાં સોદાગરની બુદ્ધિ બગડી. તેણે મને ભર દરીએ નાંખી દીધો, મચ્છે ગળ્યો અને એક ઢીમરને હાથે તે ચઢતાં તેણે મચ્છને કાઢ્યો અને હું જીવતો નીકળ્યો; આથી સારવાર કરી તેનું મન મનાવી તીર્થયાત્રા કરતાં ઉજ્જેણી આવ્યો છું. હવે મારી સ્ત્રીઓ મને મળે, એમ ન હોવાથી હું દેહ પાડીશ." વિક્રમે તેને સમજાવી છ મહીનામાં એની સ્ત્રીઓ આણી આપવાનો કોલ દીધો. સંજોગાસંજોગ ત્રણ જોગણીઓ એક પછી એક ઉજ્જેણમાં આવી ચઢી. તે મુંગી મંત્રમુગ્ધ હતી. તેને કોઇ બોલાવી શકતું નહીં. વિક્રમે પોતાની સભાના આગ્રહથી તેમને બોલાવવાનું માથે લીધું. પછી હરસિદ્ધિના વરદાનથી તેણે જાણી લીધું કે એ તો પેલા ઘેલા લાગતા બત્રીસ લક્ષણા રાજકુંવરની સ્ત્રીઓ છે. આમ જાણી તે વાડીએ તે ત્રણે પાસે ગયો. અને તેમના વીતકની વાત પ્રકારાન્તરે કહી. એટલે એ દરેકે પોતાનું દુઃખ રાજાને જણાવ્યું અને પોતપોતાનો ધણી મેળવી આપવા તેને ઘણી-ઘણી આરજુ કરી. આમ તે ત્રણે બોલી, એટલે અનુક્રમે પેલા ઘેલા પાસે મોકલી રાજા ત્યાં ગયો અને ત્રણેને પોતાના ધણી સાથે મેળવી કૃતાર્થ થયો. પછી એ રાજકુંવરને પોતાની એક કુંવરી અને બીજી ત્રણ પ્રધાનપુત્રીઓ પરણાવી. અને પોતાના પ્રધાન સાથે તેના બાપને ગામ મોકલ્યો. ત્યાંનો રાજા પુત્રવિયોગથી મરવા તૈયાર થયો હતો. તેને પુત્ર મેળવી આપી સંતોષ્યો અને પુત્રે પોતાના વીતકની વાત કહી.

૨ કુલ કડી ૩૮૮ છે. દુહા: ૧૫૨, છપ્પા ૨૬ અને ચોપાઇ ૧૧૦ છે. સ્તુતિનો માત્ર એક જ છપ્પો છે. અંતમાં કવિઓળખની ૧ કડી છે, રચ્યાવલ-ઉલ્લેખ નથી; તેમ માતર વગેરેનું પણ સૂચન નથી

વિશેષ—આ વાર્તા રીતસર પ્રસિદ્ધ થઈ નથી. છાપેલી પ્રતિ પ્રસ્તુત પ્રતિ પ્રમાણે છે. ડી.(સં. ૧૮૦૧)માં ઉપર પ્રમાણે છે માત્ર છેલ્લી બે કડી પચવીસમીની નોંધવાળી નથી. રા. હીરાલાલની પાનીયાં પ્રતિ પા "સં. ૧૮૩૮ ના શ્રાવણ વદ ૧૪ વાર શનિ"ની છે. તેમાં રચ્યાવલ-ઉલ્લેખ પંક્તિ ૩૭૯ થી પછીના ક્રમે પાંચ કડી છે: તેની છેવટની આ પંક્તિ છે:

સામલ ભટે વરણવું વીર વિક્રમચરિત્ર
રામકથા રસ અતિ ભલું પુરણ પરમ પવિત્ર.

---

## વાર્તા ૨૬ મી માધવાનળની–પુતળી અઘનાશા–
## પૃ–૫૨૨–૫૪૯

આરંભ—શ્રીગણેશાય નમઃ ॥ અથ પુતલી અઘનાશા વાર્તા માધવાનલની લખ્યતે:

દુહા:–શ્રી સમરૂં સુભ સારદા અલખત તું અપાર
વેણાપુસ્તકધારણી બુધી તણો દાતાર. ૧
* * * *
શ્રીગણપતિને નાંમું સીસ આરાધું ઉમયાપત્ય ઈશ
શ્રી ધારા નગરનો જે ભુપ રામ ભોજ રાજસ ગુણ રૂપ. ૬
* * * *
ભાનુચંદ સા વીવિધ વીવેક નીરમલ નાંમે નારિ એક
ભાનુચંદનો ભાર જ ધરો વાણોતર વહાણુ વ્યાપારી તણો. ૧૧
* * * *
ચોપાઇ:–અઘનાશા ઇમ ઉચરે અધિપતિ સાંભલ્ય આજ
કરયાં પ્રાક્રમ કોટિધા કહું સંખેપે આજ. ૮૭
* * * *
મુકતીક્ષેત્ર મહીમા ઘણો સીધ કાસીપુર કામ
સાક્ષાતકાર તે મુક્તિપદ આપ ઇશ્વરનો ઠાંમ ૯૫

અન્તઃ એક વીપ્રને કારણે એહવા કરયા ઉપાય
એહવો દુષભંજન અતી ચાંભળ ભોજ ભડ રાય (૫)૨૪
... ... ... ... ...
શ્રીગુર્જર ગુણ આગલો અધીક જીહાં ઉલાદ
ભાગ્યશાળી ભાવીક ભલું આદે અમદાવાદ (૫)૨૭
શાભરતટ સોહામણી ગુણે રૂડે ગુજરાત
અમદાવાદ અતી રળીયામણું વીશ્વ માંહે વિખ્યાત (૫)૨૮

શ્રીગોડ માલવી વીપ્ર સુભ વેગનપુરમાં વાસ
તેહને પ્રસન સરસ્વતી પ્રીત ઘણેરી પાસ; (૫)૨૯

... ... ... ... ...

એક સમે સિંહેજમાં બેઠા પરસ સહુ પંચ
કહાપણ શાંણપણ અધિક ચાતુરી સઘલી શોભા સંચ (૫)૨૮

... ... ... ... ...

રવીદાસ રાજસ વડો મનજીસુત મહરાજ
કવી તેડા કોડે કરી સુંપ્યું રૂડું કાજ
ગીરૂયો ગ્રંથ તમો કરો જેહમાં પરમારથ હોય (૫)૪૦
નેહ સહુને ઉપજે નંધા ન કરે કોય ૫૪૧
કવીઈ વીચ્યારૂં કોડથી સારદા દીધ બુદ્ધ
પરમારથ પ્રીતે કર્યું સહસ્ત્ર સારથી શુધ ૫૪૨
ભાટ દશુંદી ગામનો ગુંણસાગર ગમાન
ગ્રંથ સૂંપ્યો તેહને દેઈને ઝાઝાં માન ૫૪૩
સામળ ભટને સંતોષીયા પુરણ આણી પ્રીત
પ્રથવી કરી પસાયતે રાજસ રૂડી રિત ૫૪૪

* * * *

એમ કહીને પુતલી આપે ગઇ આકાશ
છવીસમી કથા પુરણ હવી કહે કવી સાંમળદાસ ૫૫૨
એ અઘનાશા પુતલી કથા કહી સુવીલાસ
હવે તરૂણી બોલસે આગળ વાત રસાળ ૫૫૪

ઇતિ શ્રીસિંહાસનબત્રીસી મધ્યે પ્રાકતપ્રબંધે વાર્તા માધવાનળની સંપુર્ણ.

**વિષયાદિ** ૧. પ્રસગઃ (૯૫ થી) મુક્તિપુરી કાશીમાં થોડાક કાળ નિવાસ કરવાની વૃત્તિથી શંકર આવ્યા. પાર્વતી કેટલેક કાળે તેમને જોવાને પાછળ રંભારૂપ ધરીને આવ્યાં અને જંત્ર વગાડયું. આથી મહાદેવને કામાંધ થતાં વીર્યસ્ખલન થયું, તરત પાર્વતી પ્રકટ થયાં અને શંકરે જલકાંઠે નાલમાં એ વીર્ય મૂકયું, જ્યાં એક સુંદર રૂપરૂપનો અંબાર પુત્ર ઉત્પન્ન થયો. તે બન્ને તરત કૈલાસ ગયાં. થવા કાળ તે એક અપુત્રિયો શિવદત્ત બ્રાહ્મણ ત્યાં આવ્યો, તેણે પોતાને ઘેર તેને લેઇ જઈ પુત્ર કરી માધવાનલ નામ પાડયું. ૧૧ વર્ષની ઉમ્મર સુધીમાં તે અનેક વિદ્યાઓ, ચાતુરીઓ અને કલાઓ શિખ્યો. ઉમ્મરે આવતાં ઈન્દ્રના શ્રાપથી કાશીમાં પુતળી થઈ પડેલી અપસરાને તે પરણ્યો. રાત્રે ચાર ઘડી માધવાનલ સાથે સેજમાં સુઇ સ્વર્ગે જાય અને ત્યાં નૃત્યક્રીડા કરે. એક દિવસે માધવાનલના આગ્રહથી તેને ભમરો બનાવી કંચુકીમાં ઘાલી સ્વર્ગે ગઇ, ત્યાં ઇન્દ્રસભામાં નાચવેળા કંચુકીમાં તેનું મન જતું જોઈ ઇન્દ્રે શાપ આપ્યો કે ગુણકા થઇને પૃથ્વી પર પડ. આથી માધવાનલને પ્રિયાનો વિછોહ થયો અને સંગીત કરતો કરતો ઘેલો થઇ નગરમાં ફરવા લાગ્યો. તેના રૂપ અને સંગીતથી સ્ત્રીઓ અંજાતી અને તેમના ગાત્ર ગળતા.

આથી નગરજનોએ રાજા પાસે જઈ એવી ફર્યાદ ઉઠાવી. રાજાએ તેની ખાત્રી કરવા એક જલસો કર્યો અને પોતાની રાણીઓને તેનું સંગીત સંભળાવ્યું અને તેમાં માધવાનલના સંગીતથી તેઓ ગલિત થઇ; તેમના બેસણુ નીચે રાજાએ તલ વેરાવ્યા હતા, એટલે રાણીઓ ગલિત થતાં તેમનાં વસ્ત્ર ભીંજ્યાં અને તલ ચોંટયા. રાજા એથી માધવાનલની અજબ મોહિની કળી ગયો અને તેને દેશવટો દીધો. તે ફરતો ફરતો એક બીજા રાજ્યમાં ગયો. ત્યાં પણ ગર્ભગલનના આક્ષેપ તેની સામે થતાં તેને દેશવટે કાઢયો. આવું બે ત્રણેક રાજ્યોમાં થયું. આખરે પેલી કામકુંડલા ગુણકા થઇ અવતરેલી અપ્સરાવાળા રાજ્યમાં તે દૈવવશાત્ આવ્યો. સંગીતવિશારદતાથી બન્નેનું મળવું થયું અને રાજાને તેમ અન્ય કામુકોને બાઇબાપ કહી માધવાનલ સાથે કામકુંડલાએ પ્રીત જોડી. રાજાએ તેને દેશવટે કાઢયો. એટલે તે ફરતો ફરતો ઉજ્જેણ આવ્યો. વિક્રમે મહાકાલી હરસિદ્ધિના દેવળમાં તેને જોયો, પરીક્ષા કરી અને તે કામકુંડલા વિના મરવાને તૈયાર થયલો જાણી તેને ધીરજ દીધી; કામકુડલા જેને ત્યાં હતી એ રાજાને લશ્કરથી હરાવ્યો. દરમ્યાન કામકુંડલા વિરહથી મરણ પામી તેનું મરણ થયલું જાણી, માધવાનલ પણ મરણ પામ્યો. વિક્રમ વિમાસણમાં પડયો; દેવીની કૃપાથી પાતાળમાંથી અમૃત મંગાવી બેને સજીવન કર્યાં અને પરણાવ્યાં. પછી માધવાનલને કાશીએ વિદાય કરી ત્યાંનું રાજ્ય અપાવ્યું.

૨. કુલ કડી ૫૫૫ છે; જો કે પ્રતિમાં ૫૫૪ નો આંક છે: ૨૧૬ દુહા, ૩૦૦ ચોપાઇ અને ૩૯ છપ્પા છે, તેમાં એક છપ્પો બાર લીટીનો છે.

**વિશેષ:** ૧ આ વાર્તા રીતિસર છપાઇ નથી.

૨ સ્તુતિભાગ કડી ૮ છે: તેમાં ત્રણ છપ્પા છે. રખીયલ-ઉલ્લેખ, કવિ-ઓળખ અને ગ્રન્થમહિમાની કડી ૨૯ છે. શામળને રખીયલે આશ્રય આપી વિક્રમમહિમા લખવાને કરેલી પ્રેરણાને સવિસ્તર ઉલ્લેખ છે. પા. પ્રતિમાં આ વાર્તા છે; સં. ૧૮૩૯ના આષાઢ સુદ ૧૫ વાર બુધની છે; એમાં અંત ભાગમાં ઉપર જણાવેલી ૨૯ કડીને બદલે માત્ર રખીયલ-ઉલ્લેખની ચાર જ કડી છે.

૩ પ્રસ્તાવમાં ભોજને સિંહાસન પ્રાપ્ત થયાનો પ્રકાર સામાન્ય રીતે જાણીતા પ્રકારથી કંઈક જૂદો છે. પહેલી વાર્તાનો વર્ણવેલો પ્રસ્તાવ અને આ વાર્તાનો પ્રસ્તાવ સરખાવવાથી એ ભેદ જણાય છે.

૪ માધવાનલદોગ્ધકમાં આ વાર્તાનું મૂળ છે. એ પ્રાચીન કથાનક રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાએ "સાહિત્ય" માસિકમાં જૂની પ્રત ઉપરથી પ્રકટ કર્યું હતું.

---

## વાર્તા ૨૭ મી–શતબુદ્ધિ, સહસ્રબુદ્ધિ, લક્ષબુદ્ધિ અને કોટિબુદ્ધિની–પુતળી તરૂણી–પૃ. ૫૪૯–૫૮૭.

**આરંભ**–અથ પુતલી તરુણીની વાર્તા શતબુધી સહસ્રબુધી લક્ષબુધી કોટિબુધીની લખ્યતે।

ચોપાઈ:–શ્રી શારદાને નામું સીસ આરાધું ઉમયાપતિ ઇશ
બેટી બહુ ગુંણ ભમા તણી મોટિ મમત્ય તણી જે મણિ, ૧

* * * *

શ્રીગરુજીના વંદું ચરણ આદ્ય નિરંજન અસરણસરણ
ગુરૂ બ્રમા ને ગુરૂ તે ઇશ, ગુરૂ વિષ્નુ ગુરૂ જુગદિશ ૧૧
* * * *
પુન્ય પરમારથ કહ્યુ પવીત્ર, વર્ણવું રુડુ વીક્રમચરીત્ર ૨૦
* * * *
કવી કહે કહું તેહની કથા સિંહાસનબત્રીસી જથા
ભુપતિ ધારાપતિ શ્રી ભોજ ધરી વાત તણો એ ષોજ ૨૨
* * * *
ગુણસાગર છે માલવ દેશ પાપ તણો તિહાં નહીં પરવેશ
નગર ઉજેણી અતી અનુપ વીક્રમ સરીષા ભારે ભુપ ૭૭
* * * *
સીધ દેશ સીરોમણી મોટો જિહાં મહેરાણ
રાજરીધ રાજા વડો સકલ જિહાં સુજાંણ ૯૨

અન્ત–કર્યાં કામ એહવાં ગુણ ઘણાં પાળ્યાં લાડ તે પ્રજા તણાં
એહવો રાય સત્યવાદી હોય જેહને દેશ દુઃખીયો નહી કોય (૯)૮૨
* * * *
શ્રીગુર્જર દેશ વપાણું વાદ અધીક સીરોમણ અમદાવાદ
મહિમા મોટો બારેં માસ વાર શુભ વેગનપુર વાસ (૯)૮૮
* * * *
વીક્રમમહિમા સાંભલે પુરણ મન પ્રસન
પુણ્ય ચંદ્રાયણ વર્તનું રેવાનું દર્શન ૧૦૦૧
એહવું સાંભલી જે કરે અનવસ્ત્ર દક્ષણા દાંન
આ લોકે જશ વાધશે પર લોકે પ્રભુમાન ૧૦૦૨
સીષ્ય નાંહાના ભટ તણો પરસોતમનો તાત
સેવક શ્રી અંબા તણો આયા વેદ વીષ્યાત ૧૦૦૩
એમ કહીને પુતલી ઉડી ગઇ આકાસ
સતાવીસમી કથા પુરણ થઇ કહે કવી સાંમલદાસ ૧૦૦૪
એહ તારૂણી પુતલી કથા વચન વીલાસ
હવે પદ્માસના બોલસેં આગળ વાત રસાલ ૧૦૦૫

ઇતિ શ્રી સિંહાસનબત્રીસિ મધ્યે કથા શતબુધી સહસ્ત્ર બુધી લક્ષ્ય બુધી કોડ બુધી એ સંપુર્ણઃ ॥

વિષયાદિઃ-૧ પ્રસંગઃ (કડી ૯૨ મી) સિંધ દેશના નગરમાં ઉત્તમચંદ નગરશેઠને ચાર પુત્ર હતાઃ શતબુદ્ધિ, સહસ્રબુદ્ધિ, લક્ષબુદ્ધિ અને કોડબુદ્ધિ. એ સહુ બુદ્ધિશાળી, શાણા અને પિતૃસેવાનિષ્ઠ હતા. બાપે મરતી વેળા ચારેને બોલાવી પોતાના મરણ પછી

મિલ્કતવહેંચણીમાં કશોયે ટંટો ન થાય તેમ પુંજી વહેંચી લેવાની સલાહ આપી અને ચાર રત્ન ઓરડામાં ચોક્કસ ઠેકાણે હોવાનું જણાવી, મુંગામુંગા એકેકું લેઇ લેવા આજ્ઞા કરી. પછી પિતા મરણ પામ્યો. બાદ રત્નની પેટી ઉઘાડતાં રત્ન એક ઓછું સાંપડ્યું. હવે કલહ ન કરવાની પિતાની આજ્ઞા વિચારી, ચારે જણ રાજા વિક્રમ પાસે ન્યાય ચૂકાવવા ગયા. ચારે અક્કલમંદ હતા. તેમણે વિક્રમના કાજી, અને ખુદ વિક્રમની યોગ્યતા વિષે શંકા ઉઠાવી. વિક્રમે તેમની પરીક્ષા લીધી. ચારેને અટપટા અને બુદ્ધિ તથા તપાસણી શક્તિને તાવે એવા ચાર કજીયા સોંપ્યાં. તેમાં દરેકે સૂક્ષ્મ તપાસણી અને ઝીણી અક્કલનો પરિચય કરાવ્યો. પછી એક એક કાગળ લખી પોતાના બાયાત તેમ જ વિદેશી એવા ચાર ઠાકોરને રાજા કને મોકલ્યા અને તેમાં ઝેર, તરવાર કે અગ્નિથી મારી નાંખવાનું લખ્યું હતું. તેમાંથી યુક્તિથી તેઓ છૂટી ઉજ્જેણ સહીસલામત પાછા આવ્યા. પછી વિક્રમે ચારે તો પાકા હુશિયાર અને ખંધા છે તો કોની પાસે રત્ન છે તે વિચારવા એક વિચિત્ર, ચાર બનાવોની વાત કહી અને પેરે પેરે સવાલના ઉત્તરથી જાણી લીધું કે, રત્ન રતનબુદ્ધિએ ચોર્યું છે. પણ તેની પાસેથી તે આંચકી ન લેતાં એક ગુણકાને તે કાર્ય સોંપ્યું અને તેણે પછી તરતીબથી તેને લટપટ કરી રત્ન કઢાવ્યું, અને લોપ થઇ ગઈ. ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂએ, તેમ રત્ન અચ્છક હરાયું છતાં વાત જાહેર ન થાય અને પોતાનું પોલ ઉઘાડુ ન પડે માટે રતનબુદ્ધિ મુંગો રહ્યો. પછી એક રાત વિક્રમે ચારેને અકકેક પહોર પોતાની રક્ષા કરવાનું કામ સોંપ્યું. રતનબુદ્ધિ પહેલે પહોરે સાપને માર્યાથી ખડગ લોહીયાળુ થતાં તે લ્હોતો જણાયો, એટલે રાજાએ વૈર માટે પોતાને મારવાને ખડગ લ્હોતો હોવાનો વ્હેમ ખાઇ, બીજા ત્રણેને તેના વારામાં મારવાનો હુકમ કર્યો. તેમણે ત્રણેએ સાહસકર્મ ન કરવા બોધ દેઇ અકેકી વાર્તા કહી. આખરે રાજાને તપાસને અંતે જણાયું કે રાજાનો જીવ ઉગારવા રતનબુદ્ધિએ સાપને માર્યો તેથી ખડ્ગ લોહીયાળુ થયું અને તે એ લ્હોતો હતો. રાજા આ જાણી સાહસકર્મ ન કર્યા માટે નિરાંત પામ્યો. પછી ચારેને પેલાં રત્ન વહેંચી આપ્યાં; ખૂટતું રત્ન ગુણકા દ્વારા રતનબુદ્ધિ પાસેથી મળ્યું હતું તે પૂરું કર્યું. પછી ચારેની બુદ્ધિની ઊંડી પરીક્ષા લેઇ સહુને આનંદ અને સંતોષ અને બક્ષીસ સાથે તેમને ગામ વળાવ્યા.

. ૨. કડી ૧૦૦૫, દુહા ૩૮૦, ચોપાઈ ૬૦૯ અને છપ્પા ૧૬ છે.

વિશેષ-૧ આ વાર્તા રીતસર સંશોધીને પ્રકટ થઇ નથી. પ્રમાણમાં બીજી વાર્તાઓ કરતાં આ વાર્તા વધુ અટપટી અને અનેક ઉપવાર્તાઓથી ભરેલી છે; અલબત્ત કેટલાક કામભોગના પ્રસંગો હોઇને વર્તમાન કાળે પ્રચલિત થઇ નથી, એમ સમજાય છે. બાકી ચાતુરી અને કળામાં તે ઉંચે નંબરે આવે તેવી છે.

૨ પંચતંત્ર અને હિતોપદેશમાં આ નામના ચારે ભાઇઓની આવી વાત આવે છે. તેનો આધાર લેઇ શામળે ઘણા પ્રસંગો લોકકથામાંથી લેઈ બહેલાવ્યા છે અને કવિચાતુરી પોતાના જમાનાને યોગ્ય દાખવી છે. અને લોકરુચિને પોષવાની કલામાં પોતે પાવરધો હોવાનું સિદ્ધ કર્યું છે.

૩ સ્તુતિભાગ કડી ૧૦ છે. ગુરૂમહિમા અને ગુરૂસ્તુતિની કડી ચાર (૧૧-૧૪) છે. શક્તિ પહેલી પછી દેવ, એ વિધાનની ચાર જાણવા જોગ કડી છે (૧૫-૧૮) શામળે શ્રીનિંદા જ કરી છે એમ કહેનારાઓના મોંઢામાં તમાચા મારે એવી એ પંક્તિઓ

છે. વાર્તાનો ઉઠાવ કડી ૨૦ મીથી થાય છે. ભોજને સિંહાસન મળ્યાનો ઉલ્લેખ પણ પ્રકારાન્તરે જાણીતી કથાથી કંઈક જૂદો મકારી કર્યો છે. ઉપસંહારમાં ગ્રંથમહિમા, રખીયલ-ઉલ્લેખ, અને કવિ-ઓળખની કડીઓ ૨૨ છે. બત્રીશીને કવિ "પરમારથ પવિત્ર પુરાણ" અને રામકથાથી અધિક રસવન્તી કહે છે. (કડી ૬૯૭). છેલ્લી કડીઓમાં કવિ પોતાના ગુરૂ, પુત્ર અને ઈષ્ટ દેવનો ઉલ્લેખ કરે છે.

૪ છાપેલી પ્રતિમાં છપ્પાઓ નથી. તેમ કેટલાક દુહાઓ પણ નથી, પણ આ સહુ મુખ્યત્વે નીતિબોધ વગેરેના ટુંક નિબંધોની કડીઓ છે. તેમ રખીયલ-ઉલ્લેખ, કવિ-ઓળખ નથી, ગ્રંથમહિમા ટુંકો છે. વળી પ્રસ્તાવમાં પણ સ્તુતિભાગ કમી છે, ગુરૂ-મહિમા નથી, તેમ શક્તિના વિશેષત્વનું નિરૂપણ પણ નથી.

—:૦:—

## વાર્તા ૨૮ મી–શુકસારિકાની–પુતળી પદ્માસના–પૃ. ૫૮૭–૬૧૧

આરંભ–શ્રી ગણેશાય નમઃ અથ સિંહાસનબત્રીસી મધ્યે પુતળી પદ્માસના કથા સુકશારીકાની લખ્યતેઃ

ચોપાઈઃ શ્રી ગુણપત્યને નામું શીસ આરાધું ઉમયાપતિ ઈશ
સરસ્વતિના પુજું પાય જેહ પ્રતાપે ગ્રંથ જ થાય ૧
* * * *
સોની બ્રામણ રમવા ગયા બાર સંવસર વેગેં થયા ૩
* * * *
એક સમે વિક્રમ ગયો ક્ષીપ્રા કેરે તીર
દાંન પુન્ય કીધાં ઘણાં નાહી નીરમલ નીર ૧૮

અન્ત–પાંજરાં કરાવ્યાં કનક જ તણાં હીરારતનજડાવેં ઘણાં
સહુકો રખ્યા તેણી તીર અમૃત મેવા ફ્લ દલ નીર' (૬)૨૨
વીજોગ ભાગ્યો તેહ જ તણો મેલો થયો તે હરખ જ ઘણો
તેહ પ્રાણી પમાડ્યાં સુખ ટાળ્યાં મહા દુખીયાનાં દુખ (૬)૨૩
જેહવું દોહન વેદનું જેહવું રામચરીત્ર
પરમારથ તેહથી ઘણું વારૂં પુન્ય પવીત્ર (૬)૩૨
* * * *
ભજન એક ભગવાનનું બીજું પરમારથ પુર
ત્રીજું તત્ત્વ એહથી નથી સાણપણ સઘલું સુર (૬)૩૬
* * * *
સતીમાને મન સોહમણું ઘેહેલાને મન ગીત (૬)૩૯
પંડિતને મન પારખું વિદ્યા મન વીવેક
લેખાં ગણતાં લાખ છે, આપર છે અરથ જ એક (૬)૪૦

કવી શામલેં કોડે કહ્યું એ રૂડું આખ્યાન
અંબા આશા પુરશેં જે સુંણશે એ કાન (૬)૪૧
**શીષ્ય એ નાંહાના ભટ તણો પરશોતમનો તાત**
**સેવક શ્રીઅંબા** તણો આશા વેદ વીખ્યાત (૬)૪૨
શ્રીનગરમાં શ્રી ગોડ છે **વીરેશ્વર** શુભ નાંમ
**શામલ ભટ સુત એહનો એહ કર્યું આખ્યાંન** (૬)૪૩
ગરીબ તણો હું ગરીબ છું રાંક તણો હું રાંક
ગુણ અવગુણ હોયે ગ્રંથમાં ખીમા કરો મુઝ વાંક (૬)૪૪
ગાઈ સીષે ને સાંભલે ભણે ગણે ને ગાય
પુન્ય ચાંદ્રાયણ વ્રતનું રેવા દર્શન ફલ થાય (૬)૪૫
ભોજ પ્રત્યે કહી પુતલી આપે ગઈ આકાસ
**અઠાવીસમી** કથા પુરણ થઇ કહે કવી શામળદાસ (૬)૪૬
**એહ પદ્માસના** પુતલી કથા કહી સુવીશાલ
એ હવે **શીલવતી** બોલશેં આગળ વાત રસાલ (૬)૪૭

ઇતિ શ્રીવીક્રમચરીત્રે સીંહાસનબત્રીસિ મધ્યે કથા શુકસારિકાની સંપુર્ણ ॥ શ્રીરસ્તુ કલ્યાણમસ્તુ શ્રીયોરસ્તુઃ શ્રીઃ

**વિષયાદિ–૧. પ્રસંગ:** (કડી ૧૮ માંથી) વિક્રમ એકદા ક્ષિપ્રામાં સ્નાન દાન અને હરસિદ્ધિની પૂજા કરી પ્રાસાદે પાછો ફરતો હતો ત્યાં વાટે શુકસારિકાના જોડાને વઢતું, અન્યોન્યની પાંખ વીંખવતું દીઠુ. વિક્રમે તે બન્નેને તેમ કરતાં અટકાવી ન્યાય કરી સમાધાની આણવાની ઉત્સુકતા દાખવી, છૂટાં પાડ્યા. પછી વઢવાનું કારણ પૂછ્યું. સારિકાએ શુકને પોતાનો પરમ માનીતો ગણી સેવા કર્યાનો ઉલ્લેખ કરી કહ્યુ કે હું પવનના ઝપાટાથી મારો માળો હેઠો પડતાં શુકના માળે રક્ષણઅર્થે ગઈ, પણ તેણે મને સંઘરી નહીં અને મને આખી એ રાત ટાઢ વાયરામાં ગાળવી પડી. આથી પ્રભાતે શુક જેવો માળામાંથી બહાર નીકળ્યો કે અમે બન્ને લઢીવઢી પડ્યાં. પોપટ પણ એમ જ બન્યાનું કહ્યુ. વિક્રમે હવે બન્નેને હળીમળીને ચાલવા પ્રબોધ્યાં પણ પોપટે સ્રીજાતિ અવિશ્વસનીય હોવાનો આગ્રહ કરી તેમ કરવા ના પાડી. અને પોતાના આગ્રહના સિદ્ધાન્તના સમર્થનમા સ્રીની નિમકહરામી અને ક્રૂરતાના દૃષ્ટાંતમાં એક વાત કહી સિંધના એક રાજા પોતાના પ્રાણથી પણ વહાલી રાણી સર્પ-દંશથી મરતાં કાવડ કરી તેના મૃતદેહ સાથે તીર્થયાત્રાએ નીકળ્યો અને રણમાં મહાદેવ-પાર્વતીએ તેને દીઠો. પાર્વતીની બ્હોંસથી મહાદેવે તેને રાજા પાસે અર્ધું આયુષ્ય અપાવી જીવતી કરી. પછી પોતાના રાજ્યમાં પાછો ફરતાં એક ધનિક શેઠ સાથે લપટાઈ રાજાને છોડીને રાણી નાઠી. રાજા તેની પાછળ ગયો અને ઘણી તકરાર થઈ. અંતે પંચ સમક્ષ ઠર્યું કે રાણીએ રાજાના હાથમાં પાણી મૂકી તેનું અર્પેલું સઘળું પાછું આપવું. તેમ કરતાં રાણી અર્ધું આયુષ્ય પાછુ આપતાં શબ થઈ પડી. પોપટની આ વાત સામે પોપટીએ પુરૂષની નિમકહરામી અને નીચતાની વાત કહી' સૌરાષ્ટ્રના સિંધુકર ગામનો એક બ્રાહ્મણપુત્ર કન્યા ન મળતાં દક્ષિણમાં નાઠો. ત્યાં તેને એક સાખી કન્યા સાથે

મુશ્કેલીએ લગ્ન થયાં. ત્યાંથી સ્વગામે પાછાં ફરતાં માર્ગમાં એક હાકમની સ્વારી જતી હતી તે ભેળાઈ મળ્યાં. હાકેમે લપટાવી લલચાવી બ્રાહ્મણ પુત્ર કનેથી પેલી સ્રીને વેચાતી લેઈ છૂટી પડાવી. બ્રાહ્મણ પૈસા લેઈ સ્રીને છેતરીને બીજે માર્ગે ચાલી ગયો. હાકેમે ઘણુંઘણું સમજાવી પણ તે સ્રી નમાની થઈ અને એકમતી થઈ પ્રાણ છોડ્યો. પેલો બ્રાહ્મણપુત્ર ઘેર જતાં રસ્તે લુંટાયો અને હાકેમે આપેલાં નાણાં ખોયાં. પછી વિક્રમે કોઈ પ્રકારે આ કજીયો મટતો હોય તો તેનો માર્ગ દેખાડવાનું પૂછતાં પોપટીએ કહ્યું કે મારો માળો તૂટતાં ચાર બચ્ચાં ક્ષિપ્રામાં તણાયાં છે તે જો તમે આણી આપો તો પોપટ સાથે મારૂં મન માને અને પોપટ પોતાનો પુત્ર ચોરાયલો પાછો આણી આપતાં પોપટી સાથે સંસાર માંડું, એમ કહ્યું. વિક્રમે હરસિદ્ધિની પૂજા કરી, વૈતાળની મદદથી એક રાજાને જુતમાં જિતી પેલા પોપટનો પુત્ર આણ્યો; પછી ક્ષિપ્રામાં તણાયલાં પોપટીનાં ચાર બાળ એક બેટમાં ઉગર્યાં હતાં ત્યાંથી તેમને મંગાવ્યાં અને શુકસારિકાનાં મન મનાવ્યાં.

૨ કુલ કડી ૬૪૬ છે. બધાએ દુહા ચોપાઈ છે, છપ્પો એકે નથી, ૪૨૭ ચોપાઈ અને ૨૧૯ દુહા છે.

વિશેષ-૧. આ વાર્તા રીતસર સંશોધાઈ પ્રકટ થઈ નથી. સ્તુતિભાગ ૨ કડી છે. સિંહાસનપ્રાપ્તિનો અને સિંહાસનરચનાવર્ણનનો ઉલ્લેખ કડી ૬ (૬૩-૯) છે. અંતમાં રખીયલ-ઉલ્લેખ નથી પણ કવિ-ઓળખ કડી ૩ (૬૪૧-૪૩) છે. આમાં પેટા વાર્તા ત્રણ છે.

૨ છાપેલી પ્રતિ લગભગ ઉપર પ્રમાણે છે. માત્ર કવિ-ઓળખ નથી.

——:o:——

## વાર્તા ૨૯ મી-સ્રી-ચરિત્રની-પુતળી શીલવતી-પૃ. ૬૧૧-૬૪૭

આરંભઃ-શ્રી ગણેશાય નમઃ ॥ અથ સિંહાસન બત્રીસિ મધ્યે પુતળી શીલવતીઃ વાર્તા સ્રીચરીત્રની લપી છેઃ

ચોપાઇઃ શીવદા તું સાચી સરસ્વતિ માતાજી આપો મહામતિ
અધીક મનની પુરો આશ કરો માતા રસનાઈ વાસ ૧
દીજીઈ મન મનોહર મતિ શુભ અક્ષર બોલાવો સતી
એક સમે ધારાપતિ ધીર ભોજરાજ ગુણવંતો વીર ૨
* * * *
ઉજેણી નગરીનો ભુપ વીક્રમસેન તો અતી અનુપ
શુભ ઉજેણી નગરી સાર નવતેરી નગરી વીસ્તાર ૧૦
* * * *
વીક્રમચરીત્ર પુત્ર નીજ નામ ગુણવંત કીધું બાધું ગામ ૨૫
ચરીત્ર દેખાડીને તાતને ગુણ ઉછંકલ થયા માતને
* * * *
દુહા સવાઇ વીક્રમાજીતથી વધાણે વીક્રમચરીત્ર ૨૨
ચરીત્ર જોયા તે ચતુર નર આપ વીચ્ચારી મન

પડો વજડાવ્યો પુર વીષેં રીઝ થકી રાજન 33
આજ થકી કો નગ્રમાં સ્ત્રિચરિત્ર કહે નામ
વર્ણાણે ચરીત્ર વનીતા તણું તો ફેડું તેહનો ઠામ 34

અન્ત–દુહા કોડ લોક દેવતાં કર્યું પ્રેમદા પુરણ પવીત્ર
વીક્રમચરીત્ર થકી વધ્યું સાચુ સ્ત્રીનું ચરીત્ર (૮)૨૮
રાજા રીઝયો રૂદયા વિષેં ધન્ય નીરમલ કુલ નાર
તન મન ધન રહ્યુ સરવ વહુ વરાં કડુ બલીહાર (૮)૩૩

ચોપાઇ કહે રાજા સાંભલ્ય કુળવહુ તાહરે વશ વરતેં છે સહુ
તું કહે તે કરૂં સહુ કાજ તું કહે એમ ચલાવું રાજ (૮)૩૬

* * * *

હરામી તો કરશે હાસ્ય સતવાદી કહેસ્યેં શાબાસ
સુરાને મન સારૂ વસેં હરી જ હેતેં હરષેં હશી. (૮)૮૫
સત્યવાદિ સાચું જાણસ્યેં અન્યાઇઓ અંતર આણસ્યેં
સંસ્કૃતમાં કાલીદાસેં કરી તે અનુસારે મેં ઉધરી (૮)૯૪
રૂડી તરતીબ રચીયલ તણી રાજરાજેશ્વર રૂપ
તેણે કવીને તેડીયો અકલવંત અનુપ (૯૦)૮
શ્રી ગોડ માલવી વીપ્ર સુભ ગુજરાતમાં ગુણનીધ્ય
વાસી વેગનપુર તણો વર્ણાણુ વડેરાં વીધ (૯૦)૯

* * * *

રચીયલ પુન્યપ્રતાપથી કીધો છેં એ ગ્રંથ
ધર્મ, કામ ને મોક્ષ ભુધ્ય પુન્ય પરમારથ પંથ (૯)૧૨
ગમાન ભાટ દયુદીપો જેહવો વીવેક વૈતાલ
સુંપ્યો ગ્રંથ તે ભાટને આણી અધીકો વાહાલ (૯)૧૩
સીંહાસનબત્રીસનો કર્યો ગ્રંથ ગુણ ગેહ

* * * *

ઉગણત્રીસમી કથા પુરણ હવી કહે કવી સામળદાસ (૯)૨૪
એ શીલવતી પુતલી કહી કથા સુવીશાળ
હવે સરસ્વત્યા બોલસેં આગળ વાત રસાળ (૯)૨૫

ઇતિશ્રી પ્રાકૃતપ્રબંધે વીક્રમચરીત્રે સિંહાસનબત્રીસી મધ્યે કથા સ્ત્રી ચરીત્રની સંપુર્ણઃ ॥... સંવત ૧૮૪૫ આસાઢી ૪૬ ના વર્ષે ભાદ્રવા વદી ૧૦ વાર ચંદ્ર લષીતં જીવણજી પરોપકારાય શુભં ॥

¹ વિષયાદિ ૧ પ્રસંગ (કડી ૨૫ માંથી) વિક્રમ રાજાને વણિકપુત્રીથી પુત્ર થયો હતો, તેનું નામ વિક્રમાજિત પાડ્યુ હતુ (જુઓ વાર્તા ૧૨ મી કાપડીયાની) એકદા વિક્રમને લગી આવ્યુ કે વિક્રમચરિત્રથી સ્ત્રીચરિત્ર પણ ન ચઢે, અને એથી તેણે દુડી ફેરવાની

કે 'જે કોઈ વિક્રમચરિત્રથી સ્રીચરિત્રને ચઢીયાતું કહે, છતાં સ્રીચરિત્રને ચઢીયાતું પુરવાર ન કરી શકે તો તેને બ્રહ્મહત્યાનું પાપ' (કડી ૪૦). આવી હુંડી ફેરવતો માણસ શહેરમાં ત્રિલોચન શેઠના મહેલની અટારી નીચેથી જતો હતો ત્યાં તેની બાર વર્ષની પુત્રી બહાર નીકળી અને હુંડીવાળાને બોલાવી સ્રીચરિત્ર વિક્રમચરિત્રથી ચઢીયાતું હોવાનું કહી વિક્રમની નિંદા કરી આથી હુંડીવાળો માનભંગ થતાં રાતો ચોળ થતો દરબારમાં આવ્યો અને સઘળી વાત કરી. વિક્રમે એ છોકરીનો નાદ તોડવાનું અને પોતાના કુંવર વિક્રમાજિત સાથે પરણાવી તેનો તાસીરો જોવાનું પણ લીધું પછી શેઠ ત્રિલોચન મળવા આવતાં આગ્રહભેર તેની એ છોકરીનું માગું કર્યું અને પોતાના પુત્ર વિક્રમાજિતના ખડ્ગ સાથે તેનાં લગ્ન કર્યાં પછી એક અઘોર, વસ્તીથી દૂર સ્થળે મહેલમાં તે સ્રીને રાખી, પોતાના પુત્ર કને તેનું મોઢું સરખુયે નહીં જોવાની ઉત્કટ પ્રતિજ્ઞા લેવડાવી, અને એ પુત્રવધુને કોઇ સાથે વાતચિતનો પણ સંપર્ક ન રહે એવી પાકી વ્યવસ્થા કરી, માત્ર ખાવાનું મળે તેવી ગોઠવણ રાખી લાગ જોઇ એક કુલીન દાસીને વિશ્વાસમાં લેઇ પેલી પુત્રવધુએ પોતાના પિતાને પત્ર પાઠવ્યો અને તેની સાથે પિતાના ઘરથી તે પેલા મહેલ સુધી એક ઉંડી સુરંગ ખોદાવરાવી. પછી તે વાટે પોતે બહાર નીકળી તે વેળા વિક્રમાજિત (વિક્રમપુત્ર) પરદેશમાં હતો તેથી પોતે તે સ્થળે સાબળીયણ રબારણને વેષે જઇ ત્યાં મીઠું મધુરૂં દૂધ દેનારી ગાય રાખી, મનોહર વૈભવશીલ તબુંડેરા નાખ્યા અને કસ્તુરીમિશ્રિત અનુપમ દૂધ તૈયાર કરી, મહા મોંઘે મૂલે વેચવું ઠરાવ્યું રાજપુત્રે તેના દુધની ખ્યાતિ સાંભળી અને તે પાર્ષદ પાસે મગાવ્યું રબારણે તે ન આપ્યું અને તોર દાખવ્યો. પછી તેણે ધીરે ધીરે વિક્રમાજિતને લપટાવ્યો અને એક દિવસ લાગ જોઇ તેની સાથે ક્રીડા કરી ગર્ભાધાન કરાવ્યું. પછી તેના નામાંકિત શસ્ત્ર તેમ રાજચિહ્નો પડાવી તે જ રાત્રે અછક થઈ ગઈ. અને રાજપુત્રે જાગતાં પોતાનું સર્વસ્વ લુટાયલું જોયું અને પેલી રબારણ પણ ઓચિંતી અદૃશ્ય થયલી જણાઈ. પેલી રબારણ–ત્રિલોચનની પુત્રી પિતાને ઘેર આવી અને દશ માસે પુત્ર જણ્યો. તે પછી થોડેક મહીને તેણે પાછો ઉજ્જેણમાં જોગણીનો વેષ લીધો અને રાજા આદિ સઘળી પ્રજાને પોતાના ચમત્કારથી વશ કર્યા દરમ્યાન સાપના દંશથી એક સ્રી સતી થવા નીકળી, તે પેલી જોગિણી પાસે આવી અને તેણે એને સૌભાગ્યવતી તથા પુત્રવતીનો શુભ આશિર્વાદ આપ્યો પણ તેણે કહ્યું કે મારો તો પતિ મરણ પામ્યો છે, એટલે તું જૂઠી જોગિણી છે આમ કહી તે પતિના શબ સાથે સ્મશાને ગઇ અને ચિતામાં પેઠી પેલી જોગિણીએ પાર્વતીના પ્રસાદથી તેના પતિને જીવતો કર્યો અને ચમત્કારનું પારખું દેખાડ્યું. આથી રાજા આદિ સૌ વિસ્મય થયા અને વિક્રમાજિત (વિક્રમપુત્ર) તેનામાં લપટાયો જોગિણીએ તેને ભોળવી મોહમુગ્ધ કરી, તોષાખાનામાંથી રત્નોનો અંબાર મગાવ્યો અને તેની સાથે પરણી તેને સંજીવિની વિદ્યા શીખવી, પતિપત્ની બની સંસાર ભોગવવાની આશા આપી આ રાજપુત્ર વચન પ્રમાણે અમૂલ્ય રત્નો લાવ્યો, જોગિણી તેને પરણી અને ગર્ભાધાન થયું પછી તે ત્યાંથી રત્નાદિ સાથે અછક થઈ ગઈ વિક્રમાજિત પાછો છેતરાયો તે બાદ દશ માસે તેને એક પુત્ર અવતર્યો પછી ત્રિલોચનની પુત્રીએ પોતાના મહેલમાં રહેવાનું શરૂ કર્યું અને પેલી સુરંગ પૂરાવી દીધી બાદ યોગ્ય સમય આવતાં વિક્રમને તેણે કહાવ્યું કે હું હારી છું અને સ્રીચરિત્ર વિક્રમચરિત્રથી ઉતરતું છે એમ કબૂલ કરું છું, માટે મને મહેલમાંથી બહાર કાઢો કેટલીક કારાપારી પછી વિક્રમે તેને બહાર કાઢી તો તેની સાથે બે પુત્રો હતા એટલે તેને સહુએ ધુત્કારી. પણ તેણે ભર સભામાં વિક્રમાજિતથી બે પ્રસંગોએ એ પુત્રો થયાનું સિદ્ધ કર્યું, અને સ્રીચરિત્ર ચઢીયાતું સાબીત કર્યું

૨ કડી ૯૨૫ છે: ૫૫૪ દૂહા, ૩૨૧ ચોપાઈ ને ૫૦ છપ્પા-એક બાર લીટીનો.'

વિશેષ-૧ આ વાર્તા રીતસર સંશોધાઈ છપાઈ નથી. પણ અતિશય પ્રચલિત છે; શામળે વખતોવખત પ્રસંગ મધ્યે બદલી હશે; છપ્પાનું વિશેષ પૂર તેમ કેટલાંક નીતિ-ઉપદેશનાં બારોબાર કથનો આવા અનુમાનને ટેકવે છે.

૨ સ્તુતિભાગ ૭ કડી છે. ઉપસંહારમાં રખીયલ-ઉલ્લેખ અને કવિ-ઓળખ છે: સિંહુજ કડી ૮૯૯ મી, વીરેશ્વર-ચોખાનો લાડુ ૯૦૦; કાઉજી અને રખીયલ ૯૦૧; પાંચપુત્ર ૯૦૩; ૧ ઝવેર, ૨ ગગાદાસ, ૩ શામજી, ૪ માધવ અને ૫ ઉદ્ધવ ૯૦૪-૫, પુત્રપ્રશંસા ૯૦૬-૦૭; કવિને નિમંત્રણ ૯૦૮; કવિઓળખ ૯૦૯-૧૦; કવિસલાર ૯૧૧; ગ્રંથકૃતિ ૯૧૨; ગમાનને સોંપણી ૯૧૪; ક્ષમાયાચના ૯૧૫; પછી ગ્રન્થ-મહિમા વગેરે.

૩ છપાયલી પ્રતિઓનું પૂર નાનું જણાય છે, પણ ઉપસંહારમાં કાંઇ ફેર નથી. કે. પ્રતિમાં આ વાર્તા છે; પણ તેમાં ઘણાંક પાઠાંતરો છે; તેમ બીજા કેટલાએક ફેર છે.

---

## વાર્તા ૩૦ મી-ભરથરીની-પુતળી સરસ્વતી-પૃ. ૬૪૮-૬૭૩.

આરંભ-ચોપઈ-શ્રીગણપતિ ગુંણગંભીર ધરમધોરંધર ધારકધીર
શ્રીપારવતી કેરો પુત્ર ચિંતામણી કેરાં ધરસૂત્ર ૧
કરૂં ગ્રંથ શાહાબ્નેિ શૂલ માંડી વાત કહું એ મુળ
ગુર્જરદેશ ગુંણુ નીરમલ નાંમ સિંહુજ સિરોમણ રૂડું ગામ ૧૩
તેણે સંતોષ્યો સાંમલ કવી કરયો ગ્રંથ વાનો સુભ નવી
**સંસ્કૃતમાંથી સોધી યથા કહી પરમ મનોહર કથા ૧૪**
ધાર નગર કેરો એક ધીસ દાતા ભોજ પ્રગટ્યો તે દિશ ૧૬
* * * *
મહીમંડલ માલવ વીષે આદિ ઉજેણી ગાંમ
વીક્રમરાય વસુધાપતી નવે ખંડમાં નાંમ ૬૮

અન્ત-આવ્યો અવની અધિપતિ નાહ્યો ક્ષીપ્રાનીર
સીવપુજા સંધ્યા કરી સુંદર સુધ શરીર (૬)૧૦
શ્રીગુજર દેશે ગુણનીધી અમદાવાદ અમુલ્ય,
સાબરતટ સોહામણી શ્રીગંગાને સમ તુલ્ય ૬(૧૧)
**સંસ્કૃતમાંથી સોધીયું પ્રાકૃત કરયું પુરાણ**
માઘ કાલીદાસે કરયું તે મેં લષીયું જાણ (૬)૧૭
એમ કહીને પુતલી આપે ગઇ આંકાશ
**ત્રીસમી** કથા પુરણ થઈ કહે કવી શામલદાસ (૬)૨૧

વિષયાદિ-૧ પ્રસંગ: (કડી ૬૮ મીથી) ઇન્દ્રપુત્ર ગર્દભરૂપે અંબાવત(ત્રંબાવતી)માં અવતર્યો હતો (જુઓ વાર્તા ગર્દભસેનની ૧૧ મી). તેનાથી ત્યાંના રાજાની પુત્રીને એક પુત્ર

થયો તે વિક્રમ, પ્રધાનપુત્રીને પુત્ર થયો તે શાણુવી અને તેની સાહેલડીને પુત્ર થયો તે ભર્તૃહરિ. ઓછી મતની પ્રધાનપુત્રીએ પોતાનો પ્રિયતમ ગર્દભ નહીં પણ ઇંદ્રપુત્ર હોવાનું પોતાની માતાને કહેતાં તેણે રાત્રે, ઇંદ્રપુત્રે ગર્દભ ખોળીયું છોડી મનુષ્ય રૂપ લેતાં બાળી નાંખ્યું. આથી પોતાની ત્રણે પત્નીઓને બબે તેટલા વહેલાં ખસાતથી નાશી જવાનો પ્રબોધ કરી સ્વર્ગે સંચર્યો. પછી પેલી સ્ત્રીઓને મહંતના આશ્રમમાં પુત્રો થયા અને કાળે કરીને તે મોટા થયા. તેમાંનો મોટો ભર્તૃહરિ અને નાનો વિક્રમ ફરતા ફરતા ક્ષિપ્રાતટે ઉજ્જેણી આવ્યા. ત્યાંનો રાજા અપુત્રીયો હતો તેથી દાયિણી કળશ જેની ઉપર ઢોળે તેને પુત્ર કરી રાજ્ય આપવું એમ ઠરાવ્યું;અને તેમાં ભર્તૃહરિ ભાગ્યશાળી નીવડતાં રાજા થયો; અને તેણે વિક્રમને પ્રધાન કર્યો. ભર્તૃહરિ પોતાની રાણી અનંગનયનામાં અપૂર્વ મોહમુગ્ધ થયો. એકદા રાણીએ ખાર રાખી વિક્રમે પોતાની ઉપર કુદૃષ્ટિ કર્યાનું આળ મૂકી તેને દેશવટો રાજા પાસે દેવરાવ્યો. પછી સમય જતે એક બ્રાહ્મણ અમરફળ લઈ રાજાને આપવા સભામાં આવ્યો અને આશીર્વાદ દઈ ભેટ કર્યું. મોહમુગ્ધ ભર્તૃહરિએ સ્ત્રીને ભેટ કર્યું. તેણે પોતાના અશ્વપાલને, અશ્વપાલે પોતાની ગુણકાને અને ગુણકાએ રાજાને અર્પ્યું. આથી રાજાને રાણીના પાતિવ્રત્ય વિષે શંકા ગઈ અને તપાસ કરી પોતે જ રાજપાટ છોડી જોગી થઈ ચાલી નીકળ્યો. ક્ષિપ્રાતટે વસતા વીર વૈતાલે રાજ્ય કબજે કર્યું અને સહુ પ્રજાને પીડવા માંડી. પાછો વિક્રમ પોતાના સાવકા ભાઈ શાણુવીની ભવિષ્યવાણીથી પ્રેરાઈ ક્ષિપ્રાતટે આવ્યો, હરસિદ્ધિને પ્રસન્ન કર્યાં; પછી ઉજ્જેણમાં પેઠો. વીર વૈતાલને જિત્યો અને રાજ મેળવ્યું. પછી એકદા તેને પોતાના ભાઈ ભર્તૃહરિને જોવાની ઇચ્છા થતાં તીર્થયાત્રાએ ચાલી નીકળ્યો. માર્ગમાં ભાઈનો ભેટો થયો તેને પાછા આવી રાજ્ય સંભાળવા પ્રબોધ્યો. પણ તે એકનો બે ન થયો અને બે એક ઉપકથાઓથી ગૃહસ્થાવટની મહત્તા અને શ્રેષ્ઠતા સમજાવી ઉલટો વિક્રમને ઉજ્જેણ જઈ રાજ કરવા પ્રેર્યો. તેનું કહ્યું માની વિક્રમે રાજ્ય ચલાવ્યું. તે પછી ચાર જૂદાં જૂદાં સ્થળનાં દુઃખીયાં જૂદાં જૂદાં દુઃખને આગળ કરી આવ્યાં અને વિક્રમે હરસિદ્ધિની કૃપાથી તેમ વીર વૈતાલની સહાયથી અપૂર્વ અંગભોગ આપીને સાધ્યાં અને પરદુઃખભંજન બિરૂદને વર્યો.

૨ કુલ કડી ૬૨૧ છે: ૩૬૯ દુહા, ૨૨૯ ચોપાઈ અને ૨૩ છપ્પય છે.

વિશેષઃ-૧ આ વાર્તા રીતસર સંશોધાઇને છપાઇ નથી. સ્તુતિભાગ ૧૧ કડી છે તેમાં ૩ છપ્પા છે અને તે વિદ્યાની મહત્તાના છે. બીજી વાર્તાઓ કરતાં (૧૭ મી બાદ કરતાં) આરંભમાં જ કવિને રખીયલની પ્રેરણાનો અને બત્રીશી પૂરી કરવાની તત્પરતાનો ઉલ્લેખ છે. (૧૧–૧૫) ઉપસંહારમાં કવિ-ઓળખની બે કડી છે અને ગ્રંથમહિમાની ત્રણ છે. આરંભમાં ભોજમુંજપ્રસંગ વિસ્તૃત છે, તેમ સિંહાસનપ્રાપ્તિનો ઉલ્લેખ છે, પણ પ્રસિદ્ધ કરતાં કંઈક અવનવો છે. ગોવાળીયાને બદલે ખેડુતો અને તે સ્થળે સસલાનું વાઘ હાથી વગેરેથી વિશેષ અસામાન્યબળ હોવાનો ઉલ્લેખ છે.

૨ વાર્તા જનસમૂહમાં વિશેષ પ્રચલિત છે. આરંભ અને મધ્યમાં ચોપાઈ વધુ છે અને છપ્પા માત્ર આ બે ભાગમાં જ છે. અંતમાં છપ્પા જણાતા જ નથી; આથી કવિએ પહેલા બે ભાગનું પુનરાવર્તન કરેલું અને છલ્લો ભાગ એમ ને એમ રહેવા દીધેલો લાગે છે.

---

## વાર્તા ૩૧ મી–રૂપાવતીની–પુતલી રેણુકા–પૃ. ૬૭૪–૭૧૦

આરંભ–ચોપાઇ શ્રીવીદ્યા સેવું સરસ્વતી મયા કરી આપો મહામતી
કમલભૂતનયા કમલવત નયણુ વેદ ચ્યાર વાણી શુભ વરણુ ૧

* * * *

જયોગ્ય વાત બોલાવો જથા કહું પુન્ય પુરાંણુ **પરમારથ** કથા
ચારૂ ચતુર **શ્રીરામચરીત્ર** પરમ મનોહર પરમ પવિત્ર ૧૮
રૂડા પુરુષ તણે મન રીઝ બુધી ગ્રંથ તણું કહું બીજ
શ્રીનગર ગુજર ગુણુનીધ્ય વાસવ પુરવત રીષ્યસીધ્ય ૧૯
ધાર નગર તણો જે ધણી ભોજરાજ મહીપતિનો મણિ (૨૨)

* * * *

કહે રેણુકા સાંભલ્ય રે રાઅ મહીપત્ય વીક્રમો કહું મહિમાય
પ્રથમ કાલીદાસેં લખ્યાં ભાંમીનીએં જે વાચક ભખ્યાં. (૧)૧૦

દુહા–માલવમાં એક મહીપતિ નરસીંત્ર પત્ય નીજ નામ
સત્યવાદિ સીરોમણી સીહાસીક સુ જાંણુ (૧)૩૦

અન્ત–પોતાના શોભીત સણુગાર આમલા પ્રમાણે મોતિહાર
ત્રાંબાપત્રે લેષ જ લષી પાંસઠ પ્રગણ્યાં માંડાં મુષી ૭૭૬
જાંન બોલાવી દીધાં માન પાસે રાખ્યાં તે કરી પ્રધાન
જે આવ્યા'તા જાંન માંહે આપી અશ્વ બોલાવ્યા તાંહે ૭૭૭

દુહા–**રામચરીત્ર** જેહવું રમણુ સાંભળતે સુષ થાય
પુરાંણુ વેદ એ પાંચમો જે ગુણુદાતાના ગાય ૭૮૫
ગીતા ગ્રંથથી ગુણુ ઘણો પરમારથ પુરાંણુ
પુરૂષ તો તે મેલશેં સમઝે ચતુરસુજાંણુ ૭૮૬
પુરાંણુ જે પરગટ થયું કહ્યુ સંષેપે સાર
પુરૂષ તો મુખે મરડશે દિલ રીઝે દાતાર ૭૮૮
સુષ્યો ગીરૂયો ઘણું વીશ્વ બાધે વીખ્યાત
શામળ ભટ કવીઈ કરયો તે જાણેં ગુણુ ગુજરાત્ય ૭૮૯
એમ કહીને પુતલી આપેં ગઇ આકાશ
**એકત્રીસમી** કથા પુરણુ થઇ કહેં કવિ સાંમલદાસ ૭૯૨
એહ રેણુકા પુતલી કહી કથા સુવીશાલ
હવેં ઇંદ્રાણી બોલશેં આગળ વાત રસાળ ૭૯૩

ઇતિશ્રી સિંહાસનબત્રીસિ મધ્યેં **પરમ(મારથ) કથા** પુરાણે...

**વિષયાદિ–૧ પ્રસંગ**–(કડી ૧૩૦ થી) માળવાના નરસિંઘ રાજાને એક સુંદર રૂપરૂપનો અંબાર પુત્રી હતી. તેણે એને એક વિદ્યાનિધિ વિપ્રની નિશાળે ભણવાને મૂકી. ત્યાં તે સંગીતાદિ અને કલાઓ શીખી. એ ગુરૂને એક કાલીઘેલો ૧૫ વર્ષનો પુત્ર હતો. તેણે એકદા એક સમશ્યા લખી પેલી રાજપુત્રીની ચોપડીમાં ઠેરવી; અને તેણે એ વાંચી અચરજ પામી એ સમશ્યા લખનારને જ પરણવાનું મન કર્યું, અને વિશેષ પરીક્ષા કરવા એક બીજી સામી સમસ્યા તેણે લખી. બ્રાહ્મણપુત્રે તેનો લેખી ઉત્તર વાળ્યો. આવી અનેકાનેક સમસ્યાઓ રાજપુત્રીએ લખી અને બ્રાહ્મણપુત્રે તેનો લેખી ઉત્તરો વાળ્યાં કર્યાં. અંતે રાજપુત્રીએ તેને જ વરવાનો નિશ્ચય કર્યો. બ્રાહ્મણપુત્ર અને તેનો પિતા આ વિચાર જાણી ગભરાયા. રાજપુત્રીએ પોતાને મેહેલે તેની રાહ જોઇ અને તે ન જ આવ્યો ત્યારે સ્રીહત્યા આપી મરવાનો નિર્ણય તેણે જાહેર કર્યો. એટલે તે ન છૂટકે તેને ત્યાં ગયો અને કેટલાક વાદવિનવણી પછી એની સાથે ગાંધર્વલગ્ન કરી પરણ્યો અને સુખ ભોગવ્યાં. આમ કેટલોક સમય ચાલ્યું. દરમ્યાન કેટલીયે પરીક્ષાઓ ચતુરાઇથી રાજપુત્રીએ તેની લીધી અને તેને તાવ્યો. પછી રાજાને પુત્રીના શરીરનાં ચિહ્ન બદલાયાં લાગ્યાં. તેણે તપાસ કરી. તેમાં આઠ દિવસની અવધિમાં બ્રાહ્મણપુત્ર પકડાયો. તેને રાજાએ શૂળીએ ચઢાવવા ફરમાવ્યું. તેને શૂળીએ લઇ જવામાં આવ્યો ત્યાં નગરશેઠનો જુવાનજોધ પુત્ર આવી ચઢ્યો અને તેને એક રાતની મહેનતે છોડાવ્યો, અને તેને પેટ પ્રતિહારોને રત્નો વગેરેની લાંચ આપી. બ્રાહ્મણપુત્ર જો સમયસર શૂળી ચઢાવવાના સમયે ન આવે તો શેઠના પુત્રે પોતે શૂળીએ ચઢવાની બાંહ્યધરી લીધી હતી. બનવા કાળ તે બ્રાહ્મણપુત્ર વેળાસર ન આવ્યો અને શેઠના પુત્રને શૂળીએ ચઢવાનો વારો આવ્યો. તેનાં માતપિતા વચ્ચે પડ્યાં; અને પોતે ચઢવા તૈયાર થયાં. એટલામાં પેલો બ્રાહ્મણ આવ્યો, પણ તેને અટકાવી રાજકુંવરી શૂળી ચઢવા તૈયાર થઈ; તરત બ્રાહ્મણનાં માતપિતા આવ્યાં. તેઓ પણ મરવા તૈયાર થયાં. રાજાને ખબર પડી એટલે તે ત્યાં આવ્યો. તેને તો ધર્મસંકટ આવી પડ્યું. હવે માર્ગ શો કાઢવો અને પ્રતિજ્ઞા કેમ પળે તેના વિચારમાં પડ્યો. આવી સ્થિતિમાં ફરતો ફરતો તીર્થયાત્રાએ નીકળેલો વિક્રમ ત્યાં આવી ચઢ્યો, અને પોતે જ સહુની વતી શૂળીએ ચઢવા તત્પર થયો. રાજાએ તેમ કરવાની ના કહી. પછી આખરે રાજાએ કહ્યું કે જો જગજીવન પ્રત્યક્ષ થઇને બ્રાહ્મણપુત્રને બીન ગુન્હેગાર જાહેર કરે તો સહુ છૂટે અને મારૂં વચન પળે. વિક્રમે આઠ દિનમાં એ પરચો બતાવવાની પ્રતિજ્ઞા લીધી અને પૂરી કરવાને હિમાળે ચાલ્યો. માર્ગમાં અનેક દુઃખીયાં પોતાનાં દુઃખો ફેડવાની વિનતિ કરતાં વિક્રમને મળ્યાં. તે સહુને વળતી વેળાએ દુઃખો ભાગવાનું વચન આપી તે આગળ વધ્યો. એટલામાં આઠ દિવસ પુરા થયા એટલે લાકડાં સળગાવી મરવા તત્પર થઈ અને હરસિદ્ધિને સમરી. તત્કાળ ચતુર્ભુજ વિષ્ણુનાં દર્શન થયાં અને વિક્રમે ઘણી ઘણી સ્તુતિ કરી. ત્રિલોકનાથે તેને પ્રસંગ આવ્યે હાજરાહજુર થવા વરદાન આપ્યું ત્યાંથી વિક્રમ પેલે સ્થળે પાછો આવવા નીકળ્યો અને માર્ગમાં અગાઉ મળેલાં દુઃખીયાંનાં દુઃખો હરિકૃપા અને શક્તિમેહેરથી ફેડતો મૂળ સ્થળે આવ્યો. ત્યાં શૂળી ઉપર શ્રીજગજીવન દેખાયા અને નરસિંહ રાજાનું મન માન્યું. પેલા બ્રાહ્મણ પુત્રને કુંવરી રાજાએ પરણાવી, વિક્રમે તેને પ્રધાન બનાવ્યો, અને સુખી કર્યો.

૨ કુલ - કડી ૭૯૩-છે, ૪૫૮ દુહા, ૨૭૦ ચોપાઈ અને ૬૫ છપ્પા છે:

વિશેષઃ-૨ આ વાર્તા, રીતસર સંશોધાઈ છપાઈ નથી. સ્તુતિભાગ ૧૬ કડી છે. વિવિધ દેવતાઓની સ્તુતિ છે. આરંભમાં ભોજરાજની દાનપ્રશંસા વર્ણવતાં એક સમસ્યાના આઠ અર્થ ભોજરાજ, રાણી, પુત્ર, પ્રધાન આદિએ કરતાં એ મૂર્ખ બ્રાહ્મણની સ્ત્રીએ લખી આપેલા કરતાં દરેકે સવા સવા લાખ તેને આપ્યા, એ પ્રસંગની ૧૦૯ કડી છે. ઉપસંહારમાં ગ્રંથમહિમા નોંધવાજોગ છે. ૭૭૮-૮૮ કવિ-ઓળખ માત્ર એકજ કડી છે અને અંતમાં રખીયલ-ઉલ્લેખ નથી.

૨ પ્રા. માં ૨૦ મી કડી પછી રખીદાસના કુટુંબની અને કવિ-કદરની ૧૧ લીટી છે; તેના ઉપસંહારમાં કાંઈ મહત્વનો ફેર નથી. છાપેલી પ્રતિ પ્રા. ને મળતી છે.

---

## વાર્તા ૩૨ મી-મહાપચીશીની-પુતળી ઇન્દ્રાણી-પૃ. ૭૧૧-૮૨૯

આરંભ-છપ્પયઃ-ગુરૂ ઇષ્ટ ગુરૂ દેવ ગુરૂ પીતા એ માતા
ગુરૂ શકતી શીવ સેવ ગુરૂ સુખદેયણ શાતા
ગુરૂ તીરથ ગુરૂ ગંગ ગુરૂ કુલ કહાવે કાશી
ગુરૂ જગત ગુરૂ જાગ ગુરૂ પુરણ પુજા ઉપાશી
ગુરૂકૃપાથી ઉધરેં ધ્રકાતેર શતથી ઘણાં
શાંમલ સેવ ગુરૂ ચરણચીત **નીરમલ નામ નાના ભટ તણાં** ૧૩
ઉલપાવી ઈશે અંબ આધ અનપુરણા શકિત
શેવન કીધું શેવ ભાવીભ્રમ વિષ્ણુભક્તિ
સરસ્વતિ માત સાક્ષાત વાસ રસનાઈ કીધો
રામચરિત્ર રસરૂપ લાહો લાષેણો લીધો
કરૂણા અનપુરણા તણી દૈવતકોડ દેવ છે
**સામલ** કહે ઇષ્ટ માહરે શીવ શકિત સદગુરૂ સેવ છે. ૧૪
પરમ મનોહર પરમ પવીત્ર વાર વીક્રમચરીત્ર
ગુંણનીધી દેશ રૂડો ગુજરાત વીશ્વબાધી માંહિ વીખ્યાત ૧૬
લાયક લેઉવા માંહે કણબી કુળ કાઉજી કહીએ
ધાનમાન સનમાનથી તેણે સંતોષ્યો સામલ કવી ૨૦
ભોજપ્રબંધ મેં ભાળાયો ચાળી જોયો અંત
નીહાળી જોયું નેહથી કીધું કોડ કવિત ૨૯
મહીમાંથી માંખણ કાઢીયું **પરમારથ પુરાંણ**
એહથી બીજું નહીં સમઝે સાર સુજાંણ ૩૦
પવીત્ર દેશ પુરવ વીષેં ધાર નગર શુભ ધામ
રાજ્ય કરેં તિહાં રાજવી નરવર ભોજ નૃપ નાંમ

* * * *

ઈંદ્રાણિ બાલી એટલે હાં હાં કહી હુંકાર
પાગ્ય મ ધર રે રાયજી ભાશ્યો એ રણકાર ૯૮

* * * *

વસુધા પુરવની વારાીઈ કહું વાત જે થઈ કાશીઈ
અડસઠ તીરથની અધીપતી કાશીપુરી માહા મુક્ત અતી (૧)૫૭
કાશી માંહિ એક બ્રાહ્મણ વસેં ધરમ મારગ ઉપર તે ધસેં
શાસ્ત્રી વચન સંધ્યા સાવળે રૂડી રીતે રઘુપતિ રાચવે (૧)૬૧

અન્ત–ગયા વીપ્ર તે કાશીઈ મલ્યાં માત ને તાત
કથા કહી કરતુતની વીતકની જે વાત
આશીશ દિધી તેણે અતી ઘણી પરસન ઉમયાઈશ (૧)૫૮; (૨૭૮૯)
અમને જેહવું તેં કર્યું તુજને કરજ્યો જુગદીશ ૧૬૦

(અહીંથી ભોજનું વખાણ, સિંહાસનપ્રાપ્તિ અને આરોહણની તૈયારીનો એક, પુતલીએ બેસતાં અટકાવ્યાનો એક અને તે પછી બત્રીસે પુતલીએ અનુક્રમે કહેલી વાર્તાના નિર્દેશના ૪, મળી કુલ છપ્પા છે. તે પછી આ દુહો છેઃ)

દુહો–એહવું પ્રાક્રમ જો કરો તો ધરો સિંહાસન પાય
નહીંતર ચંદન અક્ષતવડે પ્રીતેં કરો પુજાય ૧૬૮
તે સંસ્કૃતમાંથી શોધીયું સામલ ભટ કવીરાજ
વીક્રમચરીત્ર વરણવ કર્યું તે પરમારથ કાજ ૧૭૨
શ્રીગોડ માલવી વીપ્ર શુભ વીરેશ્વરનો તન
પંડીત વડાઉવો પ્રેમજી માહાદેવ ઉપર મન ૧૭૩
આનંદબાઇનો અરભકો લાધાજી કેરો ભ્રાત
પીતા પુરૂષોતમ તણો ઇષ્ટ અનપુરણા માત ૧૭૪
શીશ તે નાંહાના ભટ તણો વાસ વેગનપુર ગાંમ
દાસ દાસ કવીયાં તણો સામળ ભટ નીત(જ)નામ ૧૭૫
માતર પ્રગણા માંહે મણી સિંહજ સીરોમણ સાર
રવીદાસ રાજેશ્વરી તેઓ પંડિત પ્રીત
કરો પુરાંણ કવીતા તમ્યો જે રામકથાની રીત. ૧૮૬
જોયાં પુરાંણ જુગતે કરી નીહાલ્યાં સહુનાં નીર
એક થયો અવની વીષેં તે તો વીક્રમ વીર ૧૮૭
ગ્રંથ કર્યો એ ગુણનિધી રવીદાસ પરતાપ
ભણાવ્યો ભાટ ગમાનને એહ દશોદિ આપ ૧૮૯
ગાઇ સીખે ને સાંભળે પુરણ મન પરસંન

* * * *

સિંહાસનબત્રીસની કથા કહી કરજોડ
શ્રોતા વગતા શુભ કવી કોય મ દેજ્યો ષોડ ૨૦૩
ગુણ ભેદ, ગુણ ચાતુરી દાનમાંન સનમાંન
સાંભલતાં સુષ ઉપજે ધરમ ધ્યાંન ધનધાન્ય ૨૦૪
બત્રીસિ એ બહુગુણે તેહમાં છેલ્લી પચીસ
પુન્ય પરમારથ વષાણીયું જેહુથી રીઝે ઇશ ૨૦૫
સંવત સતર સીતોતરેં કરવા માંડયો ગ્રંથ.
પનર વાત પંચાસિઇં પુરણ કીધો પંથ. ૨૦૬
સિંહજપત્ય શ્રીરષીયલે કોડે તેઓ કવીરાજ
સતર વાત સંભલાવિઇં મોરા છો મહારાજ ૨૦૭
ઇશ્વિરની ઇછા થકી શીવક્રિપાથી સુજાણ
સરસ્વતિસેવન થકી પુરણ કરવું પુરાંણ ૨૦૮
સંવત અઢાર એકલતરે પચીસિ પુરણ હોય
અક્ષર અક્ષરેં અમૃત અધીક જાંણે જવ(ર)લો કોય ૨૦૯
વૈશાષ માસ શુભ શુક્લ પક્ષ અક્ષય તૃતીયા રવીવાર
રૂડું નક્ષત્ર રોહીણી શુભ કૃત યોગ એ સાર ૨૧૦
સામલ ભટ સાચું કહે સાંભલજ્યો લક્ષ લોક
મહીમાં ત્યાં ફલ પામશો સુપનેં નાવે શોક ૨૧૧
સાંમલ ભટ કવી કહે અંતર ધરજ્યો આખ્યાંન
પાંચ પદારથ પામશે જે વાંચસ્યે વાખ્યાંન ૨૧૨
શ્રોતા વગતા સમજતા કહેં કવીતા કરજોડ
સાંમલ ભટ કહે બોલો સહુ જય જય શ્રી રણછોડ ૨૧૩

ઇતિશ્રી સિંહાસનબત્રીસિ વિક્રમચરિત્રે વારતા વૈતાલપચિસી કથા પચવીસમી સમાપ્તઃ ॥ ૨૫ ॥ ઇતિશ્રી વાર્તા બત્રીસેં સમાપ્તઃ ॥ ॥

૩૨ ॥ સંવત ૧૮૪૬ના આષાઢ સુદિ ૨ વાર બુધે લપીતં આસાઢાદિ લેષકપાઠકયો શુભં ભવતુ ॥ કલ્યાણમસ્તુઃ ॥ શ્રીઃ ॥

વિષયાદિ-પ્રસંગ (૩ કડી ૧૫૭ માથી) કાશીનો એક ગરીબ બ્રાહ્મણ હતો, તે અપુત્રિઓ હોવાથી તેણે એક સિદ્ધ પાસે પુત્રની માગણી કરી; તેણે વરદાન દીધું કે તારે બે પુત્ર થશે, પણ તેમને સાત વર્ષના થાય ત્યારે મારે ત્યાં ચૌદ વિદ્યા, ચાર વેદ, ષટ્ ભાષા, અગમનિગમ આદિ શિખવાને મૂકવા અને તે શિખી રહે અને બાર વર્ષ થાય ત્યારે તેમાંથી એક પુત્ર તારે ગમે તે લેવો અને બીજો મને સોંપી દેવો. તેણે અરજીએ હા કહી. પછી સમય જતે શિવપ્રતાપથી તેને બે પુત્રો થયા, સાત વર્ષની

ઉમ્મરના થતાં સિદ્ધને સોંપ્યા. એકને એ સિદ્ધે મુરખ અને અલમસ્ત રાખ્યો, બીજાને વિદ્યાકલાનિપુણ કર્યો અને તે ચિંતાક્રાન્ત થતાં દુર્બળ રહ્યો. બારે વર્ષે માતપિતા તેમાંના એક પુત્રને લેવા આવ્યાં. પેલા બુદ્ધિશાળી પુત્રે તેમને ચેતાવ્યાં કે જો તમે મને માગી નહીં લ્યો તો આ સિદ્ધ મને મારશે અને અહીં સિદ્ધ જેવી, ૧૦૬ સિદ્ધ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓની વલે કરી છે તેવી જ એ મારી કરશે. એની ઇચ્છા ૧૦૮ સિદ્ધ વિદ્યાર્થીઓને મારી દૈવી અમર શક્તિ મેળવવાની છે. આથી તેમણે નાના સુજ્ઞ પુત્રને માગી લીધો. સિદ્ધ ચેત્યો. તેણે આમ પોતાના પંજામાંથી આબાદ છટકેલા એ ચતુર શિષ્યને કબજે લેવા વિવિધ લઘુલાઘવી વિદ્યાઓ વાપરી, તેમ તેના છટકામાંથી પેલો શિષ્ય પણ તેની જ વિવિધ વિદ્યાકળાથી છટકયો. અનેક જીવ-અજીવ રૂપે તેણે ઉપરાછાપરી વેષપાલટ કર્યા, છતાં ગુરૂના પંજામાંથી ન જ ઉગરાયું. આખરે ગુરૂને ક્ષિપ્રાવટના ગાંધર્વ મશાણમાં જાય તો મરણ થવાનો શાપ હતો તેથી તે સિદ્ધ વડ ઉપર શબ-પ્રેત થઈને લટકાયો. આથી સિદ્ધ વિક્રમ રાજા પાસે ગયો અને પેલું શબ લેઈ આવવા તેને વિનવ્યો. વિક્રમે તે કામ પરદુઃખભંજન અર્થે કરવા હા કહી. સિદ્ધે તેને એ શબને લાવવામાં રહેલી મુશીબતો જણાવી, અને કહ્યુ કે એ શબમાં રહેલો પ્રેત ચકોર અને બુદ્ધિશાળી છે, તેથી તે અનેક યુક્તિઓ, અને પ્રપંચો કરી તારા હાથમાંથી આબાદ છટકશે, માટે તેનાથી ન લોભાતાં ચેતતો રહેજે. પછી હરસિદ્ધિનું નામ લેઈ વિક્રમ વૈતાલની સહાયથી એ સિદ્ધવડનાં પિશાચ અને ભૂતોની દરકાર ન રાખતાં ત્યાં ગયો અને પેલું શબ ઉપાડ્યું. શબમાં રહેલા પ્રેતે માર્ગમાં તેને બોલાવવા સમશ્યાભરી દૃઢ વાર્તા કહી અને અંતે સોગન આપી તેનો ઉકેલ માગ્યો. વિક્રમને સત્યવાદી હોઇને બોલવું પડ્યું અને તે જેવો બોલ્યો કે લાગલું શબ પાછું પેલા સિદ્ધ વડે જઈ લટક્યું અને વિક્રમ નિરાશ થઈ પાછો ફર્યો. આમ પહેલો દિવસ અફળ ગયો. પછી બીજે દિવસે વિક્રમ પાછો ત્યાં ગયો અને તે વેળાએ પણ માર્ગમાં બીજી એવી જ ચતુરાઈભરી વાર્તા કરી તેને બોલવાની ફરજ પાડી અને શબ અધવચથી સિદ્ધવડે જતું રહ્યું. આમ ચોવીસે દિવસે નિરંતર બન્યાં કર્યું. શબનો પ્રેત હરરોજ અટપટી વાર્તા કરી, સોગન આપી, સત્યવાત વિક્રમને કંઈ ને કંઈ યોગ્ય ઉત્તર આપવાની ફરજ પડે એવી સ્થિતિ એ પ્રેત આણતો. આખરે પચ્ચીસમે દિવસે વિક્રમ નહીં જ ડગે એમ જણાતાં એ પ્રેતે વિક્રમને માર્ગમાં પોતાની સ્થિતિ સમજાવી અને કહ્યું: "આ ખંધો સિદ્ધ મને તો હવે અચૂક મારશે અને જોઇતા ૧૦૮ માટે તેમાં ખૂટતો એક પૂરો કરવા હે વિક્રમ! તને પણ તેલની કઢામાં હોમતાં સિદ્ધ નહી ચૂકે, માટે તેમ ન થવા દેવા તારે ચેતતા રહેવું, અને જેવો એ સિદ્ધ તને કઢામાં હોમવા જાય તે પહેલાં જ તારે એ સિદ્ધને જ હોમી દેવો અને પછી તેમાંથી મૃત-સંજીવિની શક્તિ તને મળશે; એ વડે તારે અમો બધાને ઉગારવા." પછી વિક્રમે એ શબ લેઈ પેલા સિદ્ધને આપ્યું અને સિદ્ધે પેલા પ્રેતે કહ્યા પ્રમાણે તેને કઢામાં નાંખ્યો અને વિક્રમે પોતાને પણ તેમાં નાંખવાની સિદ્ધની તદબીર જોઈ સિદ્ધને જ તેમાં નાંખ્યો. પછી સંજીવિની મળતાં સિદ્ધ અને ૧૦૭ વિદ્યાસંપન્ન સિદ્ધ વિદ્યાર્થીઓને પણ જીવતા કર્યા અને તેમનાં માતપિતાને ત્યાં સંપત્તિ આપી વિદાય કર્યાં.

૨ કુલ કડી ૨૮૫૫ છે; છપ્પા ૬૫-૭૨ છે: બાકીના દુહા અને ચોપાઇ છે, તેમાં દુહાનો ભાગ વધુ છે.

**વિશેષ-૧** આ વાર્તા બૃ કા દો ભા ૬ ઠ્ઠામાં પાના ૪૮૪ ૬૭૮મા પ્રકટ થઈ છે શિલાછાપમા સં ૧૯૨૮ મા આ વાર્તાની બીજી આવૃત્તિ મુબઈમા છપાઈ હતી પ્રસ્તુત પ્રતિમા તેના કરતા કેટનાક છપ્પા, અને દુહા તથા ચોપાઇ વધુ છે જો કે બૃ મ દો મા કુલ સખ્યા નથી આપી, શિલાછાપવાળી પ્રતિમા ૨૮૯૬ની નોંધ છે પણ તેમા ઘણીક ખોટી છે, વચ્ચે છપ્પાની બે ત્રણ જગ્યાએ ૧ ને બદલે ત્રણ કડી નોંધી જણાય છે

૨ બૃ કા દો મા આ વાર્તાનો રચનસમય આમ આપેલો છે

**સવત સતર પચોતરો** કરતા માડ્યો ગ્રથ
**બત્રિશ વાત પચાશીએ** પુરણ કીધો પથ
સિહુજ પટેલ રખીચવ વડો કોડે તેડયો કવીરાજ
**સત(૨) વાત** સંભળાવીએ મોટા છો મહારાજ
(આની પછી બે જ કડી છે)

શિલાછાપની પ્રતિમા (સ ૧૮૨૮ ની મુબાઈની) તેમ સ ૧૯૪૯ ની અમદાવાદની બે જૂદીજૂદી છાપેની પ્રતિઓમાં ઉલ્લેખ આમ છે –

**સવત સતર સતોતરો** કરવા માડયો ગ્રન્થ
**પદર વાત પંચાશીએ** પુરણ કીધા પચ(પ)
.. .. ... ...

શત (૧ સતર) વાત શંભળાવીએ મોહોટા છો મહરાજ

પરતુ પ્રસ્તુત પ્રતિમા સ ૧૭૭૭ છે તેમ માસ વૈશાખ, તિથિ, વાર, યોગ આદિ આપેલા છે, કે જેનો ઉલ્લેખ બૃ કા દો ૬ઠ્ઠાની પ્રતિમા નથી

વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરીના હસ્તલિખિત પુસ્તકસગ્રહમાંના પ્રથમાં મહાપચીશીને અને રચનસવતનો આમ ઉલ્લેખ છે.

સીંઘાસન બત્રીશાની કથા કહી વીસ્તાર
શોતા વીગના બહુ કવિ કોઇ માં દેશો ખોટ
* * * *
**સવત સતર શીતોતરે કરવા માંડયો ગ્રન્થ**
**પંદર વાત પાંચીશીએ** પુરણ કીધો પથ
**શતર વાત સભળાવીએ** મનો મોટા મહારાજ
ઇશ્વર તણી ઇચ્છા પરી શીવકીપાથી સુજાણ
સરસ્વતીના શેવન થકી પુરણ કર્યું પરમાણ
**સવત અશાડ ઈકોતેરે પચીશી પુરણ હોએ**
અક્ષર અક્ષર અમૃત અધીક જાણે જવલો કોએ
**વઇશાક માસ શુકલ પક્ષે અક્ષે ત્રીતીયા ને રવીવાર**
**રૂહુ નક્ષત્ર રોહેણી શુભ કૃત યોગ એ સાર**

આથી બૃ કા દો ૬ઠ્ઠાના સશોધકે સમજચૂકથી કંઈક આડું કૂટી માર્યું છે અને બત્રીશ કથા સવત ૧૭૮૫ મા પૂરી થયાનુ લખ્યુ છે, તેમાં ‘સત’ નહી પણ ‘સતર’ એમ વાચવું, વળી મહીનો દિવસ તેમા નથી, જ્યારે ઉપની વડોદરાવાળી તેમ જ પ્રસ્તુત પ્રતિમા તે સહુ નોંધેલુ છે.

૩ આ બત્રીસે વાર્તાઓનો સંગ્રહ ગુજરાતી સાહિત્યપરિષદ્‌ બરોડા કમીટી તરફથી રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની પાસે સંશોધાવી પાઠાંતરો સાથે પ્રકટ કરાવવાનો ઉપક્રમ વર્ષોથી યોજાયલો છે અને તેના બે ભાગ પહેલી પંદર વાર્તાના પ્રકટ પણ થયા છે. આ સંશોધન સભાની પ્રસ્તુત પ્રતિ ઉપરથી જ મુખ્યતે રા. અંબાલાલ જાનીએ કરેલું છે.

---

## ગ્રં. ૧૧૬-વડોદરાની ગઝલ-(હિં. ફ.) દીપવિજય*

(અનુસંધાન પાનું ૨૯૫ માની લીટી ૧૮ મીનું)

અન્ત-સીઆ બાગ હૈ વઝાંક ફૂલે બાગ હૈ અઝાક
મસ(સ્ત) બાગ હૈ મોતાક વાકા ઊર્ધ્વ હે કોટાક ૫૫
સેંહેતુ તઝમર ખાંક કેતે પોરત કમરખાંક
દ્રક્ષુ અનાર અનાસાક શ્રીફલ નિંબુ ફનાસાક ૫૬
ચંપક જુહેડી અંબાક મોગર કેવડા લિંબાક
મરૂઆ માલતી જાઇક દમણા ગુલનેં રાઇક ૫૭
બંગલે બાગમે ચારૂક પગ પગ બેંઠકાં ચારૂક
વા મેં રેહેત અરમાંનીક જોતા બોહોત પરમાનિક ૫૮
કા(કો)ટે પાસકી વસ્તીક ચીજાં મલત હે સસ્તીક
બેઠે સીપ કંસારાક પુંથી કસત ઉતારાક ૫૯
એસે વરણુ અઢારાક કીલહેં નસરકાપારાક
બરોદા નયર નમીનાક પાવન ચરનસેં કરનાક ૬૦
ચાહે મેહજે મોરાક કાહે ચંદ ચકોરાક
તું સંઘ સબ કરત અર્વાસાક આના પૂન્ય ચોમાસાક ૬૧
જે સાલીક કાયરન્યાક દેખ્યા બરોદા બરન્યાક
ગુંનીજન હાસીન કરણીક ગઝલ દીપનેં બરનીક ૬૨
કલસ દુહા પુરન કીધ ગઝલ થવલ અઢારસેં બાનચિત

ઉલોસેં થાવર વાર મૃગસીર માસ તીથી પ્રતિપદ પક્ષ ઉજાસેં ઉદયો ભલે પા પાટ ઉ(દે)વસુરી પાટઠ લક્ષ્મીસુરીજી મલાંનુ આકાસે પ્રેમેરતા સમાંન એ ચરન સેવક દીપવીજે ય ઈમ ભાસે ૧

ઇતીશ્રી વરોદરાની ગજલ સંપુરણ સંવત ૧૮૫૯ વરસે માઘ સર સુદ ૧૧ દીને વાર રવી લષીતંગ લક્ષ્મીવિજય વીરક્ષેત્રે સંમાપતઃ ॥ શ્રી

---

* આટલો નીચેનો કટકો ૧૧૬ અંકવાળા વિષયની નોંધ છપાવતી વેળા ભૂલમાં રહી ગયલો હતો, તે અહીં છાપ્યો છે. અં. બુ. જાની.

## અં. ૧૨૦–વૃદ્ધ ચાણાક્યનીતિ–(સં. ગુ. નીતિ)–(૨. સં. )– (વિ. સં. ૧૭૫૩) પૃ. ૨–૪૯ (તૂટક)

આરંભ–(પહેલું પાનું નહી હોવાથી રીતસરનો આરંભ અને પહેલી ૨।। કડી નથી.)

ભણિ સાંભળિ જાણિ સર્વજ્ઞત્વપણું પામીઈ ।।૩।।

मुर्ष शिशो(मूर्ख)शिष्योपदेशेन । दुष्टा(ष्ट)स्त्रीभरणेन च ॥

द्विषता(तां) संप्रयोगे(ण) पेतांहितो (पण्डितोऽ यव)सीदती ॥४॥

"ભરણુ પોષણિ વૈરીની સંગતિ કરે ડાહુ પુરૂષ સીદાય ॥૪॥

दुष्टा भार्या शठं मित्रं भृत्या शो(श्चो)त्तरदायका(:) ॥

ष.. (सर्पे) च गृहं(हे) वासो । मृत्युरेव न संशयः ॥५॥

યેહના ઘર માંહિ દુષ્ટ કલત્ર । મુર્ષ મિત્ર । ઉધ્ધગૂ અંતરદાયક । યેહના ઘર માંહિ સર્પનો વાસ તેહને મરણ જાણવું । તેહનુ મરણંનુ સંદેહ નહી ।।પા।।

आपदा(द)र्थे(र्थं) धनं रक्षे(द्) दाराऱ(रान्)क्षे(द्) धनैरपि ।

आत्म(ा)नं सततं रक्षे(द्) दारैरपि धनैरपि ॥६॥

ડાહિ પુરૂષે । કષ્ટને અર્થે ધંન રાષવૂં । ધંનિ કરી સ્ત્રી રાષવી ।। આ પણુપુ(પૂં) નિરંતર । ધંનિ પિ કલત્રાપિ આપણુપુ(પૂં) રાષવૂં ।।૬।।

... ... ... ... ... ।।૧૭।।

ઇતિ વૃધચાણાક્યે રાજનીતિશાસ્ત્રે પ્રથમોધ્યાય

અન્ત—प्राज्ञायुक्त(प्रज्ञायुत)शरीरस्य किं करिष्यति शत्रवः (संहताः)

छत्रोपानद्युक्तस्य वारिधारा निवार्यते ॥१४॥

(અહીં પાઠ બીજો આમ છે: गृहीतहस्तशस्त्रस्य वारिधारा इवारयः)

પ્રજ્ઞાવં પુરૂષનિ વિરીશુ કરિતે કિહિની પરિ યમ ભાવિ છત્રીડી પગિ પાસડા તેહનિ તડકો વરસાત શુ કરિ ।। ૧૪ ।।

आर्तानामार्त(र्ति) संनाथं । प्रीतिविश्रामकारणं ।

केन रत्नमिदं सृष्टं मित्रमित्यक्षरद्वयं ॥१५॥

આર્ત પીડાનિ પ્રીતિનું વિશ્રામ સ્થાનક । મિત્ર એહવો બિ અક્ષર રૂપીયું રત્ન કહિણી શરયુ ।।

न राज्ञा सह मित्रत्वं न सर्पो निर्विष(:) क(क्)चित् ।

न कुलं निर्मलं तत्र स्रीजनो यत्र वायति ॥१६॥

રાજા સાથિ કિહિનિ મૈત્રી નુહિ । સર્પ નિર્વિષ નોહી । યાહા સ્ત્રીજંન ધણુનિ કુલ નિર્મલ નોહી ।।

इति वृधिचाणाक्ये राजनितिसास्त्रे अष्टमो ध्याय ॥

**વિષયાદિ**-રાજનીતિ અને સંસારવ્યવહારનીતિના ઉપદેશથી ભરેલા વૃદ્ધ ચાણક્યનીતિ નામના સંસ્કૃત ગ્રંથનું સરળ ભાષાંતર ગદ્યમાં કરેલું છે, અને મૂળ શ્લોક પણ સાથે સાથે ઉતારેલા છે

**વિશેષ**-૧ આ ભાષાંતર પ્રકટ થયું જણવામા નથી, નવમા અધ્યાયથી ત્રુટક છે, એટલે રીતસરની 'ઇતિશ્રી' નથી, તેમ 'લિપિસંવત' આદિ પણ નથી પરંતુ આના સમોવડિયા ગ્રં. ૧૨૧ ના ગ્રંથને અંતે જે લિપિસંવત આપેલ છે, તે ઉપરથી એ જ સંવતમાં પ્રસ્તુત ગ્રંથ પણ ઉતારાયલો હશે, એમ તેનું કદ, લેખનશૈલી, અક્ષરશ્રેણી, વ્યવસ્થા, અને પાનાના અનુક્રમ, એ સહુથી સમજાયછે. વળી સમજાય છે તેમ પ્રસ્તુત (ગ્રં. ૧૨૦) ગ્રન્થના ૫૦ થી ૧૧૦ પાનાં ખોવાયાં છે

૨ પ્રતિ બાલબોધ લિપિએ લખેલી છે, છતા 'ડ' 'દ' 'ધ' 'અ' આદિ કેટલાક અક્ષરોનો મરોડ ગુજરાતી લિપિનો છે વળી લટીઆગે જ્યા લીટી પૂરી થાય છે, ત્યા હ્રસ્વ 'ઇ'નું ચિહ્ન િ માત્ર લખીને તેનો લગાયત અક્ષર જોડેની લીટીમાં લખ્યો છે

૩ આ ગ્રંથ **મસ્કત**(અરબસ્તાન)માં એક વણિક સજ્જનને હાથે લખાયલો જણાય છે એથી અક્ષરચૂકમાં લેખનની અશુદ્ધિ પ્રવેશેલી સમજાય છે

૪ પ્રસ્તુત ગ્રંથની ભાષા સંવત ૧૭૫૩ મા ઉતારાયલી હોઇને જૂની ભાષાના નમુના રૂપ છે. પ્રતિનાં પાના છૂટા પડી ગયાં છે, તેમ કાગળો પણ ખવાયલા છે ભાષાની દૃષ્ટિએ આ ગ્રંથ તપાસવા અને વિચારવા જેવો છે

૫ ગુજરાતમા ઇંગ્રેજી શિક્ષણ દાખલ થયા પૂર્વે સત્સંસ્કાર અને શુભ આચાર વ્યવહારની નીતિના શિક્ષણ ઉપર સવિશેષ લક્ષ રખાતું હતું, અને મહાત્મા ગાંધીજી કહે છે તેમ લોકો લખવાવાચવાના શિક્ષણમાં કાચા હોય છે, પણ સંસ્કારમાં, વ્યવહાર જ્ઞાનમાં તો પ્રખર હોય છે, તેનો દૃષ્ટાન્ત આ અને આવી ઢાળીના ગ્રંથો પૂરો પાડે છે.

---

## ગ્રં. ૧૨૧-લઘુ ચાણક્યનીતિ-(ર. સં. )-(લિ. સં. ૧૭)-૫૩ પૃ. ૧૧૧-૧૫૨

**આરંભઃ**—શ્રીકૃષ્ણાયે નમ. ॥ સરસ્વતૈ નમ ॥

प्रणम्य स(श)कर देव ब्रह्माणं च जगद्गुर(रु) ॥

विंणो (विष्णु) प्रणम्य शिरसा । विक्षा,(वक्ष्या)मि शास्त्रमुत्तमम् ॥१॥

તેહવુ સિરસા મસ્તકિ ॥ સંકર શ્રી મહાદેવ । અને વીસ્વનો ગુરૂ । પિતા બ્રહ્મા ઃ ॥ અને વિષ્ણુ । આદિ વિષ્ણુ । પ્રણમીને નમસ્કાર કરીને ઉતમ શાસ્ત્ર બોલુ ॥૧॥

चाणाक्येन स्वय प्रोक्त ॥ नीतिशास्त्र समुचयां(च्चय) ॥

तदह सप्रवक्षा(क्ष्या)मि । नराणां बुधिवर्धन ॥२॥

તેહવુ ઉતમ શાસ્ત્ર । ચાણાક રાજાને સ્વયે આફણીયે બોલુ । તે નિતિ-સાસ્ત્ર ન્યાય સમુહ । નર પુરૂષને બુધિ વધારવાનિ કારણ બોલુ ॥૨॥

अनो'तोऽ)र्थ पठ्यते शास्त्रं कीर्तिलाकेषु जायते ॥
कीर्तिमान् पु(पू)ज्यते लोके परनेह तु मानवा(व ) ॥३॥

યેહવા કારણે તુ યે સાસ્ત્ર ભણુતે કીહા કારણ । યે લોકમાં હિ કીર્તિ પામીયે । કીર્તિવત પુરૂષ । ચિ હિ લોકપનિ પરલોકય માનીએ પુજીયે ॥૩॥

(પ્રથમો અધ્યાય)

અન્ત–प्रासि(प्त)व्य(म)र्थ(र्थं) लभते मनुगो(ष्य ) दैवोऽपि तु लंघ(घ)यितु न शकय( )
तस्मानशौचा(चो)न च विस्मयो मे ॥ यदस्मदीय(य) न ह(हि) तत्परेषाम् । १

મનુષ્ય પ્રાપ્તવ્ય અર્થ પામિઈ । તે પ્રાપ્તવ્ય અર્થ દૈવિઈ પરહુર્કિ ન સકિ । એ કારણનુ શોક વિસ્મય ન આણુ ॥૧॥

वने रणे शत्रु जा(जला)ग्नि मध्ये महार्णवे पर्वतसकटे (मस्तके) वा ॥
सुप्त प्रमन(त्त) विषि,प,म स्थित वा रक्षंति पुण्यानि प पु)राकृतानि ॥१२॥

એ સાતે વિષય સ્થાનકનિ વિષિ । પુરાકૃત કર્મ રાખે ॥ તે કીહા સાત સ્થાનક । એવા ના મા હિ રિણ સગ્રામિઈ ॥ અનિ વિરીને વિષિ । મહાર્ણવ સમુદ્રાન વિષિ । અગ્નિ મધ્ય વૈશ્વાનર માહિ । જલ માહિ ॥ અનિ પર્વતના શકટ માહિ । એ સાત વિષય સ્થાનકનિ વિષિ । તે પેના જન્માતરનુ પ્રાચીન પુણ્ય હુએ તુ રાખિ ॥૧૨॥

इति लघु चाणाकये राजनीती शास्त्रि अष्टमो ध्याय ॥

यादश पुस्तके दृष्टा। तादशं ल्पीतं मया। यदि शुधिमशुध वा मम दोषा न दीयते॥

સંવત **૧૭૫૩** વર્ષે ભાદ્રવા વિદિ અષ્ટમી રવઉએ સપુર્ણ । **મશકત મધ્યે** લં । દા વીઠલદાશ દુઆરિકાંદાસ

**વિષયાદિ**–આ, ચાણાક્યના નામથી સુવિજ્ઞાત રાજનીતિજ્ઞે રચેલો, સસારવ્યવહાર અને રાજ્યનીતિ સબધી વિવિધ પ્રકારનો વ્યાવહારિક શિખામણોનો સગ્રહ છે આ તેનુ **ગદ્ય ભાષાંતર** છે

**વિશેષ**–૧ આ સગ્રહ પ્રકટ થયેલો નથી, ભાષા જૂની છે

૨ કાગળો જીર્ણ થવાથી ખવાયા છે લિપિ બાલબોધ છે પણ 'ણ' 'દ' 'અ' 'પ' 'ક' આદિ અક્ષરોને મરોડ ગુજરાતી લિપિનો છે પ્રતિ અશુદ્ધ છે પ્રતિ સ ૧૭૫૩મા **મસકત(અરબસ્તાન)** માં લખાયલી હોઈને પ્રાચીન છે તેથી ખાસ નોંધવા જેવી છે આમાં જે કાઇ અક્ષરચૂક કે લેખનદોષ જણાય છે, તેનુ કારણ વણિક સજ્જને પોતે ઉતારી છે તે હોઇ ઘટે છે પણ દેશાવરમા ગયલા હિન્દિઓ પોતાની સાથે આવા નીતિગ્રંથો પોતાની માતૃભાષામા લખાયલા લેઇ જતા અને તેનો પાઠ કરતા તેનું આ એક અમૂલ્ય ચિહ્ન છે

૩ 'વૃદ્ધચાણાક્ય' અને પ્રસ્તુત લઘુચાણાક્ય એક જ હસ્તાક્ષરે લખાયલા છે અને પાનાના ક્રમ ચાલુ છે વચના પાનાં નાશ થયના જણાય છે

## અં. ૧૨૨-ક-ભાગવતસાર-દેવીદાસ-(ર. સં. )-
## (લિ. સં. ૧૮૬૧)-પૃ. ૧-૨૬

આરંભ-શ્રી ગણેશાએ નમાઃ ॥ શ્રી શારદાએ નમાઃ ॥ શ્રી ગરગોજ નમાઃ ॥ અરથ શ્રીભાગવંત લખુ છેઃ ॥

શરશંત શાંમને વીનવુઃ ॥ ગંણુપત લાગુ પાએઃ ॥
ચરચા ચંદન બાવંનાઃ ॥ સુચો શારદા માએઃ ॥
શ્રી ભાગવંતકથા પાર્ક કહુઃ ॥ તે તુ જટલી આંણુઃ ॥
રૂખી બેઠા છે વનને ઠામઃ ॥ રાએજી પધારા તેને ઠાંગઃ ॥
નહી આશંન નહી દીધાં માંનઃ ॥ ગલે ગાલો મુઓ શાંપઃ ॥

અન્તઃ-જમ સુધનવાની કીધી શાંહેઃ ॥ દુશ દુરજોધંન દુશાશંનઃ ॥
ભરી સભા મુઝારઃ ॥ હરી તુ મુજને રાખજેઃ ॥
જમ રાખી દુપતી નારઃ ॥ વીખ ટાંલી વીખઆ કરીઃ ॥
ઉગારો ચંદહાંશઃ ॥ હરી તુ મુજને રાખજેઃ ॥
જેમ પાછું આપુ રાજઃ ॥ કરજોડી દેવીદાશ કેહેઃ ॥
હરી હરીને ચરણે નમોઃ ॥ અડશેટ તીરથ નવડાવીએઃ ॥
કુલ ખેતર કરીએ જોગઃ ॥ અવની વીખે દંન કરે તેએ શક્ષકે કાજઃ ॥

શ્રી ભાગવતકથા પરીપુરણુ કીધી છેઃ કરતા શ્રીગોવંદ કરેઃ ॥ નીમીત માત્ર અવીધાંન ॥ શાંપુરન છેઃ ॥ શ્રી બાલકશંનજીની કીરપા છેઃ ॥ શ્રી ગોપાલજીની કીરપા છેઃ ॥ શ્રી લાલજી મહરાજની કીરપા છેઃ ॥

**વિષયાદિ**-પાઠક નિત્ય પાઠ કરી શકે તે હેતુથી લેખકે શ્રીમદ્‌ભાગવતની કથાનો સાર સંક્ષેપમાં રચ્યો છે.

**વિશેષ**-૧ પ્રસ્તુત સાર લોકમાં ઘણો જ પ્રિય છે અને કુલીન સ્ત્રીઓ, એક વખત એવો હતો કે, તેનો નિત્ય પાઠ કરતી. પ્રતિ લગભગ અર્વાચીન છે, ગુજરાતી લિપિએ લખેલી છે. વચ્ચે વચ્ચે લહીઆને હાથે કેટલીક લીટીઓ તેમ કડીઓ પણ પડેલી જણાય છે.

૨ પ્રસ્તુત સાર લખ્યાનો લિપિસંવત અન્તમાં આપેલો નથી, પરંતુ તે પછીના એક પાનામાં નીચે પ્રમાણે લખેલું છેઃ—

શંવત ૧૮૬૧ ના વરખે કારતગ શુદ ૪ વાર શોમે.

---

## અં. ૧૨૨ ખ-પદ (વગેરે) ભીખો, અને રણછોડ-
## (ર. સં. )-(લિ. સં. ૧૮૬૧)

કક્કો (તુટક)-'ડ' થી 'અ' સુધીનો શ્રીકૃષ્ણના ચરિતને ઉદ્દેશીને લખેલો છે. રચનારનું નામ નથી, કારણ કે તે તુટક છે.

નને નરકાસુર મારો એહ ॥ બેહેન દેવકી પરણાવા એહ ॥
આઠમો ગરભ તુને મારે શહી ॥ નનો તાંહાં દૂબળો થઈ ॥ ૫ ॥
ગેચે તો છત્રપતી આપ ॥ અઆઠનું કોણ લેશે પાપ ॥
બેહેન દેવકી જે મારૂં શહી ॥ ચચાજીની ચોપેટી થઈ ॥ ૬ ॥

**કીરતન–પાંચ રણછોડનાં** છે. શ્રીકૃષ્ણજીનો મહીમા લલિત પદોમાં વર્ણવાયો છે; લિપિ ગુજરાતી છે.

**પદ પાંચ ભીખાનાં** છે; કેદારો, સોરઠી વગેરે રાગમાં પદબંધ છે. લિપિ બાલબોધ છે. પદનો વિષય, બ્રાહ્મણ અને સ્ત્રીને પ્રબોધ એ છે; અને એ બે પદ હરિભજનની ચેતવણીનાં છે.

---

**अं. १२३–हरिविजयविलास (ऐ. का.) बाहरोट व्रज–(र. सं. १९१५)**
**पृ. १–६ (तूटक.)**
**(प्रति अपूर्ण)**

........... ..................... मोय ॥ १ ॥

**छद त्रोटक**–अब राजदवार वर्णनु अति । पुनियं सुखमोग पिरभपती ।
नृपधाम विशेक वनाव करे । तवता बहु काच दिवाल धरे ।
कर मार हिं गोर सुरंग कहुं । सुरचीन अनेक लिवाय चहुं ।
तुकीयं तक कोमल धाम जहू । घनधाम अविचल ताय धहू ।
नन और विलोलिय ठामयंपे विरचे अत तेज प्रकाश वधे ।
जगहि यग गोप अहानं महु की । मनुदेव पुरी छ विभाय रुकी ।
सनराज ती राणीय ताय सती सुप भोगवती सब भागवती ॥ १ ॥

**अन्तः**–साइ सप्त साइर तणी करे कल्म बनराय
तरपि चरित्र हिवापको लेके कोण लखाय ॥ १४ ॥
थावर जंगम आप दये सब घट आप निवास
चेतन लिनो आपहि कहे भयो घट नास ॥ १५ ॥
थावर जंगम जलहि थल महितूल घर आकास
लप चोरासि थाण लप चेतन आप प्रकाश ॥ १६ ॥

इतिश्री **हरिविजयविलाश** ग्रंथे बारोट वज्रविरचिते ग्रंथ उत्पन्नो नाम प्रथमो विलाश ॥ सपूर्ण ॥ श्रीरुक ॥

**વિષયાદિ**–ગોહિલ વશના ભાવનગરના રાજા જશવંતસિંહના દરબારનું વર્ણન આમા પૂરી છટાથી કર્યું છે. દિવાન ગવરીશંકર ઓઝા આદિ બીજા મુસદ્દીઓ, તથા ગવરીશંકરના પુત્ર વજેશંકર, શામળદાસ પરમાનંદદાસ વગેરેનાં ગુણલક્ષણ વર્ણવી,

હરિ-વિષ્ણુના મહિમાનો સંવાદ આલેખ્યો છે. ૧૯૧૫ ના આસો સુદ ૧૦ ની દરબારનું વર્ણન આમાં છે.

વિશેષ-આ માત્ર પહેલો વિલાસ છે, તેમ આરંભમાં પણ ત્રુટક છે.

---

## અં. ૧૨૪-ક-દશમલીલા-વિપ્ર પરમાનંદ-(ર. સં. )-(લિ. સં. ૧૮૮૨)-પૃ. ૮

આરંભ-શ્રીગણેશાએ નમા ॥ શ્રીઅરથ શ્રીદશંમલીલા લખુ છે ॥

શ્રીગરૂચંરણ કમલ રૂદીઆ રાંમજી ॥ સંખેપે દશંમલીલા હરીગુણ ગાવાજી ॥

શકલ વઇશનવ જંન કરૂંણા કીજીઆઃ
માતા શ્રીશર...તી વાંણી શુભ દીજીએ ॥
ગુણ ગોવિદના ગાઉં...મન ર ક્વી ॥
વરણુ ક્વી ભંપાંરી નથી કો...કવી ॥
ભાખું ભંમંલીલા ગોકુલ ગમજી ॥
......ગુણ કહારે કેશવ રામજી ॥
ભુતલે ભાર... અશુરા વાધીઆ ॥
વાશુધારા શરગે... આરધીએઃ ॥
ઇશવર ઈંદર અજર અમર તોલ ચાંલ ॥
દુઃખ શ્રીદઆલ જે કેવા હેતરં પાગ ॥

અન્ત-બીજમાં વાલા વીઠલઃ શ્રી શારદા લખાં ॥
ગોપી ગોવંન લીલા વંરણવી રંશ ન રાખો ॥
તે હેતેશુ વરણવી શખં(પે)ઃ માનુશ પાંમર પાંણી ॥
એહેવી હા દવા બુધલીલાઃ શ્રીરામે વાદ વાખાંણી ॥
પોતાનુ સુણુધ સારૂં : વંરણવી કશણકથા ॥
શુણ તુ માણ અંણભાવંઃ જા ઝાં તે નીજાનમા જથા ॥
પુરવ પવીત્ર રદાશુ : દાશને દાશજી ॥
કંઈ ગુણ ગોવીંદની કવિતા કહીએજી ॥
વદે વીપર પંરમાનદ : ચાંરણ કહીએજી ॥
કથા એ ક્રશણની કરી શુણા આ(એ)ક્ષાનજી ॥
તેને શનમુખ છેઃ શ્રી ભગવાનંજી ॥

ઇતિશ્રી દશમલીલા શમાપુરંણ ઉતારી છે શવત ૧૮૮૨ ને વરંખે પોશ વદ ૮ વા. ભુમે તે રાતે શંમપુરંણ કેરી છે લખનારંને દોશ નંહી દીજીએઃ

ભુલચુક જોઇ તપાસી વાંચી લાઇજો જેને જંઓ કોઈ વાચવા લઇ ને આંની રાખે તાને માથે બાર ગામ ભાગનુ પાપ છે દા. શા. હરગોવનદાશ ગોવંનદાશની છે એ જાંણજો ગીનાંતાં વાંચેઆ વીશે પરંવાંડની ચોપડી છે વાંપારંમ કશીએ છે.

**વિષયાદિ-૧** આ શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધના રાસપંચાધ્યાયી સુધીના ભાગનો સારોદ્ધાર છે; શ્રી કૃષ્ણના બાલચરિતથી આરંભી રાસલીલા પર્યંતનું ચરિત વર્ણવેલું છે.

૨ ગરબાની લઢણે પદબંધ બાંધેલો છે. પદસંખ્યા આપેલી નથી.

**વિશેષ-૨** આ લીલા પ્રકટ થયેલી જાણવામાં નથી. કવિનું નામ પરમાનંદ છે. આથી વિશેષ ઓળખ કવિ વિષે આપેલી નથી. પરંતુ તે મહાકવિ પ્રેમાનંદની હોવાનું સંભળાય છે. બીજી પ્રતિઓ સાથેની સરખામણીથી આ અમાન તારવેલું છે.

૩ પ્રતિ સંવત ૧૮૮૨ માં લખાયલી છે, લિપિ ગુજરાતી છે, પાનાં જીર્ણ છે અને આરંભમાં કરપાયલાં છે. અશુદ્ધિ વિશેષ છે; એક વણિક સદ્ગૃહસ્થે તે લખેલી છે એટલે તેની લેખનશૈલિ ને અંગે લેખનદોષ જણાય છે.

---

## અં. ૧૨૪ ખ-શુકનાવલિ-(ર. સં. )-(લિ. સં. ૧૮૯૨)-પૃ. ૩

**આરંભ**-શ્રી ગંણાશહે નમાઃ શ્રી શારદાઆ નમાઃ શ્રી સીધ માતાજીની કીરપાથીઃ શરશતી પરશંન થજોઃ શ્રી ગુરૂચરંણ પરતાપથી શુકનાવલી લખી છે.

પરથમે શ્રી રાંમા પુછેઃ શેહેદેવ કેહેઃ પચરતન લાભ હેશેઃ ઉમંદ શકલ છેઃ શરીરે શુખ લાભ ઘણાં હોશેઃ ૧॥ બીજે નારદ પૂછેઃ શ્રી માહાશું(વ) કહે છેઃ ચીતવે લાભા ઘણોઃ ઉદય કરજોઃ કારજ થશેઃ ધણ પશુ દાંરાં પાંમશેઃ હનુમાને પુજા કરેજોઃ ૨॥ તીજે પારવતી પુછેઃ શ્રી માહદેવ કેહે છેઃ કાંમમાં શંકા છે પરીતાબ બહુ માહા વીરધ છેઃ પોતાના શત્રુ સાથે માંન કરે છેઃ પંણ ધરમ શાહાયઃ ૩॥

**અન્ત**-એકતીશમે રાજા અરર્જુન પુછેઃ શ્રી કરશંણા કેહે છેઃ લાભ છેઃ પાછુ કાંલ હાથમા અવશેઃ પશુ વાહન પરાપતી છેઃ શુખ મીત્ર શમાગમઃ ૩૧॥ બતરીશંમે રાજા માનધાતા પુછેઃ ગાસવ રૂખી કેહે છે; વિલંબ છે ॥ પણ કારજ શીધ છેઃ ॥ સંતાપ રાખો દીને ૧૩ પછી લાભ છેઃ ॥ શુખ છેઃ ॥૩૨॥

શુકનાવલી શમપુરંણ શમાપનઃ ॥ શંવત ૧૮૯૨ના વરખે દુતી આશાડ શુદ ૫ વા. ભુંમે શવરે શમપુરંણ ઉતારૂ છે ભુલચુક તાપાશીને વાંચજો દા. ચોકશી હરગોવંનદાશ ગોવંનદાશનીઇ છે જો ચોપરી વાચવાન શારૂ લઈ જા અને ઓલવે તેને બારગામ ભાગાનુ પાપ છે તો જાણજો.

**વિષયાદિ**-આ શુકનાવલીમાં એકથી બત્રીસ આંક ટાંકી પ્રત્યેક આંકનું ફલ લખ્યું છે. મનમાં કામનો વિચાર કરીને પ્રત્યેક પૃચ્છક બત્રીસમાંથી ફાવે તે આંક ઉપર

આંગળી મૂકી, તેનું ફળ પછીથી વાંચવું, એવી સામાન્ય પદ્ધતિ આવી શુકનાવલિ સંબંધમાં હોય છે.

વિશેષ—આ શુકનાવલિ પ્રકટ થઈ નથી. પ્રતિ સંવત ૧૮૯૨ ની છે, તેની લિપિ ગુજરાતી છે.

---

## અં. ૧૨૪-ગ-પદ્મમાવતી-શામળભટ-(ર. સં. )-
## (લિ. સં. ૧૮૮૨)-પૃ. ૧-૩૯-(તૂટક)

આરંભ-શ્રી ગણેશાએ નમાઃ ॥ શ્રી શારદાએ નમાઃ ॥ શ્રી ગરૂભોએ નમાઃ ॥ અખાંન શ્રીપદમાંવતીતુ લખુ છેઃ ॥

જે જે પારવતીના નંદનઃ ॥ વંદન શુર તેતરીશઃ ॥
એક દંત ઊજવલ જેહેનેઃ ॥ પ્રથમે નામુ શીશ; ॥
અસ્ટ કમલ માંહા છે રે ફરશીઃ ॥ ભુજા ચાર તાંહે શોહેઃ ॥
સીદુર શોભીત રંગ રાતોઃ ॥ ઊર શેવતરા હારઃ ॥
ચરંણકમલ ચાલતાં વાગેઃ ॥ ઘુઘરીનો જમકારઃ ॥
ગજવંદન મોદીક અતી વલભઃ ॥ મુખશ તંણુ વાંહંનઃ ॥
અક્ષાંણુ કહુ પદમાંવતીનુઃ ॥ શતી શ્રીરામંણુ જેહેઃ ॥
પુસ્પશેન રાએ વરીઃ ॥ વરંણુવ કરૂ જેહઃ ॥

અન્ત-(છેવટનો ભાગ તુટક હોવાથી રીતસરનો અંત નથી.)

દોહોરા ॥ શાંમા કેહે રાએ શાંભલોઃ ॥ નીરમળ તાહારૂ નામઃ ॥
ભાટ મોકલવાં નહી પડેઃ ॥ થાએ તંમારૂ કાંમઃ ॥
પુરમાં પુશપશેન તમને પાહવુઃ ॥ તો શ્રી આપો મુને લાહાંણુઃ ॥
શાંભલતાં વીસ્મે થઓઃ ॥ રાજા ચતુરસુજાણુઃ ॥ ૫૨૫ ॥

ચોપાઇ ॥ મહીપતી કેહે જે માંગે તુ; ॥ વચંન મારૂં જે આપુ હુઃ ॥
સોપુ શોલે શણગારઃ ॥ હોશે હેમ ભારે ભંડારઃ ॥

વિષયાદિ-૧ પુષ્પસેન રાજા કેવાં અદ્‌ભુત કાર્યો કીધા પછી પદ્મમાવતીને કેવી રીતે વરવા પામ્યો તેની વાર્તા છે.

૨ દોહરાચોપાઈથી પદબંધ બાંધેલો છે. કડીની ગણુના આમાં બરાબર આપેલી નથી, પરંતુ કેટલેક બે કે તેથી વધુ દોહરા કે ચોપાઈનાં 'ત્રુય' જાણે એક કડી હોય તેમ તેની ગણુના આપેલી છે.

વિશેષ-આ વાર્તા બૃ કા. દો. ભાગ ૧ માં પ્રકટથઈ છે. પ્રતિ ગુજરાતી લિપિએ લખેલી છે. પ્રતિ ૯૦ વર્ષની જૂની છે. કાગળો જીર્ણ અને ખવાયલા છે. પ્રસ્તુત વાર્તાનો અન્તનો થોડો ભાગ તૂટક છે. આસપાસનાં લખાણુથી તેનો લિપિસંવત ૧૮૯૨ પછીનો જણાય છે.

---

## અં. ૧૨૪-ઘ-મેનાપોપટની વાર્તા-શામળભટ-પૃ. ૧-૬૩ (તૂટક)

**આરંભ**-શ્રી ગંણુશાએનુમાં ॥ શ્રી ગરૂભોએ નુમાં અથ શ્રીષાંશને બત્રીશી ॥ મૈનાપોપતની વારતાં લખી છે ॥

આરાધૂ ઉમઆંપત એ ॥ શરસ્વતીનાં પુજુ પાએ ॥
કરૂ વીનતી નાંમી શીશ ॥ કીપા કરો મુજને જુગદીશ ॥ ૨॥
બેહુ કરજોડી લાંગુ પાએ ॥ તંમ્યો પ્રતાપે ગ્રથ પુરંણુ થાએ ॥ ૩॥
જીભાં આવી વાંશ જ કરો ॥ શેવક ઝાંણી બાંહે જ ધરો ॥ ૪॥
શદા મંન રાખોજી પવીત્ર ॥ વરણવુ હરખે વીક્રમચરીત્ર ॥ પા॥
માલવમુક્ષ શુભ ધારાં ગાંમ ॥ પવીત્ર ભોજ રાજાનુ નાંમ ॥ ૬॥

**અન્ત**-કેહે પુતલી ભોજ સુંજાંણુ ॥ શાંભલ રાયે જોડીને પાંણુ ॥
મુઠા માંહે મુઠી હોયે જેમ ॥ શંખેપે કહૂ છઉ તેમ ॥ ૩૮॥

દૂહો ॥ આયે ચરીત્ર જે શાંભલે ॥ મંનમાં થઈ પ્રશંન ॥
પૂન્ય ચંદ્રાયે(ણ)વ્રતનુ ॥ રેવાનુ દરશન ॥ ૪૧॥
યેક યક્ષેર યેક પદ જે ॥ શુણે શીખે ને ગાયે ॥
વીજોગ ભાંગે તેહ તંણો ॥ યાંસ્યા પુરણુ થાયે ॥ ૪૨॥
......વીધ્યા પાંમશે ॥ નીરધન પામે ધંન ॥
કૂયારો કં

**વિષયાદિ**-૧ સિંહાસન બત્રીસીમાંની વાર્તા, પદ્દમાસના પુતળીએ ભોજરાજાને કહી છે. મેના અને પોપટ વચ્ચે મેનાના પતિવ્રત(પણા) સબંધમાં આસેલા કલહનો નિર્ણય વિક્રમે કેવાક આત્મભોગ આપીને કરી આપ્યો તેનું વર્ણન આ વાર્તામાં કરેલું છે.

૨ દોહા, ચોપાઈ અને છપ્પા, એથી પદબધ બાંધેલો છે. પદ ૧૩૪૧ છે; જો કે વચ્ચે વચ્ચે ગણુના પ્રત્યેક પંક્તિની પણ પદસંખ્યામાં સમાવેલી છે.

**વિશેષ**-૧ આ વાર્તા છપાઇ છે. પણ ઘણી અશુદ્ધ રીતે. પ્રતિ સંવત ૧૮૯૨ ના આસપાસની છે, ગુજરાતી લિપિએ લખેલી છે. પ્રસ્તુત વાર્તાનું છેલ્લું પાનું અન્ય કોઈ પ્રાચીન પ્રતિનું હોય એમ તેની લેખનશૈલી અને મરોડ આદિથી સમજાય છે. પ્રતિમાં 'જ'નો મરોડ બાળબોધ લિપિનો છે. માત્ર થોડીકજ અન્તની કડીઓ મળે છે; આથી લિપિસંવત કે કવિ-ઓળખ વિષે કંઈ માહિતી મળી શકતી નથી

### अं. १२४-ङ-प्रकीर्ण पद-हिन्दी पृ. १-२.

दरवाजे दरवाजे अनहद शीगी बाजे । अलीतना दरवाजे

**વિષયાદિ**-પદ-પંચરંગનાં સ્નાન (શ્રીકૃષ્ણ સંબંધી) વર્ણવ્યાં છે. પૃ-૧-૨ લિ. સં. ૧૮૮૭.

## નં. ૧૨૫ ક—ગોવર્ધનદાસ, હરિદાસ, તથા કનૈયો—
### પૃ. ૧–૬; ૧–૬.

આરંભઃ-શ્રીગણેશાયે નમઃ ॥ અથ કીરતન ઓછવનાં લખાછિ ॥ ગોરધના ॥
શાખી ॥ શ્રી ગુરૂને ચરણે નમુ માગુ એ નીજ ગનાન ॥
સ્મરણ કરવા કરણનું ॥ પ્રભુ ગોવરધનનુ ધ્યાન ॥
ચાલ ॥ હાં રે શ્રી ગોવરધનનુ ધાન ॥ એમ બોલા શ્રીભગવાંન ॥
આપણે ઇહ ઓછવને તજીએ ॥ શ્રીગોવરધન ભજીએ ॥

અન્ત—હનીહાં રે ॥ વરશે આંખડી રે ધાર ॥ દુખ નહી પાંમે કાંઇ રે લગાર ॥
ગીરી થઓ તાંતો રે અંગાર ॥ તેહને જલસ્પરશ નહી લગાર ॥
થાલ ॥ એહવી અકલ ગત ગોવંદની ॥ રંગ રંગ ન ગનાંન મધુરાં ॥
બલહારી હરીનાં છંદની ॥ જુગલ જુજારાંરા એલે ઘુઘરી ॥
ચરણે જમકાર કરે ॥ કર ત્રીજે ગીરી સ્થંભો ॥ કર ચોથે મોરલી
અધુરધરરે ॥
શેશ પાતાલથી મોહી રહા ॥ હરીદાસ ગુર એમ ઓચરે સ્વર
ભેદને અચરત થઇ રહાં ॥

આરંભ—(ગોવર્ધનદાસ)
રાગ કેદારો ॥ રાત મધને શમે જશોદાજી કહ્યૌ અપાંર ॥
રખે અંધાર વાળતો પરવત ધરણી મેલ મોરાર ॥
ચાલ હાંરે હાવે જશોદાજી કેહે કુઅરને પરવત મેલ ધરણી ॥
તાહારો વેદ ન જાણે ભેદ રે પ્રભુ તહારાં કરણી ॥
... ... ... ... ...
અન્ત— હારો ઈન્દ્ર કેહેવાએ ॥ અહીં જીતાં તે જાદવ રાએ ॥
જે ઇન્દ્રને કાધો પશાંએ ॥ મલી મોટે મને શરાં કાજ ॥
જે શીખે શાંભળે ને ગાએ ॥ તેહનાં ભવનાં પ્રાંતીક જાએ ॥
કહી ચરણે કનૈઓ દાશ ॥ ગોવરધન ગાંએરે રાશ ॥
ગોવરધન રાંશ સપુરણ ॥

વિષયાદિ–૧. શ્રીકૃષ્ણે ઇન્દ્રની વૃષ્ટિનું નિવારણ કરવા ગોવર્ધન પર્વત તોળ્યો, અને ઇન્દ્રને નમાવ્યો તેનું વર્ણન પ્રસ્તુત પદોમાં કરેલું છે.

૨ હરિદાસનાં પદનો પદબંધ સાખી અને ચાલથી બાંધેલો છે. કુલ પદ ૧૫ છે અને દરેકમાં ૪–૫ કડીઓ છે; ત્યારે કનૈયાનાં ૧૩ પદનો રાગ કેદારો અને ચાલ તેમ સાખી અને ચાલથી પદબંધ બાંધેલો છે.

વિશેષ–પ્રતિ કંઇક અર્વાચીન જણાય છેઃ લિપિ ગુજરાતી છે. પદની સંખ્યા તેમજ લિપિસંવત લહીઆએ નોંધેલાં નથી.

## અં. ૧૨૫-ખ-બાલલીલાનો કકકો-પૃ. ૧-૩-(તૂટક)

આરંભ-શ્રી ગણશાયે નમાં ॥ શ્રી ગરભોયે નમાં ॥ અથવા બાંલલીલાંનો કકકો લખો છે ॥

કકે લીજે રે શ્રીક્રસ્ણજીનુ નાંમ્મ ॥ અવીચલ પદ આપે ભગવાંન ॥
ભવનાં બંધન છોડે જેએ ॥ કકો લીલા કહીએ તેહ ॥
ખખે ખંડ વીચારી બ્રંમ ॥ પાપે પડવુ છે નીરવાણ ॥
મોહો માયા મછર પરહરો ॥ અમો તો વળી પાસે ખરો ॥

અન્ત—(તૂટક હોવાથી રીતસરનો અન્તભાગ નથી.)

ધધે ધરજા કીધુકો સહી ॥ બેન મલી પણ મળી નહી ॥
કંકાસુરે હેવી વાણી કહી : ધધો એમ બોલે છે દાહી ॥

વિષયાદિ-શ્રી કૃષ્ણનુ બાલચરિત અને કંસના વધનુ પરાક્રમ પ્રસ્તુત કક્કા દ્વારા વર્ણવેલું છે.

વિશેષ-પ્રસ્તુત કકકો પ્રકટ થયો જાણવામાં નથી. પ્રતિ કંઈક અર્વાચીન છે, લિપિ ગુજરાતી છે.

---

## અં. ૧૨૫-ગ-કકકો-(ગુ. તત્વ૦)-પૃ. ૧-૪ તૂટક.

આરંભ-કકા કરણી કરની શાર ॥ ફરી નહી મનશા અવતાર ॥

ભુ ભુંડલ ભરથખંડ જેહ ॥ કલીમાં કારણ છે એહ ॥
શતગુરુ શરંણે જનમ શધાર ॥ કકા કરણી કરની શાર ॥ ૧ ॥
ખખા શરવે ખોટુ જાણ ॥ શત્ય હરી શાચા પરમાંણ ॥
શપન જેમ આવે ને જાએ ॥ જાહાથી ઉપનુ તાહા શમાએ ॥
ચોરાશી લખ ને ચારે ખાણ ॥ ખખા શરવે ખોટુ જાણ ॥ ૨ ॥

અન્ત—(પ્રતિ તુતક હોવાથી રીતસરનો અન્ત ભાગ નથી.)

રરા રંણનો ઉતારો ભાર ॥ હરી ભજીને ઉતરો પાર ॥
ચોરાશીનો બોતો ખ્યાલ ॥ માયા મંનથી પાછુ વાર ॥
શરવે શારનું એ છે થાર ॥ રરા રંણનો ઉતારો ભાર ॥ ૨૭ ॥
લલા લાભ લેવાનો લાગ ॥ હરખ શોક બે મનથી ત્યાગ ॥
ચીલ(ત) સંતોશ શમજનું કામ ॥ ચંચલ ચીતને રાખો ઠામ ॥

વિષયાદિ-વૈરાગ્ય અને તત્વજ્ઞાનનો પ્રબોધ પ્રસ્તુત કક્કા દ્વારા આપેલો છે.

વિશેષ-પ્રસ્તુત કકકો પ્રકટ થયો નથી; તેની શૈલી અને વિચાર માર્મિક છે; માત્ર છેવટનો ભાગ 'વ'થી 'હ' પર્યંતનો પડ્યો છે. પ્રતિ અર્વાચીન છે, લિપિ ગુજરાતી છે.

---

अंक १२६–दानमनोहर–(सं. पे. फा.)–पृ. २–८–१

आरंभ— मा: ॥

अनवद्यगुणग्रामो गौडवंशोतिविश्रुतः ॥६॥
अथ भार्गवगोत्रं च यजुर्वेद......यु ॥
माध्यंदिनी शुभा शाखा देवी नारायणी तथा ॥७॥
तदन्वये तु संजातो नागराज......मः ॥
तस्मात्प्रतापमार्तंडो धर्मराजर्षिको भवत् ॥
विश्वस्याश्वासको वीरो वि......र्षिकः ॥
ततः शत्रुषु प्रबलत्वाच॰ राजर्षि प्रबलस्ततः ॥८॥
हरिपुत्रो यस्मा...दारण... ॥
हरि प्रबल राजर्षिस्तस्मादाविर्बभूव ॥१०॥

अन्त—हिरण्यगर्भं त्वथ गोसहस्रं...भूत घटाख्यं ददानं ॥
आचार्यवर्यं खलु पाठकेन्द्र दत्तं विधिज्ञं प्रविधाय स ॥६४॥
राजाश्रितो द्विजश्रेष्ठो हरि शंकर रावल ॥
तज्ञो गणपतिश्चिव गौडवं......र्णवत् ॥६५॥

इति गणपतिरावलोत्तयः ॥

अन्त—भारत–से विशिष्टेभ्या यथाशक्ति दिने दिने।
तत्ते वित्तमहं मन्ये शेष कस्यापि रक्ष।

शतपथश्रुतिः ॥ तस्त्रेयं विशिष्ये दमं दानं रयायेति ॥ आयासशः पाणिभ्यो पिं गरीयसः। गतिरेकैव वित्तस्य दानमन्या विपत्तयः न्यायेनाजर्नमर्थानां वर्धनं च...सत्राये प्रतिपत्तिश्च सर्वशास्त्रेषु पठ्यते। आक्रम्य द्विजे युं—

**વિષયાદિ**–૧ આ સંસ્કૃત ભાષામાં રચાયલું ઐતિહાસિક કાવ્ય છે. ગૌડ વંશના રાજા મનોહરે શોલાપુર આગળ, મોગલ દરબારમાંથી પાછા ફરેલા શિવાજીને હરાવ્યો, તેથી તેને શોલાપુર પ્રદેશનો રાજા દિલ્લીપતિએ બનાવ્યો, અને તેને અંગે રાજા મનોહરે સં. ૧૭૧૧ માં ઔદિચ્ય બ્રાહ્મણ ગણપતિ રાવલને સુવર્ણતુલાનું દાન આપ્યું, એ પ્રસંગ પ્રસ્તુત કાવ્યમાં શ્લોકબદ્ધ વર્ણવેલો છે. વળી તે સાથે ભટ્ટ મહાદેવને દાન આપ્યાનો પ્રસંગ પણ વર્ણવેલો છે.

૨ આરંભમાં રાજા મનોહરની તેના ગૌડવંશીય પૂર્વજોથી આરંભ વંશાવલિ આપેલી છે, અને રાણા પ્રતાપનો તે વંશજ હોવાનું જણાવેલું છે. દાનમાહાત્મ્ય દર્શાવવા મહાભારત, શતપથ બ્રાહ્મણ, આદિમાંથી અવતરણો નોંધેલાં છે.

૩ આ કાવ્ય પ્રકટ થયું જાણવામાં નથી.

**વિશેષ**–પ્રતિનાં પાનાં આઠ છે. તેમાં ૮ મું પાનું અલગ પડે છે. પહેલું પાનું એટલે કે આરંભના ૭ શ્લોક જેટલો ભાગ નથી, તેમ ૮ મા પાનાના પછીનો ભાગ નથી.

અં. ૧૨૭-ક-આદિપર્વ-(ગુ: આ.)-વિષ્ણુદાસ-(ર.સં.         )-
પૃ. ૧૦૩-૨૦૮ (ત્રુટક)

આરંભ-(પહેલાં ૧૦૨ પાનાં ન હોવાથી રીતસરનો આરંભ નથી.)

ઢાલ:-જનમેજયે ॥ પરીક્ષત રાએનો તંન ॥

કુલ એક રાખૂ ન... આસ્તીક રુખી પાવન ॥૩॥
તે કથા કહું શર્વ ધર થકી........આણી ઓજ ॥
જે સાંભલે દુખ વામીએ ॥ પામીએ સુખ ॥ ૪ ॥
એક વાર પરીક્ષત શાંચરો ॥ વંન વીખે મ્રગઆ શા...॥
પ્રધાન શંગે પ્રાક્રમી ॥ શાહાસીક નર શર્વ કોએ ॥ ૫ ॥
બહુ મ્રગ...રા વન વીખે રે ॥ એક મ્રગ નાઠો તહિં ॥
તેને શોધતો પાછલ...॥ ગહ આવીઓ વન માંહિ ॥ ૬ ॥
તારે શ્રાંત પામો પરીક્ષત ॥ જોવાને લાગો શામે ॥
ગૈઉ વ્રદમાં પ્રીયુ ચારતો ॥ એક વીપ્ર દીઠો કોએ ॥ ૭ ॥

...    ...    ...    ...

ઉથલો-સુખ નાગ પામા શોએ ॥ એ આસ્તીકની ઉતપત કહી ॥
વીષ્ણુદાશ કેહે તે શાં...॥ શૌનક રૂખી બોલા શહી ॥ ૬૦ ॥

કડવાં ૧૫॥ રાગ દેશાખ ॥ કડી ૮૪૪॥

અંત-પછી પાર્થે ક્રોધ ધરી તે ઉપરે ॥ દશ અધા મેલાં બાંણ ॥
મારી છેદ કરો ત્રાહો ઠામે ॥ કપટ માટે તે જાંણ ॥ ૩૭ ॥
પછે બાંણ ધર્ય એ શૂરપતી સાથે મેંડુ...અપાર ॥
તેણી .(સ)મે વાધો પાર્થ તે ॥ શૂરપતી તેણી વાર ॥ ૩૮ ॥
મેઘવંણી છેદૂ પવનાંઅસ્ત્રે ॥ દૂર કરી જલધાર ॥
વીદૂત નાશ કરીને નીરમલે ॥ કીધુ ગગંન અપાર ॥ ૩૯ ॥
પછી શીતલ વાર્ય વાએ એક ॥ મંડલ શહી નીરમલ થઉ જાંણ ॥
એણે પ્રકારે ખાંડવ વંનને ॥ અગ્ની દેહ નીરવાંણ ॥ ૪૦ ॥
એણે કરીને ભૂવન ત્રણમાં ॥ બે પામૂ શ્રવ કોએ ॥
ભૂવંન ત્રણના નાદેથી હાહૂ ॥ અમર ભમાંતર હોએ ॥ ૪૧ ॥
આંનંદ પામો પાર્થનો ॥ મન કંપો શૂરપતી મંન ॥
હવે વનના પ્રાણી વીચારે ॥ આપણ હણીએ કીરણ અરજૂંન ॥ ૪૨ ॥

ઊથલો ॥ આપણ હણીએ કીરણ અરજૂન ॥ એવૂ વીચારે મેનશુ રહી ॥
કડવું ૧૬૫ ॥

...    ...    ...    ...

વિષયપ્રાપ્તિ-આ શ્રી મહાભારતના આદિ પર્વનો સરોદ્ધાર છે. રાગ અને ઢાળવાળી પદબંધ બાંધિયો છે. પ્રસ્તુત પ્રતિમાં કડવાં ૧૫ થી ૬૯ છે.

વિશેષ-૧. આ પર્વ પ્રકટ થયેલું નથી. પ્રતિ જીર્ણ તેમ જ જૂની છે. પહેલાં ૧૦૨ પાનાં પ્રસ્તુત પ્રતિમાં નથી, અને ૧૦૩-૧૩૪ પાનાં કરપાયલાં તેમ જ વચ્ચેથી ખવાયલાં હોઇને કેટલોક ભાગ પડ્યો છે. પ્રતિની લિપિ ગુજરાતી છે. લેખનશૈલી જોતાં પ્રતિ ઘણી જૂની જણાય છે. દરેક કડવાને અન્તે રાગનું નામ તથા કડીસંખ્યા આપેલાં છે. પ્રસ્તુત પ્રતિમાં જનમેજયની પ્રશ્નના આરંભથી તે અર્જુને ખાંડવ વન બાળ્યું ત્યાં સુધીનો પ્રસંગ વર્ણવેલો છે. પાનાં પાણીથી ભીંજવાથી તેમ વચ્ચે વચ્ચે ચોંટવાથી પંક્તિઓ ઉકેલવી ઘણી જ મુશ્કેલ થઇ પડે છે. પ્રતિ સુરતથી મળેલી છે, તે કદાચ આગમાંથી બચી હોય. પ્રસ્તુત પર્વનાં છેવટનાં પાનાં ૧૨ ને આશરે પડેલાં સમજાય છે.

૨ પ્રસ્તુત પર્વ પછી મહાભારતના કોઇ એક પર્વના સારનાં બે પાનાં બાંધેલાં છે, તે જીર્ણ અને કરપાયલાં હોવાથી તેનો સંખ્યાક્રમ નથી જણાતો.

---

## અં. ૧૨૭-ખ-ઉદ્યોગપર્વ (?)-(ગુ. આ.)-વિષ્ણુદાસ (?)-
## (ર. સં. )-પૃ. ૨૨૦-૨૨૮ (તુટક)

આરંભ-(પહેલાં બે એક પાનાં ન હોવાથી રીતસરનો આરંભ નથી.)

...હી પતી નીલધ્વજ ॥ વીરવરમા રાએ ॥ ૮॥
દંડ ધીર જે તે વલી પ્રહસેન ॥ માહા શૂભટ જે હોએ ॥
વલી બીજા નૃપ અનેક મીત્રી ॥ તેડાવીએ શ્રત કોએ ॥ ૯॥
માહારે પુરોહીત એક છે શહી ॥ ગૂણસીધૂ ભણીએ જેહ ॥
ધૃતરાષ્ટ્ર દરજોધંન ભણી ॥ મોકલીએ આંથી તેહ ॥ ૧૦ ॥
એવૂં શાંભલી વચન દ્રુપદ તણુ ॥ શ્રી ક્રીશ્ન કરે વખાંણુ ॥
ધનધન રે શોમવંશના કુલ ॥ દીપ રાએ શુજાંણુ ॥ ૧૧ ॥
જેમ દરજોધંન છે ભીશ્મ દ્રોણ શહાએ ॥
તેમ પાંડુપુત્રને શરવથા ॥ એક તમો દ્રુપદ રાએ ॥ ૧૨ ॥
જેમ કાર્ય કરવૂ ઘટે તેમ કરજો તમો અવશ્મેય ॥
હવે હુ તાં વલીશ દ્વારીકાં ॥ એમ કેહે દેવાધીદેવ ॥ ૧૩ ॥

... ... ... ... ... ...

ઉપશો ॥ શેન આપૂ તાંહે રાજા શબલ હરખ મનમાં ધરે ॥
તેણે શમે શ્રી ક્રીશ્નજી ॥ અરજૂંન પ્રતે એમ ઓચરે ॥ ૩॥
કડી ૬૨ ॥ કડવાં ૨ ॥ રાગ ગોડી ॥.

અન્ત-(૨૨૮ મા પાનાથી તુટક હોવાથી રીતસરનો અન્ત નથી.)
કડવાં ૭ ॥ રાગ દેશાખ ॥ કડી ૨૩૯ ॥

એણી પેરે ઉચરા રે ॥ વાએક વીદૂર પ્રતે ભૂપાલ ॥
રજની વહી ગઈ રે ॥ એમ કરતાં થઉ પ્રાતુકાલ ॥ ૧ ॥
સીધ સભા રચી રે ॥ શંજે તેડાવો ક્ષેણુ માંહે ॥
પ્રેમ હ્રદે ધરી રે ॥ રાએ ધ્રુતરાષ્ટ્રે પૂછ તાંહે ॥ ૨ ॥

ઢાલ ॥ પ્રેમ ધરી ધૃતરાષ્ટ્રે પૂછ ॥ ધંન શંજે મત તાહારી ॥
જે કાંઈ કહાવૂં હોએ અરજૂને ॥ તે મૂજને કેહે વીસ્તારી ॥૩॥
વલતો શંજે એણી પેર બોલો ॥ શ્રણુ કે(કૌ)રવપત વાંણી ॥
પ્રથમ કુશલ પૂછ છે પાંડવે ॥ પ્રેમ પ્રીત મંન આણી ॥ ૪ ॥
પછે અરજૂને વાએક કહુ છે ॥ શૂભટ સાંભલો તેહ ॥
ભલા હોએ તો રા.................

વિષયાદિ-૧. મહાભારતના ઉદ્યોગપર્વનો સારોદ્ધાર છે. કડવાં, રાગ, ઢાલ અને ઊથલાથી પદબંધ બાંધેલો છે, પ્રસ્તુત પ્રતિમાં કડવાં ૨ થી ૮ (અધૂરું) છે, કડી ૨૩૬ ઉતારેલી છે.

વિશેષ-૧. આ પર્વ છપાયલું જાણવામાં નથી. પર્વનું નામ 'ઉદ્યોગ' પણ વિષય-સંકલનાથી જણાય છે. પ્રતિનો આરંભનો તેમ જ અન્તનો ભાગ પડેલો હોવાથી કવિની ઓળખ, રચનનો કે લિપિનો સંવત પણ જણાતો નથી. લિપિ ગુજરાતી છે. પ્રતિ જૂની અને જીર્ણ છે. પાનાં કરપાયલાં તેમ ખવાયલાં છે. આનો રચનાર ખંભાતવાળો વડનગરો નાગર કવિ વિષ્ણુદાસ હશે, એમ પ્રતિના આદિપર્વ આદિના ભાગ સાથે શૈલીની સમાનતાથી સમજાય છે.

૨. પ્રસ્તુત પર્વનું પહેલું કડવું તથા બીજા કડવાની ૭॥ કડીવાળાં પાનાં પડેલાં છે.

---

## અં. ૧૨૮-ચિનેચટની વાર્તા-(ગુ. વા.)-પૃ. ૧-૫૫

આરંભ-શ્રી ગણેશાય નમઃ ॥ અથ વીનેચટ મુરખની વારતા લખી છે ॥

દોહરો ॥ શરશ વચંન દો શરશતી ॥ ॥ હુ લાંગુ પાએ તુને માત ॥
આંપો બુધી શારદા ॥ જેમ ગરથ પુરણ થાએ ॥
વીનેચટ ગુણ ગાંઇશુ ॥ માતા દો મુને આગ્ન ॥
હુ મુઢમતી અગંનાંન છઉ ॥ રચનાંએ કરજો વાશ ॥
જે કોઈ સરશતી ચીત ધરે ॥ શારશે તેહેનાં કાજ ॥
જે દરશંન દઉ માહાર ॥ પુરૂ મનોરથ આજ ॥

ચોપાઇ ॥ જંબુદીપ માહે જે શાર ॥ ભરથખડનો ના બહુ પાર ॥
શોમપુરી શેહેર શોહામણી ॥ વીવીધ પેરની શોભાં ઘણી ॥
વશે છે લોક તાંહાં પુનવંત ॥ હૃદે માંહે રાખો ભગવંત ॥

ક્રો ધરની નીંદા નવ કરે ॥ નીચ ધરમ અધીક આચરે ॥
શોમપાલ ત રાઅનુ નાંમ ॥ તેહ તણુ હું શુ કરવું વીખાંણુ ॥
વન વાંકે નવ દંડે લોક ॥ નાંમ રાજાનુ પુનશલોક ॥
વેહેપારી વેપાર જ કરે ॥ જોડ જ(ક)પાટક કોને નવ અડે ॥
તે નગરનાં વેહેવારીઆ ॥ શેઠ રીખવદંત જગતે જાણીઆ ॥
તેનાં ધન તણો નહી રે પાર ॥ પુત્ર પાંચશુ પ્રેમ અપાર ॥
રૂખમાદંત અશતરીનું નામ ॥ શકલ કલાં રૂપગુણનીધાન ॥
નીશદીન પીઉની શેવા કરે ॥ અનુદીન શુખ નીરગમે ॥
જેશ્ટ પુત્ર શ્રી ઇદંત નાંમ ॥ બીજો રતનદંત કરે કોટીક કાંમ ॥
લખમીદંત ત્રીજો છે શાર ॥ ચોથો એકદંતે કરે વેહેપાર ॥
વમળદંત તે પાંચમો શહી ॥ ભ્રમ અખર મુખ ચઢે નહી ॥
મુરખચંદ ધરુ અભીધાંન ॥ જુડી બુધી માટે પ્રકુઉ નામ ॥

અન્ત—ઢાલ શોમ નગરનુ રાજ ભોગવે આણંદશું રેઃ રેહેતાં વીનેચર વીર મન ગોવીંદશું રે

... ... ... ...

વીલાશી કુઅર વીલાશી તણો॰ ॥ મણીરતન મહા રૂપ॰ ॥
રૂપકુઅર લીલાવતી તણો॰ ॥ શરશ કુઅર માહા ભુપ ॥
પુત્ર ચારે પરણીઆ : શરખા શરખી જોડ :
પુત્ર વહુને નરખતાં : મેહોતાં મનનાં કોડ :
રાજા અભિષેક સુતેને કરીઃ પેહોતાં મુગતી મોઝાર :
એ કથા જે શાંભળેઃ એકમનને નર નાર :
આશાં પોહોચે મન તણી : પામે ભવનો પાર :
સુરત શેહેર શોઆંમણુઃ વીલંદાવાડમાં વાશઃ

ભદ્રશંકરે આ ગરથં લખો છેઃ વીનેચદ રાએનોઃ ઇતી શ્રી ગરથ સમ પુરણ થઓ છે.

**વિષયાદિ—૧.** રીખવદંત નગરશેઠનો પાંચમો પુત્ર વિમલદંત ઉર્ફે મુરખચંદ દેશવટો પામતાં શોમપુર રાજાના પ્રધાનપુત્રની પ્રેરણાથી તેની પુત્રી વિદ્યાવિલાસીનીની સાથે છતરીને પરણે છે અને પરદેશ સેવે છે. વિદ્યાવિલાસીની તેને ખરા રૂપમાં ઓળખતાં તેની સાથે બોલતી ચાલતી નથી; આખરે તે મણિરતન રાજાની પુત્રી સાથે પરણે છે અને તેની નૃત્યકલા, વિદ્યાવ્યાસંગ આદિ જોતાં તેનો પતિ તરીકે વિદ્યાવિલાસિની સ્વીકાર કરે છે અને આનંદમાં દિવસ નિર્ગમન કરે છે.

૨. દોહરા ચોપાઈથી પદબંધ બાંધેલો છે, વચ્ચે બે સ્થાને ઢાલ પણ છે, જે કેવળ નવીનતા દર્શાવે છે.

**વિશેષ**-આ વાર્તા વિસ્તૃત રૂપમાં બૃ. કા. દો. ભાગ ૩ જામાં વિદ્યાવિલાસિનીને નામે પ્રકટ થઈ છે. એ વાર્તા કવિ શામળની રચેલી છે, જ્યારે પ્રસ્તુત વાર્તામાં રચનારનું નામ જ નથી; વળી છપાયલી વાર્તામાં નીતિ આદિના તેમ ચાતુરીના છપ્પા છે ત્યારે પ્રસ્તુત વાર્તામાં તે નથી. પ્રસ્તુત વાર્તા સંક્ષિપ્ત છે, કદાચ તેનો વિસ્તાર હોય. પ્રતિ અર્વાચીન છે, લિપિ ગુજરાતી છે; રચનનો કે લિપિનો સંવત નથી; વાર્તાનું પૂર નાનું છે.

---

## અં. ૧૨૯-ક-અર્જુનગીતા-(ગુ. અ.)-ધનદાસ-(ર. સં. )-પૃ. ૧-૩

**આરંભ**-શ્રીગણેશાએ નમા ॥ શ્રીશારદાએ નમા ॥ શ્રીગરૂભોએ નમા ॥ શ્રીમાતા શરશતીની કીરપા થકી અખીઆન અરજુન ગીતા લખી છે ॥

શ્રીગરૂપરતાપે ગાએ ॥ કીરપા તે સાધુજન ॥
પારે બરમા મારો આત્મા ॥ મને તે અરજુન ॥
અરજુન શુણો ગીતા શાર ॥પંડવ શાંભરો નીરધાર ॥
અરજુને એમ જ કાવીઉં ॥ શાંભસો વર્ત-

**અન્ત**-(પાનાં કરપાયલાં હોવાથી અન્ત ભાગ ઉડયો છે.)

**વિષયાદિ**-જુઓ નોંધ અં ઉપરની ૯૦ ગ્રૂની પાનું ૧૭૯.

**વિશેષ**-આ ગીતા પ્રસિદ્ધ છે. પ્રતિ કંઇક અર્વાચીન છે, લિપિ ગુજરાતી છે; દરેક પાનાનો અર્ધ ઉપરનો નીચલો ભાગ કરપાઈ ફાટી ગયો છે.

---

## અં ૧૨૯-ખ-ધર્મગીતા—(ગુ. અ.)-(ર. સં )-પૃ. ૧-૩

**આરંભ**-શ્રીગણેશાએ નમા ॥ શ્રી શારદાએ નમા ॥ શ્રી ગુરૂભોએ નમા ॥ અથેશ્રી માતા શરવશતીની કીરપા થકી આખીઆન ધરમગીતા લખી છે ॥

પરથમ પરનામ કરૂ ગુરૂરાએ ॥ બેહુ કરજોડીને લાગુ પાએ ॥
શુધ બુધ મા કરજો શાએ ॥ શેવક જનની પુરજો આશાએ ॥
કરૂ વીનતી બેહુ કરજોડી ॥ જમગીતા કહો વીશતારી ॥
જુગજીવન કીરપા કરી ॥ શુંભ અશુંભ કહો વીશતારી ॥
રશનાએ રામ નામજ કહુ ॥ હરી નામનો નવ પાર ના લહુ ॥
કેહે શેવક વીનતી આધાર ॥ એક મુને ઉપજે વીચાર ॥

દુતવચન ॥ હરી જન તે કેમ જાણીએ ॥
ધરમરાઇ વચન ॥ તાહારે ધરમરાઈ તા વાણી ભણે ॥

પરથમ કરે બરામણની શેવાએ ॥ ને પુજે જે નારાંએણ દેવ ॥
વચન વીપરનું ચીત ધરે ॥ તે ઉપર અતી આનંદ કરે ॥
જેને હરી શામે શનેહ ॥ ભગતી લખણ કહીએ તેહ ॥

પરતીવંતા જેને ઘેર નાર ॥ શતવાદી જેનો વીચાર ॥
લુખાને શંતોષે જેહ ॥ ભગતી લખણુ કહીએ તેહ ॥

અન્ત–ક્યાં જઈ રહેવું તેના ઉત્તરમાં ધરમરાઈ વચન ॥
અણગાલુ જે પીએ નીર ॥ ધુવાડાના જાલા બહુ કરે ॥
બેવ હાતે જે માથુ ખનડે ॥ તેને ઘેર અણચીતા પડે ॥
ધરમાં ભાર નહીં લગાર ॥ આલશમાં કાડે અવતાર ॥
કરોલીઆનાં જાલાં બહુ કરે ॥ વલી તેના ઘરના આન્ને ધણી ॥
બોલ સાચાને બોલે આલ ॥ ટુકારી બોલા વેવાર ॥
શશરો દેખી નવ ઢાંકે શીશ ॥ તેના ઘર પર પાડજો ચીશ ॥
ધરમે વચન કહાં જે શાર ॥ દુત મનમાં આનંદ અપાર ॥
ઉતમ કથા જમગીતા જેહ ॥ હરી ભગતને વલંભ તેહ ॥
એ કથા જે નીતે ભણે ॥ દુત નહી તેને આંગણે ॥
શરવે શુણજો એકે મંન ॥ શરગ લોક પામે તે જન ॥
જે જે રામ શીતારામ ॥

અથે શ્રીધરમ–જમગીતા શમપુરણ શમાપતે થઈ છે ॥ શ્રીરશતુ ॥ શ્રી ॥ કલાભમશતુ ॥ શ્રી ॥ શ્રી ॥ શ્રી ॥

વિષયાદિ–પ્રસ્તુત ગીતામાં દૂતના, બે પ્રશ્નોના ઉત્તરમાં યમે (ધર્મરાજાએ), હરિભક્તનાં તેમજ તેના દૂતે દુષ્ટાના અપહરણ અર્થે પ્રવેશ કરવા યોગ્ય સ્થાનો નિર્દેશેલાં છે.

વિશેષ–આ ગીતા પ્રકટ થયેલી જાણવામાં નથી. લિપિસંવત અન્તે આપેલો નથી. પણ પ્રસ્તુત પોથીના અન્યત્ર લિપિ સંવતથી તે સંવત ૧૬૨૦ હોવાનું સમજાય છે. પ્રતિ અર્વાચીન છે. લિપિ ગુજરાતી છે. પ્રતિ તેલવાળી થવાથી મલીન થયલી છે, તેમ ફાટેલી પણ છે.

---

## અં.–૧૨૯–ગ–કક્કો–(ર. સં. )–(લિ. સં. )–પૃ. ૧–૨.

આરંભ શ્રી ગણેશાએ નમો ॥ શ્રી શારદાએ નમો ॥ શ્રી ગરૂભ્યો નમો ॥ અથે શ્રી માતા શરશતીની કીરપા થકી વડો કક્કો લખો છે ॥
કકે લીજે શ્રીકરશનજીનુ નામ ॥ અવીચલ પદ આપો ભગવાન ॥
ભવના બંધન છોડે જેહે ॥ કહો તો વલી કહીએ તેહ ॥ ૧ ॥
ખખે જોગ વીચારે ખાણ ॥ પાપે પડવું છે નીરવાણ ॥
મોહો માઆ મછર પરહરો ॥ ખખો તો વલી થાશે ખરો ॥ ૨ ॥

અન્ત–હહે હરજીની શું પેર ॥ નંદ જશોદા મુકા ઘેર ॥
કુબજાને ઘેર વાશો રહા ॥ હહો એમ બોલીને ગયા ॥

અરજુન સાથે પરીતજ કરી ॥ હસનાપોર આએવા શ્રીહરી ॥
ભરી શભામો કીધો શમેધ ॥ દરપદને આનંદો વેદ
પાંડવ ઉપર કુરણા કરી ॥ શારથી થઈ બેઠા શ્રી હરી ॥
શશપરોણો લીધા હાત ॥ જીતાડો પાંડવનો શાથ ॥
નારદ રૂખીએ વાણી રે કહી ॥ પાંડવની ઇછા પુરી થઈ ॥
એ કકો શીખે ને ગાએ ॥ મનની ઇછા પુરણ થાઈ ॥

અથે વડો કકો શમપુરણ શમાર્પત થએો છે શ્રીરામજી શ્રીરશતુ ॥

**વિષયાદિ**–પ્રસ્તુત 'કક્કા'માં શ્રીકૃષ્ણના બાલચરિતથી આરંભી પાંડવોને મહાભારતના યુદ્ધમાં સહાયતા આપ્યા પર્યંતના પ્રત્યેક ચરિતનો બોધ 'ક' થી 'હ' પર્યંતના દરેક અક્ષરમાંથી ફલિત થતો ઉપરેરોલો છે.

**વિશેષ**–આ કક્કો પ્રકટ થયો જણયામાં નથી. પ્રતિ વિષેની માહિતી માટે ઉપર જુએો અં. ૧૨૯–ख ની નોંધ.

---

अं. १२९–घ–पदो–हिन्दी पृ. ९

मोहनदास (मुलारामनां बे पद); अज्ञात कवि (यम फागतीनुं पद); कबीर भजनो अने रेखतो.)

આ પદોને અન્તે પ્રતિના લિપિસંવત આદિની માહિતી આ પ્રમાણે છેઃ–

સંવત ૧૯૨૦ ના અખાડ સુદ ૧૧ અગીઆરશ ને વાર શુકર ॥ તારીક ૧૫ મી ॥ શને ૧૮૬૪ ને દને પુરી થઇ છે॥ પરત પરમાણ જેવી ઉતી તેવુ લખુ છે ॥ લખનારને દોશ મો દેશો ॥ દશકત વરધ ઓટ ઉમેરીને વાંચજો ॥ સાધ શતની વીનતી મોરી ॥ તેની અકશર લેજો જોરી ॥ શત શાહેબ ॥ શ્રીરશતુ ॥ કલાણમશતુ ॥ ચોપડી રતન જદુ ડેલાડવાશની છે ॥ જો કોઇ......તેમને ગોપાળ વીશરામની દુવાઇ ॥ ભૂલ ચુક ॥

---

**અં. ૧૨૯–ङ–શિવકથા–(ર. સં. )–(લિ. સં. )–પૃ. ૧૮**

**વિશેષ**–શિવરાત્રીની કથા છે; લિપિસંવત અર્વાચીન જણાય છે; બીજા કોઈ લેખકે પાછળથી અર્ધ બાલબોધ અને અર્ધ ગુજરાતી લિપિમાં લખેલી છે. ઘણી જ અશુદ્ધ છે, તેમ વચ્ચે વચ્ચે 'પદ' અને શબ્દોનું ઠેકાણું નથી. તેમાં રચનારનું નામ નથી, તેમ લિપિસંવત પણ આપેલો નથી.

---

**અં ૧૩૦ પંચતંત્રનું ભાષાંતર (ર. સં. ) (લિ. સં. )**

**પૃ. ૧૧–૧૮૦ (તુટક)**

આરંભ–(પેહેલાં દશ પાનાં નહોવાથી રીતસરનો આરંભ નથી.)

तत्र कश्चिदुत्थाय यमुनातटमुपपेदे तत्र मरकतसदृशानि शष्पाग्राणि भक्षमाणः

અથ (અર્થ):-એહેવે ત્યાંહાં પિંગલક નામે વન માંહિ સિંહ મૃગજાતિ પરવ-રયો થકો તૃષા વ્યાકુલ થકો ઉદક પીવાને યમુનાકાંઠે આવ્યો એહેવે સંજીવક ત્રાડયો તેહનો ગંભીર શબ્દ સાંભળીને સિંહ બિહવા લાગ્યો પણ બિહવું કો આગલ જણાવે નહિ પછે વડનાં વૃક્ષ હેઠો મંડલિ કરિને બેઠો એહેવે તે સિંહને શિયાલ બે આગે પ્રધાન હુતા તેહેને દેશવટો હુતો પણ તેહેની પૂઠે સદા બે વેગલા હિંડતા તે પ્રધાન બેહો માંહોમાંહે મંત્ર કરવા લાગા તેહે નામે એક દમનક એક કરટક તે માંહે દમનક કરટક ને કેહે છે કરટક સાંભલ એ તો આપણો સ્વામી પિંગલક સિંહ ઉદક પીને જાતો હુતો પછે ન જાણિયે સા માટે તરષ્યો થકો પાછો વલીને મંડળી કરીને બેઠો છે મન માંહે વ્યગ્ર છે પણ એ કેહેતો નથિ વલતો કરટક બોલ્યો ભાઈ દમનક આપણે ધણી વાતે સુ કાર્ય છે એ વ્યાપાર આપણો નો હોય જેહેને જે વ્યાપાર ન ઘટે તેણે તે વ્યાપાર ન કરવો.

શ્લોક—अव्यापारेषु व्यापारं यो नरः कर्त्तुमिच्छति ॥

स एव निधन याति कीलोत्पाटीव वानरः ॥१॥

અન્ત—ને ચડકલો ચડકલી બે ત્યાંહાં રેહેતાં હતાં પછે ઇમ કરતાં બેસી રહેતાં હતાં એહેવા માંહે માહાવઠું ગલવા લાગ્યું પછે કોઇ એક વાંનર ટાઢે આકલો થયો પછે દુઃખીઓ થઇને દંત કરડવા લાગ્યો ધૂજવા લાગ્યો પછે તે વાંનર સમડીને મૂલે આવિને બેઠો પછે તેહની તે અવસ્થા દેખીને તે ચડકલી બોલી ભાઇ વાંનરા તું હાથપગનો ધણી દેખીએ છૈયે અને પુરષ સરખો દેખાએ છૈયે તો કિમ ટાઢે ધૂજે છે ઘર કિમ કરતો નથિ પછે તેહ—

**વિષયાદિ**-પંચતંત્રના પહેલા તંત્ર મિત્ર ભેદનું ભાષાંતર છે. પહેલાં દશ પાનાં નથી: પિંગલક સિંહ સંજીવક વૃષભથી બીને છે ત્યાંથી તે વાનરે ચકલીને મારી ત્યાં સુધીની વાર્તાનું ગદ્ય ભાષાંતર છે.

**વિશેષ**-આ ભાષાંતર શિલાછાપવાળા પુસ્તકમાં પ્રકટ થયું છે. પ્રતિ અર્વાચીન નથી; લિપિ ગુજરાતી છે. પ્રતિનાં પાનાં પાણી અને શાહીથી ચોટેલાં છે. વચ્ચે મધ્ય ભાગે કરપાયલાં પણ છે. અક્ષર અશુદ્ધ અને લખાણ પણ શુદ્ધ છે. ભાષા પણ કંઇક જૂની છે.

---

## અં. ૧૩૧-શ્રીમદ્‌ભાગવત-(ગુ. પુ.) વલ્લભ ભટ-(ર. સં. ૧૭૬૩-૬૪)-(લિ. સં. )-પૃ. ૩૬-૭૭ (તુટક).

આરંભ-પૃ. ૩૫ નહીં હોવાથી રીતસરનો આરંભ નથી;-

ને કેહેો ॥

મુગ્તી તત્પર પ્રભુની સેવાં વીશે ॥ સદાં કાંલ તાંહાં રેહે ॥ ૧૦ ॥
જે કો પુરસ સંસારી સરે ॥ ઈછા મુગ્તી મારગ આચરે ॥
જેહે ને હરી દરસંન જોવાનું મંન ॥ ઊપાંએ એક...જંન ॥ ૧૧ ॥

સમસ્ત પ્રાંણીને સમાંન લેખે ॥ સમાંન ચીત દ્રસ્ટી કોને નવ ઊવેખે ॥
શત્રુને સરખાં લેખે મન માંહે ॥ તંત્રી અ...સી માંરગ કેહેવાંએ ॥૧૨॥

... ... ... ... ... ...

ઈતીશ્રી ભાગવતે માંહાંપુરાંણે ॥ શુકપરીક્ષીતસંવાદે ॥ તૃતીય સ્કંધે ॥ અગણીનીશોહ અધ્યાયે રે ॥ ૨૯ ॥

મધ્ય–એ તેત્રીસ હધ્યાં ગ્રંથ પુરંણ ॥ અશ્લોકની સંક્ષાં ગણી ॥
સાંતસે પંચાશ ઉપર ॥ એકવીશ અગ્રણી ॥ ૩૨ ॥
સવત સતર ત્રેસેઠાં માંહે ॥ જેષ્ઠ માંસ નીધાંન ॥
પુર્ણમાંસી બુધવારે ॥ શંપુરંણ હવુ આંક્ષાંન ॥ ૩૩ ॥
ઔદીચ જ્ઞાંતી ટોલકીઆં ॥ દ્વિજ સુર્જપુરમાં વાસ ॥
ગુણ દીપીકાં ક્ષેત્ર ગામે કથાં કીધી ॥ ગુણ વર્ણવ્યા શ્રીઅવિનાસ ૩૪
ભટ સુકદેવ સુંત નાંહાંના ભટ ॥ તેનાં સુત વંલભ નાંમ ॥
સાંધુજંન હરીકીપાંથી ॥ વર્ણવીયા શ્રી ગુણગ્રાંમ ॥ ૩૫ ॥
સંસારસમુદ્ર અથાંગ માંહે ॥ શ્રી રાંમનાંમ છે નાંવ ॥
તે જંન તરી પાર ઊતરસે ॥ જે મંન રાખે ધ્રડ ભાંવ ॥ ૩૮ ॥
ધ્રડ ભાંવ જે રાખે પ્રાંણી ॥ તો તે સેજે વૈકુંઠ જાંએ રે ॥
કર જોડી વીપ્ર વંલભ કંહે ॥ પુંર્ણ હવી ત્રતીય સ્કંધ કથાંએ રે ॥૩૯॥

ઈતીશ્રી ભાંગવતે માંહાંપુરાંણે ॥ સુકપરીક્ષતસંવાદે ॥ ત્રતીય સ્કંધે ॥ થર્યા પુર્ણ તેત્રીસ હધ્યાંઓરે ॥ શ્રીકૃષ્ણાય નમઃ ॥ સંમપુર્ણ ॥ સમાપ્ત ॥

---

શ્રી ગણેશાંય નમઃ ॥ શ્રી સાંરદાંય નમઃ ॥ શ્રીકૃષ્ણ પ્રમાંતમંનય નમઃ ॥
પ્રથમે પ્રણમુ શ્રી ગણપતી ॥ હંસવાહની શ્રી સાંરદાં સરસ્વતી ॥
સુભ મતી દેજો સરવદાં ॥ કીપાં કરી ટાંલો દુરમતી ॥ ૧ ॥
ચાંલ ॥ સદાં (દા) કીપા કરી સુભ મતી દેજો ॥ વીઘ્નહર્ણ સુખકારી ॥
ગજાંનંન પાંવંન મુખ ઊજ્વલ ॥ કર અ(આ)યુધ ફરસી ધરી ॥ ૨ ॥

... ... ... ...

એ શ્રીમદ(દ)ભાંગવત કથા મનોહર છે ॥ ચતુરર્થ સ્કંધ વર્ણન ॥
અધ્યાં અંકત્રીસ કહાં પુરાંણે ॥ તે સુણજો તાંમાં જંન ॥ ૫ ॥
અન્ત–અસોવરી ॥ પ્રાચીનબરહી રાંએ નારદને ઉપદેસે નીરધાર ॥
વૈકુંઠગતીને પામો ભુપતી ॥ તેને ત્રુઠાં દેવ મોરાર ॥ ૩ ॥

... ... ... ... ... ...

જાહાં જુવે તાહાં નક્ષ દીસે સનીધ પન ગંભીર ॥
વનસપતી સગને દેખીને

**વિષયાદિ**–૧ આ શ્રીમદ્‌ભાગવતના ત્રણ સ્કધોનો કવિતાબદ્ધ સાર છે તેમા ત્રીજા સ્કધના ઓગણત્રીસમા અધ્યાયની ૧૦ મી કડીથી તે છઠ્ઠા સ્કધના અધ્યાય ચોથાની સાતમી કડી છે.

૨ આ આખ્યાન લોકોમા પ્રચલિત છે પણ પ્રસ્તુત ઘણી જ અશુદ્ધ છે વચમાં કેટલાક સ્થનોએ શાહી ઉપરી જવાથી અક્ષરો ઝાખા થયા છે પાના ૭૩ માનો અને ૭૪ માનો પાછલો ભાગ કોરો છે, છ ત્રીસમો અધ્યાય કડી ૬૫થી અને ૨૭ મો કડી ૫ સુધી, એટલો ભાગ, અને છઠ્ઠા સ્કધનો પહેલો અધ્યાય કડી ૫ થી તે ૨૨ મી કડી જેટલો ભાગ તુટક છે

**વિશેષ**–૧ આ આખ્યાન કવિ વિપ્ર વલ્લભનુ છે એ સુરતનો વતની છે તે ગણદેવી પાસે કાખેર ગામમા પણ રહેતો હતો કવિએ પોતાની ઓળખ ઉપર કડી ૩૪–૩૬ મા આપી છે

૨ "ગુજરાતી પ્રિન્ટીંગ" પ્રેસનું પદબધ ભાગવત પ્રકટ થયુ છે તેમા વિપ્ર વલ્લભના આ સ્કધ પ્રકટ થયા છે પરતુ જણાય છે તેમ પ્રસ્તુત પ્રતિ કરતા, આ છાપેલી પ્રતિમા ઘણીક કડીઓ વિશેષ દેખાય છે, તેમ કેટલુક પાછી પાઠનથી ઉમેરાયુ પણ સમજાય છે અને પાઠાતરો પાર વિનાના છે કવિના સ્થાન આદિ સબધમા ઉપર આપેલી ૩૪ મી કડીનું બીજા પાદ છાપેના પદબધ ભાગવતમાની એની કડીના બીજા પાદથી જૂદુ પડે છે જુઓ

ગણદેવી પાસ કાખેર ગામમા વર્ણવ્યા ગુણપ્રકાશ ૩૭

પ્રસ્તુત પ્રતિમા ૩ જા સ્કધના ૩૩ મા અધ્યાયની ૩૮ કડી છે, જ્યારે પ્રસિદ્ધ પ્રતિમા ૪૩ છે, તેવો ફેર બીજા સ્કધોના અધ્યાયોની કડીસખ્યામા પડે છે તૃતીય સ્કધ કવિએ સ ૧૭૬૩ ના જેઠ માસની પુનમે, ચોથો સ્કધ સ ૧૭૬૪ ના અષાડ સુદ ૧૦ મે, પાચમો સ્કધ સં ૧૭૬૪ ના ચૈત્ર વદ ૫ મે પૂરો કર્યો છે આથી સમજાય છે તેમ કવિએ ચોથો સ્કધ પાચમા અને છઠ્ઠા સ્કધ પછી રચ્યો છે છાપેલી પ્રતિમા જે દશમ સ્કધ છે તે નેમાન‘ અને સુદર મેવાડાનો છે અને ૧૧ મો તથા ૧૨ મો જોકે વિપ્ર વલ્લભની મુદ્રાવાળો ગણ્યો છે પણ તેમા મધ્ય કે અત ભાગમા વલ્લભના નામનો ઉલ્લેખ ક્યાયે જણાતો નથી, તેમ તેની પૃથક પ્રમાણે આખ્યાનનો રચનસમય અને સ્વઓળખનો નિર્દેશ નથી, તેથી તે કઈક સશયગ્રસ્ત લેખી શકાય

૩ પ્રતિ ગુજરાતી લિપિએ લખાયલી છે, પણ તેમા કેટલાક અક્ષરોના મરોડ બાળબોધ લિપિના છે વચમાં કોક પક્તિ બાળબોધ લિપિએ પણ લખેલી છે અમદાવાદી કાગળ આડો બેવડો વાળી તે ઉપર લખેલુ છે કાગળો જૂના હોવાથી લહીઆને અક્ષરોની શાહી ફેલાઇ જવાનો ભય લાગેલો ક્વચિત જણાય છે પાછલા ભાગમા ઘણું પાનાં કોરાં છે

---

## અં. ૧૩૨-ક-ભાગવત પ્રથમ સ્કંધ-(ગુ. આ.)-વિપ્ર વલ્લભ-પૃ. ૧૪-૨૬-(તુટક)

**વિશેષ-૧.** પહેલા સ્કંધના અગીઆરમા અધ્યાયથી તે અઢાર અધ્યાય સુધીનો ભાગ આ પ્રતિમાં છે. ૧૯ મો અધ્યાય પડેલો છે. એટલે રચનારનું નામ કે રચનસંવત જણાતાં નથી

૨ "ગુજરાતી પ્રિન્ટીંગ" પ્રેસના "પદબંધ ભાગવત"ની પ્રતિ જોતાં આ પ્રતિ તેને મળતી આવે છે, જોકે કોઇક કોઇક કડીનો ફેર છે, તેમ પાઠાંતરો ઘણાંક છે, પરંતુ કવિ વલ્લભની આ કૃતિ હોવાનું સમન્વય છે.

૩ કડીસંખ્યા નોંધેલી નથી, તેમ રાગનું નામ પણ નોંધેલું નથી. પ્રતિ ઘણા જ ચોખ્ખા છૂટા અને મોટા અક્ષરે લીટી દોરીને લખેલી છે.

---

## અં. ૧૩૨-ખ-રામાયણ-(ગુ. આ.)-વિષ્ણુદાસ-પૃ. ૨૬-૧૦૧

**આરંભ**-શ્રીગણેશાય નમઃ ॥ અથ રામાયણ લખુ છે ॥

ધંન્યાશ્રીઃ પ્રથંમે વર્ણવુ ગુરૂ ને ગંણપતી, ભજતાં ભાવશું રે સુરીનર સર્વકો ધાએ ૧
ધાએ સુરીનર સર્વકો, હરીભગતનો ઉપદેશ મન તણા મનોરથ પૂરજો
ગૌરીપુત્ર ગણેશ ૨

હુ અલપબુધી આદર ધરીને પ્રેમે કરૂં પ્રણામ
રઘુનાથજીનાં ગુણ બોલવા મારી પુરણ કરજો ચીત હામ ૩
હંશવાહની હરખે સ્તવુ, મનધરીને અતીઓ હોલાસ
મુને માતાજી કરજો કૃપા કરજોડી કેહે વીષ્ણુદાસ ૪
હવે અજોધ્યા કાંડની પાવંન કથા બોલીશું જેહ
નરનારી જે શ્રવણે ધરે અભવાશ ન આવે તેહ ૫

× × × ×

આદે કવી વાલમીક રૂષી તેહને કરૂં નમસ્કાર
શતકોટી રામાએણુ તણો તેણે કરો વીસ્તાર ૭
વાલ્મીક રૂષીને આશ્રમે પધાર્યાં નારદ રૂષી એક વાર,
આવર્જના કીધી ઘણી મંન પ્રેમ ધરી અપાર ૮

**અન્ત**-(ધંન્યાશ્રી) રથે બેશી પછે ભર્થ શત્રુઘંન શીઘ્રે તાંહાં શધાવ્યા
શૈન્ય સુભટ શરવકો સાથે નદીગ્રામ માંહાં આવ્યા ૨૧

× × × ×

રામકથાથી જનકોટીનાં હારૂણ દુરીત થાંયે
ધર્મ અર્થ ને કાંમ મોક્ષ તે ચ્યાર પદારથ પાંમે ૨૯

ઉથલોઃ ચાર પદારથ પાંમે જે કો રામકથા ચીત માંહાં ધરે
વીષ્ણુદાશ કેહે તેહને શ્રી રઘુવીર કૃપા કરે ૩૦ ॥ કડવા ૩૮ ॥
ઇતીશ્રી અજોધ્યા કાંડ......શ્રી રામચંદ્ર દેવ ॥ માહાપાતકનાશનં ॥

વિષયાદિ-૧ આ વાલ્મિકી રામાયણના અયોધ્યા કાંડનો સાર છે. રામ વનવાસ ગયા પછી ભરત અને શત્રુઘ્ન તેમની પાછળ મનાવવા ગયા. પરંતુ રામની આજ્ઞાથી તેમની પાદુકાને રાજગાદી ઉપર મૂકી, રાજ્ય અમલ ચલાવવાનું ઠરાવી, પાછા આવી ભરત નંદીગ્રામમાં રહ્યા, એ પ્રસંગ આમાં તરવાયેલો છે.

૨ કડવાં ૩૮ છે. કવિ વિષ્ણુદાસના આખ્યાનને અંતે એક કડવામાં બધાં કડવાંના રાગ અને વિષયનું સાંકળીયું તારવવાની પરિપાટી જાણીતી છે, પરંતુ પ્રસ્તુત પ્રતિમાં એ પરિપાટી જળવાયલી જણાતી નથી તેમ કુલ કડીસંખ્યા કવિઓળખ અને રચનસંવત આદિ અંશો પણ નોંધેલા નથી.

વિશેષ-૧. પ્રતિ મોટા મોટા અક્ષરે લીટી દોરી લખેલી છે. તે સમયના પ્રમાણમાં જોડણીનો મુદ્દો અલગ વિચારતાં, પ્રતિ શુદ્ધ છે;

૨ આ આખ્યાન પ્રકટ થયું નથી. લહીઆએ પ્રતિને સુશોભિત કરવા કડવાં અને રાગ લાલ શાહીથી લખ્યાં છે; તેમ આખ્યાનના આરંભમાં અને અંતમાં લાલ શાહીથી ફૂલો પણ કાઢયાં છે. ૧૪ થી ૩૮ સુધીનાં કડવાંમાં લગભગ દરેક કડવાને અંતે વિષ્ણુદાસનું નામ મુદ્રિત છે.

૩ કવિની વાંણી સરળ અને કંઇક રસભર પણ છે.

---

## અં. ૧૩૨-ગ-અરણ્યકાંડ-(ગુ. આ.)-વિષ્ણુદાસ-(ર. સં. )-પૃ. ૧૦૨-૨૭-(તૂટક)

આરંભ-શ્રીગણેશાઅ તમહાં । શ્રી શારદાઅ નમહાં ॥ શ્રી ગુરૂભ્યો નમહાં ॥
પ્રથમે વીનાએક વીનવુ શૈલસુતા તમને સ્તવું,
જેમ કવું રામગુણ વીસ્તાર રે. ૧
દુંદાલ દેવ દયા આંણી નીજ શેવક મુજને નાંણી,
મુખ. વાંણી. આપો. પર્મ. કીપા. કરો.
ઢાલ-કૃપા કરી દયા આંણો મુખ દયા કરી દેવેશ
શુભ કાર્જ પ્રથમે આરાધુ ગૌરી તે પુત્ર ગણેશ

× × × ×

શાંભલતાં સુખ શર્વ પામીએ કહે સેવક વીષ્ણુદાસ ૪
માતા કેરે વચને સંમજી નીજ ભરો કીધું મંન
લક્ષ્મણ ને જાનકી સંઘાથે જઈ.વશા તે માહા વંન ૫
ચીત્રકુટ ગીરી જઈ રહ્યા શ્રી રામજી ભક્ર વાલી ૬

અન્ત—રામનામ શાંભળતાં પંખી આવ્યો માર્ગ જટાએ ૨૩
જુવે તો જાનકી હરીને લંકાં લુપ લઇ જાએ ૨૪
પાંખ હલાવી રજ રાખો પછી પંખી બોલ્યો એમ
અરે પાપી જાંનકી હરી મુજ આગળ જાઇશ કાહિ ૨૫
× × × ×
બીજી પાંમે મની છત્ર ક્ષણુ માંહા ધર્મ જતાં નાહાશ
રાવણુ કેરી ગદા ચુકવી તવ ઉઠ્યો આકાશ ૨૯
દાશ નંદે શત બાંણુ પાડ્યાં માહા તીવ્ર તાંહાં જેહ

**વિષયાદિ**-૧. આ રામાયણુના અરણ્યકાંડનો સાર છે. આમાં પંચવટી અને દંડકારણ્યમાં રામ વનવાસ રહેલા હતા ત્યાં મરીચીને સુવર્ણમૃગ કરી, સીતાનું મન લોભાવી, રામચંદ્રને તેને મારવાને પ્રેરાયા અને રાવણુ એકદમ આવી સીતાને હરી ગયો, એ પ્રસંગ વર્ણવેલો છે. જટાયુ પક્ષી રાવણુને સીતાને હરી જતો અટકાવવા મથે છે, ત્યાં સુધીનો ભાગ લખાયલો છે. પછીથી પ્રતિ તૂટક છે.

૨. કડવાં ૧૪ની કડી ૨૯ સુધીનો ભાગ છે.

**વિશેષ**-પ્રતિની નોંધ માટે જુઓ ઉપર અંક ૧૩૨-ખ.

---

## અં. ૧૩૩-ક-કર્ણપર્વ-(ગુ. આ.)-વિષ્ણુદાસ-(ર. સં. ૧૬૫૫)-(લિ. સં. ૧૭૧૩)-પૃ. ૧૨-૭૭-(તૂટક)

આરંભ-(કડવાં ૫ ને ૬ ઠ્ઠાની ૬ કડી પછીથી રીતસર આરંભ નથી.)
પ્રભાત કાલ હવો સહુ ચાલ્યા કરવા માહા સંગ્રામ
દુર્યોધન પાંડવ જીત્યાની કરી હદિશૂ હામ ॥૭॥
ત્યારિ કર્ણ કિહિ માહારી વીદ્યાનું સકલ કાર્ણ દેખાડું
કિ પાંડવ મુઝનિ મારિ કિ હુ તેહનિ નાશ પમાડું ॥૮॥
યાગિ ઈંદ્રિ ધનુષ સમર્પ્યું ફરશુરામનિ હાથિ
તે હવાગ્ય કરિ અહી યુદ્ધ કરવું પાંડવ સાથે ॥૯॥
× × × × ×
દુર્યોધન કિહિ અહો શલ્ય તું સાંભલ્ય સત્ય ઉપાય
તે માહિ હવિ કર્ણ તણું સારથીપણું કરવ રાય ॥ ૫૭ ॥
રુદ્ર રૂપ કર્ણ ભઝિજિ તું તે વીરંચી સમાંન્ય
તેણિ ત્યાંહાં કરયૂં તિમ સિ કરવૂં કાર્ય નીદાંન્ય ॥ ૫૮ ॥
તે માહિ વલી સાંભલ્ય તુઝને કહુ એક અ(ઇ)તિહાસ
દુર્યોધન રાજા ઇમ બોલિ કિહિ સેવક વીષ્ણુદાસ ॥ ૫૯ ॥
કડવાં ॥ ૬ ॥ ॥ પદ ૨૬૪ ॥

અન્ત–કર્ણ રણમાં પડ્યો જાણી પાંડુના દલ માંહિ
નીસાંણુ બહુ વીધી ગડગડિ જય શબ્દ વર્તે સાંહિ ॥ ૨૩ ॥
રજની વીપે વીશ્રાંમ કીધો આશ્રાંન થયા તતષેવ
એહવિ કર્ણપર્વ તણી કથા પુરણ હવી અવશ્યમેવ ॥ ૨૮ ॥
એકમનાં એ સાંભલિ આદર કરીનિ એહ
બ્રહ્મહત્યા આદિ દેઇ નિ પાપ છૂટે તેહ ॥ ૨૯ ॥
ઉથલો–સર્વ પાપ છૂટિ તે હરે તેહમાં કાંઈ સંધે નહીં
વીષ્ણુદાસ કેહે એહવી બુદ્ધમાંને મિ સહિ ॥ ૩૦ ॥
કડવાં ॥ ૩૭ ॥ પદ ॥ ૬૩૦ ॥

રાગ પ્રભાત–સંજે બોલ્યા સાંભલ્ય રાય સાર પછી શો થયો ઉપાય ૧
શલ્ય યુદ્ધ કરશે ઘણું સાંપ્રત સૈન્ય કરો આપણું ૮
એહવી યુધીષ્ટરની સુણતાં વાણ્ય યોદ્ધ સર્વ આવ્યા નીર્વાણ્ય ૯
થશે યુદ્ધ દારૂણ અતિ ત્યાંહિ શલ્ય રહી ભડશે રણ માંહિ ૧૦
તે શલ્ય પર્વમાં કથાસબંધ કવીતા કિહુ બાંધીશ પ્રતિબંધ ૧૦
સંવત સોલ પંચાવન સાર ચેષ્ટ સુદ ચોથ્ય શનવાર ૧૨
તે દીન પૂર્ણ થઈ એ કથા બુદ્ધયમાંને બોલીશ સર્વથા ૧૩
ગાય સાંભલે તેહને વૈકુંઠવાસ બેહુ કર જોડી કિહિ વીષ્ણુદાસ ૧૪

કડવાં ॥ ૩૮ ॥ ॥ પદ ૧૬૪૪ ॥ ઈતીશ્રી મહાભારતે કર્ણપર્વની કથા સંપુર્ણ ॥ ॥ સંવત ૧૭૧૩ વ્રષે ચૈત્ર શુદ દ્વીતીયા વાર શુક્રે ॥ લપીતં ગોપાલ ગીર સંન્યાસી.

**વિષયાદિ–૧** આ મહા ભારતના કર્ણ પર્વનો સાર છે. સોળમે દિને દ્રાણ ગુરૂ પડ્યા પછી બે દિવસ કર્ણે દુર્યોધનની સેનાનું સેનાપતિપણું ગ્રહી, અર્જુન સાથે માંડેલો અને મચાવેલો દારૂણ રણસંગ્રામ, કર્ણનું અર્જુનને હાથે પતન, અને રોધ્યે ૧૭ મા દિવસે કર્ણનું લીધેલું સેનાપતિપદ–એ પ્રસંગ આમાં વર્ણવેલો છે.

૨ કડવાં ૩૮ છે, કુલ કડી ૧૩૪૩ છે; પહેલાં પાંચ કડવાં અને છઠ્ઠા કડવાની ૬ કડી, એટલે ૨૧૧ કડી છે એમ છઠ્ઠા કડવાને અંતે નોંધેલી કડીસંખ્યાથી જણાય છે. રાગ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે.

૩ ભાષા સરળ અને સુરસ છે તેમ જૂની ગુજરાતી છે. પ્રતિ ૧૭૧૩ ની ગોપાલગીર સંન્યાસી(દશનામી ગૃહસ્થી સાધુ)ની લખેલી હોઈને રૂપાખ્યાનોની જોડણીમાં લગભગ શુદ્ધ અને ચોક્કસ છે. બાકી તત્સમ શબ્દોના ઈકાર દીર્ઘ વચ્ચે વચ્ચે જણાય છે, લહીઓ તેમાં અચોક્કસ છે પરંતુ પ્રતિ એમ સ્પષ્ટ નિર્દેશે છે કે વિષ્ણુદાસના સમયની લેખનશૈલિ જૂની ગુજરાતીની હતી અને તે સાધુ–સંન્યાસીએ, નહીં કે જૈન વા શ્રાવક લહીઆએ, લખ્યાથી, બ્રાહ્મણી કે જૈની લિપિનો ધખારો નિરાધાર અને નિર્ભ્રાન્ત કરે છે.

વિશેષ–૧ પ્રતિ સ્પષ્ટ બાલબોધ અક્ષરે લખેલી છે. દરેક પાને ૧૩–૧૩ લીટીની શરા આવે છે. વળી સારી દેખાય તે માટે લહીઆએ કડી છઠ્ઠીની આસપાસ લાલ લીટીઓ કરી છે તેમ રાગના નામના અક્ષરો પણ એક કાળો તો બીજો લાલ એમ લખ્યો છે.

૨ આખ્યાન રસભર અને વિષ્ણુદાસનું આખ્યાન થોડું હોવાના ભ્રમનો નિરાસ કરે છે. આ કવિએ આખુંયે મહાભારત લખ્યું હોવાનો પાકો સંભવ સમજાય છે.

૩ પ્રતિ બાંધતાં બંધારાએ ૪૧–૪૩ બે પાનાં ઉંધાં બાંધ્યાં છે. પ્રતિ જુની છે. વચ્ચે વચ્ચે પાનાં ખવાયાં છે અને ફેરીથી કરપાયાં પણ છે.

---

## અં. ૧૩૩–ખ. યુદ્ધકાંડ-(ગુ. આ.)-વિષ્ણુદાસ-(ર. સં. )
## પૃ. ૧-૩૧- (તૂટક)

આરંભ–શ્રી ગણેશાય નમઃ ।। શ્રી રઘુનાથનું ચરીત્ર જુધકાંડની કથા ।।

રાગ કેદારોઃ પ્રથમે વીનાએક વીનવૂં ચરીત્ર નીસંગ અનુભવૂં ।।

ગુણ સ્તવું સ્વામી સુભ મતી પામવા રે ।। ૧ ।।

રામકથા જેમ વીસ્તરૂં તવ ચરણે

હૂં ચીત ધરૂં સ્તવન કરૂં ભવશંકર જો ભાજવારે ।।૨।।

હજો જૂધકાંડની કથા શંત જન સાંભલજો શ્રવકોએ ।।૬।।

તાતવચનથી વન વશા રે લખમણ નિ રઘુવીર

રાવણ સીતા હરી ગયા રે છેદૂવા થયા રણધીર ।।૮।।

× × × ×

તણે રામે શ્રીરામચંદ્રનૂ શેન સબલ જેહોએ રે

ટોલે મલીને જૂધ કરવા ચાલુ શ્રવ કોએ ।।૫૯।।

ઉથલોઃ ચાલુ તે શ્રવકોએ રામરાગણ હે માહા પ્રાક્રમ બળહારી

કહે વીષ્ણુદાસ વડા સુભટ તે વાત કહુ વીસ્તારી ।।૬૦।। કડવૂં ૧।।

અન્ત–(બાંધનારે આ ભાગ પહેલો બાંધ્યો છે અને પાનાનો ક્રમ પણ ઉલટો છે)

શ્રી વીરણુ કહે દસરથ તણા કુલે અજ......માહ

નત જાણુ જેમે અજથી અવતાર લીધો તાહ ।। ૪૬ ।।

જો ચતૂર દાક...હી બહૂ કારજ કરવા શોય

તે મે રીછ વાનર આજથી જાઓ અ શ્રવકોય ।। ૪૭ ।।

મુને એહવૂં કહી નાર વલા શતમાનને પ્રતીબોધ

જો કુશલ રીછે રાણે જીતો મેહેલ મનથી ક્રોધ ।। ૪૮ ।।

ઊથલો–મેહેલ મનથી ક્રોધ ભાઇ કુંભકર્ણે વાણી કહી

વીરણુ દાઇ...અવતરા તે રઘુપતી જાણે રાહી ।। ૪૯ ।। કડવાં ૧૨

વિષયાદિ-૧ આ, રામાયણના યુદ્ધકાંડનો સાર છે. રામ, સુગ્રીવ આદિ વાનરોની મદદથી સેતુબંધ રામેશ્વર પુજ્યા અને સેતુ બાંધી રાવણ સામે યુદ્ધ આરંભ્યું, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે. પ્રતિ ત્રુટક છે. કુંભકરણને જગાડી રણમાં આણવા મોકલે છે ત્યાં સુધીનો પ્રસંગ આ પ્રતિમાં છે. કુંભકરણ અને રાવણની ઉત્પત્તિનું કથાનક અધુરૂં રહેલું છે.

૨ યુદ્ધકાંડનાં ૧૨ પર્વ છે. રાગ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે. પ્રતિ ત્રુટક હોવાથી કુલ કડવાં, કડીસંખ્યા, રચનસંવત વગેરે ઉલ્લેખ મળી શકયા નથી.

૩ ભાષા જૂની ગુજરાતીના અવશિષ્ટ સંસ્કારવાળી છે. અઢારમી સદીના અંતમાં લખાઇ હોવી સંભવે છે. પ્રતિ ગુજરાતી ભાષાબાંની લિપિએ લખેલી છે. "શાહ દુવારકાદાસ રૂપજીએ લખી છે." એવો ઉલ્લેખ પહેલા પાનાના મથાળે છે. કર્ણ પર્વ પછી એક પાનું કોરૂં છે. અને તે પછી આ આખ્યાન લખાયલું છે વચમાં પાનાં ૧૩-૧૪-૧૫ ઉંધાં બાંધેલાં છે, તેમ છેવટનાં બે પાનાં ૨૯-૩૦ ફાટેલાં હોઈને બંધારાએ (કર્ણપર્વ) પહેલાં બાંધી લીધાં છે.

---

## ગ્રં. ૧૩૪-ક-આખ્યાન-(ગુ. આ.)-પ્રેમાનંદ-(ર. સં. ૧૭૪૨) (લિ. સં. ૧૮૦૭)-પૃ. ૧૪-૧૦૩-(ત્રુટક)

આરંભ-(કડવાં ૧૩ ને ૧૪માની ૨૦ કડી પછાથી રીતસર આરંભ નથી.)

આ વનમાં જન કો આવ્યો છે......(બોલી કરે આ) કાંવેજી ॥ ૨૧ ॥

ઉથલો-આ કાળે ... ...જુએ વનમાં ફરી ફરી

હં.(સ)......બ્યો હલવત સુ વર્ણવું તે સુંદરી રે ॥ ૨૨ ॥કડવાં ૧૪ ॥

રાગ ધન્યાશી-ભુપ મે દીઠી ગીરવીઇ ઘેલડી ॥ રાપી બે મધે ઉભી અલબેલડી ॥

કંદલીરથંભા જુગ્મ શાહેલડી ॥ વીએ વેદરભી કનકની વેલડી ॥ ૧ ॥

દોહ ॥ વેલ જાણે હેમની અવેલ ફુલેફુલી ચક્રીત ચીત થઉં તવ માહારૂં ગયો દ્રુતતવ ભૂલી ॥ ૨ ॥

અન્ત-કરકોટક ને નલદમયંતી સુદેવ રીતુપર્ણ રાએજી ॥

એ પંચ નાંમ લીજે સુતાં જાગતાંથી કલીજુગ જાએજી ॥ ૪૧ ॥

વીરક્ષેત્ર વડોદરા મધે ગરડ દેસ ગુજરાતજી

કૃષ્ણાસુત કવી પ્રેમાનંદ વાડવ ચોવીશા ન્યાતજી ॥ ૪૨ ॥

સંવત ૧૭૪૨ વર્ષે પોશ સુદ બીજ ગુરૂવારેજી ॥ ૪૪ ॥

દ્વીતીઆ ચંદ્ર દરશણની વેલા થૈ કથા પુરણ વીસ્તારજી ॥

વ્રધ બાલક નરનારી જોવંન સ્નેહે કથા શાંભલો શારજી ॥ ૪૫ ॥

તે નર અંતે પાંમે પદને વૈકુંઠ કેરો વાશજી

બ્રમહત્યાદીક પાતીક જાશે દેહે રહેશે હરીને પાશજી ॥ ૪૬ ॥

ઉથલોઃ રાધાવર પદ પાંમશે સાંભળતાં પદબંધ રે
શ્રોતા જંન હવે હરી જપો એમ કહે ભટ પ્રેમાનંદ રે ॥ ૪૭ ॥
કડવાં ૬૫ ॥ ઇતી શી રાજા નલનુ આક્ષાંન શપુર્ણ ॥ થઉ છો ચોપૈ ૧૪૮૦ ॥
સંવત ૧૮૦૬ ના વરસે શાવણ સુદી ૧૫ વાર શુકરે આખ્યાન નળનુ સપુર્ણ ॥

વિષયાદિ–૧ આ, મહાભારતના અરણ્ય(વન)પર્વની નળ રાજાની કથા છે.

૨ કડવાં ૬૫ અને કડી ૧૪૮૦ છે. બૃ. કા. દો. ભાગ ૧ લામાં (પા. ૧૧૪–૨૧૬) આ આખ્યાન પ્રકટ થયું છે. તેમાં અને આમાં મુખ્યત્વે એક કડવાનો ફેર છે. આમાં ૬૫ કડવાં છે ત્યારે બૃ. કા. દો. માં ૬૪ છે. છાપેલામાંના ૬૦ મા અને ૬૨ મા કડવાની વચ્ચે, પ્રસ્તુત પ્રતિમાં ૬૧ મું કડવું વધારે છે. તેનો આરંભ અને અંતઃ

રાગ કેદારોઃ આસંન મુકી આવવા ઉઠી નમી ચર્ણે જોડી હાથ
વપરીત વેષ મુકો મારા શંમ ઓલક્ષ્યા હો પ્રાંણનાથ ॥ ૧ ॥

ઉથલોઃ દાશી ગઈ રાજા ભંણી લેવાને વધાંમણી
કેહે ભટ પ્રેમાનંદ હવે કથા કહુ તેહ તણી ॥ ૯ ॥

૨ વળી છાપેલી પ્રતિ કરતાં કડીઓમાં કેટલોક ફેર તેમ પાઠાંતરો પણ ઘણાં છે. દા. ત. છેલ્લા કડવાની ૪૬–૪૭ની કડી બૃ. કા. દો. ભા. ૧ લામાં નથી; તેમ એ પ્રતિમાંની બે ત્રણ કડી પ્રસ્તુત પ્રતિમાં નથી.

વિશેષ–૧ પ્રતિ માથાબાંધી ગુજરાતી લિપિએ લીટીઓ આંકીને સ્પષ્ટ અક્ષરે લખી છે; છતાં કેટલાક શબ્દોનો મરોડ બાલબોધ લિપિનો છે. માત્ર પહેલાં ૧૩ પાનાં નથી, તેમ ૧૪મું પાનું કરપાયલુ છે.

૨ પ્રતિના આરંભમાં નરહર કાહાંનનો આ હિંદી છપ્પો છેઃ
સરસર હંસ ન હોત રાજગજ લાજ ન દર દર ॥

તે પછી આ દોહરો છેઃ
જાતે બનારશ કારશ કહારી કહુ પરમુલક જાઅકે હજારાં વાત કહીએ;
બેર બેર બર જુતુ મેરા કહાં માન કાહાન નોકદારને તો શુ ખબરદાર રહીએ.

પછી આ આખ્યાનના અંતમાં આ કવીત અધુરૂં છેઃ
કદનમ૭ ગીરી પર ચડી અમધ છોડ રઘુનાથ
ઉપરાંત એક સુરણ, અને ચૂડા ઉતારવા લાડડાને પાવાનો રસ લખ્યો છે.

---

## નં. ૧૩૪–ખ–અભિમન્યુ આખ્યાન–(ગુ. આ.)–પ્રેમાનંદ–(ર. સં. ૧૭૨૮)–પૃ. ૧૦૪–૧૬૦

આરંભ–શ્રીગણેશાહે નંમઃ......અથ આક્ષાંન અભીમંનનુ લીપતે ॥
રાગ કેદારો–શ્રી શંભુસુતને રૂદે ધરી વર માગુ વેગે કરી
શ્રી હરી ગાવાની ગત આવડે રે ॥૧॥

કમલાસના કુઆરી વાંણી દાતા તું પરી વાઘેસ્વરી
વીદ્યા તમ જોતાં જડે રે ॥૨॥

દાલ ॥ જડે વીદ્યા નીરમલી ॥ શરસ્વતી હોએ તુષ્ટમાંન
પદબંધ કરવા ઇછું છઁ અભીમનનું આક્ષાંન ॥૩॥

અન્ત—વૈશંપાયન બોલીઆ સુણ જનમેજે રાય
પણ એ અહીથી પુરણ થઉ અબીન(મ)નુ આક્ષાન ॥૨૭॥
એકાંવન કડવાં રાગ શતર ચાલ છે છતરીશ
પંણ પદબંધ ચોપૈની શંક્ષા એક શેહેત્ર ને પાંતરીશ ॥૨૮॥
વાડવ ગ્ન્યાતી ચતુરવંશી વીપ્ર પ્રેમાનંદ
એકવીસ દિવસે કૃષ્ણકીપાથી બાંધીઓ પદબંધ ॥૨૯॥
કવતા કવીતા કૃષ્ણજી નિમિત્ત માત્ર તે હુંઅ
પણ આચરે અવીનાશનો કવીજન જોડે શુંઅ ॥૩૦॥
મહીમા શ્રી કૃષ્ણજીનો શાંભળો થૈને પવીત્ર
મહાભારથ ઉધ્યોગ દ્રોણપર્વે અભીમનનુ ચરીત્ર ॥૩૧॥
શંવત શતર અઠાવીશે શાવણ સુદી દ્વીતીઆહે
તે દાઢે પુરણ થઉ અભીમનચરીત્ર મહીમા એહ ॥૩૨॥

વલણ ॥ ચરીત્ર મોટુ અભીમનનું પૂછ્યું છે પ્રેમે કરી
ભટ પ્રેમાનંદ એમ આચરે તાં બોલો જે શ્રીહરી ॥ ૩૩ ॥
એ આક્ષાંન જે સાંભળે શીખે ભણે ને ગાએ
તેહને પુત્રજ એટલુ નીત્યે પુજે હરીના પાએ ॥ ૩૪ ॥
કૃષ્ણજીની કીપાએ કરીને નીષ્ટે વૈકુંઠ જાએ ॥ ૩૫ ॥ કડવાં ૫૧ ॥

**વિષયાદિ-૧** અભિમન્યુએ કોઠાયુદ્ધ કૌરવ પક્ષના દ્રોણ આદિ સાત અતિથી યોદ્ધાઓ સામે લડતાં પ્રાણ સમર્પ્યો, એ પ્રસંગ મહાભારત દ્રોણપર્વના આધારે વર્ણવ્યો છે.
૨ કડવાં ૫૧, કડી ૧૦૩૨ છે, ૧૭ રાગ અને ૩૬ ચાલ છે. બૃ. કા. દો. ભા. ૨ માં આ આખ્યાન પ્રકટ થયું છે તેમાં અને આમાં કેટલોક ફરફેર તો પાઠાંતરભેદ પણ છે. તેમાં કડીસંખ્યા આદિનો ઉલ્લેખ આમ છે:

સુગમ છંદ એકાવન કડવાં એક પદ ત્રણ સવાય
પંચ સાખી એક કડખો એક પચ દુહાય
રાગ સતર બીજી ચાલ છે ચોવીશેએ સંક્ષેપ સાર
અગીઆરશે ચોપાઈ એની જાણજો નીરધાર

આ કથનને સરખાવો ઉપરની ૨૮ મી કડીઓ સાથે; ક્યાં ૧૦૩૫ ને ક્યાં ૧૧૦૦; ૩૨ મી કડીમાં 'સંવત સત્તર અઠાવીશે' અને "શાવણ સુદ દ્વીતીયા" છે, ત્યારે બૃ.

કા. દો. ભાગ ૨ માં "સંવત સતરશેં સતાવીશમાં" અને "શ્રાવણ સુદી પંચમીએ' છે; વળી ૩૪–૩૫ બૃ. કા. દો. ૨ માં નથી. ૩૯ મું કડવું (બૃ. કા. દો. ૨ પા. ૧૭૩) આ પ્રતિમાં નથી, કડવું ૪૦ અને ૪૧ પાના ૧૭૯–૮૦ ની પાદનોંધમાં આપેલાં છે તે આ પ્રતિમાં ૩૯–૪૦ છે. બૃ. કા. દો. મૂળમાં છે તે કડવાં આમાં નથી, તેમ એ કડવાંની કડીસંખ્યા ઘણી જ ઓછી છે. ૩૯ માને મથાળે છંદ ભુજંગની ચાલ છે, બૃ. કા. માં રાગ મારૂચાલ-ત્રસરી છે; ૪૦ માને મથાળે જ્યારે છંદ ત્રેહેતાલો છે ત્યારે બૃ. કા. માં 'રાગ મારૂ' વગેરે છે. આવાં કેટલાંક કડવાંફેર છે. હિંદી કડવું પ્રસ્તુત પ્રતિમાં નથી.

**વિશેષ**–૧ પ્રતિ ગુજરાતી માથાબાંધી લિપિએ લખેલી છે, પણ વચમાં પાનાં ૧૯ થી ૩૧ બાલબોધ લિપિએ લખવાનો જો કે લહીઆએ પ્રક્રમ કર્યો છે છતા ગુજરાતી અક્ષર માથાબાંધી લિપિએ લખાઈ ગયાં છે. પાનાના અંક ૧૦૪ અને ૧ થી શરૂ કરી ૧૩૧ અને ૩૩ સુધી આંકી પછીથી પાનાના આંક લખ્યા નથી .

૨ આખ્યાનને છેડે ૯ 'ગીનાન' લખ્યાં છેઃ

ગત લેહેણ એક ૧) ગીનાન, ગોપ લખ્ય અભે ૨) ગણીજે
ગંગ નીરમલ કહુ મોહે ગુણ પત ચોખડ ૪) પણીજે
પાપહર જુએ પંચ ૫) પનાખર ૬) કેવલપાસ
તતે સતકુળ તાર ૭) તપન અંડેશ રતતાઆ ૮)
તાગવટ વરણ ૯) નવતરણ જુગ ભખ ફૂરણ
શત જુઓ શાર બંધ કવિત રચુ આ ભણે .

---

## અં. ૧૩૪–ગ–સુદામાચરિત્ર–(ગુ. આ.)–પ્રેમાનંદ–(ર. સં. ૧૭૩૮)–પૃ. ૧–૧૮

**વિશેષ**–બૃ. કા. દો ભાગ ૧લાને મળતું છે. રચનસવતની તિથિ સબંધમાં એ નોંધવાજોગ છે કે બૃ. કા. માં "તિથિ તૃતીયા ને ભ્રગુવારે" છે, ત્યારે પ્રસ્તુત પ્રતિમાં 'ગુરૂવાસર' છે.

---

## અં. ૧૩૪–ઘ–કૃષ્ણભક્તિનાં છૂટક પદો–હિં. તથા ગુ.–પૃ. ૧–૭

**વિશેષ**–હિંદોળાનાં પદ છે. ખમાયચી (હિં) કુમનદાસ કડી ૨; ૨ કાફી, (હિ) રસિક કડી ૧૦; રાગ અડાણો (હિં) સૂરદાસ, કડી ૨; ૧ રાગ અડાણો (હિં) ગદાધર, કડી ૩; ૧ રાગ કલ્યાણ, (હિં) કૃષ્ણદાસ, કડી ૨.

રાગ બીલાવલ, નરસિંહ મહેતો
ઝૂલે હિંડોલે પ્રેમસુ ॥ બેહુ સરખે તે સરખ જોડ રે ॥ઝૂ૦॥
ઝૂલે છે રાધાજી પાતલા રે સામળિયાસુ કરતી હોડ રે ॥ઝ૦॥૧
સહુ ગોપી ઘાલે ધૂમણી રે તે કરતી મોડામોડ

હિંદોળો ગગને ચઢયો રે રખે પડતા શ્રીરણછોડ રે ॥ ઝૂ ॥૨॥
તમે નીરષોની કૃષ્ણ કોડામણા છે એહેની પ્રભુ તામારે નથી કાંઇ ખોડ
ચરણે તમારે રાખજો રે નરસૈયોૈ કેહે કરજોડ ॥ઝૂ૦॥૩॥

૧ રાગ સોરઠ, (હિં), મગનિદાસ કડી ૬; રાગ કાફી (હિં), કૃષ્ણદાસ કડી ૪;
૨ રાગ કેદારો (હિં), રસિક, કડી ૨-૨; ૨ રાગ કેદારો, (હિં), કુમનદાસ; ૧ (હિં)
ગદાધર, નરસિંહ મેહેતો

શપી શાવણ માસ શોહામણો, શોહામણો, બીજ સરવ સાથ,
પરમ શોહાગન શાંમાંજી કોડામણો છે પ્રાણનાથ ॥૧॥ શપી
શદા રમણ વૃંદાવન શોભે નીત પત રાશ વીલાશ (કડી ૭ છે.)

... ... ... ...

૧ રાગ જેવતી (હિં) નંદદાસ; ૨ ખમાયચી (હિં) કિશોરીલાલ; ૩ (હિં) રૂપલાલ;
૧ (હિં) કવિનું નામ નથી; ૧ (હિં) માલકોસ જીવન ગિરધર; ૨ (હિં) બિહારીદાસ;
૧ (હિં) જીવન ગિરધર.

રાગ મારૂ (નરસિંહ મહેતા)

૧ હિંદાલે હીચે રે રંગે સુંદર સામલીયો ને રૂપમાં શોભના સંગે ૧

... ... ... ...

ભણે નરસિંહો બલા ભુલા તે વનિતાએ વસ કીધો ૫
૨ હિંદાલે જોવાને ચાલો થંભ ઘણું રે સોહામણો

... ... ... ...

દેવતા સઘલા વીસ્મે પામા તાંહાં દીસે નારસિંહો દાસ ૫
૩ હિંદાલે હિંચતાં રૂડા ઓહોડી મોડાવીને મચકો કરૂં રે
ખલકાવું ચુગે રે ॥હિં॥૧

... ... ... ...

નારસિંહાચો સ્વામી ભલે મલીયો નાગર નંદકીસોર ॥૫॥
૪ હિંદાલે હિંચતો સામલીયો સામલડી સોહતી રે

... ... ... ...

ભણે નારસિંહો અંગોઅંગ ફુલી નીરખી નારી નાથ સબલો રે
૫ ઝૂલે હિંચોળે મારો વાહાલો
પદ ૩ જી કડીથી અધુરૂં છે.

---

## અં. ૧૩૫-ક-અભિમન્યુઆખ્યાન-(ગુ. આ.)-પ્રેમાનંદ-(ર. સં. ૧૭૨૭)-(લિ. સં. ૧૮૩૬)-પૃ. ૫-૯૭ (તૂટક)

આરંભ-(કડવાં બે આખાં અને ૩જાની ૭ કડીઓ નહીં હોવાથી રીતસરનો આરંભ નથી)

ડાં થઓ જુધનો આરંભ ॥૮॥
તાંહાં ખણુ ખેડાં અને ફ્રરશી ઝલકતી તરવાર
જુગદીશના પ્રેરા જાદવ કરે મારામાર ॥૯॥

× × × ×

વલણુ-લુટી લીધૂ નાર (નયર) નાઠી એક દાનવની નાર રે
તેના ઉદર માંહે ગ્રભ હુ તો તે ગઈ પીહેર મુઝાર રે ॥૪૦॥
કડવાં ॥૪॥ પદ ૫૦॥

અન્ત-જુગમ છંદ એકાવંન કડવાં પદ એક ત્રણુ શવાઅ
પંચ શાખી એક કડખો પંચ દૂહા ગાંઆ ॥૪૦॥
રાગ શતર ને તેહની ચાલ છે ચોત્રીશ
પદ ચોપૈયની સંક્ષા કહીએ એકશેહેસ્ર ને પાંતરીશ ૩૧

× × × × ×

વવણુ-પ્રાક્રમ કયા અભીમંનની તે કવી છે પ્રેમાનંદ કરી
જંત પ્રેમાનંદ ઓચરે શોતાજંન બોલ્યો હરીહરી ૩૬॥ ॥કડવાં ૫૧॥

ઇતિશ્રી અભીમંનનું આક્ષાંન શંપુરંણુ શંમ્પાપ્રત થઉ છે......સાહામી જેહવી પ્રત હુતી તેહવૂં લખુ છે. કડીબંધ ની બેશે તો ગાલ મો દેશો...ઘણીએ· કેહું જે જેવો એમા લ્ખેલું છે તેવૂં લખશો અજાણુ બૂધીએ લ્ખૂ છે કામણેજ· વાશી ટલાટી નથુ જગદીશે લ્ખુ છે...એ ચોપડો કામણેજવાશી શોની જગ· જીવન નથુનો છે...શા. ૧૮૩૬ના ફાંગણુ શુદી ૭ સોમવારે

વિષયાદિ-જુઓ અં. ૧૩૪-ખ.

વિશેષ-અંક ૧૩૪-ખ પ્રતિને મળતી આ પ્રતિ છે. પણ ર. સં. ૧૭૨૭ છે, અં. ૧૩૪-ખ નો ર. સં. ૧૭૨૮ ભૂલભર્યો છે, વાસ્તવિક રીતે સ. ૧૭૨૭ જોઇએ, કદાચ આષાઢી સંવત અનુસાર લખ્યું પણ હોય, તો તેએ ખોટું ન લેખાય. બૃ. કા. દો. ભા. ૨ ની પ્રતિના સંબંધમાં "યુગ્મ છંદ"વાળી બે કડીઓ છે તે આમાં પણ છે, પરંતુ પદની સંખ્યા ૧૦૩૫, જ્યારે બૃ. કા માં ૧૧૦૦ છે. બીજો મહત્વનો ફેર અં. ૧૩૨-ખ સાથે નથી. પહેલાં ૪ પાનાં નથી અને પાંચમું પાનું ફાટેલું છે. પ્રતિમાં વચ્ચે ૮૬-૮૨-એ ચાર પાનાંમાં બે ત્રણુ ગરબા-ગોપી અને કૃષ્ણના શૃંગારના છે. ગરબા નાર કવિનું નામ તેમાં અંતે આવતું નથી.

---

## અં. ૧૩૫–ક–અભિમન્યુઆખ્યાન-(ગુ. આ.)-પ્રેમાનંદ-(ર. સં. ૧૭૨૭)-(લિ. સં. ૧૮૩૬)–પૃ. ૫–૯૭ (તૂટક)

આરંભ–(કડવાં બે આખાં અને ૩જાની ૭ કડીઓ નહીં હોવાથી રીતસરનો આરંભ નથી)

ડાં થઓ જુધનો આરંભ ॥૮॥
તાંહાં ખણુ ખેડાં અને ફરશી ઝલકતી તરવાર
જુગદીશના પ્રેરા જાદવ કરે મારોમાર ॥૯॥
× × × ×

વલણુ–લુટી લીધૂ નાર (નયર) નાઠી એક દાનવની નાર રે
તેના ઉદર માંહે ગ્રભ હુ તો તે ગઈ પીહેર મુઝાર રે ॥૪૦॥
કડવાં ॥૩॥ પદ ૫૦॥

અન્ત–જુગમ છંદ એકાવંન કડવાં પદ એક ત્રણુ શવાઅ
પંચ શાખી એક કડખો પંચ દૂહા ગાંઆ ॥૩૦॥
રાગ શતર ને તેહની ચાલ છે ચોત્રીશ
પદ ચોપૈઇની સંક્ષા કહીએ એકશેહેસ્ર ને પાંતરીશ ૩૧
× × × × ×

વલણુ–પ્રાક્રમ કયા અભીમંનની તે કવી છે પ્રેમાનંદ કરી
જંન પ્રેમાનંદ ઓચરે શોતાજંન બોલ્યો હરીહરી ૩૬॥ ॥કડવાં ૫૧॥

ઇતિશ્રી અભીમંનનું આક્ષાંન શંપુરંણુ શંમ્પાપ્રત થઈ છે......સાહામી જેહવી પ્રત હુતી તેહવૂં લખુ છે. કડીબંધ ની બેરી તો ગાલ મો દેશો...ધણીએ કહુ જે જેવો એમા લ્ખેલું છે તેવૂં લખશો અજાણ બૂધીએ લ્ખૂ છે કામણેજ-વાશી ટલાટી નથુ જગદીશે લ્ખુ છે...એ ચોપડો કામણેજવાશી શોની જગ-જીવન નથુનો છે...શા. ૧૮૩૬ના ફાંગણ શુદી ૭ સોમવારે

**વિષયાદિ**–જુઓ અં. ૧૩૪–ખ.

**વિશેષ**–અંક ૧૨૪–ખ પ્રતિને મળતી આ પ્રતિ છે. પણ ર. સં. ૧૭૨૭ છે, અં. ૧૩૪–ખ નો ર. સં. ૧૭૨૮ ભૂલભર્યો છે, વાસ્તવિક રીતે સં. ૧૭૨૭ જોઇએ. કદાચ આષાઢી સંવત અનુસાર લખ્યું પણ હોય, તો તેએ ખોટું ન લેખાય. બૃ. કા. દો. ભા. ર જાની પ્રતિના સંબંધમાં "યુગ્મ છંદ"વાળી બે કડીઓ છે તે આમાં પણ છે, પરંતુ પદની સંખ્યા ૧૦૩૫, જ્યારે બૃ. કા માં ૧૧૦૦ છે. બીજો મહત્વનો ફેર અં. ૧૩૨–ખ સાથે નથી. પહેલાં ૪ પાનાં નથી અને પાંચમુ પાનું ફાટેલું છે. પ્રતિમાં વચ્ચે ૮૯–૯૨–એ ચાર પાનાંમાં બે ત્રણુ ગરબા–ગોપી અને કૃષ્ણના શૃંગારના છે. રચનાર કવિનું નામ તેમાં અંતે આવતું નથી.

## અં. ૧૩૫-ખ-સુભદ્રાહરણ-(ગુ. આ.) વલ્લભ (? પ્રેમાનંદ)-(ર. સં. ૧૭- )-(લિ. સં. ૧૮૩૬)-પૃ. ૯૮-૧૬૨ (૧-૬૫)

આરંભ-શ્રી ગણેશાએનમં । શ્રી શારદાએનમં ॥ શ્રી ગરૂભોએનમ શ્રીગર પ્રજાપત ભોએનમ ॥ શ્રી માહા લક્ષમીજીની કીપાથી આક્ષાંન શોભદ્રાહરણુ લખુ છે.

રાગ કેદારો-શ્રી ગંણપતી ગુણ રાએ સ્તવું શુત ગીરીજાએ ॥
વીઘનહરણ તમ વડે જડે રે ॥
દંશવાહની શરસ્વતી ॥ દેવ દયો દૂરમતી ॥ ગુઢમતી
ઇહું માન તમ વડે રે ॥

ઢાલ ॥ તમ વડે ઇછ્ં માતા માહારી ॥ ને કરો મુજ કરણ્યાંએ ॥
દયા આણ્ણી જે રંક છેજી તાહારો રેહેએ રૂદયા માહે ॥ ૩ ॥
માહાભારથે આ પેહેલુ આદ પરવ છે ॥ પાંડવનાં ચરીત્ર
શાત્યા શુધ મંનેચાએ સાંભળે પવીત્ર થાએ પીડ પવીત્ર

અન્ત—વૈશંપાએને કેહે જંનમેજે ॥ થઉ પુરંણ શોભદ્રાહ્રરંણ ॥ ૯ ॥
એ આદે પરમ કથા અતી ઉતંમ અરજુનનું ચરીત્ર ॥
સીધ્ર મંને જે કોઇ શાંભળે તે પ્રાણી થાએ પવીત્ર ॥ ૧૦ ॥
કડવાં એકત્રીશ પરબંધ છે ॥ પદ આઠશેંહે ચાલીશ નીધાન
શુક્લ પક્ષ દશમી શોમવારે પુંરંણ થઉ આક્ષાંન ॥ ૧૨ ॥
સુરજતાપી (દ)ખણ તટ તાંહાં કવી કરો વાશ
શ્રીગુરૂચરણપરતાપથી પાંમુ ગ્યાંનપ્રકાશ ॥ ૧૩ ॥
શ્રી સુરજપુરમાં પુરણ કીધુ ગુણ ગોવંદનાં વીસતાર
ચતુરવંશી ગ્યાંતી ભ્રામણ વંરંણ ગ્નાતે સાર ॥ ૧૪ ॥
શ્રી ગંભાજીનો દાસ નીરમલ વીપ્ર વલ્લભ નીધાન
શ્રી શરસ્વતીની પુરંણ કીપાથી પદબંધ કરૂ આક્ષાંન ॥ ૧૫ ॥
સ્નેહ કથા જે સાંભને ॥ બાલક વ્રધ નર નાર ॥
તેને કીપા કરે શ્રીકરંણુજી ॥ જીવન જુગદાધાર ॥ ૧૬ ॥
કહે કવીતા હુ નીમીત માત્ર છેઉ ॥ તે કરનારો ભગવાંન
શીતજંન કો ખોડ માં દેશો કરી કથા બુધ નીધાન ॥ ૧૭ ॥
એકમંને જે કો શાંભળે ॥ શોભદાહરંણ ॥
તેને કીપા કરે શ્રીકરણુજી ॥ સ્વાંમી અશંણશરંણ ॥ ૧૮ ॥

શુભમસ્તુ ॥ કલ્યાંણમસ્તુ ॥ કલ્યાંણકારી ॥ જેએ માંગલ હરીનું નામ
લક્ષ્મી વર ત્યાં પદને પામે ॥ જે ગાએ ગોવંદના ગુણગ્રાંમ ॥ ૧૯ ॥

વલણ ॥ શ્રીગોવંદજી કીપા કરે અંતર ધરી આનંદ રે
કર જોડી કેહે વીપ્ર વલભ હરી ભોજંન ગોવંદ રે ॥ ૨૦ ॥
॥ કડવાં ॥ ૩૧ ॥

ઈતી શ્રી શોભદ્રાહરંણ સમપુરંણ ॥ રસ્તુ ॥ સંવત ૧૮૩૬ નાં રૂડો માસ છે ચેઈનર શુદી ૬ સોમવારે શંમપુરંણ લખું છે ॥ લખનાર કાંમરેજ કસ્બાવાશી ટલાટી નભુભાઇ જગદીશ ॥ એ લખાવનાંર શોની જગજીવન શુ ॥ લખનારને દોસ મો દેશો ॥ બાલક બુધીએ લખ્યુ છે ॥ અક્ષર વધ ઘટ હોએ તે ચક્ષા ી લેજો ગાલ મો દેશો ॥ અંબાજી માતે બુધી આપી ત્યારે લખ્યું ગઉ ॥ છે ॥ ગીપોલજી ॥

**વિષયાદિ**– ૧ શ્રી કૃષ્ણની બેન સુભદ્રાનું અર્જુને સંન્યાસી થઇને કરેલું હરણ, એ પ્રસંગ આમાં વર્ણવાયો છે. વસ્તુ સહુને પરિચિત છે.

૨. કડવાં ૩૧ છે, પદબધ ૮૪૦ નોંધેલાં છે. રાગ અને ઢાલથી પદબધ બાંધેલો છે.

**વિશેષ**–૧ આ આખ્યાન રા અંબાલાલ જાનીએ ગુ. વ. સો. તરફથી કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સ્મારક ગ્રંથમાળાના પહેલા આંક તરીકે પ્રકટ કર્યું છે. તેની દ્વિતીય આવૃત્તિ થયેલી છે. એમાં પ્રસ્તુત પ્રતિનો એમણે સભાના માનદ મંત્રી સ્વ. તનસુખરામ મ. ત્રિપાઠીની પરવાનગીથી ઉપયોગ કર્યો છે.

૨ આ પ્રતિમાં ઉલ્લેખ એવો છે કે આ આખ્યાન વિપ્ર વલ્લભે લખ્યું છે (જુઓ અંતની કડી ૧૫મી, તેમજ કડવા ૧૮, ૨૫, ૩૦ અને ૩૦ની અંતની કડી), જ્યારે સામાન્ય રીતે આ આખ્યાન પ્રેમાનંદની કૃતિ હોવાનું લેખાયુ છે. પરંતુ પ્રસ્તુત પ્રતિથી જ સાબીત થાય છે કે આ કૃતિ વિપ્ર વલ્લભની નથી. એનાં કારણો આ છેઃ

પ્રસ્તુત પ્રતિમાં, અને સં. ૧૮૨૬ ની રા તનસુખરામ મ. ત્રિપાઠીની પ્રતિ, તથા પ્રા. કા. ગ્રંથમાળાની પ્રકટ પ્રતિમાં, જે બે પ્રાપ્ય પ્રતિઓને આધારે સંશોધિત છે તેમાં, એ ત્રણે (કુલ ૪) પ્રતિઓમાં આ આખ્યાનના પૂર સંબંધમાં કે વસ્તુવર્ણનાદિ સંબંધમાં કાંઈ મહત્વનો ફેર નથી. માત્ર પ્રસ્તુત પ્રતિમા કડવા ૧ લામાં ૬૨ પંક્તિનો (જુઓ છાપેલી અં. બુ પ્રતિની કડવા ૨ જાની ૬૩–૬૬ ને બદલે પાનુ ૪ થી ૭) વધારો છે, તેમ (૭૫ થી ૮૦ ને બદલે જુઓ પા. ૮ થી ૯) બીજો વધારો ૨૦ પંકિતનો છે. આ બે વધારા આખા આખ્યાનની વર્ણનશૈલી શોધતાં અનોખા પડે છે અને તદ્દન શુષ્ક અને ફીકા છે, તથા તે ન હોય તોએ સર્વથા નભી શકે છે. વળી આખ્યાનના અંત ભાગમાં ઉમેરો કાંઈ નથી, તેમ પ્રેમાનદને બદલે વલ્લભનું આખ્યાન ગણાય તેવો કોઈ બીજો સ્પષ્ટ ઉલ્લેખ, નામફેર સિવાય, નથી.

ઉપરાંત ૧ લું, ૧૮ મુ, ૨૫ મું, ૩૦ મુ, અને ૩૨ મું એ કડવાને અંતે છાપેલી પ્રતિમાં પ્રેમાનંદને બદલે પ્રસ્તુત પ્રતિમાં વિપ્ર વલ્લભ છે.

પરંતુ અંત ભાગમાં નોંધવાજોગ એક તત્વ છે. પ્રસ્તુત પ્રતિમાં ૩૧ મા કડવાની કુલ કડી ૨૦, પંક્તિ ૪૦ છે, જ્યારે છાપેલી પ્રતિમાં ૩૮ છે. પ્રસ્તુત પ્રતિમાં ૧૧ મી કડીની બીજી અને ૧૨ મીની પહેલી એમ બે પંક્તિઓ પડી છે, જેથી રચનસંવતનો ઉલ્લેખ સાંપડતો નથી. બીજો કશો ફેર નથી. કડી ૧૪ માં "ચતુરવંશી ન્યાતી બ્રાહ્મણ વરણ" એ પંક્તિ છે. આ પ્રેમાનંદની જ્ઞાતિનો જ ઉલ્લેખ છે, કારણ વલ્લભ તો ઔદિચ્ય ટોળકીયા હતો.

ઔદિચ્ય જ્ઞાતિ ટોળકીયા દ્વિજ રંકને વાની હવી
નાના ભટ સુત વલ્લભે આ કથા હરિગુણની કવી
(પદબંધ ભાગવત ગુ. પ્રે. વાળું પાનું ૧૩૩, ષષ્ઠ સ્કંધ)

ઉપરાંત પદબંધ ભાગવતનાં પૃષ્ઠો ૨૩, ૪૭, ૮૦, ૧૦૭, ૧૩૩, ૧૮૬, ૨૩૧ માં તે ઔદિચ્ય ટોળકીયા બ્રાહ્મણ હોવાનો તેમ સુરત અને ગણદેવી(કાખેતાર)માં રહ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. વળી તે પોતાના ભાગવતમાં રચાન ગણદેવી, પિતા આદિ પોતાની ઓળખને લગતી અનેક બાબતોના સ્પષ્ટ ઉલ્લેખ કરે છે, જે અત્રે નથી જણાતા. વળી કડી ૮૪૦ હોવાનું આમાં જણાવેલું છે, જ્યારે વાસ્તવિક રીતે ૮૮૧ થવી જોઈએ છે (વધારાની ૪૨ કડીઓને લીધે) તેમ નોંધવાજોગ એ છે કે દ્રૌપદીના સાથુત્રેવી અર્જુન સાથે નાસી જવાના ઈરાદાનો પ્રસંગ આ પ્રતિમાં કાયમ છે. પ્રકટ પ્રતિમાં અને આ પ્રતિમાં માત્ર ઉપર જણાવેલા ૮૨ લીટીના વધારા સિવાય કોઈ મહત્વનો ફેર નથી.

---

## અં. ૧૩૬–પારસી સ્ત્રી ગરબા લગનસરાનાં ગીતોનો સંગ્રહ–(ગુ. કા.)–ર. ને સં. શેરાબજી હોરમજી–(છા. ઇ. સં. ૧૮૭૬)–પૃ. ૧–૪૭૪

આરંભ–દીબાચો–આએ ગરબાના પુશતકનો છપાવનાર વાંચનારની જનાબમાં એલતેમાશ કરેચ જે દર એક જીવજંત પરાણીને ખુદરતી ગાએણનો શોખ હોએ છે એ તો શરવે કોઇ જાણીતુ છે અને તેજ પરમાણે રેખતાં, ગજલ, ખેયાલ અને લાવણીના ગણા ચોપાણીઆ તથા પુશતકો છપાઇ બાહેર પરીઆ છે તથા અજી પરે છે. પણ આજ લગી પારશી અશતરીઓમાં શરઅવશરે લગનશરામાં બેઠાબેઠા ગાવાના ગીતો તથા ગરબાઓ જે હાલમાં પારશી અશતરીઓ લગનશરામાં ગાએ છે તેવા ગીતોનો શંગરહ કોઇબી પુશતકની મારફતે છપાઇ બાહેર પડીઓ નથી. તેથી ઘણી તરફથી એવા પુશત(ક)ની અગત જણાવીઆથી સઘલી જાતના ગીતો ગરબાનો એક શંગરહ કરીને આએ પુશતક છપાવી બાહેર પારીઉં છે–એમાં શઘલી જાતના શહવેનાના, તથા શમીશાંહાંજના બેઠા બેઠા ગાવાના ગીતો, શઘલી જાતના મોશારાના ગીતો, લગનની વખતે ગાવાના ગીતો તથા પરણતા છોકરાછોકરીઓને પરણીને વરાવતી વખતે ગાવાનાં શઘલાં ગીતો અને આપણા લોકામાં

શર અવશરે ગવાતુ મોહોતુ આતશનું ગીત વગેરે તરેહવાર ગાવા લાએક નવા તથા જુના ગરબાઓ ફરીથી શુધારીને આશરે શવાશો (૧૨૫) તથા ગીતોનો શંગરહ કરવામા આવ્યો છે.

× × × ×

પારસી સ્ત્રી ગરબા તથા બેહા બેહાના ગીતોનો શંગ્રહ

મુબાઇના ગવરનર શર બારટલ ફરીઅરનો ગરબો

વાંચનારી બાઇઓ આએ ગરબો મુબાઇમાં શને ૧૮૬૨ના શાલમાં શર બારટલ ફરીઅર નામે ગવરનર થઇ ગયો છે તેનો છે. એ ગરબો કેમ ગાવો તેની શદા જેમ આપણે "શર જમશેદજીની કીરતી ઘહણી શાબારી"નો, ગરબો ગાઇએચ તેહ રાહે ગાવું**

જોહાં હાવા (☞) હાતની નીશાની આવે તેની પાશેનાં બે બોલ લબાંણુ શાહાદે ગાવું. ફુલકી આગળ પુરો કરવો.

શર. બારટલ. ફરીઅરની. કીરતી. ઘણી. શાબારી* બજાવેઓ. હોંધો. તેને. ભાહારી–ફરીઅરની. કીરતી. ઘહણી. શાબારી. પ્રશવી શને. અધાર શો. ચઉદના. શાલમાં* તારીખ–૨૪ મીને. જુન. મહીનામાં* (☞) તું. જનમીઓ. શેહેર. કઇ. વેલાતમાં–ફરીઅરની. કીરતી. ઘહણી* શાબારી. કઇ. નાહાનપણથી. તાહારે. થેંડો. મીજાશ. તાહારો. હશમુખો. ચહેરો–ઘણો. મીથાશ* (☞) કઇ. નબલા. બાંધાનો. છે. ચીકાશ–ફરીઅરની.

તુએ. છોરીઉં. બારું. શેહેર–મુંબઇનું* શંને. અધારશો. શરશતનાં. શાલનું* (☞) તારીખ ૫ મી. મારચ. માશનું–ફરીઅરની...* શંને. અધારશો. અરશતનો–શાલ. ૫૨. એ. ગરબો. શોરાબજી–તું. જોરે. (☞) શઉ. ગાનારી. લોકોને. શવલ. કચરે–ફરીઅરની. બજાવેમો, ઓધો, તેને ભારી...... **

અન્ત–લવજીભાઈ નશરવાનજી વાહારીઆની કીરતીનો ગરબો.*

વાંચનારી બાઇઓ આએ ગરબો જેમ આપણે "શર જમશેદજી જીજીભાઈ ભલુ મેળવીણું નામ રે મુબાઈ શેહેરમાં" કરીને ગાઇએચ તે રાહાએ ગાવુ. જોહાં હાતની નીશાની આગળથી ફુલકી શુધી બોલ છે તાંહાં લવજીભાઈ ભલું મેળવીણું નામ કરીને છે તે જગે શેઠ લવજીભાઈ ભલુ મેલવીણું નામ રે મુબઈ શેહેરમાં કરીને ગાવુ.

શેઠ. લવજીભાઈ. ભલુ. મેલવીણું. નામ રે–મુબઈ. શેહેરમો.* તાહારાં. બાવાજીનું. નામ. છે–નશરવાનજી*તે વંન, અશલી. સુરત. શેહેરના. રેહે-વાશી* (☞) મુબઈ. આવીને. થઆ. શુખવાશી રે–શેઠ લવજીભાઈ–ભહલું. મેળવીણું. નામ રે. કોઈ. દઅદલી. યરોપીઆંન. અંગરેજ. આવી* તેને શોધીઓ.

મીશનરી. વહારીઓ. બેહારી. તેને. સુરતમે. કાઆગજ. લખી. કાહારી* તાંહાંથી. લવ૭. વહારીઆને. તેએરીરે–રોઠ......નામ રે. તેવન. સુરતથી મુંબઈ. આવે છે.*

* * * * * *

તેહેને. શાઅખી. પોઓતાની (૧)–કાહારી છે* (૯૭) તે. શોરાબ૭. વાહારીઆને. બેહેત. આપી. છે. શેઠ. દોશાભાઇ ભહલું. મેલવીણી નામ રે* તેને. શેકીન. બેકીન. લઇને. ચાલતી. કરી* વાહારીઆનાં. ચઅકલાંપર. બીહીર. ભાહારી* જગ. લોકો. જોઇ. તેહેવી. એ જુગતી. જો ઓરી* (૯૭) એ ગરબી શોરાબ૭ છાપગરે જોરી રે–શેઠ, દોશાભાઈ. ભહલું. મેલવાણી. નામ. મુંબઇ. શેહેરમા.

સમાપત છે

વિષયાદિ–આરંભમાં દીબાચામા આ સંગ્રહના વિષય, વસ્તુ અને હેતુ, આદિ સ્પષ્ઠ છે. આમા ૧૨૫ થી વધુ ગરબીએ, લાવણીએ વગેરે છે. પારસીઓમા લગ્ન, સીમત આદિ પ્રસગોમા ગવાતા પારસી ગીતો ઉપરાત નરસિંહ મેહેતાની પુત્રીના સીમતનું પ્રેમાનંદનું મામેરૂ, નરસિંહની પ્રેમાનંદકૃત હુડી, નરસિંહ મેહેતા, રૂઘનાથ આદિ અન્ય કવિઓના પ્રભાતીઆ, અને કૃષ્ણલીલાના પદ, મુબાઇના ગવરનર, હિંદના વાઈસરાય, તેમ તે જમાનાના અન્ય નામાંકિત અધિકારીઓ, અને ઉજ્જ્વલ કીર્તિવાળા પારસી નરોના ગરબા અને ટપ્પા ખ્યાલ પણ છે બીજા કવિઓનાં પદો અને આખ્યાનો ઉપરાંત શોરાબજીએ પોતે જોડેલા ગરબાગરબીઓ પણ આપેલાં છે

વિશેષ–૧ આ પારસી ભાષાનો નમુનો સને ૧૮૭૯ નો છે. આ છાપેલુ જૂનું પુસ્તક છે તેમા ગાનારાઓને માટે સૂચનાઓ અનેક સ્થળે આપી છે, ઉપર ટાંકેલી સૂચનાઓ જેવી સૂચનાઓથી સગ્રહકર્તાએ સતોષ નથી લીધો. કુંવરબાઇના મામેરા જેવા લાંબા આખ્યાનના કડવે કડવે 'હવે થોડુ છે,' 'ધીરેથી ગાઓ' વગેરે વગેરે કહ્યુ છે.

૨ આ ગ્રથની પહેલા સાકળીઉં આપેલુ છે. પણ તેનાં ૭–૮ એ બે પાના ગયા છે. વિષયોનો નમુનો નીચે આપ્યો છે

૩ ઈ. સ ૧૮૭૨ મા ગુજરાત જીલ્લામા મોટી રેલ આવી તેનો ગરબો ડુગરવાડીના કેશનો ગરબો અને સતીના મરણનો ગરબો આથવ૭ના સંદેશાનો ગરબો નદના છોકરાની ચુદડીનો રમુજી ગરબો (નરસિંહ મેહેતાની પા ૬૧). રાણા અંધારનો ગરબો

૪. ગુજરાતી કવિઓ પારસીઓમાં કેટલા પ્રચલિત અને તેમના આખ્યાનો અને લોકગીતો કેટલા આદરને લાયક થયા હતા, એ આ સગ્રહથી જણાય છે

---

## અં. ૧૩૭–હારમાળાનાં પદ–(ગુ. કા.)–નરસિંહ મેહેતો–

પૃ. ૯–૪૦ (તૂટક)

આરંભ–(પહેલાં ૧૯ પદ પડ્યા હોવાથી રીતસર આરંભ નથી)

રાગમારૂ–શાધન હોએ રે શ્રીપાત સાધન હોએ રે

અનેક ધરમ બીજા ભગત વિના રે તરો નથી કોઇ રે ।।સીપાતા।।૧
કો શંનાશી શરંણુ પામો ને ડંડી ઝટ ભેખ ધારી રે
તમો વૈશ્ણવની નંદા કરોં છો નરકના હેતકારી રે ।।૨।।
તમારી અસ્તી મરે ને ખાવા ટલે રે તારે ભગુઆ પેરો રે
પ્રેમભગત અનુરાગ વીના રે તમે મીથા વાદે ડેલો રે ।।૩।।
ઓહંકારનું કરો અર્થાણુ માહારે મંદાવન ચાલો રે
ભણે નરશહીઓ મેલો ડંડકમલ સુઝ પુઠે તાલ વજાડો રે ।।૪।।
પદ ૨।।

અન્ત–રાગ સોરઠ–શામલીઆ ગોપીમાં ફરતો તું રેહે રે ઘેલાઇ કરતો
તું તો આવ ને વાહાલા ધાઇ તારાં ચરણ રહો છૌં સાહી ।।૧।।
તુને ઘણા ડાહાડાનો વલગો પ્રભુ હું કેમ થાઉં અલગો
તુ કેમ ઝાત કુઝાત કાહાવે તું તો આહીડાં ઘેર આવે ।।૨।।

... ... ... ...

હાવે રજની થોડી થાએ તાહારો નરશૈઓ પીડાએ
એને પરધાને પેર કહી તેણે હાર બાંધો છે શહી
રાજાએ દીધુ છે તાલુ તેનુ મોહો કીધું ઝોઇએ કાલુ

... ... ... ...

પાચેને બીડી આપી ઝખ મારશે પેલા પાપી
તેની ઝભા લાખું કાપી કે તમને છેહે સરાપી
તમો મુને વેચાતો લીધો કાચે તાંતણે બાધો ઝાઉં ।।૭।।
બ્રહ્માદીકને વશે ન થાઉં ઝક્ષ વીષ તાંહાં નવ–(પદ ૧૧૨)

**વિષયાદિ–૧.** જૂનાગઢના છેલ્લા રાહ. મડલિકના દરબારમાં નરસિંહ મેહેતાને દામોદરજીની પાસેથી હાર મેળવવાને પડકાર થતાં પ્રભુસ્તુતિ કરી હાર મેળવ્યો, એ પ્રસંગ આમાં વર્ણવેલો છે.

૨ પ્રતિ ત્રુટક છે; કંઈક જૂની પણ જણાય છે. પહેલાં પદ ૧૯ નથી, તેમ અંતમાં ૧૧૨ પદ સુધી છે, ૧૧૨ મું પણ એકાદ કડી અધુરૂં લાગે છે. છૂટે અક્ષરે પ્રતિ લખેલી છે. દરેક પાને ૧૬–૧૭ લીટીની સરાસરી આવે છે.

**વિશેષ–૧** હારમાળા તો ઘણે સ્થળેથી પ્રકટ થઇ ચુકી છે. કોઇમાં પદોના ક્રમ અને સંખ્યા એકસરખાં નથી, આમાં ૧૧૨ પદ છે. અને એમાં મહેતાજી કુંવરબાઇને સાસરે જવાની શીખ દે છે અને મહેતાજીની સ્ત્રીમંડળી મેહેતાજીને હાર આપવા વીનવે છે, તે પર્યંતનો ભાગ સમાયલો છે. એટલે હજી બીજાં મહેતાજીની દામોદરજીને વીનતિનાં, દામોદરજીએ મહેતાજીને વ્હારે ધાયાનાં અને ઉપસંહારનાં મળી ૪૦–પદો વધુ હોવાનું સંભવે છે,

૨ પ્રા. કા. ત્રિમાસિક, પૃ. કા. ભાગ ૬, નરસિંહ કાવ્યમાળા, આદિ પ્રકટ પ્રતિઓમાં સામાન્ય રીતે ૧૪૦-૧૫૦ ના પૂર જેટલાં પદો છે. બાકી કેટલીક પ્રતિઓમાં તો સંખ્યા ૨૦૦ અને તેથી પણ વધુ હવે પુગી છે.

૩ હારમાળા કોની કરેલી એ પ્રશ્ન વિચારાયો છે ઘણો, પણ યોગ્ય દૃષ્ટિબિંદુથી તેનાં વાંચન અને વિચારણુ બિલકુલ થયાં જ નથી. હાર સમાનાં પદ નરસિંહ મેહેતાનાં, તેનું કદાચ સંન્યાસીઓ સાથેના વાદ સાથે કંઈક સંકલન મેહેતાજીએ કર્યું હોય તો એ પ્રભુ જાણે! કે જેમ હુંડી, મોમેરા અને શામળશાહના વિવાદનાં પદસંગ્રહમાં થયું જણાય છે. પણ તે (મહેતાજી કર્યું હોય તો તે) પછીથી તો બારોબાર પદોનો ઉમેરો થતો જ ગયો છે. અને ઉત્તરોત્તર કવિઓએ તેમ રસિક ભક્તો અને લહીઆઓએ મહેતાજીના આર્તનાદના સમાન ભાવવાળાં પદો ઉમેરવામાં, સંખ્યા કે શૃંખલાબદ્ધ પ્રસંગનિભાવણીનો પણ કશોયે વિવેક રાખ્યો નથી. જૂનામાં જૂની પ્રતિઓ લેઈને એક નવી પ્રતિનું સંકલન થવું ઘટે છે.

૪ પાટણના કવિ વિશ્વનાથ જાનીએ (સં. ૧૭૦૮) કરેલા સંકલનમાં પદ ૮૪ છે; એમાં મહેતાજીનાં પદ (શ્રીમુખનાં પદ એવા માનભર્યા ઉલ્લેખથી) તેણે સ્પષ્ટ નોંધ્યાં છે. સં. ૧૭૨૦ ની રા. તનસુખરામભાઈની પ્રતિમાં (ત્રુટક હોવાથી) ૬૭ પદ છે, એટલે સમજાય છે તેમ પ્રેમાનંદના સમય પૂર્વે હારમાળા સંકલિત કરેલી હયાત હતી અને તેનું પૂર ૮૪ પદોના આશરાનું હતું

૫ નરસિંહ મેહેતા કાવ્યમાળા(ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસ)માં હારમાળાની કર્તૃત્વ સંબંધી મનનીય ઊહાપોહ કર્યો છે તે જોવા અને વિચારવો ઘટે છે.

---

## અં. ૧૩૮-ક-ગરબાગરબી-પ્રીતમ-(ગુ. કા.)-
## પૃ. ૨-૨૯ (ત્રુટક)

આરંભ-(પાનું ૧ લું તેમ પદ ૧ લું નથી. એથી રીતસર આરંભ નથી.)
જમદુત વરાતિ(સિ) આવસે રે ॥ દેહને ॥ ઉડી ચાલવું છે આજ કાલ રે દેહ.
કાલે ગ્રહ્યા કેસ તાહેરા રે ॥ દે. ॥ તે તો કરસે ઘડીમાં ઘાત રે દે.
* * * * * *
મોહો માયાના મોટા મોરચા રે દે. જાત રૂપ જોવતીનું જોર રે દે.
કહે પ્રીતમ કોઈ જંન ઞીતસે રે દે. જેને સદગુરૂ અંકાર રે દે. ૮ પદ ૨
અન્ત-અથ રણછોડજીનો ગરબો લખ્યો છે.

રણછોડ રંગીલા રે નટવર નાગર છો । ગીરધર ગુણ ભરીયા સુખના સાગર છો ૧
એક નાંમે જે નંદ રે ડાકોરમાં રહેતો । હરીમારગ કેરા રે મહીમા નામ નબ્ય લેહેતો ૨
* * * *
આશા મુકી આવ્યાની રે ગુગલી પાછા ગયા
જ્ઞાનનો પ્રીતમનો શ્વાંમી રે કીધી ડાકોરે દયા ૬૫

વિષયાદિ-આમાં પ્રીતમે રચેલા અધ્યાત્મ ઉપદેશ, અને કૃષ્ણભક્તિ આદિનાં ત્રુટક ગરબા-ગરબીઓ છે. ઘણી ગરબીઓ રસથી છલકાતી પ્રસાદવતી છે. કોઇક કોઇક ગરબી પ્રકટ થઈ છે.

વિશેષ–પ્રતિ બાળબોધ લિપિએ લખેલી છે. ૩૨મા ભાગના કાગળના કદની છે. દરેક પાને તેર તેર લીટી છે. પાનું ૧લું નથી. ચોક્કસ રાગનાં પદોના સમૂહ બાંધેલા છે. પા. ૨–૪ માં ચાર પદ છે; પાનું ૧લું નહીં હોવાથી તેનો રાગ જણાતો નથી. પા. ૪–૭ ગરબા કાફીની દેશીનાં ૪૫ પદ છે. ૭–કાફીની દેશીનાં બે પદ છે. પા. ૭–૧૫ રાગ 'ગેરબી' પદ ૮ છે. પા. ૧૫–૧૭ રાગ ગરબી ઢાલફેર–પદ છે. પા. ૧૮–૨૦ ગરબાનાં ૪ પદ છે

પછી રાસ છે તેનો 'રાગ હિંચ' છે. પદ ૬ છે.

નંદજીનો લાલ સોહામણો રે સખી સાંમરો સોહાગી રે કડી ૮ પદ ૧
નેહ ઉપજાવ્યો નેણમાં રે સખી પ્રેમરસ પાયો રે
વસ કિધાં રસવેણમાં રે „ ૧ કડી ૮ પદ ૨
વાલે વાસલડી બજાડી વનમાં રે મારૂં ચીત્ત હરી લીધુ રે ક. ૮ પદ ૩
મંન જોવા માનુની તણું રે બોલ્યા છેલ છબિલો રે
વાંકાં વચન ભાખ્યાં ઘણું રે „ ૧ ક. ૮ પદ ૪
બાલા બોલી પ્રેમ મિતસું રે પ્રભુપ્રેમ સનેહી રે ક. ૧૦ પદ ૫
વાહાલ જેવું શ્રીજનારનું રે રંગરાસ વીહારી રે, ક ૧૩ પદ ૬

તે પછી પા. ૨૪–૨૯ રણછોડજીનો ગરબો છે, જેના આદિ અને અંત ઉપર આપેલા છે. કડી ૬૫ છે. રાગની પસંદગી સારી કરી છે, સૂરાવટ પણ ઠીક છે.

---

## અં. ૧૩૯–ક–ચિંતામણિ–પ્રીતમ–(ગુ. આ.)–પૃ. ૨૯–૪૩

આરંભ–અથ ચેતાંમણી લખી છે

સમરણ કરય તૂ સીતાવરનૂ બાકી બીજુ થોટુ
જનમમરણનું જોખમ તાહારે માથા ઉપરય મોટુ ૧
* * * *
જનમ ઉદક આદિ શાગરમાં અચલ થયું તે આપે
કોટી જન્મની ટલિ કલ્પના પ્રીતમ ગુરૂપ્રતાપે ૧૬
શીષે ગોષે ગાય સાંભલે ધારણ ધરી સરીરે
સબ્દસ્વરૂપી નૌકા તેણે તરીને આવી તીરે ૧૭ ચેતામણી૧

અંત–સમઝય મન સીખાંમણ કહૂ છું ગુણનાં વેણ ગ્રહેવાનેં
કરયાં કર્મ ભોગવવાં પડસેઃ દુખસુખ સર્વે સેહેવાનેં૧
* * * *
ભાવ કરિને હરિને ભજીયેં આનંદ રૂપી સેહેવાનેં ૧
પ્રિતમના શ્વાંમીને સમરો જોઇછે સુખ લેવાનેં ૬ ચેતામણી ॥
ચિંતામણી સંપુર્ણ ॥

**વિષયાદિ**–આ આધ્યાત્મિક તેમ આ સંસારની અસારતાના બોધનાં ૧૧ પદોનો સમૂહ છે. ભાવ ઘણો સારો અને અસરકારક છે. લોકોમાં આ પદ પ્રચલિત છે તેમ પ્રસિદ્ધ પણ થયાં છે. ૧ લાની ૧૭, ૨ જાની ૧૮, ૩ જાની ૧૩, ૪ થાની ૧૦, ૫ માની ૧૧, ૬ ઠાની ૬૧, ૭ માની ૧૫, ૮ માની ૧૬, ૯ માની ૭, ૧૦ માની ' અને ૧૧ માની ૭ મળી કુલ ૧૮૨ કડી છે.

**વિશેષ**–પ્રતિ માટે જુઓ ઉપર અં. ૧૩૮–ક ની નોંધ 'વિશેષ'.

---

## અં. ૧૩૯–ખ–પંચીકરણ–(ગુ. ક.)–પૃ. ૧–૨

**આરંભ**–શ્રી રામાએ નંમ ॥ અથ પંચીકરણ લક્ષ સતે ॥

"નીરાલંભ પરીબ્રંમ અપાર જેહેનો આંદ અંત દીસે નહી પાર
મન બુધી ઇન્દ્રી ગંમ નહી કરે કેહી ભાખ કવીજંન બુધી બલ ધરે
જગતનું કારણ માઆ તે ગાહી જેમ જલમાં બુંદબુદા ભાસે નાહી ॥ ૧ ॥
કાલ કરંમ સુભાવ આનુરૂપ ॥ અનુભવી અનુભવ કરી
ઓલખો અરથ ॥ ૨ ॥

**અન્ત**–માહા પદ માહી કલપું તુ દ્વીત તે પંચીકરણ સમઝે થઆ અદ્વીત
અહંબ્રંમ એ વાણી વીના તે સમજે વેતા સરવ આપના ૧૦૩
ઇતી પંચીકરણ ભેદ પ્રકાર ॥ આંતંમ વીતકની વીધા ॥ સમાપત સંપુર્ણ ॥
સીં હરી ॥

**વિષયાદિ**–પંચમહાભૂતમાંથી દેહનું બંધારણ, તેના પાંચ કોષો, સંસારની અશાશ્વતતા વગેરેનો આધ્યાત્મિક બોધ આ કવિતામાં સમાવેલો છે. કવિનું નામ જણાયામાં નથી. સાધારણ સારી કવિતા છે.

**વિશેષ**–કદ વિષે ઉપર જુઓ. પ્રતિ ગુજરાતી અક્ષરે લીટી વાંકી લખી છે; દરેક પાને ૮ થી ૯ લીટી છે.

---

## અં. ૧૩૯–ગ–પ્રકીર્ણ પદો–મીઠો–પ્રીતમ–વગેરે–પૃ. ૧–૨

રાગ ગરબી–રામી શાંજના કાં ગાતા બાલા લેહેર રવડુ રજની કે ને મંદીર રચાતા લાલ ૧
૧ હું તો પુરણ વદને પાંમી લાવ મલીઆ મીઠાનો સ્વામી લાલ. ૧૩
ઢાલ ફેર–ચાલો વેગે વંદાવંન જેએ વાલાની વેણુ વાજે છે
૨ પીતમના સાંમીની પારો આવી મનમોરાને નેન ભાવા ૧૦
૩ તમે શુદરી વચાર શો કીધો રે કાંમની કેમ આવા
(પ્રીતમ કડી ૭)
૪ પ્રીતમ કડી ૮, ૫ ગરબી પ્રીતમ કડી ૭
૬ હરીરાંમ રામે હરીરાંમ રામે જપો જનકી જીવન મેઘ સ્વામ,
કીપાસાગરે માધવે શ્રીમોરારી અજ્જોધ્યાપુરી નાંમ આનંદકારી ૧ ॥
× × × ×

જેહેવા નામ છે, તેહવા (કા) નાં કીજે લખમીદાસને ખુરતાં માંહે દીજે (આશરે કડી ૧૦ છે)

૭ પ્રથમે અજપતીનો જાપ ॥ તાંહાં ચાર પાંખડીનુ ચક્ર અખેર ચાર ॥ આધાર ચક્ર.॥ ૧૧ ॥ ઘડી બે અને પલ અડતાલીસ માંહાં ॥ એકશેહેઅનુ ધાંન ॥ એ ચક્ર છખ ॥ જાપ એક હજાર એકવીસ ને છસો.

(આમાં માનવ શરીરમાં રહેલાં મુખ્ય છ ચક્રનાં અને સંખ્યાબંધ પેટાચક્રોનાં વર્ણન, જાપની વિગત વગેરે આપેલું છે.)

૮ રાગ સજંન છે રૂડું શાધુ રામ ભજન છે રૂડું જેને નામે અવાતારી
તેહેમાં નથી એ કુડુ ॥ ૧ ॥
કબીરને ઘેર હાંક લાલા નરશૈયાના દોસી હુડીના રૂપૈઆ આપા
કાંહાંને લખેણુ પોથી ૧૪ ॥
નામદેવનું છાપરૂ મોઇ ગાએ જીવાડી મીરાંનું વખ અમરત કીધુ ગાએ
દવારકા દાહાડી ૧૫ ॥ ચેતવણી.

૯ રાગ પરભાત-વહાલાપણું રે વાહાલાજીનુ વાહાલપણુ જાણુ ૧
કેહે છે નરશૈના શાંમીને સુખ મોહા દલ કુડો રે ॥ ૪ ॥

૧૦ „ મેરે તો શ્રી રાંમ નામ ઓર નહીં કોઇ ૧
મીરાકે પ્રભુ લગન લગી હોની હોએ સો હોઇ ॥ ૩ ॥

૧૧ રાંમ મત્ર રાંમ મત્ર આરતી કીજે શંકર શેનકા
દીઆ દીએ હીરંજ શ્રીજે રાંમ-૧
કહે કબીર રામજ ધીર એસે લોં લાય ચરણુ કે
રઘુનાયજીકી નીરખે પદ પાસ ॥ ૪ ॥

૧૨ પદ-જશવંતરામનું:
નાહાંની નાહાંના નાહાંની કનંકબાન ક. ૩

૧૩ પદ-સુરદાસ-ગોવંદકો પુરા બધ જેકતા વીશાદ (ક. ૩)

૧૪ રાગ ધોલ-રાજની આલોની નાહાઇએ આપણ ગુણ રે ગોવદનાં ગાએ (ક, ૭)

૧૫ ગોવીંદજી આપોને હાર મારો મને આવે ભરોશો તમારો
(ગોવિંદજી-કડી ૫,) ખીજાં મળી કુલ પાંચ પદ છે.)

---

## અં. ૧૩૯-ઘ-શ્રી વલ્લભી સંપ્રદાયનાં સ્તુતિપદો (ગુ. કા.)
## કેસોદાસ આદિ

વિશેષ-૧ આ પુસ્તકમાં હિંદી તથા ગુજરાતી પદો છે. ચોરાશી વૈષ્ણવનાં નામ ઠામનું દયારામનું પદ, તથા માધવદાસનાં ગુજરાતી હિંદી પદો છે.

૨ આ પ્રતિ અન્યત્ર ઉપયોગમાં ગયલી હોવાથી તેની વિગત પાછળ આપવાની ગોઠવણ નજીકે કરવી પડી છે.

---

## ગ્રં. ૧૪૦–ક–ખોજા, આંડીયા–મુસલમાની સાહિત્ય–(ગુ. સુ. સા.)–પૃ. ૮–૫૩–(તૂટક)

ક. (પાનાં ૭ ન હોવાથી વસ્તુનું મૂળ સમજાતું નથી.) પૃ. ૧(૮ ચાલુ આંક)

આરંભ–જીવનો જીવન છે. તીનું સરૂપ અધણુ અલગુ નહી મુકીએ શ્રી સામાજીની સીહુર રંગી સાડી છે સાંમ જડાવનો કચવો છે. લીલી બાયનો ચરણીઓ છે.

અન્ત–આપણા આતમા કોરા કોટ કલાંણ થાએ ાા શ્રીદેવચંદજી સત છે ાા

વિશેષ–પ્રતિનાં આગલાં પાનાં ઘણાં જ કંધાં ફાટેલાં તથા કરપાયલાં છે. પાનાનાં આંકવાળા ભાગ જ કાપેલ છે. અક્ષર ઘણા જ કાચા અને ઢંગ વગરના છે, લીટી દોરી પ્રતિ લખી છે. લાલ શાહીથી ત્રણ પાનામાં અને પછી કાળી શાહીથી બાકીનાં પાનામાં બે બાજુ લાલ લીટી આડી હાંસીઓ પાડેલા છે. તેમ ાા આવી રેખાઓ કરી પ્રત્યેક વિચારપદ છુટું પાડેલું છે. ૨૨–૨૩ લીટીનો આશરો દરેક પાને આવે છે. પ્રતિ બેથી વધુ હાથે લખાયલી સમજાય છે. પાછલા ભાગની અક્ષર લઢણ આગલા ભાગની લઢણથી જૂદી પડે છે.

ખ. રાગ ધનાશ્રી મેં તો જાઓ પલ છોહો ન જાએ, અબ છલબલ મો ફૂંકયા કરે.

વિશેષ–પદ અપૂર્ણ છે. હિંદી–મિશ્ર ગુજરાતી છે. પછીનાં પાનાં પડ્યાં લાગે છે. પૃ. ૧ લું (૮)

ગ. આરંભ–(આગલો ભાગ પડ્યો છે.) હો ઓર અસથલ મે પાંચ સીવ હે તાંન કે નામ પ્રેમ સીવ ાા બ્રમ સીવ ાા સદા સીવ ાા નાદ સીવ ાા ઓર પાંચ સીવ કહે ાા ઓર ઇતરી સુમંગલા શકતી હૈ ાા એ તો સબલીક સુભાવ કહે ાા

અન્ત–ઓર ઇત હિ તીન અસ્થાન હે જાગ્રત સુપંન એ સુસુપત ાા ઓર ઇતહી તન તરકે વેસર ઉપજત યપત હે શ્રીજી સત હે ાા

વિશેષ–આ સર્ગની ઉત્પત્તિ હોવાનું સમજાય છે. ૬૬ પાનું સબ્બા છે.

ઘ. આરંભ–બ્રમાંડકી ઉતપત લખી હે ાા પ્રથમ શ્રીરાજજીકી આમલે સત સરૂપકે અવાકત સુભાવ ા મે પ્રક્રતી રૂપમાં હે આ ધરણી ઉપજે ાા તાકરકે અપંને સરૂપકી વીસમરતી ભય ાા

અન્ત–સન્તનુરનો જાંમો પાંચ નુરની અજાર ા લીલી અતલસનો ચરણીઓ ાા સીદુરીઓ રંગ જડાવકી સાઢી સાંમ જડાવકી કંચુકી અધેંત લાહી હી મેં રાખીએ.

વિશેષ–આ ભાગ પણ તૂટક છે બ્રહ્માંડની ઉત્પતિ અને તેમાં નટવર અને ઠકુરાણીજીના રૂપ, વસ્ત્રાદિનું વર્ણન છે. પાનાં ૨ (૩–૪) છે.

૬. આરંભ-શ્રીજી સત છે ધોલ લપુ છે ॥ રાગ ધાંનાસરી ॥
સાધુસંગ નીરમલ જલમાં હું પણ જૈને નાહી રે
તે દાદાની વાલાજીની સાથ કીધી છે સગાઇ રે
સતગુરૂ માહારો વેવા કીધો પાંમા પુરણ ધામ
વેલુ જીવી પુરણાનંદન કરા પ્રણામજી ॥

વિશેષ-કડી ૧૦ છે. આ ખોજાપથી અધ્યાત્મરહસ્યનુ પદ છે; આમા શ્રીવલ્લભસંપ્રદાયીઓની ભાવનાને અનુસરતી સ્ત્રીજન્મની ઉત્તમતા વર્ણવી છે પાનુ ૧ (૫) છે

---

## ૨-તારતમ્યવિતક-પૃ. ૧૩-૨૯ (૬ થી)

આરંભ-શ્રીરાજજી સત હે ॥ શ્રીઠકકરાણીજી સત હે ॥ શ્રી તારતમકી વીતક લપી છે । ઈતિ ઈમામ.

જેબ નહી પાંચ તંતવ તીન ગુન । થાવર જંગમ । ચૌદે લોક । ચાર પંડ બ્રંહ્મંડ । એ સંસાર કછ નથી ॥ કપાંથી ॥ ધામ ઓર પ્રેમધામ । એહે ઠીકાંણુ અપાડ હે । અપની બોલીપે કેત હે । અપેર ઓર અપરાયતીના કુરાનકી બોલીમે કેત હે । અસર ઓરસ અજીમરા નુર જમઈલ ઓર નુરજલાલ ઓ અપર ભગવાનજીકોં । સરૂપ સોહેકે ખસ સત્તરકો હે । ઓર લષમીજીકો ખસ પાંચકો હે ઓર ચાર ચાર ખસકી પુનપુસાલી આહે । સો અષરજી લાલ લીલાકૃત હે । સો બાલલીલા કેસી હે ।

અન્ત-એક સો બારે બરસ મથુરો દસાકો રાજ કરકે ॥ વૈકુંઠ પધારે ॥ શ્રીજી સત છે । તારાતમકી વીતક સત પુરનજી । લપીતંગ ભ્રમદાસ ભરૂચી ॥ બાર હજીર સુતરસપત કોટ કોટનર પ્રનમ અવીધારજેજી ॥ શ્રીરામજી સત છ શ્રી ઠકુરાજાજી સત છ ।

વિશેષ-આમા કૃષ્ણુરૂપે ખોજાપથી નકનંકી ખુદાની બાનલીલા, રાધારુકિમણી આદિ સાથેના ખેલ વગેરે લીલાઓનુ વર્ણન છે આ, ખોજા લોકોમાં પ્રચલિત સાહિત્ય છે. ભરૂચના ભ્રમદાસે કોઈ પ્રતિ ઉપરથી આ આખી પ્રતિ ઉતારેલી લાગે છે.

---

## ૭. શ્રીપેગંબર સાહેબજીકી વિતક-પૃ. ૨૯-૩૨

આરંભ-શ્રીરાજજી સત હે । શ્રીઠકુરાનીજી સત હે । શ્રીદેવચંદજી સત હે । શ્રીપેગંબર સાહેબજીકી વીતક લપી હે । રાસલીલા પેલકે આએ બરાબર સામ ॥ બ્રમાંડકે ધીર માતાકો નામ બીબી ઓમનાં ॥ પતાકો નામ અબ્બદલા પાડે ॥ રાજકો હુકમ ॥ મોજે સકોસરૂપ । પગાંબર સાહેબ આએ ॥ અવતાર ધરે ॥ જબ પ્રગટે તબ બુતપાંનેકા કાંગુકાગીરે ॥ ઓર સાડેતીન સોનરકી

આગ બુઝ ગઈ ॥ જબ તીન બરસકા—કે જાએ ॥ તબ બરકે નમ ।—કે નમે પશનગ—ગએથ । જબ રાઈલને આનકે તુરસે પુરકીઆ ॥ જબથ—॥ ચાલીસ વરસ—કે ભયે તબ પેગામરી ઉતરી ॥ બીબી એમનાં કે ઘરમે કાલી ॥ કામલી ઓઢ કે સુતેથે ॥ તાંહાંમે રાજદુઆ સાતમા અસમાંન . છોડા તુરમે મુકાંમ છોડે ॥

અન્ત-જબ પેગબર શાહેબ પગાબર સાહેબ ॥ ત્રસઠ વરસ કે જાએ તબ રીહ્ર કીઆ ॥ શ્રીપેગમબર સાહેબકી ઔંત સપુરન જાય ॥

વિશેષ-પાક હઝરત શ્રી પેગંબર સાહેબ મહમ્મદના જન્મ, જીવન અને ઇસ્લામ પ્રચાર સંબંધી આ હકીકત છે.

---

## જ. નક-પૃ. ૩૨-૩૫

આરંભ-શ્રીજી શત છે ॥ નક લખી હે ॥ નક સેહેકે દશખરાસત આદર એતા કામ દનીઆકા ॥ ઓર આખરતકા શુમાર ॥ અવલતોએ હે કે શાય હકકે શારા શેરેહેના ॥ શાઓર શામ ખલકકેની શાપ શેરેહેના ॥...... ..........................તીન ચીજ (પા. ૩૩) તુ રાખ પાશ અને ઇન તીનુ કે તે હાથશે મત દેએ ॥ અવલ એઆ એકેદમેર ખતુ ॥ જો ઓ દીલ તેરા હાથસે ન જાએ ॥ ઓર દુસરી જમાંન કેહમા રખ । એ છપા ભેદ તેરા ન જાએ ॥ ઓર તીશરી ઉજીરા રહો ॥ જે નીમાજ તેરી હાથસે ન જાએ ॥ કે ઇઆર માફક પડન કુરાનકા ઓર એલમ બેતમા ફકીરાકે હે ॥

* * * * *

અન્ત-ભુશા થા હોતા પેટભર ખાસયે સે ॥ મેહેમત માગનાકા હોશે હોતા હે ॥ આયસે દુનીયાકસે ॥ ગીવત નઆને ગીલા સાથ બરોકે બેઠસે ॥ બસ એક પેટ ભરઆ એસે હોતા હે ॥ નકબ હૈક ॥

વિશેષ—આ બોજા પંથીને માટે શિખામણનેજું લખાણ લાગે છે. લહીઆનો મરોડ કંઇક વિચિત્ર છે તથા ચડબંધી લખાણ એવું અટપટું છે, કે તેનો ઉકેલ મહા મુશ્કેલીએ થાય છે.

---

## ઝ-બિહિસ્તમાં કોણ જાય ? પૃ. ૩૬-૩૭.

આરંભ--એક રોજ હજરત રસલ તાપના અસેઅલીએ અલપે સબંધ બીચ મશીત મદીને કે બેઠ હતે ॥ આસેને પુછા ॥ કે આ રસુલઅલી કોઈ એસે હોવેગે કે તમારી બગર સીફાએત જાય બીસ્તકે જાવેગે । તબ પેગ-બર સાહેબને ફરમાયા કે જાએગે ॥ સાત સકસં અવલ તો પાદશાહે અદબ હોવેઃ દુસરા પઢા હોવે ઇલમ અપને પર અમલ કીયા હોવેઃ ॥...... ॥ તપ-સીલેઃ પાતસા અદલ ન હોવે તો એસા હે કે બદલી હે પ્રબર શતી નહીઃ પઢા હુઆ અમલ નહી કરતા હે તો એસા હે કે ય રામ હે રોશની નહીં...

અન્ત-હજરત અલીને પૂછા મહુમદ સાહેબકુ કે નીસાંની મોમેનકી કાહા હે । તબ કહા મહમદ સાહેબે ॥ આટલી નીસાની મોમનકી બોહોત હે ॥ અબસ તો એહ કે નીગા રખતે હે હોક તાંઇ ॥ ઔર દુસરી નીશાની એહ હકે હમેસાં ફીકરમે રેતે હે ॥...ઔર ચોદમી નીસાની એહ કે માફક અલાહે કે હો તેહે ॥ ઔર પનરમી નીસાની એ હે કે નજર કરતે હે અબ કરની ગરસેની નલ સમપુરન નાજી ॥

**વિશેષ**-આમાં ઇલમ-જ્ઞાનનું મહત્વ વર્ણવ્યું છે તેમ શિખામણના તથા એક ખરા મુસલમાનનાં પંદર લક્ષણના બોલ લખેલા છે.

અ. ધોળ-(પૃ. ૩૭) શ્રીરાજજી સત છે ॥ ધોલ લખું છે ॥ રાગ ધનાંસરી ॥

સાધુસંગ નીરમલ જલમાં હુ પણ ગઈ ને નાઇ રે
તે દાદાની વાલાજી સાથે કીધીછે સગાઈ રે

## ટ-ભાગવતમનોરથ-પૃ. (૩૭-૪૫).

**વિશેષ**-આ શ્રીમદ્ભાગવતના રાસપચાધ્યાયીમાં વર્ણવેલા ગોપીવિરહ અને શ્રીકૃષ્ણના રાસખેલનું સંક્ષિપ્ત અનુકરણ છે.

## ઠ-દેહસ્વરૂપ-પૃ. ૪૫

**વિશેષ**-આમાં પાંચ તત્ત્વ અને દેહના બંધારણનું ટુંકુ વર્ણન છે.

## ડ-શ્રદ્ધાનું વર્ણન-(લિ. સં. ૧૮૨૬)-પૃ. ૪૬-૪૮

**વિશેષ**-આમાં ચૌદ લોકનું વર્ણન છે.

## ઢ-કર્તાનું સ્વરૂપ-પૃ. ૪૮-૪૯

## ણ-વૈરાગ્યનાં છૂટક પદો છે-પૃ. ૫૦-૫૪

---

## અં. ૧૪૧-ક-બભ્રુવાહન આખ્યાન-(ગુ. આ.)-વિપ્ર હરિરામ-(ર. સં. ૧૬૯૬)-(લિ. સં. )-પૃ. ૨૦-૭૨-(તૂટક)

આરંભ-(આરંભનાં પાંચ અને છઠ્ઠા કડવાની પાંચ કડી નથી.)

જેવનારલ રભકાવતી ભુપાલ

સુવેગ સુદેવ બેહુ મીત્ર ભલા, બેઠા સભા માંહં બહુ રાજા મલા ૬
આવી બેઠા પ્રદુમાંન તણી તેહેને જુધ કરવાનું માંન
ભીમ પ્ર(પુ)ત્ર સુત બેઠો છે મેઘમણ તેહેવો જોધ નહીં કો ધ્રણ ૭

... ... ... ...

સેના કરટે પડી તેણી વાર ચઢો ક્રોધ અતીશે આંગાર
વેધસપાએને કહે વીસતાર હવે જુધ થાસે અતી સાર ૧૮
એણી પેરે કહે વીપ્ર હરીરાંમ ગાતાં સુણતાં વૈકુંઠ ધામ ૧૯

॥ કડવાં ૬

અન્ત-હાવે એ કથા પૂરાણુ થઇ બભ્રુવાહન અવતાર રે
સાખેપે તૂઝને કહો મહીમા શ્રીભગવાન રે ૮

... ... ... ...

તે માટે સોતા જન સહુ કાઅ એહેવો કરવો વેપાર રે
જે મહીમા હરીજમ (ન) તાણો અર્થ ભરા ભાડાર ? ૧૨
સાંવત ૧૬ છનુઓ ઉતમ ભાદરપદ્ર માશ રે
સુદી પચમી ગરૂવારે પૂરાણુ ગ્રંથ પ્રકાશ રે ૧૩
સકળ નગ્રશીરોમણી સુરત પૂર અવીચંન રે
કવીતા વાસ વસે હરીપૂર માંહ ઉદીચ ગનાતે પ્રકાસ રે ૧૪
શ્રી ગરૂ બ્રંમણ વીરનવ જન કવીતા સહુ કેરો દાસ રે
વીરમનો શુત વીનવે હરીરામ હરીનો દાશ રે ૧૫

**વિષયાદિ** ૧ આ, ગુજરાતમા શ્રીવ્યાસના મહાભારતના અશ્વમેધને બદલે વિશેષ પ્રચલિત જૈમિનીએ રચેલા ભારતના અશ્વમેધ પર્વનો એક પ્રસગ છે આ બભ્રુવાહના ખ્યાન છે પ્રસગ આ છે અર્જુનના નાગકન્યા ઉલૂપીથી થયેલા પુત્ર બભ્રુવાહને પાડવોના અશ્વને રોકયો પછી સામે તે જતાવતા તેણે જાણ્યુ કે અર્જુન મારો પિતા છે, છતા ક્ષત્રિયવટ ખાતર યુદ્ધ કરવુ જોઇએ, એ પ્રતિજ્ઞાના પાલન અર્થે તેણે સંગ્રામ આદર્યો એમા અર્જુન પોતાના પુત્રને હાથે મરાયો શ્રીકૃષ્ણે પાતાળમાથી નાગ કનેથી અમૃત લાવી તેને જીવાડ્યો અને પિતાપુત્રનુ સમાધાન થયુ

૨ કવિતા સાદી છતા રસવતી છે આમા કઈક બુદ્ધિના ચમકારા કવિએ દાખવ્યા છે ખરા કડવા ૨૩ છે પહેલા ૫ આખાં અને ૬ ઠ્ઠાની કડી ૫ પડી છે, તેમ અતમા ૨૩ મા કડવાની પણ થોડીક લીટીઓ પડી છે, એટલે ઉપસહાર તૂટક છે, તેમ લિ સ જણાતો નથી

**વિશેષ**-૧ આ આખ્યાન છપાયનુ નથી રા ભાનુસુખરામે પ્રેમાનદકૃત 'બભ્રુવાહનાખ્યાન' (?) પ્રકટ કર્યું છે તેની પ્રસ્તાવનામા (પાને ૩ જે) વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરીમાં કવિ હરિરામની બાવીસ કડવાની પ્રતિ હોવાનું નોંધ્યુ છે અને ટીકામાં (પાને ૮૧) તેના અતનો ભાગ ઉતાર્યો છે એ અત ભાગ પ્રસ્તુત પ્રતિના અત ભાગ સાથે મળે છે, માત્ર ૨ સ ૧૬૯૫ તેમા છે, તે મળતો નથી પણ કદાચ '૫' 'દ' ને બદલે ઉકલ્યો હશે કે લહીયાનો હસ્તદોષ કે ઉકેલદોષ હશે

૨ પ્રતિમા વચ્ચે ૩૦-૩૧ મા પાનાના અંકેક ભાગ કોરા છે, સદર્ભ તૂટતો નથી પાનાનો ક્રમ ૭૨ પાળીથી નોંધ્યો નથી લખન પણ કાના માત્રા ની ચૂકવાળું તેમ ભૂલભર્યું પણ છે પાનાના છેડા કરપાયલા છે

૩ જુઓ અન્ય કવિઓના બભ્રુવાહન આખ્યાન ભુજના કવિ જેરામનું અ ૫૯-ક, વિષ્ણુદાસનું અ ૬૬-ઝ, અને અ ૧૦૨-ડ

---

પદ-રાસલીલા-દયારામ.

સખી રાશ રચ્યો બાંસીબટ પુ(લ)વન માંહ જીમંને તીરે
મુને વસ કરી કાંમ વીડ કીધ રે હલધર વીરે
તાંહાં તો આંજ સખીઓ રાચે છે મદન નટવર રૂપે ભાસે છે.
તાંહ રચી વરસો છે રે વસલડીએ ઘ્રણા પુલ પુલાં વેલડીએ
તાંહાં દખ્યા સખી છે એલડીએ સખી.
માહારૂં માંન મોહુ વંસલડીને કાંહાંન કાલા
એને કરીને કર માંહ લીધી છે.ઘણું દાઆ સખીને દીધી છે. મારૂં.

---

અં. ૧૪૨-ખ-નંદબત્રીસી-(ગુ. વા.)-શામલ-પૃ. ૧-૩૪ (તૂટક.)

આરંભ—શ્રીગણેશાએ નામઃ। શ્રીસાલ(ર)દાએ નામઃ। શ્રીરાધાવલ્લભજીની કીપા થાઇ શ્રીનાંદબત્રીસી લખી છેઃ.

શ્રીસાલ (ર)દાને નામુ શીશ આરાધું ઉમયા પ્રતી ધસ

અન્ત—પ્રધંન તો ઓશીઆળો થયો મન માંહ દુખ ધરીને રહો
શંમતાંસુ પડી બહુ શરાંમ એ ત્રણુ આગળ માહારો ભાગો હાંમ
વીચાવા લાગો હુ માંન પછે રાત પડી સુતા સંહુ જંન

વિષયાદિ—વસ્તુ સુપ્રસિદ્ધ છે. પ્રતિ તૂટક છે. પ્રધાન ચોપટ ખેલતાં બેઠો પછી જંગલમાં ચાલ્યો જાય છે ત્યાં સુધીનો પ્રસંગ આ પ્રતિમાં ઉતરાયલો છે. બૃ. કા. દો. ભાં. ૨ માં આ વાર્તા છપાઈ છે. તેનાથી આમાં પાઠાંતર કેટલાંક વધુ સ્પષ્ટ આવવાળાં છે. પ્રતિ તૂટક હોતાં ર. સં., કે લિ. સં. નો ઉલ્લેખ સાંપડતો નથી. આ વાર્તાની પ્રસ્તુત નામાવલિમાંથી અન્ય પ્રતિઓ માટે જુઓ: અં. ૬૨-ક; અં. ૮૩-ક; અને અં. ૧૧૯-ક.

---

અં. ૧૪૩-ક-નિત્યનિયમનો કાગળ-શ્રીસહજાનંદ-પૃ. ૧-૫૦

આરંભ—શ્રીસ્વામી નારાયણાય નમઃ। શ્રીસ્વામિ પુરૂષોત્તમાય નમઃ। સ્વસ્તિશ્રી સંતસંગ મહાશુભ સ્થાને પૂજ્યારાધ્યે સર્વ શુભ ઉપમા યોગ્ય પરમ હંસ મુકતાનંદ સ્વામિ। ત૦ ભાઇ રામદાસજી। ત૦ સમસ્ત પરમહંસ। ત૦ શ્રીપાત દેવાનંદ સ્વામિ। ત૦ સમસ્ત શ્રીપાત। ત૦ બ્રહ્મચારિ જેરામ। ત૦ મૂલજી। ત૦ સમસ્ત બ્રહ્મચારિ ત૦ કર્મયોગી નાનાભાઈ ત૦ સમસ્ત કર્મયોગી બાઇ ત૦ સમસ્ત કર્મયોગી ભાઇ ત૦ સાંખ્યયોગી બાઇ જીવૂબાઇ ત૦ રાજબાઇ ત૦ સાંખ્ય યોગીબાઈયુ સમસ્ત અત્ર શ્રી અનિર્દેશથી લખાતંગ સ્વામિશ્રી ૬ સહજાનંદજીના જે સચ્ચિદાનંદ વાંચજ્યે। બિજું લખ્યા કારણુ એમ છે॥ જે ભજનનો કરનારો જે જીવ તે ત્રણુ અવસ્થાથિ પર જે સાક્ષિ તેને

માંનજો તે સંગે વાત અતિશે કરવિ । બીજૂં એ છ્ત્ર જે તીન અવસ્થા રૂપ તેને પટચક્ર ભેદાનિ રીતને પટચક્રનો સ્વરૂપ તે તો જેવો આત્માનંદ સ્વામિ છતે વાત થાતિ તેવિ વિચારીને કરવિ ॥

अन्त—च ब्रह्मखंडे । एव शो(षो)डशोपि कृष्णस्य परमात्मनः
महाविष्णुः स विज्ञेयः सर्वाधार(:) सनातनः ॥ इति ॥
पश्य मे पार्थ रूपाणि शतशोथ सहस्रशः
नानाविधानि दिव्यानि नानावर्णाकृतानि च ॥ २ ॥

આ કાગલ પ્રમાણે બ્રહ્મનિરુપણ સર્વ શાસ્ત્રને વિષે સર્વ શ્રુતિને વિષે કરજો એ વિના બીજી રીત્યે કરશો માં એ વિના જે નિરૂપણ કરે તે વેન જેવો જાંણવો ॥ આ પત્રને સર્વે નિત્ય એક વાર પાઠ કરશો ॥ આ કાગલને અતિશે હેતે કરિને ન પ્રવર્તાવવે તે વચનદ્રોહી જાંણવો ॥ અમારા નારાયણ વાંચજો ॥ આ કાગળ નારાયણે લખ્યો છે ॥

ઇતિ શ્રીનિત્યનિયમનો કાગલ સંપૂર્ણ ॥ ॥ ॥

**વિષયાદિ–૧** વિષ્ણુમાર્ગી શ્રીસ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્ય શ્રી ૭ સહજાનંદજીએ પોતાના ભાવુક ભક્તો, સત્સંગીઓ સંપ્રદાયીઓને બ્રહ્મનું નિરૂપણ કરનારો પત્ર લખ્યો છે. આમાં સામાન્ય રીતે તો રામાનુજી વિશિષ્ટ અદ્વૈતના સિદ્ધાંતની પરિપાટી અનુસરાઈ છે. વળી પરમ શ્રીમદ્ભાગવત, શ્રીમદ્ભગવદ્ગીતા, તેમ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમાંથી સમર્થન કે વિશદ અર્થ અર્થે પ્રમાણો ટાંકેલાં છે. એ બ્રહ્મ તે શ્રીકૃષ્ણચંદ્ર, દેવકીથી અવતરેલા તે એ નિષ્કર્ષ છે.

૨. ગદ્ય સરળ છતાં સચોટ છે. શાસ્ત્રી લોકોની સંકુલ શૈલી અને બહુલ શબ્દભારનો એમા અભાવ છે.

**વિશેષ–૧** સ્વામી શ્રીસહજાનંદજીએ આવા ઘણાક પત્રો અધ્યાત્મશાસ્ત્ર, અને વેદાન્ત સિદ્ધાન્તને લગતા પોતાના સત્સંગીઓ–એનો તથા ભાઇઓ–ને લખેલા જાણવામાં છે. તેમ તેઓશ્રીનાં વચનામૃતો પણ પ્રસિદ્ધ છે.

૨ તેઓશ્રી પોતાના સંપ્રદાયીઓને કેવી રીતે સ્મરે અને અપનાવે છે તે આ તેમ જ આવા બીજા પત્રોની લઢણ ઉપરથી સ્પષ્ટ થાય છે.

૩. મંદિરોમાં આવા પત્રોનું સત્સંગીઓ, અને સાધુઓ નિત્ય પઠન પાઠન કરે છે તથા બીજાં ભાવિક સત્સગી બેનો તથા ભાઇઓને સાયંકાળે મંડપમાં સંભળાવી સમજાવે છે.

૪. આવા પત્રોમાં એ સંપ્રદાયના સાધકોની જે વિવિધ કોટીઓ આપી છે, તે એ સંપ્રદાયના વિકાસ અને વિસ્તાર જાણવામાં સાધનભૂત થાય એમ છે.

૫. પ્રતિ બાલબોધ અક્ષરે શુદ્ધ લખેલી છે; હ્રસ્વદીર્ઘાદિ ઉપર ચિત્રટાઈભર્યું ધ્યાન અપાયલું જણાય છે. પ્રતિ પોથીના આકારે છે. પાનાં કંઇક લાંબાં, નાનાં અને હાથમાં ઝાલી પાઠ કરવાને સુવર થઈ પડે તેવાં છે. દરેક પાને સાત સાત લીટીની હારા આવે છે, શ્લોકની પંક્તિઓ સામાન્ય અને ક્વચિત્ ચાર ચાર છે. આખીયે પ્રતિમાં શ્રીસહજાનંદી સંપ્રદાયનું સાહિત્ય ઉતારેલું છે.

૬. આ પ્રતિમાં પહેલાં ચાર પાનાંમાં બીજી પ્રકીર્ણ બાબતો લખેલી છે. માત્ર પહેલા તથા ચોથા પાનાનો મજકુર બાળબોધ લિપિમાં છે, બાકીનાનો ગુજરાતી લિપિમાં છે.

પાને ૧ લે "...... એને ભગવાંન વૈકુંઠ લોકનિ પ્રાપ્તી કરાવે છે જેને ભગવાંન ધારવામાં સ્ત્રી આદિ તેનો રૂપથ થાય છે. બિજું ઉત્તમ ભક્ત તે જે વેરાટનો અંતર્યામિ... સાક્ષી તુરીયાતર(ની)ત તેને વિષે જે સ્વાભિમાની જીવ ઇંદ્રિયોને અંતઃક... (બાલબોધ લિપિમાં છે.)

પાને ૧૦૩: રાગ ગરબી.

૧ હુ ગઇ એકલડી આજ જમનાને તીરે માહાન લલીત મુકાવી લાજ હલધરને વીરે, મારી પુરણ પુરે આશ જમના, રસ પીએ **રણછોડદાસ.** હલધર.

૨ હરી ઉભલા જમુનાને તીર જુએ રંગ રાધાનો નરખે હલધીરનો વીર. જુએ૦ કોરાંભી વન જાવેલ જુએ૦ કહે રણછોડ રંગભરેલ જુએ૦

પાને ૩ જે: રૂડા રામ તણા ગુણ ગાઓ રે હો પંખી પ્રાણી રે,
મેહેતા **રામકૃષ્ણ** સ્વરૂપ બંધન રાખેરે. (કડી ૧૧ છે.)

પદ રાગ કાફી ૪ હરી નહી અલગો રે ગોવિંદ છે ઘટમાં,
૫ મઠે જેમ પ્રગટે રે દહની લાકડમાં હરિ નહીં.
ભણે **આદીતરામ** વસ્તુ વીચારતાં કલ્પી દરશે કાએ,

પાને ૪ થે: હિત સર્વે ક્રિયાને વિષે લેવું ગ્રાગ્રે ગ્રાગ્રે લેવો જે અતિશે જે લેશે તેને જે પુરુષોત્તમનો ધામ તે દેહ શતે દેવસે થોશે તે તો સુના ટાંણે દેવસે જામિશે સહિત જે પરસ્પર જે પ્રતિ પાવન નહિ કરે તેને દેહ રૂપ જાણવા ગુરુદ્રોહિ જાણવા વચનના દ્રોહ —

यस्यास्ति वित्तं એ શ્લોક છે.

પછી પાનાં બે કોરાં છે.

પાને ૫૨ મે પ્રેમાનંદનું ૭ કડીનું પદ છે:
બલીહારી છે કૃષ્ણ દીનેરા પગલા પુરવમાં.

પછી બે પાનાં કોરાં મૂકી નીચેનું બે પાનામાં અષ્ટક લખેલું છે.

ध्येयं सदा परिभवघ्नमभिष्ट दोहं । तीर्थास्पदं शिवविरंचिनुतं शरण्यं ।
भृत्यार्तिहं प्रणतपाल भवाब्धिपोतं वन्दे माहा पुरुष ते चरणारविन्दं ॥

---

## અં. ૧૪૩-ખ-ધર્મતત્ત્વસાર-(ગુ. ગ. પત્ર)-
## શ્રીસહજાનંદજી-પૃ. ૧-૬.

આરંભ-સ્વસ્તિ શ્રીસત્સંગ સમસ્ત મહા શુભ સ્થાને પુજ્યારાધ્યે વિરાજમાન ઉત્તમોત્તમ સર્વ શુભ ઉપમા યોગ્ય પરમહંસ સમસ્ત તથા સાંખ્યયોગી બાઇભાઇ સમસ્ત તથા કર્મયોગી બાઇભાઇ સમસ્ત એતાન શ્રીનારાયણ સમીપથિ લિપાવિતંગ સ્વામી શ્રીજી સહજાનંદજિના નારાયણ વાંચજો અપરંચ લિખવા કારણ એમ છે જે ભગવાંન કેવા છે ને સદ્ગુરુ કેવા છે એ જન્મ ધરતે થકે પણ અજન્મા છે અને દેહ મુકને છતે પણ અજર અમર છે અને મધ્યકાલને વિષે દેહ છે તે પણ અનિ(લિં)ગ છે અને અરૂપ છે....

અન્ત—નારાયણને વિષે જે મરણભાવ કલપે છે તેને અનેક દેહ ધરવા પડે છે ને નરકમાં પણ જાવો પડે છે અને જે નારાયણને વિષે અજર અમર-પણું સમજે છે તે અનેક દેહ થકિ ને અનેક કર્મ થકિ ને અનેક ચોરાસિ થકિ મુકાઈ જાએ છે માટે આ સતસંગિ સર્વે ભગવાંનનિ મુર્તિયું જે થૈ ગેયું ને હમણાં છે ને આગર થાસે તેને વિષે મરણભાવ કાઈ કલપસો માં. અને આ અમારિ વાતનિ પુષ્ટિને અર્થે કાસિથિ આવિ છે જે અર્પે ગિતા તેનો અને ધર્મતત્ત્વસાર તેનો વિચાર કરજો અને આ કાગલ સૌ લખિ લેજો ॥

વિષયાદિ—શ્રીસહજાનંદજીએ અં. ૧૪૧–ક માં આપ્યો છે તેની ધાટિનો આ-ધ્યાત્મિક જ્ઞાનનો પત્ર છે.

વિશેષ—૧. આ પત્રના અન્ત ભાગથી સમજાય છે તેમ શ્રીસહજાનંદજીના સત્સંગી શિષ્યો તેઓશ્રીના આવા પત્રો લખી લેતા અને અરસપરસ તેમાં રહેલા રહસ્યને સમજાવતા.

૨. પ્રતિ આદિ માટે જુઓ અ ૧૪૧–ખ. વિશેષ.

---

## અં. ૧૪૩–ગ–છૂટક પદો—પૃ. ૧–૧૧

પદ રાગ ગર્બિ ॥ નારાયણ નાંમ લે નિ તું પ્રાણિરે બદ્રિનાથ પ્રગટ જગ જાંણી નારા૦

૧ કાયા માયા છે જોતાં હરિ કાચી રે તેને રંગે રહેતો તું રાચી રે
બ્રહ્માનંદ કહે વાત સાચિ । નારાયણ ૫

૨ બદ્રિનાથનું લે સરણું રે મિટે માહા દુઃખ જન્મ મરણનું રે
કથા હરિનિ સાંભલજે તું કાંને રે બ્રહ્માનંદનું કહ્યુ સત માનો બદ્રિ૦ ૫

૩ ઓલે બદ્રિનાથને તું રેહેને રે નર સહિત નારાયણ કેહેને રે । ટેક
કર પ્રીત તું સંત સમાજેરે જેમાં પ્રગટ હરિ જિત રાજે રે
બ્રહ્માનંદ કહે તાહારે કાજે ॥ બદ્રિ૦ ॥૫॥

૪ પ્રાંણિ નરદેહ સુંદર પાંમી રે ભજ નરનારાયણ સાંમિ
હવે જિતિ બાજિ મત હારે રે બ્રહ્માનંદનું કહ્યુ હૈએ ધારે પ્રાણિ૦ ૫

વળી ભૂમાનંદનાં ત્રણ ત્રણ કડીનાં ચાર પદ છે.

પછી બ્રહ્માનંદનાં કડી ૫–૫ નાં પાંચ, ૩–૩ નાં ૩ પદ બાળબોધ લિપિએ લખ્યાં છેઃ

૧ આવોને ઓરા છબિલામા ફિરો ફિરિએ
૨ પધારો નાથ વાત(ટ) જોઇને હનિ કાંરની
૩ છબિલા છેલ દુર ફરો છો સિદ ડોલતા
૪ રજિલાં કાંન અરજિ ખમાં એક લિજિયે
૫ વાલિડાં વેરો કિધો રે કુંજવિહારિ
૬ વાલાજિ વેલા આવો રે પિતંમ પા(પ્યા)રા
૭ જિવન તમને જાંનાં છેલ ગુમાનિ
૮ સાંમલિયા સામું જોતો રે મથરાંના વાસિ

ઘ માળા-નારદ-પૃ. ૧-૨

ભજો ભાવ અખંડ માલા રે માલા હાલે છે મન કેરા ચાલા રે । ૧

નરનારાયણ દેવે માલા દીધી રે પ્રેમે નારદે ચડાવી શીરા લીધી રે ૧૮

આ માળા ગુજરાતી લિપિએ લખેલી છે.

ઙ ધુન-પૃ. ૧-૨

નારાયણ કૃષ્ણ હરી ભજ લ્યો પ્રાંણી । નારા૦

હરિ ગુર વચન કોઇ હેતે હી કહે નારદ સુનો વિગ્નાંની નારા૦ ૧૪

ચ પદ-ભરમે અખર લાખા ભુશી શરપડંખ જેમ મોહોરો મૂકો રે વિશ લીધુ સુશી ॥ ઓ. ।

"શિવરાજ કહે ભરમનું શેવો રે ફરી જમને જબાપ ન દેવો ઓ. (કડી ૭)

---

अं-१४३-क. पद्संग्रह-(हिं. का.)-पृ. १-९

रामभक्ति-पद. ३, कडी ३-३, देवाकर.

कृष्णभक्ति-पद-१, कडी २, किशोरिदास पद-१, क. ५.

बालकृष्ण स्वरूप-सुरजी; पद-१, क. ९- परमानंदः पद-१, क. ४, माधोः पद-२, क. ४. केशो पद-१

मुरलीधर-पद-१, क. ४, परमानंद. पद-१, क. ४, कृष्णदास. पद-१, क. ४, वीशंभर.

गोपीमोह-पद-१, क. २, कल्यान. पद-१, क. २, नंदनंदन. पद-१, क. २, पद-१, क. ५, त्रिलोक. पद-१. क. ९, परमानन्दः पद-१, क. ११, चत्रभूज. पद-२, क. ३-३, परमानन्दः मळी कुल २० पद गोडीमां बालबोध लिपिए लखेलां छे.

વિશેષ-પ્રતિ જૂની છે. કાગળો જૂના છે. લેખનરીતી પણ જૂની છે. હિંદી પદો, ભગવદ્ગીતા તથા હારમાળા બાળબોધ લિપિમાં લખેલાં છે. તેમાં શરૂઆતમાં હિન્દી પદોનો લહીઓ ભગવદ્ગીતાના લહીઆથી જૂદો છે. ભીમનાં પદ મિશ્ર ગુજરાતી-હિંદી છે તેમ બાળબોધ લિપિમાં લખેલાં છે. કુલ ત્રણ લહીઆઓના હાથ લાગે છે. પ્રતિ સં. ૧૭૨૯ માં લખાયલી લાગે છે. કુળ પૃષ્ઠસંખ્યા નોંધેલી નથી. એમાં ભગવદ્ગીતાનાં પાનાં આડાંઅવળાં બંધાયાં છે. પાનાં કપાયલાં તેમ ગળ્યું છે.

પદ-૮ ભીમ ઠાકોર-પૃ ૧-૪.

૧ સુજને ભાવે રે શામલીઆનો સંગ. ક-૩

૨ આવે આવે રે માહારો ગીરધારી ક-૩

૩ કોહો કેમ રહીએ રે કાંહાંનુડા પાખે ક-૪

૪ ભલે પધારો રાજ આવોજી ભોવન તમારૂં ક-૪

૫ હું તો તેણે મોહી રે કાંહાંનજી કામલીવાલે ક–૪
૬ હું વારી રે ગીરધારી પર વારી ક–૪
૭ કાંહાનડ બોલી રાજ બોલપણુ નવ કીજે ક–૪
૮ મુને ગીરધારી ભાવે બીજો મારે ચીત્યે ન આવે ક–૪

हिन्दी पद–२, कबीर, पृ. १. सारंग रागनां:–हिन्दी पद–१, परमानन्द; १, माधो; १. परमानन्द ४, सूरदास; ३. परमानन्द, अने १ नाम वगरनुं अधूरुं (हिन्दी पदो) राग गूजरीनां: १ वृन्दावनदास, २ परमानन्द १ मीरां, १ सूरदास, अने २ कबीर. हिन्दी पदो २२ राग सारंगनां १ कबीर अने १ तुलसीदासनां आमां वच्चे वच्चे छे तेम भगवद्गीतानां १४, ८, ९ अने १२–१३ पानां आमां बंधायलां छे.

---

અં. ૧૪૩–ખ–ભગવદ્‌ગીતા–(ગુ. ક. ભા.)–રામભક્ત–
(ર. સં. ૧૬૬૦)–(લિ. સં. ૧૭૨૯)–પૃ. ૮–૨૧–(તુટક.)

(પૃ. ૧૪, ૮–૯, ૧૨–૧૩, ૧૫–૩૧. આ ક્રમે પાનાં બંધાયલાં છે:)

આરંભ–..............................................ભીમાંન

મન બુદ્ધિ ઇન્દ્રી તેહના નહી ઠાંમ તાંહાં રહી દુષ્ટ કરાવે કાંમ
તે માટે ઇન્દ્રીય વશ કરો સો ગુણને રાખો પરો
એ જીત્યેં જીત્યોં સંસાર અરજુન એહવૂ ગ્નાન વિચાર
જ્યોગ સાહાસ્ત્ર બ્રહ્મ વિદાય કર્મપ્રસંસા ત્રતીયોદ્ધાય શ્રી । ૩

અન્ત–એ યોગ શાહાસ્ત્ર નર નારી ગાએ તેહનાં બ્રંહ્મહત્યાદીક પાતીક જાએ

× × × ×

રહીત કાંમના મિં સ્તુત્ય કરી........
વેદાંત મત ગીતાનું ગ્નાન તે ઉપર કીધૂં આક્ષાંન
શ્રીગુરુચરણકૃપાયેં કરી અમ્રુત હરીરસ મુક્યો ભરી
ગ્નાન વતી કરી પીસે જેહ મુક્ત રૂપ નર જાણીએ તેહ
સંવત પોડસ સાઠોતરે આસો માસ પક્ષ ઉજલે
દીન દ્વાદસી નિ રવિવાર કથા હવી પુરણ વીસ્તાર
જ્યોગ સાહાસ્ત્રે બ્રંમવીદ્યાય શંન્યાસયોગ અષ્ટાદશોધ્યાય.

ઇતીશ્રી ભગવતગીતા સંપુર્ણ શુભં ભવતુ । કલ્યાંણમસ્તુ । સંવત ૧૭૨૯ વર્ષે કારતગ વદિ ૪ ભોમે લપીતંગ ભગવતીદાશ શીરંગજી નાગર પંભાયતી પટલ દેશવ અર્જુનનેં વાંચવાને અર્થે જાંહાં વાંચો તાંહાં સંભારસો ઘાડી વાંચજ્યો બાંધી મુકસો માં. यादृष्टं पुस्तकं मैं दृष्ट्वा... श्री.

**વિશેષ-૧** આ ગ્રંથની વસ્તુ, રચનાર આદિ સંબધમાં જુઓ **અં. પર ચ**-નાં વિષયાદિ, અને વિશેષ; ઉપરાંત જુઓ **અં. ૫૪-છ** પાને ૨૧-૨૨ મે; અને **અં. ૯૦-૪** તથા **અં. ૯૭-ગ.**

૨. ૩ જા અધ્યાયના અંત ભાગથી તે ૧૮ મા અધ્યાયના અંત સુધીનો ભાગ આ પ્રતિમાં લખેલો છે.

---

## અં. ૧૪૩-ગ-પદ હારસમેનાં-નરસિંહ મેહેતો પૃ. ૧-૪ (તૂટક)

**વિષયાદિક-.**

રાગ **રામગ્રી-૧** સદા તુ દયાલ હું દીન દામોદરા ઈંદ્ર નાથ તું જો એહેવું વીચારી. એહેવું નાંમ જાણી **નરસહીએ** જપે હવ્યેં રાક્ષસ રણે રપે બીજ લાગે. ૬. ૫.
૨ માહરે તાહરા નામનો આસરો તું વ્યના સાર કોણે લે રે માહારી.
૩ વ્યભચારાશું પ્રીતડી તું તો શ્રીરંગ રાતો.
**કેદારો-૪** કોણુ આગલ્ય જઈ વીનવું વીઠલા કંથ કમળા તણા શું વીચારો.
૫ દયા આણી દાંમોદરા સીગ્ર સેવક તણી તું રે માહારો ધણી વીશ્વ જાણ્યો.
૬ પરણીને પારકે હાથ્ય શું ભાલવ્યાં બીજ નાવી રે કંથ તુ(જ)ને.
૭ તમો કસા ઠાકુર હૂં કસો સેવક જે કર્મચા લેષ લખ્યા ન જાએ.
૮ હારને કાજે શું હઠ કરો સાંમલા યાચવાને તાહારે દ્વાર આવો.
૯ નંદના નંદ કાં વાર લાગે ધણી દૂરીજંન લોકને શું હસાવે.
૧૦ પ્રથમ પ્રીત્ય માંડી હાવેં શું રહો સાંભલી ન્યુન તાહારે હવે થઇ રે આજ.
૧૧ હારને કાજે શું વીલંબવારમાં ઘણી વોહે રે વૈડૂર્ય કોસ્તભમાલા.
**આસાવરી-૧૨** ઠાકુરે માહારો દાંમોદર જેણે સાથ કરી સંભાલ રે.
૧૩ શ્રીદાંમોદરજીના ગુણને ગાતાં તે જન દુખીઆ ન હોયે રે.

**વિશેષ-૧** નરસિંહ મેહેતાની સાચી કૃષ્ણભક્તિ જાણવાને જૂનાગઢના છેલ્લા હિંદુ રાજા મંડલિકે દામોદરજીના મંદિરમાં દરબાર ભરી એક રાતમાં દામોદરજીની મૂર્તિ પોતે પોતાના કંઠમાંનો ફુલનો હાર પહેરાવે તો તુ સાચો ભક્ત, નહીં તો તને જીવથી મારીશ એવી પ્રતિજ્ઞા કરી અને નરસિંહ મેહેતાને પ્રભુએ હાર પહેરાવ્યો, એ પ્રસંગના આ પદ છે.

૨. **હાર સમેનાં પદ** એ નામે જે પ્રતિઓ મળે છે તેમાંની આ એક જૂની પ્રતિ છે હારમાળાને નામે પ્રકટ થયલી પ્રતિઓમાં જેવી આખાયે પ્રસંગની શૃંખલાબદ્ધ સકલના મળે છે તેવી સંકલના આવી હારસમેનાં પદવાળી પ્રતિમાં સામાન્ય રીતે નથી હોતી પણ 'હારસમેનાં પદ'માં માત્ર નરસિંહ મેહેતાએ જ હારના સમે કાઢેલા આત કરણભર્યા ઉદ્ગારો ગોઠવેલા હોય છે. આવી ઝીણવટથી બન્ને જાતની જૂની જૂની પ્રતિઓ અવલોકી નિસ્તાર કાઢવામાં આવે તો 'હારમાળા' અથવા અને 'હાર સમેનાં' પદ એ (બે) જૂદી જૂદી ધાટિની કૃતિઓ લાગશે અને આ સવાલનો ઉકેલ સમજપૂર્વક આણી શકાશે.

---

## અં. ૧૪૪-ગુરૂશિષ્યસંવાદ-જીવનદાસ-(ગુ. અ. કા.)-(ર. સં. ૧૭૯૮)-(લિ. સં. ૧૭૯૮?)-પૃ. ૧-૩૬.

આરંભ-શ્રીગણેશાય નમઃ અથ શ્રીગુરૂ...... (શિષ્ય સંવાદ લખ્યો) છે.
રાગ ધન્યાશરીનો ઢાલ,

પ્રથમે પ્રણવુંનિ ગુરૂ......(દિવજી) મુલ પ્રકૃતિ કરે જેહેનિ શેવજી ૧
માયા વડે બહૂ ભાસે રૂપજી પોતે નિર્ગુણ અકળ અરૂપજી ૨
ગુરૂ શિષ્ય પોતે પરમાનંદજી જુજવું ભાસે માયાદ્વંદજી ૩
પંચ બ્રહ્માંડ સઘલે પોતેજી ન મીલે કાંઇએ જોતેજી ૪
નામ આશંક્યા શીશ સુજાંણજી ગુરૂ પરમાત્મા છે પરમાણજી ૫
શુદ્ધ પરમારથ નિવર્તિ ગ્રંથજી ગુરૂક્રિપાયિ પામું અર્થજી ૬
નિરમલ બુદ્ધિ આપો નાથજી પૂછું પ્રસ્ત જોડી હાથજી ૭
ઉથલો: } પૂછું પ્રશ્ન ગુરૂદેવ સ્વામિ સંસારનિ ઉત્પત્ય કોહો
શિષ્યોવાચ } સ્થિનિ નાશ તે કયમ થાયે જીવભાવ કોણ ગ્રહિ રહ્યો ૮

અન્ત-ગુરૂ પરમહંશે કૃપા કરી તાહરે અનુભવ ઉપનો માંહ્યથિ
કેહે દાસ જિવન સમજી સમ્યા એ બ્રહ્માનન્દ સ્વરૂપથિ ૫૧
સંવત સત્ર અઠાણુંઓ સ્રાવણ શુધ બિજ દિંન
ગુરૂવારે ગ્રંથ પુરણ થયો કો સમજે હરીના જંન ૫૨
એ ભાવ પ્રિસર્યૂ જે કો સાંભલે ગુરૂશિષ્ય કેરો સંવાદ
તે સકળ તીરથ ઘેર્ય બેઠાં નાહ્યે ઉપજે મન આનંદ ૫૩
એ કડુઆં બાર ને ચઉંણું ચ્યારશેં દશ અર્થે કરી સમજે નર જેહ
તે નિશે ગ્નાંનગંગા માહાં ઝીલે ફરી ધરે નહીં દેહ ૫૪
ભાવ દેહ ધર્યો તે થયો સફળતા નિત્ય સંતસંગત્ય શેવા કરી
જો નરનારી જંન ગાય અનૂભવે તો ભવસાગર સહેજે તરે
નગ્ર વૈરાટ ને ધોલકા મધ્યે વાસે પાસે હરીજંન
ગુરૂ ગોવિંદની ક્રીપા થકી તે બોલ્યા દાસ જીવંન ૫૬

કૃતઃ ભક્ત જીવનદાસઃ લપિતંગ દાસનાદાસ શેવકઃ ખુશાલદાસ। રાંમજી સત્ય છે રામાનમઃ રાંમજીઃ-

વિષયાદિ-૧. આ અધ્યાત્મજ્ઞાન, આત્મયોગ અને વેદાંતનો ગ્રંથ છે. ગુરૂશિષ્ય સંવાદ દ્વારા કવિએ ૧૨ પ્રશ્નોના ઉત્તર સરળ તેમ જ રસભાવભરિત વાણીથી આલેખ્યા છેઃ ૧ સંસારની ઉત્પત્તિ, ૨ યથાર્થ બુદ્ધિ કેમ થાય, મનનિર્મલ કેમ થાય, ૩ એક આત્માનો અનેકરૂપે આભાસ. ૪ બ્રહ્મ અદ્વૈત છે તો જુજવાં કર્મ અને સુખદુઃખ કયમ વગેરે.

૨. આના કડવાં ૧૨ અને કડીઓ ૪૧૦ છે. રાગ ધન્યાશ્રી આખાએ ગ્રંથનો છે, એમ સમજાય છે.

**વિશેષ**–૧ કવિ ધોળકાનો છે. આ ગ્રન્થ છપાયો જાણવામાં નથી.

૨. આ લાંબી પાનીયાં પ્રતિ છે. કુલ ૩૬ પાનાં છે, તે કરપાયલાં તેમ જીર્ણ છે; બાલબોધ લિપિમાં લખેલાં છે. કોકકોક પાનામાં બાજુએ ગ્રન્થની પુનર્વાચના થતાં કાંઈક કાંઈક સુધારેલું અને ઉમેરેલું જણાય છે.

૩. ગ્રંથ સારો, સરળ, બોધક અને પ્રકટ કરવાયોગ્ય છે.

---

## અં. ૧૪૫–જ્ઞાનગીતા–(ગુ. કા.)–નરહરિ–(૨. સં. ૧૬૭૨)–(લિ. સં. ૧૭૬૭)–પૃ. ૧–૨૯

श्री गणेशाय नमः ॥ श्री पुरुषोत्तमाय नमः ॥ श्री गुरुभ्यो नमः ॥ **ज्ञानगीता** ग्रंथ लिख्यते

परात्परं परं धाम परं ज्योतिः परं पदं। परमात्मा परं तत्त्वं नमस्ते पर्मकारणं ॥ १॥
विश्वेश्वरं विश्वनाथं विश्वात्मा विश्वतोमुखं विश्वंभरं विश्वरूपं विश्वमूर्तिनमो नमः ॥ २॥

રાગ ધન્યાશ્રી ॥ પ્રથમિ પ્રણમૂં નીરંજન દેવજી મૂલ પ્રકૃત કમિ જેહની સેવજી
સદાંથી ઉપનો પુરૂષ અહંમેવજી સરજિ સંવરિ તે અવશ્યમેવજી ॥૧॥
ઢાલ ॥ સરજિ પાલિ સંવરિ તેહનિ ક્ષણ ન લાગિ વાર
મૂલ પ્રગત પરબ્રહ્મથી ઉપનો ત્રીગૂણ અહંકાર ॥ ૨ ॥
સત્વ ગુણ તે વિષ્ણુ કહીયિ, રજો ગૂણ બ્રહ્મા રૂપ
તમો ગૂણ તે રુદ્ર કહીયિ, એ સગૂણ બ્રહ્મસ્વરૂપ ॥ ૩ ॥
તમો ગુણ થકી હવો સ્થૂલ સૂક્ષ્મ ભૂત વીસ્તાર
રજો ગૂણથી ઉભય ઈંદ્રી ઉપનાં નીર્ધાર ॥ ૪ ॥
સત્વ ગૂણથી અંતઃકર્ણ મન બૂદ્ધ ચીત્ત અહંકાર
એ તત્ત્વ ચોવીસે કરી હવો સ્રષ્ટિનો વીસ્તાર ॥ ૫ ॥
શ્રીજ્ઞાનગીતા ગ્રંથનો એ આદિ મંગલાચર્ણ
ગુરુ બ્રહ્મ ચૈતન્ય પ્રસાદિં પામ્યો નીરંજન શર્ણ ॥ ૧૧ ॥
કવિ નરહરિ સહૂ સાંભલો એ યથાર્થ પ્રગટ કહ્યૂં
ગુરુભક્તિ કરતાં સંતસંગિ અનૂંભવીએ પદ લહ્યૂં ॥ ૧૨ ॥ ॥ કડવૂં ૧

**અન્ત**–સીદ્ધાંતનૂં સીદ્ધાંત એહ જ જે કીજે કૃષ્ણચિંતન
ગુરુ બ્રહ્મ ચૈતન્ય તણિ પ્રસાદિ પામ્યો તે રામરતંન ॥ ૧૭ ॥
એ જ્ઞાનગીતા હવી પૂરણ હરી ગુરુ સંત પસાય
પદ બસિં ત્રીસ તિ કડવાં સત્તર સાંભલિ દુઃખ જાય ॥ ૧૮ ॥

દ્રૂપદ માંહી સત્તર સુંદર ઉત્તમ શ્લોક પચવીશ
એ એકાગ્રંથે અનુંભવિ તેહનિ સદ્ય મલિ જગદીશ ॥ ૧૯ ॥
સંવત સત્તર બોહોતરયો શુકલ પક્ષ કાર્ત્તિક માસ
પ્રતિપદા ગુરુ વાસરિ-હવો પૂરણુ ગ્રંથ પ્રકાશ ॥ ૨૦ ॥
કહિ નરહરિ રહિ રાચયો એ અર્થ જ્ઞાનગીતા તણો
પરમ પદ તો સુખિ પામો જો એ રાસ પરબ્રહ્મનો જાણો ॥ ૨૧ ॥
કડવાં ૧૭ સંપૂર્ણ ॥

શ્લોક-पठितो वा श्रुण्वतो वा चिंतितो वा पुनः पुन ।
तेन तन्मयतां याति मिदं स्तोत्र च ( स्तोत्र चेदिद)मभ्यसेत् ॥ २५ ॥

દ્રૂપદ ॥ રાગ ધન્યાશી ॥

કરતાં નીર્મલ ભકત્ય તાપ તે ત્રણ્યં વામિયિ એ ॥ ૧ ॥
ક્રીજિ ક્રીજિ દ્રષ્ટિ સમાંન માંન મચ્છર દુંતૂ ટાલીયિ એ
સદગુરૂ સેતનિ સંગિ કેવલ કૃષ્ણુ નિહાળીયિ એ ॥ ૨ ॥

* * * *

એમ કહિ નરહરિદાસ મુહૂર્નિ વાસ તે ચરણે આપીયિ એ ૬ પદ ૧૬
રાગ ધંનાશી ઢાલ વધામણાનો ॥

શષી આનંદ અંગ્ય ન માય કૃષ્ણજીએ કીપા કરી એ ॥
મુહનિ આવ્યા રે નીરમલ મત્ય સાર જ્ઞાનગીતાએ ઉચ્ચરી એ ॥ ૧ ॥
બ્યંસિ ઉપરિ પદ ત્રીસ જગદીસિ ઉપજાવીયાં એ

× × × × ×

અજ્ઞાંન અંધારી રાત્ય જ્ઞાનગીતા શસી ઉદયો એ
રમતાં હરીશું રાસ ત્રાસ ભરમ સઘલો ગયો એ ॥ ૬ ॥
પાંમ્યો પાંમ્યો ધરણુ શ્રીકાંસ હરીગુરુ સંતિ કીપા કરી એ
નરહરિ નાંમી શીશ તહ્યો રુદયાઈ રહેયો શ્રીહરી એ ॥ ૭ ॥
વલી વલી કરૂં પરણાંમ સ્વામી વીનતી ધપીયિ એ
ઇમ કહિ નરહરીદાસ મુહુને સ... વિચિએ ॥ ૮ ॥ પદ ૧૭ ॥

इतिश्री ज्ञानगीता स्तोत्र ब्रह्मविद्या निरूपण वेदान्त शास्त्रोक्तं संपूर्ण । समाप्तंम् ॥
सवत् १७६७ वर्षे जेठ वदि ३ बुधे.

વિષયાદિ-૧. આ જ્ઞાનગીતામાં બ્રહ્મવિદ્યાનું નિરૂપણ વેદાન્તશાસ્ત્રની રીતિએ કવિએ સરળ અને રસભર વાણીથી કર્યું છે.

૨. કડવાં ૧૭, પદ ૨૩૦, દ્રુપદ (પદો) ૧૭, અને શ્લોક ૨૫ (વેદાન્તના પ્રમાણભૂત ગ્રંથોમાંથી લીધેલા) છે. આ ગ્રંથની પદબંધની રીતિ આ છે: એક દ્રુપદ રાગ ત્રણથી ચાર કડી; પછી પદ સંખ્યા, પછી એક શ્લોક, પછી 'દેશી ચાલતી' એક કડી, પછી ઢાલ અને તેની સામાન્ય રીતે ૯ થી ૧૦ કડી. કદિમદિ ૧૨-૧૨ અને ૧૬-૧૬ કડીઓ પણ હોય છે.

**વિશેષ-૧.** આ ગ્રંથ છપાયો જાણ્યો નથી. આ કયા નરહરિની ભગવદ્‌ગીતા પ્રા. કા. ગ્રંથ ૩૨ માં પ્રકટ થયલી છે. અત્યારે એ પુસ્તક ઉપલબ્ધ ન હોવાથી કવિ નરહરિ સંબંધમાં કાંઈ વિશેષ જણાવી શકાતું નથી. ગ્રંથ સં. ૧૬૭૨ માં રચાયો છે. નરહરિ, ગોપાળ અને બૂટો એ અખાના ગુરુબંધુઓ લેખાય- છે આથી તે ત્રણ ત્રણેના ગ્રંથોના રચનસમય ઉપરથી અખાનો સમય નિશ્ચિત કરી શકાય એ સંભવિત છે. નીચેનો પ્રાસ્તવિક દોહરો વિચારવાયોગ્ય છે:

અખે કીધો ડખો, ગોપાળે કીધી ઘેંશ,
નરહરિએ કીધી રાબડી, બુટો કહે શિરાવા બેસ.

૨. પાનીયાં પ્રતિ છે. પાનાં ૨૯ છે. દરેક પાને ૮-૮ લીટી છે. બાલબોધ લિપિએ પ્રતિ લખેલી છે. અક્ષર સુંદર અને મોટા છે, મરોડદાર છે. શૈલી લગભગ શુદ્ધ છે. નામ અને ક્રિયાપદ આદિનાં રૂપોની જોડણીમાં હ્રસ્વ, દીર્ઘ, અજ્જુ અને વરડુ ઉપર ધ્યાન અપાયલું છે, જ્યારે કેટલેક સ્થળે શબ્દોનાં હ્રસ્વદીર્ઘમાં ચિવટ જોઇએ તેવી નથી રખાઈ. પ્રતિ કરપાઈ ગઈ છે. પાનાં ખવાયાં તેમ જર્જરિત થયાં છે. પ્રતિ પુનઃ લખાવી લેવા જેવી છે.

૩ ભાષા જૂની છે, અને તેના સંસ્કારો, રૂપાખ્યાનો સામાન્ય રીતે મૂળ રૂપે જળવાયલા છે. લિપિસંવત પણ અઢારમા શતકની ત્રીજી ચોકડીનો છે.

૪. આ ગીતા સટિક છપાવવા યોગ્ય છે. કવિનું વેદાન્તશાસ્ત્રનું જ્ઞાન રસભરિત અને વાંચકને છક કરી નાંખે એવું છે.

---

क्रं. १४६–प्रेमरत्नाकर–(हिं. फ.)–रतनपाल दत्त–(लि. सं. १८३९)–पृ. ७–८, १३–२८ (तूटक)

आरंभ–(પહેલાં ૬ પાનાં નથી એટલે રીતસર આરંભ નથી.)

रीझो आवे मत रीझे बुहेरो कियारयौ यह कयौ हुने हुच्यौ क्यौं
यहे प्रेम मत वारयो याप सगयत वारो
मन विच मन विच काये करि वाहित न कौं धुक्यौं
वाही एक ज्योंने नहि आने मन तव बाकी
वहे जाने यह पारिगति हैं चुक्यौं ॥ ३१ ॥
लघ्यौते ए कंगो दुसरोः
जगपत्नीको भाव कृष्णदेव कनहीं कह्यों
तुमरी मोपें आव सूरको प्रेम सावर धरमसो ॥ ३२ ॥

अन्त–जूगजूगकी रति वदायें वेकी राजानकी सभामें पूठायें वे को आठो गुन-
प्रेमी न क्यों प्यारयौ है छपारयौ इन काहुहीकों [ गायु हैः
जगत भगत सुनी सबको सुनायो हें
सूरजीके वंस राजा सगरको सगरेनि
सत्व जूगमांहि जेंसे सागर पना सुहें
रयांही कूल मांहि सोम वंसके सपूत
भइया रतनजू के प्रेमरतनाकर पनायो हें १७४
येही प्रेम धरमपाल जुके रतनपाल जूसी
मदन गोपाल जू क्रीपाल रहेवी करोः १७५

यइतीश्रीमन्महाराजकुमार जदुवंसावतंस यै श्रा रतनपाल जु विरचंते प्रेम रतनाकरें पंचमस्तरंगः५ः प्रेम रतनाकर समपूरणः लपीतंग गढवी हरनाथ वरसडा जे वाचे ते रांम रांम माहाकाली जेयोः समत १८ योगण चालीस चईत्र वदे ७ वार वुधे संपूरण लपो भरुच मधे ।

**विषयादि**–१. આ હિંદી કાવ્ય છે. આ એક પ્રકારની પ્રેમગીતા છે. કવિ તેને પ્રેમરત્નાકર કહે છે. એટલે તેને અનુસરીને આ કાવ્યના પાંચ તરંગ કરેલા છે. બીજા તરંગની (પહેલા તરંગથી ચાલી આવતી સંખ્યા પ્રમાણે) ૩૧ મી કડીની પંક્તિથી પાંચમો તરંગ પૂરો ૩૧ થી ૧૭૫ કડી એટલો ભાગ આ પ્રતિમાં છે. સમજાય છે તેમ ૨ જા તરંગમાં નીર અને સુરજનો પ્રેમ, ૩ જામાં ચકોર અને ચંદ્રનો, ૪ થામાં ભ્રમર અને નલિનીનો, સમદ્ર અને વડવાનળનો અને પાંચમા તરંગમાં દુધ પાણી, સીગી મચ, પારેવા આદિના પ્રેમ વર્ણવ્યા છે.

૨ કડી ૩૧ થી ૧૭૫ છે. પાંચે તરંગમાં પહેલા તરંગથી આવતો ૩૧ સંખ્યા ક્રમ ચાલુ છે.

૩ મણીણુસાગર સાથે આ પ્રતિનો વિષય મેળવવા જેવો છેઃ કંઇક કંઇક સામ્ય જણાય છે. સોમવંશી સગરવંશજ રતનપાલે રચેલો આ ગ્રન્થ છે.

**વિશેષ**–૧ પ્રત વટક છે. બાળબોધ લિપિએ લખેલી છે. પણ માથાબાંધી ગુજરાતી લિપિનો મરોડ ઘણો ખરો દેખાય છે. (વરડુ)ની સંજ્ઞા પણ કદિમદિ 'ऋ'કાર (८) જેવી છે. તેમ અક્ષરે અક્ષરે અક્ષરના મરોડનું ઠેકાણું જ નથી રહ્યું. આરંભમાં કડીસંખ્યાનું ઠેકાણું પણ વચ્ચે વચ્ચે જણાતું નથી. પ્રેમગીતા પૂરી થાય છે તે પછીનાં પાનેથી સંખ્યા તો નોધેલી નથી અને તે પછીની લહીઆની લેખન હથોટી પણ વચ્ચે વચ્ચે બેધારી થઈ ગઈ છે.

૨. આ પ્રેમગીતા પછી ભરૂચ, આમોદ વગેરેના સંવત ૧૮ અને ૧૯ મા શૈકામાં નામાંકિત થઈ ગયલા ઠાકોરો, પટેલો આદિની પ્રસંસા ને શૌર્યનાં છૂટક છૂટક કવિતો છે. જો કે આ કવિતો મોટી મોટી રાજભક્તિઓનાં નથી, પણ તે સમયની સ્થાનિક ઐતિહાસિક વિગતોમાં સાંકળની ગરજ સારનારાં થઈ પડે એમ છે. અને એ દૃષ્ટિથી એ માર્ગદર્શક છે.

## નં. ૧૪૬-ખ પ્રકીર્ણ સવૈયા, કવિત્ત આદિ પૃ. ૧-૪

૧ કાલિકાઃ ગઢ બોધ હુતું સદાસોધ ભાંજણ ગર્જ કોઇ મુલપ દલે ન જ
કર્લઅુ વાહણુ હતુ પગ બેરી હરાંઃ ઢાલ વેરીટરી પ્રાન હર્લઅુઃ ૧
લષાં રાવરીસણુ વેર ભાંજણ લષાંઃ આંમાના દાર પેડ નરદ અહેડોઃ
જાહરાં માલ ભીક દેસ દાજ સાસાઃ જોધ હવ થી અ ન રાંન જહેડાંઃ ૨
દધ કાવણુ લગાં બર્લ હતુ પુર્જા ધર્જાઃ કારણા પરસખંડ સરસ કહ્યુઃ
નીપણાં તણાં એહ તુક સાસનઃ ભાવ ભાવત અમારૂ જુધ વહ્યુઃ ૩

**નોંધ** આ ચારણી ભાષાનો સવૈયો છે.

પછી **પ્રવીણ સાગરમાંનાં** ૫ કવિત્ત છેઃ

૧ બંધે પરેચ જુદે પિન્જરા દોઉ એકકો એક ધરિ વિસનાં
૨ બનકી જો લતા કે હેરાંન લગી ગેહેરાંન લગી સો ઘટા ધનકી
૩ પાનીકા જેતુ કાંહા પેહચાનત ગ્રીપમકો તપકી ગરદીકી
૪ સુર સસીન મરીચ પ્રકાસિતિ આગહુજાં મર હે ઉજીયારો
૫ રાગદ ન્યાચુ ચચોં સોગીસુ ચચ. સાગર કયોં તરિ હે કરિ જ્યોરા

૨. રૂપક હામેદખાંનૂ(૩, ચારણી ભાષાના છે):

વર્જ રોર્જ ધરબાધસા સર્જ આકરવટાઃ બરદવર્ત રર્જ કલ તંણા બાંર્જાઃ
ચાઅુર્ન દાઉરા આજ અર્ધ કે ચડા **બાબીઆંરા** ઉરા અસા વાંજા ૧
તે વહાર્વ રાજ જોધ આબ તણા મરદ મરદાં ઘણાં બ(બા)ર માસાઃ
કરાં બર્લ વદીતામાલ આપણુ ક્વાં **પાંન હાંમદ** તણા ચાલ પાસાઃ ૨
લાર્ય કો બંસરા ઉજાલણુ લહીએ કહીએ અ આરાં અર્થ જ કેહાઃ
નાહરાંથી અ આકુત દાનરો આજ બાહાદર તણાં ધરાં એહાઃ ૩

**૩. કિસનનાં** ૨ હિંદી કવિત્તો છેઃ

૧ કારી કોરી કોરી લાષકી કરોરિ જોરી
૨ ઉકતિઉ પાંઇ ચેતી ઉમગ થાંઈ કીનન

**૪. કેશવનું** ૧ હિંદી કવિત્ત છેઃ

હરનાથ કે નાંમ અનાથ અુધાર બારન તારાં સો બાત સુનીમેં.

---

## નં. ૧૪૬-ગ-પાવાના ધણીની વંશાવલિ (એ-ચા. ગર)
### પૃ ૧-૪ (તુટક)

આરંભ-વંશાઉલી પાવાના ધણીની.

પ્રથમ રાજા ચત્રભજઃ વછઃ કછઃ નલઃ બાહવઃ વીકમઃ વણુવીરઃ ચાંગડ;
સોમ; સાંતલ; સંજલઃ કરણઃ બંદેશાલઃ માલદેઃ પ્રથીરાજઃ પ્રથીરાજની માતા

કરમેતી બાઈ તુઅરે મીહર અનંગપાલની દીકરી તે કરમેતી બાઈ ત. રાજલોક પ્રથીરાજનાં ત. બીજાં રજપૂતાની ત્રીઆં સતાવીસ હજાર જમ. હરે ચડીઅું: ત. રાજા પ્રથીરાજે પાતસાહદીના સાથે સાહા. કરો એંસી હજાર સાતસેં રજપૂતાં સ. કામ આવાં.

મધ્ય-સવત ૧૨૯૬ સાવણુ સૂદિ ૫ ગઢ ભેદુ હમીરના કૂઅર બે કાઢા નરખદ બૂદીએ રહો રતનસી ગઢ ગાગરેણિ આવુ...અચલદાસના કૂઅર ત્રણ કાઢા પાલણસી પાવે આવાઃ સારાં ચારસેં અસવારાં સ. ચાંપાનેર ચાંપો ભીલ રાજ કરે તેની તણુ જોઇ ઠકરાતેં સોના રૂપાને બેઉ પાણી આર્યુ તેવી નગર હાટ તેવા મુહેલ જલૂરા રાજાના જેવી તારે પાલણદે તરસા આવે પાણી હાજરે નુતું તારે પાધરા ચુર્ય આવા તે પાણી પીધું ને વળતુ પૂછ્ જે કીઆરા રાજાની ઠકરાત તારે કહેજે ચાંપા ભીલની જગો છે તે પીધા થકી રાવળ નામ ધરાવૂ ચાંપા ભીલની દીકરી પદમણી... પાલણદે પરણ્યા ચાંપા ભીલને મારીને ઠકરાત લીધી તે પાલણદેને પૂત્ર આવુ તેનૂં નાંમ ગંગાદાસઃ નુ રઘનાથઃ......જેસંગદેઃ નુંઃ પતાઈઃ પતાઇની માતા હીરાંજી બારરીઆંણી;

અન્ત-રાવલ પતાઇ ચઉદ હજાર બસે રજપૂતા સુ કાંમ આઆઃ સમત ૧૫૪૧ પોર(સ) સૂદે વદિ આદીત પાતશાહ મંમંદ બેગડાસૂ સાટુ કર......રાએસંગ માંડવગઢના પાતસાને મલીને...મંમદાવાદ આવીને બાધી બેગડા કને વેર લીધૂ તે રાએસંગને કુઅર એ પ્રથીરાજ ત મૂગર પ્રથીરાજ ચહુઆંણુ ગંઆ મૂગર બારીએ ગઆઃ એથી વંચણુ થઇ મૂગરઃ નુ રાજધર નુ રાએસંગઃ નુ વજેસંગઃ નુ માનસંગ; નુ પ્રથીરાજ; નુ રાજધર; નુ ગંગાદાસ નુ ગબીરઃ નુ સાહેબસંગઃ નુ જશવંતસંગ.

ચહૂઆંણુ પ્રથીરાજ નુ વસનઃ નુ લપધીરઃ નુ ત્રંબકઃઃ નુ રાએસંગ; નુ હમીરઃ નુ અભેસંગઃ

**વિપયાદિ**-૧. આ, ચહુઆણુ વંશના પૃથ્વીરાજની પૂર્વના ૧૫ પૂર્વ પુરૂષોથી આરભી એ વંશમાંથી ઉતરેલા પાવાગઢના રાવલ રાજાઓની વંશાવલી વિગતવાર આપેલી છે. એમાં આપેલી કેટલીક સંવત સાલો મહત્વની છે, અને આને આ વંશની પ્રસિદ્ધ વંશાવલી સાથે સરખાવવા જેવી છે. ભીમ સાથેના પાણીના વ્યવહારથી ચહુયાણુ વંશજ **રાવલ** કહેવાયા, અહીં નોંધવાજેગ છે.

૨. ગુજરાત કરણઘેલાથી વટયું તે અરસામાં જ પૃથ્વીરાજના વંશજ પાલણે દેએ ચાંપાનેરમાં રાજ્ય ચલાવ્યું, એમ આ વંશાવલિથી જણાય છે. વળી આ જ રાવલ વંશના રાજાઓ હાલ બારેયે રાજ કરે છે, એમ પણ આથી સમજાય છે.

૩. પ્રતિની લિપિની લઢણ કંઇક વિચિત્ર છે, ઉકેલતાં મુશ્કેલી પડે છે. ભાષા જૂની અને નવા કાળના ગુજરાતીની ભેળસેળવાળી છે.

૪. પ્રતિ ઐતિહાસિક દ્રષ્ટિએ ઉપયોગી છે.

## અં. ૧૪૬-ઘ પ્રકીર્ણ-છંદ, કવિત્તો આદિ (ઐ. ચા. કા) પૃ. ૧-૧૪

**વિષયાદિ-**

૧ **જાદવરાણા** (આમોદના)નાં ૩-૩ કકડીના બે છંદ છે. સામાન્ય પ્રશંસા છે. પૃ. ૧॥

૨ **વખતેશ રાણાના** ઉદાર આતિથ્યનો ૩ કકડીનો એક છંદ છે. પૃ. ૦॥

૩ **વાત સિંહ અને સૂઅરની:** છંદની ૩૮ કડી છે, ચારણી ભાષામાં છે. સિંહ અને સુઅરનો સંવાદ છે, કંઈક રસિક છે. પૃ. ૨॥

૪ **લેઉઆ પ્રાગદાસનાં** કવિત્ત તાપીના કાંઠાની આસપાસ મોગલાઈ કાળમાં, સૂબાઓ સાથે બાથ ભીડી ઝઝુમનાર પટેલ પ્રાગદાસનાં પાંચ કવિત્ત છે. તેમાં દલુ પાદરીઆની પણ પ્રશંસા છે. પાનાં ૧॥

૫ **દલુ પાદરીઆનાં** કવિત્ત છે. એ પણ તાપી તરના કોઈ એક પ્રદેશને, ઠાકરડો છે.

૬ **અંબારામ દેશાઈનાં** ૩ કવિત્ત છે.

૭ **વડાલીના તખ્તેશનાં** ૪ કવિત્ત છે.

૮ **જાદવ કુલના ભગવાન** સિંહનું ૧, ૯ **દેહજવણી માલસંગનું** ૧, ૧૦ **દેહવાણના સોઢાનાં** ૩, ૧૧ **આપોદના પરતાપરાણાનાં** ૩, ૧૨ **ગુહિલ** વાંકા રજપૂતનાં ૩, ૧૩ **વડાલીના પીથલ** રાણાનાં ૩, ૧૪ **સારોદગઢના** રાણાનાં ૩, ૧૫ **ગુહેલ** રાણા **ભોજરાજનાં** ૩, ૧૬ રાઉ **મલેકનાં** ૩, ૧૭ **સીગામવાળાનાં** ૩, ૧૮ **દીપાનાં** ૩, ૧૯ **ચહુણ** ભાઇજીવાળાનાં ૩, ૨૦ રાઉ **મલારનું** ૩, ૨૧ **આમોદનાં વખતાબાઇનાં** ૩, ૨૨ **કેસરાબાઈ**, ૨૩ **જેસલમેરનાં** રાણા અને ૨૪ **સધરાજ** એ સહુનાં કવિત્તો છે.

**વિશેષ**-આ કવિતામાં ભાષા ચારણી અને લિપિ પણ અણઘડ હોઇને ઉકેલવી મુશ્કેલ પડે એમ

---

## અં. ૧૪૭ કાવ્યો, પદો અને કીર્તનનો સંગ્રહ-ભક્તા કવિ રાજે-(ગુ. હિં. કાવ્ય)-૩૨૭ પૃ. ૧-૩૨૮ (તૂટક)

**આરંભ**-શ્રી રામજી સત છે અમાર એ છત છે॥ ચુસરા લખા છે (પૃ. ૧-૯) ॥ ચાલ ઝડતી ॥ ભાષા ગુજરાતી

સતગુરૂને પરતાપ સંભારૂ સામના એ જીભડીએ જસ ગાઉં સધારૈ કામર્ન
કહૈ રાજે રૂઘનાથ રૂદમાં રાખીએ એ ભગત આપ ભગવંત ભવો ભવ
દાખીએ ॥ ચુસરા ॥ ૧ ॥

એ ભગત વીના ભગવાંન અફ્લ અવતાર છે । જે જાંણ્યુ નહી જગદીસ
પસૂ નરનાર છે

કહૈ રાજે રઘનાથ ભજીને માંગીએ । પણ બીજી એક વાત હૈએ નવ
આણીએ ॥ ચુસરા ॥ ૨॥

**વિશેષ-૧.** આ આખોયે ચોપડો કવિ રાજેનાં કાવ્યો, પદો અને કીર્તનોનો છે. આધ્યાત્મિક જ્ઞાન, વૈરાગ્ય, વેદાંત, કૃષ્ણ અને રામભક્તિ, તેમ જ કૃષ્ણની બાળલીલા, રાસલીલા વિગેરે લીલાઓ, ધર્મ અને નીતિનો સદુપદેશ, આદિ વિષયો આમાં સમાવેલા છે.

૨ આ ચોપડામાં રાગ કે છંદ અનુસાર વિભાગ પાડી તેને લગતાં પદો, કીર્તનો ક્રમ સામટો તારવેલો છે; જો કે એ સખ્યાક્રમ જોઇએ તેવો ચોક્કસ નથી, જેમ કે ચુસરા, ચોખરા, કુંડલીયા, છપ્પા, કવિત્ત એની અંકકેડી કડીને પૃથક પૃથક પદમાં ગણી છે ત્યારે ૩-૩, ૫-૫, ૧૦-૧૦ અને એથી પણ વધુ કડીવાળા આખોયે પદની એક જ સંખ્યા ગણી છે. એટલે કડીઓ ગણીએ તો કુલ સંખ્યા પદસંખ્યાથી લગભગ ચાર-પાંચ ગણી ગણી સકાય.

૩ પ્રતિ લીટી દોરી ગુજરાતી લિપિએ લખી છે. આખો ચોપડો એકધારીએ લખ્યો નથી; આરંભનાં ૫ પાનાં લગાર છૂટથી લખાયાં છે, તેમ એ પાનાની પહોળાઇ પણ ટુંકી છે, ત્યારે પાછલાં પાનાં (૫૪-૩૧૬) વિશેષ સંકડામણથી લખ્યાં છે. તેમ પાનાંની વધુ પહોળાઇ છે. છેવટનાં ૧૦ પાનાં ટુંકા છે અને છૂટથી લખાયાં છે.

૪ આખાયે ચોપડાના લખાણની જોડણી શુદ્ધ છે, માત્ર હ્રસ્વ 'ઇ' જેવી વસ્તુ લહીઓ જાણતો હોય એમ લાગતું નથી. કોઇક પાને છેવટના ભાગમાં કાગળ બરોબર ન હોવાથી પૂરી લીટી લખી નથી, એક બે પાનાં કોરાં પણ છે, છતાં સંદર્ભ તૂટયો નથી.

૫ પાનાં બાંધવામાં કંઇક આડુંઅવળું અંત ભાગમાં થયું છે. વચ્ચે પાનાંમાં ૨૪૭ પછી એક બેએક પાનાનો નથી, તેમ ૨૫૦ અને ૨૫૧ મું એ બે પાનાં નથી. ૩૧૩-૩૨૧ પાનાં પહેલાં બધાઈ ગયાં છે સમન્વય છે, તેમ ચાર પાંચ ચોપડાઓમાંથી ઉતારીને આ એક ચોપડો લખાયલો છે.

પાને ૨૩૨ મે આ નોંધ છેઃ "ચુપડુ પોરણ વળી બીજા ચુપડાની વીગત આંબડાના પોઢાવાળું......"

પાના ૨૩૫ ની પાછળ આ નોંધ છે. "ચુપડુ બીજુ પોરણ તરીછ ચુપડાનું વિસ્તાર લખુ——સુધી નાંહાંની આંબડાના પોઢાવાળી."

પાને ૨૩૫ મે નોંધ છે; "ચુપડા પોરણુ ॥ મસરૂના ચુપડાની વીગત લખી છે ॥ "ચુપડુ ચોથું"

પાને ૨૩૯ મે આ નોંધ છે; "ચુપડુ પોરણ॥ ચુપડા ચારથી આ॥ મોટા ચુપડાની વીગત લખી છે"॥

પાને ૨૪૬ મે નોંધ: "જમલે સરવ ॥ ૫૫૯૨ ॥ "

પાને ૨૪૭ માંની પાછળ ॥ ૫૬૯૦ ॥ "

૬ પદોની અનુક્રમણિકા, દરેક પદની પહેલી પંક્તિ સાથે રાગવાર વિભાગ પાડી નોંધેલી છેઃ જુઓ પાનાં ૨૨૯-૨૪૯; પણ તે અધુરી છે,

૭. પાને ૨૨૯ મે નીચેની નોંધ છેઃ

"પદ પૂરાં આઠસેં અઠાસી લખાં બાવાથી રાજેજીની વાણીની વીગત લખી છે ॥ ચુપડુ પેહેલુ આંબડાના પોઢાવાળુ ॥ રાગ રામગ્રી ॥ જાગુ મેરે માણુ પીઆ મોર ભઈ ॥ ૯ ॥ રાગ રામગ્રી ॥ કાંહાં રમી રજની રસીઆ ॥ ૪ ॥ રાગ ધનાસી ॥ હરી હાંવે તમ આધારે રૈદેવુરે ॥ ૨ ॥ વગેરે"

૭ દરેક પાનાને મથાળે વિભાગનું નામ લખેલું છે, જે પાને એક પૂરો થઈ બીજો વિભાગ શરૂ થતો હોય તે પાને બે વિભાગની નોંધ છે.

૮ રાજે કવિ 'સતગુરુ' હતા અને તેમના સંપ્રદાયના ભક્તો તેમનાં પદકીર્તનો ગાતા; તેવા એક ભાવિક ભક્તે સતગુરુ રાજેના પદો અને કીર્તનોનો કરેલો આ એક અમૂલ્ય સગ્રહ છે.

૯ આ કવિની **પ્રકાશગીતા** (અં. ૬૬-ચ) અને **"સતશીખામણ"** (અં ૬૬-છ) જોવા જેવાં છે; સ ૧૮૦૫ અગાઉ આ કવિ થઇ ગયો છે. અન્ય પદસગ્રહ માટે જુઓ, આ જ પુસ્તકના અં. ૧૧૩-ખ, અં. ૧૧૩-ઙ.

૧૦ આ ચોપડાનાં છંદો, કવિત્ત, સાખી, કીર્તનો, પદો, વગેરેની તારવણી નીચે આપી છે.

૫૦-૫૦ ના ચાર ચુસરા અને ચુધારા છે. (પા. ૧-૩૮) કુલ ૨૦૦ છે, પહેલાં ત્રણ સંસારની અસારતા વગેરેના અને ચોથો શ્રી કૃષ્ણની બાળલીલાનો છે.

પછી ૧૦૭ સવૈયા હિન્દી છે. માનસમુ, નરવાણી, વિલગી અને વાતડલી પા. ૩૮-૫૪)

પછી કવિત્તો ૫૦ હિંદી છે; (૧૦૮ થી ૧૫૭) પાનાં ૬૪-૭૪.

પછી ગુજરાતી પદો છે (પા. ૭૪-૧૪૬). બીલાવલ, ગુડી, માલવ, પરજ, કાફી, કેદાર, મારુ, મારૂપાઆ પરજ. મલાર, માલવ પજાબી, રામગ્રી ગરબા, ધવલધનાશ્રી, કલ્યાણ, કેદાર ચાપાધરી, સોરઠા, પરજ, રાગ કનક ગરબા, કનડી ગરબા, સામેરી, મલાર ચુતાલ, પરજઆપાધરી, પરજ, રાગ ધના ચાપાન, ખમ્માતી, માલવ, સારંગ, સારગ યા ગરબા, કેદાર યા હુસેની, અને કેદાર, ૨૯૩ (૧૫૮-૪૫૦).

પછી કીવત (કવિની) છપૈ (હિંદી) ૫૦ છે (૪૫૧-૫૦૦) પાનાં ૧૪૭-૧૫૪
પછી 'કીવત છપૈ ભાષા ગોજરાતી' ૫૦ છે (૫૦૧-૫૫૦) પાનાં ૧૫૪-૧૬૨
પછી કુંડલીઆ ભાષા ગુજરાતી ૧૦૦ છે (૫૫૧-૬૫૦) પાના ૧૬૨-૧૭૬

પછી ગુજરાતી પદો રાગબદ્ધ છે સામેરી, ચાલ પાધડી, માલવ, સાખી રામગ્રી, મારુ, સારગ, ચંદોલ ગરબા, કેદાર, મલાર, પરછ્યુ, કેદાર, કેદાર ગરબા, ધનાસી ગરબા, કેદાર ગરબા, ધનાસી, ધવલ ધનાસી, ધનાસી ચાલ મલાર, સામેરી, માલવ ગરબા, મેવાડુ ધનાસી, દેવગાંધાર, સોરઠી, મારુ, સાખી, વસતની મળી કુલ ૨૩૮ (૬૫૧-૯૮૮) છે પાનાં ૧૭૭-૨૨૮

પછી રાજેની વાણી વિગત પાનાં ૨૨૯-૨૪૯.

પછી પદો ગુજરાતી છે: પરજ, સારંગ, પરજ પચમ, કેદાર, રામગ્રી, બીહાગડુ, કેદાર, મલાર, સામેરી, મલાર, કેદાર ગરબા, આસાવરી, રામગ્રી, દેવગાંધાર, મેવાડુ, ધનાસી, પરજી, મલાર, કાફી, સોહેણી, મારુ, માલવ પજાબી, કેદાર: કુલ ૨૪૧ (૯૦૩ થી ૧૧૫૪) વચમાં ૮૮૯ થી ૯૦૨ સુધીનાં પદો ગુમ થયાં હશે, એમ લાગે છે.

આ ઉપરાંત નોંધ વિનાની બે કડીવાળુ એક પરભાતીઉં પણ રાજેનું છે.

૧૦ આ આખોપે ઘણો કીમતી અને અપૂર્વ છે. સતગુરૂ રાજે જેવા અનેક ગુરૂઓ આપણા ગુજરાતમાં થઈ ગયા છે, જેમનાં ગુજરાતી ભાષાનાં પદો, કીર્તનો આદિના સંગ્રહો થાય અને તેમાંથી તે અનેક કાવ્યસાહિત્યબિંદુઓ વિચારાય તો ઘણું ઘણુંક જાણવાનું અને તેમ સામાજિક વિષયોને લગતું પણ મળી શકે એમ છે.

---

## અં. ૧૪૮-ક-અખેગીતા-અખો-(ગુ. તત્ત્વ. કા.)-(ર-સં. ૧૭૦૫) (લિ. સં. ૧૯૧૪)-પૃ. ૧-૭૦

આરંભ:-ૐ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સચ્ચિદાનંદાય નમઃ ॥ અથશ્રી અખેગીતા લિખ્યતે ॥

ૐ નમો નિગુણપતિ રાયેજી સર્વે પેલો તે પુજાએજી
અગમ અગોચર જેને વેદ ગાએજી તેહના ચરણ ચીતવી હૂં લાગુ પાએજિ

ઉથલો ગ્યાણ ચિંતવિ અસ્તુતિ કરૂં ચિદસક્તિ બ્રહ્માનંદની
અણુછતો અખો અધ્યારોપ કરે તે કથા નિજાનંદની ॥ ૨ ॥

અન્ત—પદ દસ ને ચાલીસ કડવાં છે પરમ પદની વાટ
સંસારસાગર ઉપરે સંતે બાંધ્યો ઘાટ ૬

* * * * * *

બાર ઊંણા પાં(ચ)સ છે અખે ગીતાનાં ચર્ન(રણ)
ચર્ને ચર્ને આતમવીધા અસર્ણું કેરૂં સર્ણું ૭
નામ નીરંજન ગ્રંથ કરતા અખો તે નીમત માત્ર
જેમ વાજુ દીસે વાજતું પણ વજાડે ગુણ પાત્ર ૮

* * * *

સંવત સતર પચ્યલોતરે શુકલ પક્ષ ચૈત્ર માસ
સોમવાર ને રામનોમી હવો ગ્રંથ પ્રકાશ ૧૧
કહે નીરંજન અખે ગીતા નિજ સ્ફુરણ હોયે તે સંતને
અખાને સીર નીમત દેવા ઇચ્છા હુતિ અનંતને ૧૨ ॥ કડવાં ૪૦
રાગ ધન્યાસરી ઢાલ વધામણીનો ॥ પદ ॥ ૧૦ ॥
અભીનવુ આનન્દ આજ અગોચર તે ગોઠર હવુએ

* * * * *

કહે અખો રે આનન્દ અનુભવી જે લેવા તણોએ
પુરણ પરમાનંદ નીત સરાઓ અતિ ઘણોએ ૮ અભી.

ઇતિશ્રી અષ્ટેગીતા સપૂર્ણ છે ॥ શ્રી રસ્તુ ॥ શુભં ભવતુ ॥ શ્રી કલ્યાણ-મસ્તુ ॥ છે ॥ સ્તુ ॥ સવત ૧૯૧૪ ના ॥ વર્ષે ॥ અશ્વન માસે કૃષ્ણપક્ષે અષ્ટમ્યા તીથૌ ॥ ૮ ॥ મનુવાશ્રે ॥ છે ॥ લખિત ત્રવડી ॥ પ્રભુ ॥ વૃધ ॥ ભીમજી ॥ આ પુસ્તક ત્રવાડી । નાગજી । વસનાથે પોતાને ભણવાને અર્થે લખાવ્યુ છે ॥ શ્રી રસ્તુ ॥

**વિષયાદિ-૧** જીવશિવનો વિવેક, માયામપચનું મિથ્યાત્વ, ત્રિગુણાત્મક સૃષ્ટિ અને પ્રકૃતિનો પસારો અને તેને તરવાની જરૂરત આદિ અનેક આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન તથા વેદાન્તનાં તત્ત્વોનુ નિરૂપણ આ ગ્રન્થમા જ્ઞાની અખાએ કર્યું છે

૨ કડવા ૪૦, કડીઓ ૪૮૮ છે. વિવિધ રાગોથી પદબદ્ધ છે ૧૦ સરસ પદોથી અન્વિત છે આ ગ્રન્થ બૃ કા. દો. ભા ૨ મા (પાને ૨૯૯-૩૪૭) છપાયો છે 'સસ્તુ સાહિત્ય ગ્રન્થમાળા' અખેવાણીમાં પણ આ ગીતા છપાયો છે, પરતુ તેમાથી ૧૦ પદો કાઢી નિરાળાં છાપેલા છે

**વિશેષ-૧.** આ ગ્રન્થ ઘણો જ લોકપ્રિય છે જો કે આ ગીતા મુખત્વે શાકર વેદાન્ત અદ્વૈતવાદને ટકવે છે, છતા અખો બહુશ્રુત તેમજ સચોટ તત્ત્વદર્શનનો હિમાયતી હોઇને તે એ મતબધનની મર્યાદામા પૂરતો ચુસ્ત નથી રહી શકયો

---

## અં. ૧૪૮-ખ-પ્રકીર્ણ (સંસ્કૃત) સ્તોત્રો અને પદો (ગુજરાતી અને હિંદી)

**વિષયાદિ-૧** પાને ૭૧ મે, નિરજન અષ્ટક, પા ૭૨ મે નિર્વાણ સ્તોત્ર, પા ૭૨-૪ મે સિદ્ધાંતબિન્દુસ્તોત્ર, પા. ૭૪-૫ મે મદાલસા અષ્ટક (માર્કંડેય પુરાણ), પા. ૭૫-૮ મે હસ્તામલક સ્તોત્ર, પા. ૭૮-૮૦ મે ગોવિંદાષ્ટક, પા ૮૦-૧ મે જગન્નાથાષ્ટક, અને પા ૮૧-૨ કાશી પચક, એમ પ્રચલિત સસ્કૃત અષ્ટકો અને સ્તોત્રો ભક્તિ અને તત્ત્વજ્ઞાનના વ્યાસ હરજીવનના લખેલા છે

૨ પછી ચાર ધોળ આત્મારામના શિષ્ય ભીમભક્તના છે (પા ૮૨-૮૫)

૧ ધન આત્મારામ અતરના જામિ રે સતગુરુ સ્વામી ॥

... ... ... ...

સવત ઓગણીસેં વિશના વરષે શ્રાવણ માસ દસમ શુકલ પક્ષે
ભક્તભીમ મળ્યા ગુરૂને હર્ષે૦ ધન૦ ૪

૨ હા રે મળ્યા આત્મારામ સસાર સમુદ્ર અથા જલ પાર ઉતાર્યો. ક ૫
૩ હા રે ગુરૂ સત મળતે શિસને સુધ વિચાર અતરમા આવે ઘણુ ક ૪
૪ ગુરૂ પુરણ મળ્યા ભવબધન છુટા રે જીવનમુક્ત કરી ક ૬

પછી આત્મારામના હિંદી ૪ અને ૧ ગુજરાતી પદો છે (પા ૮૫-૯૨)

૧ મુરસ્યદ મુજ કુ ભેદ બતાયા મન, કામકા મેરપાયા રે મુરસ્ય ॥ ટેo
કાસી જગનાથ મકા મદીના ઢુંઢત ઢુઢત થાકા રે ક ૫

૨ સતકા સૌદા કીના મેં તો જાહ ઊઠ સબ દીના ક. ૪

૩ મરમ સમજ મન મેરા તોએ રામાસ હોવે તેરા રે ક. ૪

અથ ભિક્ષા ભગતનિ લાવનિ તથા પ્રભાતલિ લખી છે ॥ અથ લાવિની

૪ આત્મરામ અલેખપદ હિર્ના દિલબર દરસન મે કીના ક. ૪

૫ પ્રભુ તેરી અપાર ગતિ કહો કસે કર જાને ક. ૬

પ્રભાતિ: જાગ રે જીવ તુ જનમના આંધળા કાળના મુખમાં કેમ સુતો ક. ૭

૨ પછી હિન્દીમાં રાગ પચીશી છે (પા. ૯૨–૧૦૪) સપ્ત પદી સપ્તપ્રક્રિયા પ્રારંભ

સોરઠા: ૐ નમો આદિ દયાલ ગુણાતિત ગુરુદેવકું

સંવત ઓગનિ સાપટ માહિ ચૈતર માસ ૧૯ સાર
તિથી ત્રયોદસી પદ સુભગ સપુર્ણ બુધવાર ૭૨
પુરી સુદામા મધ એહ રચ્યો ગ્રન્થ અતિ સાર
રામક્રિયા તે કાનરામ કહે સુયા બુદ્ધિ અનુંસાર

ઈતિશ્રી રામપચીસી સપ્ત પદી સપ્ત પ્રક્રિયા કાનરામ કૃત સંપૂર્ણ.

કુલ પદ ૭, સોરઠા અને દુહા મળી કુલ ૭૨ કડી છે. આધ્યાત્મિક પ્રક્રિયા અને વેદાંત તત્વબોધનુ તારણ છે. સ. ૧૯૦૬ માં રામભક્ત પોરબંદર (સુદામાપુરીમાં) કાનરામે રચ્યો છે.

૪ પછી અખાનાં પદ હિંદી છે:

૧ રાગ નટ: મન રે તું વાંછીકા પુત સસારા વાંઝી તુ તો ઉમેદ છોડ દે
લેખ ન પાયા પદ સમાયા અખા સોનારી સરના ક.–૫

૨ રાગ ગોડી: પદ નિરવાણ મલ્યો જે મનવા તનના તિમર ત્રસાના
તો કાથી લવ લેસ કલેસ ન લાગે આપ અપો એ સુઝે ક.–૫

૩ સાંભલ સજનિ કહું રતિ વાત હોજી: હું તું સગલો સનો સાથ હોજી

૪ સાધન સર્વે વિચાર બુધ વડે જોને સોધી

૫ હું તો વળી વળી લાગુ પાય અખંડ પદ રાય
કહે અખો એ અવીચલ પદના સદ્ગુરુ દાતા સોય ક.–૮

પછી પ્રાસંગિક તથા જ્ઞાનના ચાર શ્લોક છે અને એક પ્રસિદ્ધ વેદાંતસ્તોત્ર છે.

**વિશેષ**–૧ પ્રતિ મોટા અને છુટા બાલબોધ અક્ષરે લખેલી છે. પાનાની બે બાજુ લાલ લીટીએ હાંસીયા પાડી તેમ વચ્ચે વચ્ચે અર્ધ અને પૂરી કરીને અંતે આ બે માત્રાઓ તેમ રાગ અને તેનુ માપ રાતી શાહીએ લખ્યાં છે. દરેક પાને ૯–૯ લીટી છે. જોઇએ તેવી જોડણી શુદ્ધ નથી.

૨. અખેગીતા સિવાયનો ભાગ (પાનાં ૭૧–૧૧૬ માં જેમાં ૧૦૪ સુધી અંક છે) નાના બાળબોધ અક્ષરે લખ્યો છે અને તેની ૧૦–૧૦ લીટી દરેક પાને છે તેમ લાલ શાહીનો શૃંગાર તેમાં દીસતો નથી.

## અં. ૧૪૯-ક-પદો, મહિના, વાર વગેરે પૃ. ૧-૧૨૮

વિષયાદિ-૧ પ્રીતમઃ અષ્ટક, છંદ(ભુજંગી)ની ચાલ (પા. ૧-૨)

હવે હરિ ભજતો રયે જિવહા રે નહિ દેહ મનુસ મલે વારે વારે
પ્રભુ ભજે તેહને પ્રીતમ બલિહારી ભજ. ૯
આવ્યા સરણ લીધા અનેક ઉગારી ભજ

૨ ત્રણ પદ કબીરનાં છે (પા. ૩-૫) હિંદી, પણ તેમાં જવલ્લે ગુજરાતીની છાંટ પણ જણાય છે ખરી.

૧ મંગળઃ સદગરૂ દીન દયાલ અભેપદ દીજીએ
૨ ચાલો સદગુરૂજી કે હાટ જ્ઞાન બુદ્ધ લાઇએ
૩ અખંડ રામજી કો નામ ઓર સબ ખંડ હૈ

૩ પ્રાગજી ભાઇના મહીનાઃ (પા. ૬-૧૪)
આરંભ-કારતકે મળસે સંગ સદગરૂ કેરો રે
માહારા જનમમરણ દુપ જાઅ ફાવે ફેરો રે ૧
અન્ત-આ નિત્ય કરજો અભ્યાસ મહીના ગાજો રે
કહે પ્રાગ રે ગરૂપ્રસાદે નીરમલ થાજો રે
માસ ૧૨ ॥ ઇતીશ્રી પ્રાગજીભાઇના માસ સમપુર્ણ.

૪ પ્રાગજી ભાઇની તથોઃ-હિન્દી (પા. ૧૫-૧૭):
પંડે પડવે પડેગા રોગી જોબન નારીઆં
દિન બાર પીછે ઓર પુસમ પેલેગિ તાલિઆં ૧
પુનમે પુરા જાઆ સદગુર કીન્હે મયા
પ્રાગા પૂતલી લુણકી સો સમુદ્ર પરસન ગયા ૧૫

૫ પ્રાગદાસની તથોઃ ગુજરાતી (પા. ૧૮-૨૧)
અમાંસે નથી સોધતો હલા ઉંડુ વિચારી આપં રે
બોલે ચાલે સાંભલે ને કોણ જપે છે જાપ રે ॥ ૧ ॥
પુનમે પુરણ વીચારી લે ચારમાં રહુ તે કુણ રે
પ્રાગદાસ બ્રહ્મ અખંડમાં જ્યમ ગલ્યૂ ઉદક લુણ રે ॥ ૧૩ ॥

૬ પ્રીતમની તિથિઓ (પાઃ ૨૨-૨૩):
રૂડા રામ સુમર દિન જાય છે પેહેલેરા દિન હજુએ પેહેલેરા દિન
પુરવે પુન્યે પાંમ્યો દેહડી કરિ લે કાંઇ સાધંન રામ. સુમર ૧
પુનમે પ્રભૂના ભજન થકી પામ્યાં પરમ નિધાંમ
કહે રે પ્રીતમ પાછા ન ફરા પોહોચા અવિચલ ઠાંમ ॥૧૫॥

વિશેષઃ આ તિથિઓ સુપ્રસિદ્ધ અને ભાવિક સત્સંગીઓ હજીયે રોજ ગાય છે.

૭ પ્રીતમની તિથિઓ: હિન્દી: (પા: ૨૩–૨૬):

હરિ સુમરન નિસ દિન કીજે પ્રેમે પ્રેમસુધારસ પીજે.
તનમન સતગરૂને દીજે હરિ ૧
પડવે પડવાનિ કાયા ડાહાપણુ નહિ ચાલે ડાહ્યા મૂકી દે મન
તણી માયા હરિ ૨
કેહે પ્રીતમ પુરણ પ્રીતે રે નીરમલ નામ જપો નીત્યે સતસંગ
કીજે સુખ ચીતે હરી ૧૭

વિશેષ: આ તિથિઓ અર્ધ હિન્દી અને અર્ધ ગુજરાતી છે. એ સમયમાં આમ વાયાસેળ ચાલતી હતી અને લોકો તેથી ટેવાયલા હતા, તેમ લહીયાઓ પણ આવો ગોટાળો કરતા હતા.

૮ રણછોડ: પદ ૩ (પા. ૨૬–૨૯) રાગ ગરબી:

૧ આજ માહારે દિવાલી સરખુ નેણે નરહરિને નીરખુ ક. ૪
૨ હરિ ગુણ ગાવો રે ગાવો રે અવસર નહિ આવે આહાવો ક. ૫
૩ હરીથી ડરી ડગલાં ભરીએ રે માંન ગુમાંન તે ન કરિએ ક. ૫

૯ પ્રાગજીભાઈનાં પદો (પા. ૩૦–૩૩).

અમસ. સાંમલીઓ મેહેલી ગયા। અમો રોતાં રહ્યાં મીજનાર રે
મંનમથ માંતુનીને પીડસે। કોણ કરશે વાહાલાજી વીના વાહાર રે
અમને તજી જીવનજી કયેમ ગયા। ઓ ઓધવજી રે ૧
પડવે તે પરણા પીઉને પરહરી બાંધ નંદના નાંધડીઆસુ નેહ રે
તેહને દુખે રે દેહી દૂબલી દિધો છેલછબીલે અમને છેહ રે અમને. ૨
પુનમે પુરણાનંદને પ્રીછવજો જો એ જરૂર કરજો જાણુ રે
પ્રાગાના પ્રભુજી પધારજો નહી તો પ્રેમદા તજશે પ્રાંણુ રે અમને. ૯

(અહીઆંથી વચમાં લખવી રહી ગયલી ત્રણ કડીઓ પાછળથી કોઇએ લખી આ પદ પૂરૂ કર્યું છે.)

૧૦ પ્રાગજીભાઇનો કક્કો (૧) (પા. ૩૪–૪૪):

નામુ ગરૂને બે કરજોડ કકો કેહેવાનો છે કોડ
કદા કારીગર કિરતાર જેણે નિરમ્યો આ સંસાર
દ્રષ્ટારથ સક્તિને થઈ તતક્ષણુ પાયા ચેતન થઈ
જમ અંબુ કેરાં લોહ ચેતન થાય કકાનું કારણ કહેવાય. ૧
કીપા કરિને કેહેજો તમો એકમને સાંભલસું અમો
હરિ ભજવાનો કોહો ઉપાય કરજોડી હૂં લાગુ પાય
અનૂભવ કક્કો સાંભલ રાય હરિ પદ પાંમ્યાનો મહીમાય ૩૪,

**વિશેષ**· ૩૩ (વ્યજન) અક્ષરની ૩૩ અને એક ઉપસંહારની એમ ૩૪ કડીઓ છે. આ કક્કામાં વેદાન્ત-વૈરાગ્ય પરત્વે સુષ્ઠુપ્લે કરીને ગ્રોક છે. આ કક્કામા અસાર સસારને ત્યાગવાને પ્રબોધ, માયાની ઉત્પત્તિ, સ્વરૂપ અને જૂઠાપણુ વર્ણવી જીવને હરિપદ પામવાનો માર્ગ સરસ રીતે વર્ણવ્યો છે. કવિ બહુશ્રુત છે, સામ્પ્રદાયિક બધનથી બદ્ધ નથી. એ જમાનામા કવિઓનું આ એક ખાસ લક્ષણ હતુ, અને તેમની લોકપ્રિયતાનું કારણ પણ આ છે.

**૧૧ પ્રાગજીભાઇનો કક્કો (૨)· (પા. ૪૪-૫૮)**

કકો કેવળ કારણુ રૂપ સાભનજો પુરંજય(ન) ભૂપ
જેણે સરવે ચાલે પંડ અજર અમર પદ આદ અખંડ
તે વીના ઠાલો નહીં ઠામ, ઘટઘટમાં વ્યાપિક છે રામ
તે પદને રાજા તૂં સાધ્ય કકા કનિમય જાસે વ્યાધ ૧
હહા હદ્ય વલિ રે આજ જોતામાં જોનારો જાય
તૂ રાજા નિકાલે નથી કૃષ્ણુ રમે છે જોને કથી
પુરંજન કરે પ્રણામ સ્વામી હું પામ્યો સુખ ધામ
કૃષ્ણુ કેહ્લા કયેમ જાયે દૂર હહા હરિમાં દીઠાં ભરપુર ૩૨
કકો કરતા શ્રી અવિન્યાસ નિમિત્ત માત્ર તે પ્રાગોદાસ
કકો ભણતાં કારજ થાય જનમ મરણુ તણું દૂખ જાય
આનંદરામે કિધિ દયા ત્યારે પ્રાગદાસે કકા થયા
શ્રીગુરુ દેવકીપાએ કરિ કહે પ્રાગો સમરો શ્રીહરી ૩૩

**વિશેષ:** ૧. આ કક્કાનો વિષય પ્રચલિત કક્કાઓ કરતાં કંઇક વિલક્ષણ છે. સામાન્ય રીતે આ યુગના કવિઓ તત્ત્વજ્ઞાન-વેદાન્ત પરત્વે સર્વસામાન્ય હૃદયભાવ વર્ણવે છે, પણ આ કક્કામાં પ્રાગજીભાઇએ વેદાન્ત-વૈરાગ્યને પોષનારો વિષય જ પ્રસદ કર્યો છે. તેણે વસ્તુ તરીકે શ્રીમદ્‌ભાગવતના ચોથા સ્કધના પુરજનાખ્યાનને વાસ્તવિક અને તેમ સુયોગ્ય રીતિએ ગ્રહ્યુ છે, અને તેને આધારે આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન આ કક્કામા કવિએ ગુન્થ્યું અને ગુથ્યુ પણ છે, પુરજન-દેહી આખરે નિજભાન થતા ખોટા સસારને ત્યાગી પરમાત્મસ્વરૂપમા ભળી જાય છે, એ આ કક્કાનુ તાત્પર્ય છે.

**૧૨ સુંદરદાસકી ચેતામ(ણી): (પા. ૫૯-૬૬)**

आद्य निरजन है अविन्यासी ॥ जीन आ वहू विधि सृष्टि प्रकाशी
अव तू पकड उसीका चरना समझ देप नीश्चे करि मरना ॥ १ ॥
जजूरा कोई ददन न पावे होय अमर जो ब्रह्म समावे
सुंदर और कोउ नहि उवरनां समझ देप नीश्चे करि मरना ४०

**વિશેષ** કવિ સુદરદાસ ગુજરાતી જનતામાં તત્ત્વબોધ અને વૈરાગ્યોપદેશ માટે લગભગ સદ્‌ગુરુ ના મ્હાત્માની પ્રતિષ્ઠા પામેલા છે તેમના બીજાં સદુપદેશભર્યાં કા યોની પેઠે આ હિંદી ચેતામણી પણ ગુજરાતી ભાવિક જનતામાં પ્રચલિત છે આ ચેતામણી આધ્યાત્મિક તત્ત્વબોધથી ભરપૂર છે, સચોટ અને સરળ ભાષામાં ગભીર રહસ્ય નિરૂપેલુ છે.

૧૩ ગુરુગીતા–પ્રીતમ (પા. ૬૬-૭૫)

પ્રથમ નમું ગુરુ દેવને જેણે આપ્યું નીજ જ્ઞાન
જ્ઞાને ગોવિંદ ઓલખ્યા ટલ્યૂં દેહાઅભીમાન ૧

છંદ મોતીદામઃ હરિ ગુરુ સંત સદા પદ સેવું જેહનું નીત નામ નીરંતર લેવું
ગરુ ગોવિંદ એક રૂપ જાણો રખે બીન ભાવ રૂદામાં આણો ૩
પ્રીતમ પ્રતીત ઉધારંણુ નાંમ જ્ઞાતા કોઈ કોટિ પામ્યા નીજ ધામ ૮૭

સાખીઃ સત્ત નામ પ્રભૂ તમ તણું સત્ય રીદ પુરૂષ વીચાર
કહે પ્રીતમ નીજ ભાવસૂં દીજે નીત દેદાર ૧ (૮૮)
આપે શીખે ને સાંભલે ધરે નીરંતર ધ્યાંન
કહે પ્રીતમ નરનારમાં નહિ કોઈ તેહ સમાંન ૨

વિશેષઃ—આ ગીતા ઘણી જ પ્રચલિત છે અને તેનો નિત્ય પાઠ થતો હોઈને પ્રસિદ્ધ પણ થયલી છે; છંદો વિશેષ છે, એ અહીં નોંધવાલાયક મુદ્દો છે.

૧૪ પદસંગ્રહઃ રણછોડ, નરસિંહ મેહેતો, પ્રાગદાસ, અખો, પ્રીતમઃ (પા. ૭૫–૭૯; ૮૯–૯૮)

૧ ઓલખીને લેજો રે અનુભવી આતમા રે રખે તું તો છકબલ કરતો રે કાંઈ (રણછોડ કડી ૪)
૧ આવ્યા અલબેલો રે આજ માહારે આંગણે રે હરજી તો હેરાફેરા થાય (પ્રાગ. ક. ૪)
૨ પ્રેમી જન પીયો રે અમૃત રસ ઝરે ઝરે વૃંદાવન મોઝાર રે (રણછોડ કડી ૪)

નરસિંહ મેહેતો (પા. ૭૯–૯૦) પદઃ ૮

૧ રાતલડી રમીને કાંહાં થકી આવીઆ રે બલીયા માહારૂં બારણૂં માં ઠેલ ક. ૫
૨ રાતલડી અંધારી રે મેહેરણ વહી ગઈ રે ઉગ્યા ઉગ્યા અગોચરના રે સૂર ક. ૩
૩ જાગીને જોયું તો જક્ત દિસે નહી ઉંઘમાં અટપટા ભોગ ર્દેપે ક. ૪
૪ સંતકરૂણા થકી સકલ કારજ સરે કૃષ્ણકરૂણા થકી કૃષ્ણ ભાસે ક. ૩
૫ નંદના નંદસૂં નેહ જેહને નહી રે તો માંનવ ધર સ્વાંન તોલે ક. ૩
૬ તાહરા દાસના દાસની નીત્ય સંગત વિના ભ્રષ્ટ થાયે ભૂધરા મંન માહારૂં ક. ૪
૭ સમર મંન શ્રીહરી મેહેલ મમતાપરી જોનિ વિચારિ હલા મૂલ તાહારૂં ક. ૪
૮ બીલાવલ રાગઃ આજ માહારાં નઈણાં સફલ થયાં જોયા નાથને નીરખી ક. ૭

પ્રાગદાસઃ પદ ૨ (૪–૫)ઃ પા. ૮૯–૯૮

૪ સંતનો સંગ તે સાર સંસારમાં જે થકી કોટ કલ્યાંણ થાયે કડી ૪
૫ સદગુર શ્રીહરી જેહને કીપા કરે તેહને સંતનો સંગ આપે કડી ૪

कबीरः राम भरोसा राखीए अपने मन माहि (क. ४) પા. ૯૦–૯૨

નરસિંહઃ ૧ કેદારોઃ માનજે મંન તું વાત વીઠલ તણી વરવ કર નાથજી વીશ્વવ્યાપી ક. ૫

**અખાનાં પદ–(પદ ૭:) પા. ૯૧–૧૦૦**

૧ સમજ સીધાંતનુ સાર ગ્રહી થા સુખી બેસ પુરો થઈ નીજ લાભે
૨ નીરગુણ કથતાં કબિરને પ્રભણ્યો સગુણ ગાતાં નરસૈ રે મેહેતો ક. ૫
૩ રામ દૂલભ સદા રામ દૂલભ સદા રામ દૂલભ સદા સહુ જ કહે છે ક. ૫
૪ લોભે લાગો અભીલાષની ધરે ભોગ ઈછે કે ભગવાન ઇછે ક. ૫
૫ વાહાણુ વાયુ નર તાહારે તુ જાંણજે જાહારે ત્રીગુણરૂપી તાહારી રાત જાયે
૬ તેજ અવની પર વીર કહીએ પરા બ્રહ્મ અગ્ની જેએ સાંહામા ચાલે ક–૫.
૭ ઉદે હવો આત્માસુર સાચો સદા અજ્ઞાનની રાતે ગઈ અંધારી ક–૫.

**નરસિંહ મેહેતો: કેદારો (પા. ૧૦૦–૧૪૪): પદ ૧૨ (૯ થી ૨૦)**

૯ દેવા આદ તું અંત તૂં મધ્ય તું શ્રી હરી એક તું એક તું એક પોતે ક. ૫
૧૦ જાગીને જોઉં તો જક્ત દીસે નહીં ઉંઘમાં અટપટા ભોગ ભાસે ક. ૪
૧૧ તાહારી કેમ પુજા કરૂં કૃષ્ણ કરુણાનીધી સકલ આનંદ તે કલ્યો ન જાયે ક. ૬
૧૨ અખીલ ભોવનમાં એક તું શ્રીહરી જુજવે રૂપે અનંત ભાસે ક. ૩
૧૩ ધ્યાંન ધર ધ્યાંન ધર નેત્રમાં નાથ છે અંતર ભાવને એક મુરતી ક. ૫
૧૪ જે ગમે જક્તગરુ નાથ જુગદિસને તેજ ખરૂ ખરખરો ફોક કરવો ક. ૬
૧૫ સમર મન શ્રીહરિ મેહેલ મમતા પરી જોને વિચારી હલા મૂલ તાહરું ક. ૪
૧૬ વરણનાં ધરમનાં કરમ કરતાં ટલાં મરમ જાણો તાહરે ભ્રમ ભાગ્યો ક. ૫
૧૭ નાંમ પાસ્યો પણ રામને નવ લહ્યા વૈષ્ણવ કેરડુ બરદ ધારે ક. ૫
૧૮ રઝલતી રાંડનાં રડવડતાં છોકરાં કોણ શીક્ષા દેઈ ઠોર આંણે ક. ૪
૧૯ તેહ તું તેજ તું જેહને જાતો ફરે આતમ અનુભવે જો વિચારી ક. ૪
૨૦ સ્વાંમીનું સુખ હતું મહારે જહાં (અપૂર્ણ)

વિશેષ: પદ ઉપરનાં પહેલાં ૮ પાનાં ૯૦ સુધીનાં લેતાં ૨૦ થાય છે, ત્યારે લહીઆનો આંકડો ૧૮ આવે છે

**૧૫ પ્રકીર્ણ હિન્દી પદો:** પાનાં ૧૧૫–૧૨૦: **માધો ૧, કબીર ૧, નામદેવ ૨, સુરદાસ ૧, અને તુલસી સરણ ૨.**

**૧૬ પ્રીતમ: ગરબી** (પા: ૧૨૦–૨૫) પદ ૪:

૧ રામ રામ રટ માંણી આંણી પુરણ પ્રીત જોને ક. ૫
૨ સંતકીપા થકી છુટે માયા કાયા નીરમલ થાય જોને ક. ૫
૩ સંતસમાગમ જે જંત કરસે આંણી પુરણ પ્રેમ જોને ક. ૬
૪ હરીનો મારગ છે સૂરાનો નહીં કાયેરનું કામ જોને ક. ૬
(આની પછી સુરદાસની રાગ ભૈરવની આરતી છે. પા. ૧૨૬–૨૬)

**૧૭ મીઠાની** થાળ: (પા. ૧૨૬–૨૮)
જમો જમોને જુગદાધાર જુગતે જમાડુ સામળીયા સરજન હાર ક. ૯
પછી એક પદ પોસે પોસને મહા બ્રહ્મરસ પડે'ની એક કડી છે.

વિશેષ: આ થાળ ઘણી પ્રસિદ્ધ છે અને ઘણાક ભક્તજનો હજીએ રોજ ભોજનવેળા ગાય છે. બૃ. કા દો.માં છપાઇ છે. કવિ લીંબડી તરફનો છે.

## અં. ૧૫૦-વિક્રમના પુત્રની-સામળ-(ગુ. વા.)-
## (લિ. સં. ૧૮૫૪)-પૃ. ૧૧-૪૭ (તૂટક)

આરંભ:-(પહેલાં ૧૦ પાનાં નથી; એટલે ૧૧૨ આખી કડી નથી.)

૨ વાધે છે તેમ

ઉતરા એથુ જેમ વાધે સુર તેમ કૂએરનું વાધે છે નૂર ૧૩

શ(સા)ત વરશનો સુત તે થઓ ભણવા નીશાલે તે ગઓ

નગરમાં આવે ને જાએ દેખી માતાને હરખ ન માએ ૧૪

અન્ત સાંભલી કરશે દાન આ લોકે સુખી પામશે પર લોકે દાનમાંન

એહેવું કહીને પુતલી આપે ગઈ આકાશ

એ કથા પુરણ થઇ કહે કવી શામળદાશ

શોતા વીગતા શાંભળી રહેજો સહુ કર જોડ

શામલ ભટ કેહે બોલજો જેએ જેએ શ્રીરણછોડ ॥

ઇતિશ્રી વારતા વીક્રમના છોકરાની શંપુરણ શમાપત પરત પરમાંથે લખી છે ભુલચુક શંભારીને વાંચજો લખનારને દોશ નહી ॥ લખતંગ ગજર ભગવાનંદાની લખેલી છે॥ એ ચોપડી ઓળવે તેને માથે સતાશીઆનું પાપ॥ શમત ૧૮૫૪ ના વરખે પરમલ શાવણ વદી ૧૦ ભોમેને દીને સંપુરણ લખી છે॥ શ્રીરામજી સત છે.

વિશેષ-૧ જુઓ અં. ૧૧૯ ના વિષયાદિ પાનું ૨૯૬ અને વિશેષ પાનું ૨૯૮ મું.

૨ કવિ સામળ ભટ સંબંધી કોઈ માહિતી આ પ્રતિની આ વાર્તાના અંત ભાગમાં આપેલી નથી, પરંતુ અન્ય પ્રતિઓમાં તે મળે છે.

૩ પ્રતિ પ્રમાણમાં જૂની લેખી શકાય, સામળના અવસાનકાળથી ૩૦-૩૪ વર્ષે પ્રતિબિંબત થઇ છે તેવી પ્રતિ ગુજરાતી લિપિમાં લીટીદોરી લખેલી છે. દર પાને ૧૨થી ૧૩ લીટીની આવે છે. અક્ષર છૂટા અને ચોખ્ખા છે, વચ્ચે વચ્ચે બબ્બે લાલ માનાઓ સાથે કડીસંખ્યા લખેલી છે. પ્રતિનાં પાનાં કરપાયલાં છે તેમ કીડાએ પણ ખાધેલી છે.

---

## પૂરવણી

(પાને ૩૯૨ મે જણાવ્યા પ્રમાણે આ ગ્રન્થ ક્રમપ્રાપ્ત થયો નહીં હોવાથી અહીં છેવટ તેની વિગત આપવી પડી છે.)

### અં. ૧૩૯-શ્રીમદ્‌વલ્લભાચાર્યજીનાં પદ-વૈષ્ણવ કવિઓ-પૃ. ૧-૨૨

(જુઓ ગ્રન્થક્રમ માટે આ ગ્રન્થનું પાનું ૩૯૧ મું, જ્યાં છાપભૂલથી ગ્રન્થક્રમ ૧૩૯-ને બદલે ૧૩૯-૫ લખાયો છે. તેની નોંધ છપાતી વેળા આ ગ્રન્થ બાકી રાખવો પડ્યો હતો)

કેશોદાસ ધોળ ધન ધન શ્રી જમનાજીનુ તીરજી ધન ધન વૃંદાવન હાહીરજી
તમ સરણે અતિ માણહાધારજી જન કેસો જાએ છે બલિહારજી
ચોપાઈ ૨૨ પૃ. ૧-૩

રસિક આજ માહારે આન્દ ઉર ન સ્માયૌજી શ્રીવીઠલનાયજીને વારણે જાઉજી
વારેવાર એહ વીનતી કીજેજી દાસ રસીકને અભેદાન દીજેજી
પૃ ૩-૪

„ આજ માહારે આનન્દ ઉર ન સમાયેજી પ્રગટા શ્રીવર વલભ સકુમારજી
પૃ ૪-૫

હરિદાસ ધન ધન શ્રીવલભકુળ અવતારજી ધન ધન કલી જીવ કરવા હોધારજી
પૃ ૫-૮

વિશેષ શ્રીવલ્લભકુળનો વિસ્તાર આમા ગાયો છે

રસિક હરખે શ્રીવલભ ગાઉજી શ્રીવીઠલનાથને ચરણે જાઉજી પૃ ૮-૧૦

પછી પાના અઠી કોરા છે

દયારામ ચોરાશી વૈષ્ણવનું ધોળ પૃ ૮-૧૪ આ ધોળ સુપ્રસિદ્ધ છે

ધોળ-શ્રી પુરૂષોત્તમજીનું ધોળ

ભલે પ્રગટ્યા શ્રી વલભદેવ પુરસોતમ ભુતલ કરીજી પૃ ૧૫-૨૧

દાસ સામેરી જે કોઇ સંધ્યા કરીને ગાએ રે તેનુ સ્થીર પલવ મન થાએરે
(ત્રુટક છે) પૃ ૨૧-૨૨

પછી જમનાદાસના પદની ૫ મીથી ૮ મી કડી છે

પછી શ્રીવલ્લભના પ્રાકટ્યનુ પદ પૃ ૨૩-૨૫

પછી માધવદાસનુ શ્રીનાથજીનુ પદ પૃ ૨૬-૨૭
બાંકે અબોડે શ્રીનાથજી રે સુંદર સામ સરૂપ

પછી શ્રીવલ્લભનુ પ્રાકટ્ય છે. કડી ૧૭

પછી એક ખડિત ધોળ છે પાનાં ૨

પછી પાના થોડાક કોરા છે

પછી ચોપડીની બીજી બાજુએ સામળ(?)નો રણછોડજીનો શલોકો અધુરો છે

**વિશેષ**-પ્રતિ ૧ શ્રી વલ્લભાચાર્યજીના પુષ્ટિમાર્ગી સંપ્રદાયીઓને ઉપયોગી છે. કારણ આમા શ્રીમાન આચાર્યજી અને તેમના શ્રી બાલ લાલજીઓ વિષે હકીકત અને સ્તુતિ છે, તેમ જ કેટલાક સાંપ્રદાયિક વૈષ્ણવ મહાજનોની પણ સ્તુતિ છે.

૨. પ્રતિ નાના પાનીયાની, જુની અમદાવાદી કાગળ ઉપર લખેલી છે. બે ત્રણ હાથે નાને મોટે અક્ષરે લખાયલી છે, વચ્ચે પાના કોરા છે કેટલોક ભાગ ખવાયલો છે અને જો કે તેનો લિપિ સવત આપ્યો નથી, પરતુ તે ઓગણીસમા શતકના પાછલા ભાગમા લખાયલી સમજાય છે

**ઇતિશ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની**
**સવિસ્તર નામાવલિનો**
**પ્રાચીન કવિતાસાહિત્ય આદિનો ગ્રન્થ ભાગ ૨ જો**
**૫૧ થી ૧૫૦ પુસ્તકોનો પ્રગ્રહ સંપૂર્ણ**

# ગ્રંથાનુક્રમણિકા



અ

ગ

બ

ભ

શ

# મુદ્રણાદિ દોષ-શુદ્ધિ અને કંઈક 'વિશેષ'ની વૃદ્ધિ

(આમાં મહત્વની દોષશુદ્ધિ જ આપેલી છે.)

| અશુદ્ધ | શુદ્ધ | પાનું-લીટી |
|---|---|---|
| પ્રા. કા. | પ્રા. કા. ત્રૈ. ૧૭ | ૨-૨૭ |
| ૫૩-ક | ૫૨-ક | ૨-૩૦ |
| પ્રા. કા. ત્રિ. અ. | પ્રા. કા. ત્રિ. અં. ૧, વર્ષ ૩ જું, (૧૮૮૭) પા. ૨૭-૪૨ | ૩-૧૨ |
| ૫૩-ખ | ૫૨-ખ | ૩-૧૩ |
| ત્રિ. અં. | ત્રિ. અં. ૩, વર્ષ ૫ મું, (૧૮૮૯) | ૪-૨૯ |
| પ્રા. કા. ત્રિ. | પ્રા. કા. ત્રિ. અં. ૩, વર્ષ ૭ મું, (૧૮૯૧) | ૬- ૨ |
| ૫૩-જ | ૫૨-જ | ૮-૧૯ |
| ૫-ઝ | ૫૩-ઝ | ૧૦- ૪ |
| (ઉમેરો) | લિ. સં. (૧૭૧૬ ?) | ૧૦- ૫ |
| આપેલાં | આપેલાં. | ૧૧- ૫ |
| હરિલસ | હરિદાસ | ૧૩-૨૪ |
| પ્રા. કા. ત્રિ | પ્રા. કા. ત્રિ. અં. ૩, વર્ષ ૫, (૧૮૮૯) | ૧૫-૧૧ |
| ૫૫-ક | ૫૪-ક | ૧૯- ૭ |
| (કવિનું નામ નથી.) | ગોપાલદાસ | ૧૯-૭ |
| વિશેષ | બૃ. કા. દો. ૮ માં છપાયું છે. | ૧૯-૮ |
| ૫૫-ચ | ૫૪-ચ | ૧૯-૨૪ |
| ૫૫-છ | ૫૪-છ | ૨૧- ૮ |
| ૫૫-જ | ૫૪-જ | ૨૨-૨૨ |
| છપાયલી જણાતી નથી. | બૃ. કા. દો. ૨ માં છપાઈ છે. કવિ સં ૧૭૮૭માં હયાત હતો. | ૨૩-૧૩ |
| ૫૫-ઞ | ૫૪-ઞ | ૨૩-૧૪ |
| ૫૫- | ૫૪-ઞ | ૨૪-૧૫ |
| ર. સં. નથી | ર. સ. ૧૭૦૮ | ૨૫-૨૨-૨૩ |
| (ઉમેરો) | (લિ. સં. ૧૭૫૯) | ૨૭-૨૬ |
| વિક્રમચરિત્ર | વિક્રમચરિત્ર-સ્ત્રીચરિત્ર | ૩૫-૧૫ |
| રા સા. | દિ. બ. | ૩૮-૩૦ |
| ર. સં. નથી. | સ. ૧૭૫૦ | ૪૩-૩૧ |
| કેરે | કેરે | ૪૬-૨૩ |
| સં ૧૯૧૫ | સં. ૧૯૨૫ | ૪૯-૧૧ |

| | | |
|---|---|---|
| વૈરાટ પર્વ | વિરાટ પર્વ | ૬૦-૨૨ |
| ર. સં. નથી | ર. સં. ૧૬૨૪ | ૫૬-૨૫ |
| ૬૨-થ | ૬૨-ત | ૬૩-૨૪;-૩૪ |
| શીમદ્ | શ્રીમદ્ | ૬૮- ૩ |
| છપાયલું નથી. | અમદાવાદમાં છપાયુ છે. | ૬૮- ૮ |
| ૬૮-ખ | ૬૬-ખ | ૭૩-૨૪ |
| ૬૮-ખ | ૬૬-ખ | ૭૩-૨૫ |
| લિ. સં. | લિ. સં. ૧૮૦૨ | ૭૭-૧૮ |
| અહીં માસ થવાથી | નહીં માસ થયુ હોવાથી | ૭૮-૨૮ |
| લિ. સં. | લિ. સં. ૧૮૦૨ | ૭૮-31 |
| લિ. સં. | લિ. સં ૧૮૦૨ | ૮૦-૧૮ |
| લિ. સં. ૧૮૨૦ | લિ. સ. ૧૮૦૨ (?) | ૮૨-૨૧ |
| સંવત ૧૮૨૦ | સવત ૧૮૦૨ (?) | ૮૩-૧૭ |
| (ઉમેરો) | ૩. આ ચોપડામાંનાં આખ્યાન-નાં આગલાં તેમ પાછલાં આખ્યાનો સ ૧૮૦૨ માં લખાયલાં હોઇને ૧૮૦૨ ને બદલે લહીઆએ ભૂલથી ૧૮૨૦ લખ્યુ હોવું સંભવે છે. | ૮૩-૨૭ પછી |
| (ઉમેરો) | ૩. વીરવર્માનું નાકરકૃત આખ્યાન પણ છે. તેની સ. ૧૮૩૦ ની પ્રતિ રા. રા. અંબાલાલ બુ. જાની પાસે છે. | ૮૩-૩૫ પછી |
| (ઉમેરો) | ૪. આ આખ્યાન પછી અશ્વ-પ્રયાણનો ક્રમ જોતાં ચદ્રહાસા-ખ્યાન આવવું જોઈએ, પણ પ્રસ્તુત પ્રતિના સગ્રહકર્તાએ તે લીધું-સંગ્રહ્યુ જણાતું નથી, અને તે પછીનું બભ્રુવાહનાખ્યાન લીધુ છે. | ૮૫-૨૧ પછી |
| (ઉમેરો) | ૩ કવિ ખંભાતનો છે, શિવદાસનો સહાધ્યાયી છે, કારણ બન્નેના ગુરૂ બાલકૃષ્ણ છે. | ૮૭-૧૦ પછી |
| ગીપરામાં | ગી(ગોપી ?) (બેહામ)પરામાં | ૮૮-૨૩ |
| (ઉમેરો) | રા. અંબાલાલ બુ. જાની પાસે સં. ૧૮૩૦ લખાયલું ૨૫ કડવાનું વિષ્ણુદાસ કવિનું ઉદ્યોગ પર્વ છે. | ૯૧-૧ (છ-પછી) |

| | | |
|---|---|---|
| અં. ૬૮ | અં. ૬૬ ફ. | ૯૪ |
| ૬૬-૮૧ | ૬૬-૮૫ | ૯૬- ૫ |
| (ઉમેરો) | જુઓ પા. ૯૦-૯૧ | ૯૬-૫ ('વિશેષ' પછી |
| પ્રા. કા. ત્રિ. | પ્રા. કા. ત્રિ. અં. ૧, વર્ષ ૩, (૧૮૮૭) | ૯૯-૨૯ |
| પ્રા. કા. ત્રિમાસિક | પ્રા. કા. ત્રિમાસિક અં. ૩, વર્ષ ૩, (૧૮૮૭) | ૧૧૯- ૬ |
| લિ. સં. ૧૮૨૪ | લિ. સં. ૧૮૧૪ | ૧૨૭-૨૬ |
| રથમે હેલી | રથ મેહેલી | ૧૩૩-૧૬ |
| શીમાલાની | શી(શ્રી)માલીની | ૧૪૧-૩૧ |
| લખાવલી | રચાવલી | ૧૪૩-૨૫ |
| ૩૬-૬ | ૯૭-૬ | ૧૫૧-૨૧ |
| ૯૭-૪ | ૯૭-૬ | ૧૫૧-૨૮ |
| શામળ | શિવદાસ | ૧૫૫- ૧ |
| ર. સં. ૧૬૬૩ | ર. સં. ૧૬૭૩ | ૧૫૯- ૨ |
| વિશેષ...આવતી નથી. | આ આખ્યાન બૃ. કા. દો. ૮ માં પા. ૬૮૧ થી ૭૦૫ માં પ્રકટ થયું છે. કવિ સુરતનો છે; એ પ્રખ્યાત ભોજોભક્ત નહીં, પણ બીજો. (જુઓ 'વૈરાગ્યવીર ભોજોભક્ત,' બૃ. કા. દો. ૮ પ્રસ્તાવના, લે. નટવરલાલ ઇ. દેસાઈ.) | ૧૫૭-૧૧, ૧૨ |
| પત્રું ૩૧૨ | પાત્રું ૧૧૭-૮ | ૧૫૯-૨૮ |
| ૧૯૨૫-૨૬ | ૧૭૨૫-૨૬ | ૧૬૬- ૬ |
| (ઉમેરો) | શ્રીવલ્લભકુલભૂષણ શ્રીહરિરાયજીએ શ્રીરણછોડરાયજીના પૂજનનો વિધિ નક્કી કરી આપી પૂજારી, મેવાડાઓનો ટંટો પતાવ્યાનું સુપ્રસિદ્ધ છે; એટલે આ મૂર્તિ તેમના સમયમાં હયાત હતી, એમ જણાયાછે. પછી પેટલાદવાળા શ્રીઇચ્છારામભટ્ટજીએ પણ એવો ટંટો પતાવ્યો હતો શ્રીદયારામના સમયમાં. | ૧૬૮-૩૧ પછી |
| અં-૮૯ | અં-૮૯-ઘ | ૧૭૬- ૧ |
| લિ. સં. નથી. | ૧૮૧૯ માં છપાયો છે. | ૧૮૬-૨૭ |
| (ઉમેરો) | લિ. સં. ૧૮૭૯ | ૧૯૧ |

| | | |
|---|---|---|
| લિ. સં. ૧૯૩૯ | લિ. સં. ૧૮૩૯ | ૧૯૨-૨૬ |
| ૧૯૩૯ | ૧૮૩૯ | ૧૯૪- ૪ |
| ૧૭૩૭ | નથી. | ૧૯૯-૨૬ |
| લિ. સં. ૧૭૯૯ | લિ. સં. ૧૭૯૨ | ૨૦૧- ૨ |
| પા. ૬૩ મું | પા. ૬૨ મું | ૨૦૫- ૯ |
| બૃ. કા. દો. | બૃ. કા. દો. ૪ થો | ૨૦૫-૧૦ |
| સ્વર્ગારોહણી | સ્વર્ગારોહિણી | ૨૦૯- ૧ |
| (ઉમેરો) | ૩. આ આખું આખ્યાન રા. અંબાલાલ બુ. જાનીની સં. ૧૮૩૦ ની પ્રતિમાં ઉતારેલું છે. | ૨૧૦- ૬ પછી |
| ર. સં. ૧૭૧૫ | ર. સં. ૧૭૧૫ (?) ૧૬૭૫ | ૨૧૦-૪ |
| (ઉમેરો) | ૨. શતર પંનોતરા, એમ જો કે અન્ત ભાગમાં છે,પણ વિષ્ણુદાસનો સમય જોતાં સં. ૧૬૭૫ જોઇએ. | ૨૧૨-૬ પછી |
| પ્રા. કા. ત્રિ. | પ્રા. કા. ત્રિ. અં. ૩, વર્ષ ૬,૧૮૯૦ | ૨૧૫-૨૭ |
| (ઉમેરો) | લિ. સં. ૧૮૮૫ | ૨૧૬- ૧ પછી |
| અબોલા | ચબોલા | ૨૧૯-૭ |
| અબોલા | ચબોલા | ૨૧૯-૨૯-૩૧ |
| લિ. સં. ૧૮૩૮ | લિ. સં., ૧૮૯૬ | ૨૨૧-૨૩ |
| (ઉમેરો) | ૪. સ. ૧૭૩૭ની પ્રતિ ઉપરથી આ પ્રતિ ઉતારેલી છે. | ૨૨૩-૧૭ પછી |
| ૧૭૮૧ | ૧૭૪૭ | ૨૨૬-૨૩ |
| ૧૭૬૦ | ૧૬૬૦ | ૨૨૮-૨૯ |
| (ઉમેરો) | સં. ૧૭૬૩ની પ્રતિ ઉપરથી આ પ્રતિ ઉતારેલી છે. | ૨૧૯-૮ |
| (ઉમેરો) | (ઉદ્દું) | ૨૩૬-૧૬ માં |
| ૧૭૬૮ | ૧૭૮૬ | ૨૨૯-૨ |
| લીટીના | લીટીની | ૨૩૭-૧૨ |
| લિ. સં. ૧૮૬૮ | લિ. સં. ૧૮૬૪-૬૮ | ૨૪૨-૧૧ |
| ૧૮૬૪ | ૧૮૬૪-૬૮ | ૨૪૩- ૪ |
| પ૧૨ | ૨૫૧ | ૨૫૧- ૧ |
| (ઉમેરો) | (નડીઆદનો નાગર) | ૨૫૫-૧૩ પછી |

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ-પંક્તિ |
|---|---|---|
| (ઉમેરો) | જુઓ અનુસંધાન પાનું ૩૪૮ લીટી ૫ | ૨૬૨-૧૭ પછી |
| લિ. સં. ૧૬૬૦ | લિ. સં. ૧૯૫૯ | ૨૬૭-૧૮ |
| ર. સં. ૧૭૭૭ | ર. સં. ૧૭૭૧ થી ૧૮૦૧ | ૨૭૮-૨૯ |
| શ્રીવલ્લભાચાર્યજીનો પ્રતાપ | શ્રીવલ્લભાચાર્યજીના ચતુર્થ પુત્ર શ્રીગોકુળનાથજીનો પ્રતાપ | ૨૧૬-૧૮ |
| ૨૬૫ | ૨૬૨ | ૩૪૮- ૬ |
| લિ. સં. ૧૮૮૨ | લિ. સં. ૧૯૮૨ | ૨૧૬-૧૮ |
| (ઉમેરો) | કૃષ્ણકીર્તન | ૩૫૮-૧ માં |
| ૪૬૭ | ૩૬૭ | ૩૬૦ (મથાળે) |
| રામાયણ | રામાયણ (અયોધ્યા કાંડ) | ૩૭૧-૧૨ |
| આખ્યાન | નળાખ્યાન | ૩૭૬-૧૩ |
| ૧૮૦૭ | ૧૮૦૬ | ૩૭૬-૧૪ |
| (ઉમેરો) | લિ. સં. ૧૮૦૬ | ૩૭૭-૨૯ માં |
| (ઉમેરો) | લિ. સં. ૧૮૦૬ | ૩૭૮-૨૦ માં |
| (ઉમેરો) | રા. ભ. બુ. જનીએ છાપેલી પ્રતિમાં 'આઠસેં પાંત્રીસ પદ-પ્રબંધ' એટલે ૧૬૭૦ પંક્તિઓ હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. પ્રસ્તુત પ્રતિમાં 'આઠસેંહે ચાલીશ પદ' એટલે ૧૬૮૦ પંક્તિઓ હોવાનું જણાવેલું છે, જ્યારે ખરી રીતે છાપેલી પ્રતિમાંની ૧૭૪૪ પંક્તિઓ અને પ્રસ્તુત પ્રતિમાંની ૮૬ (૬૨+૨૦+૪=૮૬) વધુ પંક્તિઓ ઉમેરતાં ૧૮૩૦ પંક્તિઓ થાય છે; એટલે ૧૫૪ પંક્તિઓ વધુ હોવા છતાં પ્રસ્તુત પ્રતિમાં, વલ્લભ કવિ 'આઠસેંહે ચાલીસ પદ' હોવાનું કહે છે, પણ 'નવસેંહે પાંત્રીસ' કે 'એંશા કે ખ્યાશી' કહેતો નથી, એ શું વિચિત્ર અને વિષમ લાગતું નથી? આ કારણે પણ આ આખ્યાન વલ્લભનું હોવું સંભવતું નથી, પણ કોઈ વલ્લભપરાંસકે આવી ભાલ-ઘુસેડ કરી સમજાય છે. | ૩૮૪-૧૪ ની બદલે |

| | | |
|---|---|---|
| અં. ૧૩૯-ક | અં. ૧૩૮-ખ | ૩૮૯-૧૮ |
| અં. ૧૩૯-ખ | અં. ૧૩૮-ગ | ૩૯૦- ૭ |
| અં. ૧૩૯-ગ | અં. ૧૩૮-ઘ | ૩૯૦-૨૩ |
| અં. ૧૩૯-ઘ | અ. ૧૩૯ | ૩૯૧-૨૮ |
| (ઉમેરો) | ૩. આ પ્રતિના આદિ, અંત, ને વિષયાદિ માટે જુઓ પા. ૪૨૪ | ૩૯૧-૩૩ પછી |
| વિશેષ. | પ્રણામી. | |
| "આ ખોજપંથીને બદલે પ્રણામી પંથનું અધ્યાત્મ રહસ્યનું પદ છે," એમ વાંચવું | | ૩૯૨-૧ માં |
| તાપી તરના | તાપી તટના | ૪૧૧-૩૯૩-૬-૧૧ |
| આમાદના પરતાપ | આમોદના પરતાપ | ૪૧૧-૧૬ |
| રાગ પચીશી | રામ પચીશી | ૪૧૬- ૭ |
| ઓગનિ સાપટ | ઓગનિ સો પટ | ૪૧૬- ૯ |
| રાજભક્તિઓના | રાજશક્તિ ધરાવનારાઓના | ૪૦૮-૩૩ |



## સાંકેતિક શબ્દો

| | | |
|---|---|---|
| हिंदि=हिन्दी | र. सं=रचननो संवत | र. पं=रचनार पंडित |
| ऐ=ऐतिहासिक | र. श=रचनानो शक | सं=संस्कृत |
| का=काव्य | लि.=लिपिकृत | म=मराठी |
| प=पद्य | पृ=पृष्ठ | गु=गुजराती |
| लो=लोकगीत | ग=गद्य | सा.=साहित्य |
| वृ=वृत्तान्त | वा=वार्ता | ह.=हकीगत |